* પુસ્તક :

આચારાંગ સૂત્ર.

* પ્રેમ-જિનાગમ પ્રકાશન

દ્વિતિય સંસ્કરણ .

મૂલ્ય : રૂ. [illegible]) ૮/

* પ્રાપ્તિસ્થાન :

શ્રમણી વિદ્યાપીઠ, હીંગવાલા લેન,

ઘાટકોપર, મુંબઇ

પ્રત . ૧૦૦૦

સં. ૨૦૩૩ સને ૧૯૭૭

* પ્રકાશક

પ્રેમ-જિનાગમ પ્રકાશન

* મુદ્રક :

છોટાલાલ ગોકુળદાસ શાહ

શ્રીરામ પ્રિંટીગ પ્રેસ, નંદરબાર.

( જી. ધુલીયા )

# અનુક્રમ

## પ્રથમ શ્રુતસ્કંધ

# અનુક્રમ

## દ્વિતીય શ્રુતસ્કંધ

# ૐ સમર્પણ ૐ

કષાય કચરાપેટીમા પડ્યુ હતું 'હું' કચરા રૂપે
વિષય વિષ્ટાથી ખરડાયેલુ આથડતુ અજ્ઞાન અ ધારે
દયા દૃષ્ટિ કરી એક માળીએ કરુણુ કલેજે ઉઠાવ્યુ
કલ્યાણ કયારીમા મને રાપી કચરાનુ કુસુમ ખીલાવ્યુ







મહાવ્રતની મહે ક ભરનારં એ મહાન માળી હતાં.
ગોંડલગચ્છ છાબમા ગોઠવનાર ગુરુ પ્રાણુ હતાં.
એ ગુલ્મને ગજરારૂપે ગૂ થનાર ગુરુણી અમ્મા હતાં.
સ યમની સૌરભ ભરનાર અમરપથ પ્રવાસી હતાં

વીરપ્રણીત ગણધર રચીત આચારાગ અનુવાદ કર્યો
પ્રતિભાશાળી પ્રાણુ પસાયે પુસ્તક પરિમલ પ્રગટ કર્યો
તપસ્વી ગુરુની તેજ છાયામાં 'આમ્રમંજરી'ખીલી અર્પે
દિવ્યમૂર્તિઓની કરકમળમાં આવા 'મુકતહ ંસ' અર્પે





સમર્પિત થયેલાને સમર્પણુ કરુ તેમા નવાઈ શુ ?
જેનું છે તેને અર્પણ કરું તેમા આશ્ચર્ય ધરવુ શુ ?
જેનુ ખીલાવ્યુ તેના ચરણોમા વ દન કરું 'હુ ' કેટલા ?
અગણીત ઉપકારો છે મુજપર તેના ગુણ ગાઉ હુ કેટલા ?

શ્રમણી વિદ્યાપીઠ સાધ્વી શ્રી લીલમ



સંવત ૨૦૩૩

# બત્રીસ અસજઝાય.

( આ બત્રીસ અસજ્ઝાય વખતે સૂત્રસિધ્ધાંત વાંચવા નહીં. )

---

૧ નજદીકમા હાડકા પડ્યા હોય.

૨ માસ પડયુ હોય

૩ લોહી પડયુ હોય

૪ વિષ્ટા પડી હોય

૫ સ્મશાન હોય

૬ સૂર્યગ્રહણ હોય

૭ ચદ્રગ્રહણ હોય

૮ મોટુ ( પ્રખ્યાત ) માણુસ ગુજરી ગયુ હોય

૯ રાજ્યમા વિઘ્ન હોય

૧૦ નજદીકમા પચેન્દ્રિય કલેવર હોય

૧૧ તારા ખર્યા હોય

૧૨ દશે દિશા રાતી થઈ હોય

૧૩ અકાળે ગાજવીજ થાય

૧૪ અકાળે વિજળી થાય

૧૫ અકાળે કડાકા થાય

૧૬ બાળચદ્રમા વખતે
( બીજના ચદ્ર ને રોજ ચાર ઘડી )

૧૭ આકાશમા નવીન ચિહ્ન થાય

૧૮ ધુમસ પડતી હોય

૧૯ ઠાર તથા ઝાકળ પડતા હોય

૨૦ ઘણો તોફાની પવન વાતો હોય

૨૧ અશાડ સુદી ૧૫ ને રોજ

૨૨ અષાડ વદી ૧

૨૩ ભાદરવા સુદ ૧૫

૨૪ ભાદરવા વદ ૧

૨૫ કારતક સુદ ૧૫

૨૬ કારતક વદ ૧

૨૭ ચૈત્ર સુદ ૧૫

૨૮ ચૈત્ર વદ ૧

૨૯ પ્રભાતે બે ઘડી સુધી
( સૂર્ય ઊગ્યાં પહેલા )

૩૦ મધ્યાહ્નને બે ઘડી સુધી

૩૧ સાંજે બે ઘડી સુધી
( સૂર્ય અસ્ત થયા પછી )

૩૨ મધ્ય રાત્રે બે ઘડી સુધી

( સૂત્ર ભણનારાઓએ સૂત્રની મૂળ ગાથાઓ આ અસજ્ઝાય વખતે કરવી જ નહીં. )

# શુદ્ધિપત્રક.

| પૃ. | કો. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૯૮ | ૨ | ૨૮ | એકત્વભાવનીતુ | એકત્વ ભાવનાતું |
| ૧૦૪ | ૨ | ૨૫ | તેત | તેમ |
| ૧૦૭ | ૨ | ૧ | બીજી | બીજા |
| ૧૦૭ | ૨ | ૨૮ | કપયોદયથી | કપાયોદયથી |
| ૧૦૯ | | ૧૭ | તે તે પ્રથમ | તે પ્રથમ |
| ૧૧૨ | ૧ | ૯ | अणिभिक्कंतभ मज्जितं | अणभिक्क तम भज्जितं |
| ૧૧૪ | ૧ | ૨૪ | પવિટ્ઠે | પવિટ્ઠે |
| ૧૧૪ | ૨ | ૩૬ | અથ્વ | અથવા |
| ૧૧૫ | ૨ | ૨૪ | જાણી | જાણે |
| ૧૧૮ | ૨ | ૩ | ગૃહસ્થ | ગૃહસ્થે |
| ૧૧૮ | ૧ | ૬ | पइएसिज्जमाणे | परिएसिज्जमाणे |
| ૧૧૯ | ૨ | ૧૦ | ઉદ્દિટ | ઉદ્દિષ્ટ |
| ૧૧૯ | ૨ | ૧૫ | સ્યાનથી | સ્થાનથી |
| ૧૧૯ | ૨ | ૨૫ | હસ્તિકાયને | હરિતકાયને |
| ૧૨૦ | ૨ | ૧૨ | ભગવનને | ભગવાને |
| ૧૨૧ | ૨ | ૧૦ | પ્રકાનની | પ્રકારની |
| ૧૨૧ | ૨ | ૧૩ | જીય | જાય |
| ૧૨૧ | ૨ | ૨૬ | આમ—આદિથી | ગ્રામ—આદિથી |
| ૧૨૧ | ૨ | ૨૯ | સ્થ ઠિલસ્રામિ | સ્થ ડિલભૂમિ |
| ૧૨૫ | ૧ | ૧૩ | उवक्खडियं | उक्खडियं |
| ૧૨૮ | ૧ | ૨૦ | कोकातयं | कोकंतिय |
| ૧૩૦ | ૨ | ૨ | ચોગ્ય | યોગ્ય |
| ૧૩૩ | ૨ | ૨ | શેવા | હોવા |
| ૧૩૩ | ૨ | ૨૨ | ગૃહધ્થે | ગૃહસ્થે |
| ૧૩૪ | ૨ | ૨ | નીટળતું | નીકળતું |
| ૧૩૬ | ૨ | ૪ | ગૃહેસ્થને | ગૃહથને |
| ૧૩૬ | ૨ | ૧૦ | ઉધડતા | ઉઘાડતા |
| ૧૩૮ | ૨ | ૧૩ | જીવરહિન | જીવરહિત |
| ૧૪૦ | ૨ | ૨૫ | ફળ, | ફળ, |
| ૧૪૦ | ૨ | ૨૯ | થયેલ | થયેલ |
| ૧૪૧ | ૨ | ૧૪ | જપાકુલ | જપાફુલ |
| ૧૪૨ | ૨ | ૧૬ | કળાદિ | કેળાદિ |
| ૧૪૨ | ૨ | ૧૯ | અગ્રજત | અગ્રજાત |
| ૧૪૨ | ૨ | ૨૩ | ઈપરનો | ઉપરનો |
| ૧૪૪ | ૨ | ૧૪ | રહ્યા | રહ્યા |
| ૧૪૫ | ૧ | ૧૨ | कदेज्जा | करेज्जा |
| ૧૪૬ | ૧ | ૧૭ | पुत्फं | पुप्फं |
| ૧૪૭ | ૨ | ૨૫ | જાનનાન | જાનદાન |
| ૧૪૯ | ૨ | ૨૭ | ત્ય | ત્યાં |
| ૧૫૧ | ૩ | ૧૬ | આવેવા | આવેલા |
| ૧૫૩ | ૨ | ૧ | પીવી | પીવા |
| ૧૫૩ | ૨ | ૧૭ | કાડી | કાઢી |
| ૧૫૪ | ૨ | ૧ | પિંદેષણાઓ | પિંડૈષણાઓ |
| ૧૫૪ | ૨ | ૫ | વિશેપમા | વિશેષતા |
| ૧૫૪ | ૨ | ૬ | વિષયતાં | વિષયમાં |
| ૧૫૪ | ૨ | ૮ | પ્રાસુણ | પ્રાસુક |
| ૧૫૪ | ૧ | ૨૨ | भिक्खुस | भिक्खुस्स |
| ૧૫૬ | ૧ | ૭ | ઈઠા | ૪ઠા |
| ૧૫૬ | ૨ | ૧૨ | સ્થ્રાન | સ્થાન |
| ૧૫૬ | ૨ | ૧૮ | કદાય | કદાચ |
| ૧૫૬ | ૧ | ૨૨ | अपुरिसंतरगडे | अपुरिसंतरगडे |
| ૧૫૬ | ૨ | ૨૪ | તેણ | પણ |
| ૧૫૮ | ૨ | ૨ | સંરતારક | સસ્તારક |
| ૧૫૯ | ૨ | ૧ | જાણે આ કે | જાણે કે આ |
| ૧૫૯ | ૨ | ૩ | મ્શાનપર | સ્થાનપર |
| ૧૬૦ | ૨ | ૯ | સ્થાન | સ્નાન |
| ૧૬૦ | ૧ | ૨૮ | उहवंतु | उद्दवंतु |
| ૧૬૧ | ૨ | ૨૭ | पुव्वोवइट्टा | पुव्वोवइट्ठा |
| ૧૬૨ | ૧ | ૨૦ | सामग्णियं | सामन्नयं |
| ૧૬૭ | ૧ | ૧૯ | भवणगिहाणि | भवणगिहाणि |
| ૧૬૭ | ૧ | ૨૧ | भवतयिहाणि | भवणगिहाणि |
| ૧૬૮ | ૧ | ૪ | विस्वरुवेहिं | विरुवरूवेहिं |
| ૧૬૮ | ૨ | ૧૮ | સ્માનમા | સ્થાનમા |
| ૧૬૮ | ૧ | ૨૪ | माउ सो | माउसो |
| ૧૭૫ | ૨ | ૨ | વિછગે | વિચરે |
| ૧૭૯ | — | ૧૨ | આવમ્બન | આલમ્બન |
| ૧૭૯ | — | ૧૫ | આપ્યુ | આવ્યું |
| ૧૮૦ | ૧ | ૪ | आहुणुभिन्ना | अहुणुब्भिन्ना |
| ૧૮૧ | ૨ | ૨ | સધન | મધન |
| ૧૮૨ | ૧ | ૨૩ | विस्वरुवाणि | विरुवरूवाणि |
| ૧૮૨ | ૧ | ૧૬ | પ્રકાન્ની | પ્રકારની |
| ૧૮૩ | ૨ | ૨૧ | ફલણ | ફૂલણ |
| ૧૮૪ | ૨ | ૨૩ | ૫૬ | ૫૨ |
| ૧૮૪ | ૨ | ૨૫ | એ ગળાવી | આગળાથી |
| ૧૮૪ | ૨ | ૨૮ | એઠોલા | એઠેલા |
| ૧૮૪ | ૨ | ૩૧ | લક્ષે | લક્ષ |
| ૧૮૭ | ૨ | ૯ | ગૃહેસ્થો | ગૃહસ્થો |

| પૃ. | કો. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| १८४ | १ | ११ | संय | सयं |
| १८८ | १ | ५ | निग्ध | स्निग्ध |
| १८८ | १ | २७ | री | से |
| १८९ | १ | २८ | अम्मग्गाण | उम्मग्गेण |
| १९१ | २ | ५ | रह्मो | रह्यो |
| १९१ | २ | ८ | थाउ | थाय |
| १९१ | २ | १६ | गागपिंडोल्गा | गामपिंडोल्गा |
| १९१ | २ | २१ | કંપ | કંઇ |
| १९२ | १ | ३ | थूमं | थूभ |
| १९६ | १ | ४ | सेणं | सेण वा |
| १९६ | २ | २७ | [ઓધઠ] | [ઓધડ] |
| १९६ | २ | ३२ | પ્રેગોગ | પ્રયોગ |
| २०३ | १ | ७ | घाणेज्जा | पासेज्जा |
| २०३ | १ | १९ | जय सीइ | जससीइ |
| २०३ | १ | २१ | अभिस्त्वं अभिरुवेति | अभिरूवं अभिरूवेति |
| २०३ | २ | २३ | વિષયનાં | વિષયમા |
| २०५ | १ | २ | ऊसढे ति ति | ऊसढे त्ति |
| २०५ | २ | १४ | શરીદવાળો | શરીરવાળો |
| २०५ | १ | २३ | रुवाओ | रूवाओ |
| २०५ | १ | २९ | विरुवरु | विरूवरू |
| २०९ | १ | १३ | અનુકૂળ | અનુકૂળ |
| २१० | २ | १८ | અર્થયોગન | અર્થયોજન |
| २१३ | २ | १३ | ઉસૃષ્ટ | ઉત્સૃષ્ટ |
| २१५ | २ | २२ | સહિતત | સહિત |
| २२२ | २ | १४ | પાચતા | પાચમા |
| २२२ | १ | १७ | પગણિયંર | પગણિય ૨ |
| २२६ | २ | १२ | पविमेज्ज | पविम्मेज्ज |
| २२६ | २ | २२ | પૂર્વોદ્દિષ્ટ | પૂર્વોપદ્દિષ્ટ |
| २२७ | २ | १९ | યલનાવાન | યતનાવાન |
| २२९ | १ | १४ | अगणर्णुविय | अगणुण्णविय |
| २३१ | २ | १९ | સ્પાનમાં | સ્થાનમા |
| २३२ | १ | २२ | सक्खुड्ड | सक्खुड्डु |
| २३२ | २ | १३ | યતનાવાત્ | યતનાવાન્ |
| २३२ | २ | १९ | છત્રની | ક્ષેત્રની |
| २३४ | २ | १६ | થયેર | થયેલ |
| २३४ | २ | १९ | ઈક્ષુલન | ઇક્ષુવન |
| २३४ | २ | २० | ઉચ્છે | ઇચ્છે |
| २३४ | १ | ३० | हॆज्जा | हेज्जा |
| २३७ | १ | ३ | नेंसाज्जओ | नेस ज्जिओ |
| २३७ | १ | १३ | साम ग्खिय | सामग्गियं |
| २३७ | २ | १८ | યતનાવાત્ | યતનાવાન્ |
| २३८ | | ४ | જાઈ | જોઇ |
| २४४ | १ | १८ | પડિંયાણ | પડિયાણ |
| २४४ | १ | २८ | वेसिरेज्जा | वोसिरेज्जा |
| २४५ | २ | ३ | ભૂત-જી-સત્ત્વોની | ભૂત-જીવ-સત્ત્વોની |

| પૃ. | કો. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| २४६ | २ | १८ | શરડી | શેરડી |
| २४८ | २ | २२ | વૃત્રો | વૃક્ષો |
| २५१ | २ | १७ | વૈણુ | વેણુ |
| २५१ | १ | २९ | विरुवरुवाइ | विरूवरूवाइं |
| २५२ | २ | १२ | વિવિવ | વિવિધ |
| २५२ | १ | १३ | विरुवरुवाइ | विरूवरूवाइं |
| २५२ | १ | २२ | ते | से |
| २५३ | १ | २२ | जुहियठा. | जूहियठा. |
| २५४ | २ | १५ | પ્રદારના | પ્રકારના |
| २५७ | २ | २ | ફલ | ફૂલ |
| २५९ | २ | ८ | કેઈ | કોઇ |
| २५९ | २ | १२ | મસળે | મસળે |
| २५९ | २ | १४ | લાધ્રે | લોધ્ર |
| २६० | २ | १३ | પર | પર |
| २६१ | २ | ४ | લોધ્રાદિ | લોધ્રાદિ |
| २६१ | १ | ८ | ણો, ણો ત | ણો તં |
| २६७ | २ | ३२ | ઋષદત્ત | ઋષભદત્ત |
| २६८ | २ | १४ | યર્ભમા ખ્યામી | ગર્ભમા બ્યાસી |
| २६९ | २ | २१ | પક્ષેને | પ્રક્ષેપ |
| २६८ | २ | २६ | ગર્મ | ગર્ભ |
| २६८ | २ | २८ | ગ્યાન | જ્ઞાન |
| २७० | २ | १९ | ગર્મરૂપે | ગર્ભરૂપે |
| २७० | १ | २५ | घणेण | घणेण |
| २७१ | १ | २० | कट्टु | कट्टु |
| २७२ | १ | ११ | तीभे णं दा | तीसे णं दो |
| २७३ | १ | ५ | कट्टु | कट्टु |
| २७४ | १ | १३ | रुवेहिं | रूवेहिं |
| २७४ | २ | १५ | સભૂહની | સમૂહની |
| २७४ | १ | २२ | चारुकंतरुवं | चारुकंतरूवं |
| २७५ | १ | २१ | सुणिरुवित | सुणिरूवितं |
| २७५ | १ | २९ | सुरुवं | सुरूवा |
| २७७ | १ | ६ | वररयणरुव | वररयणरूव |
| २७७ | २ | ११ | સ્તબ્દ | સ્તબ્ધ |
| २८० | १ | ४ | एयारुव | एयारूवा |
| २८० | १ | १२ | ईमेयारव | इमेयारूवं |
| २८२ | १ | १२ | दंसधघरे | दंसणधरे |
| २८२ | १ | २२ | पडिक्क मामी | पडिक्कमामि |
| २८७ | १ | १६ | णिग्गंणथेसाहम्मिएसु | णिग्गंथे साहम्मिएसु |
| २८७ | २ | १७ | અદત્તાદાનની | અદત્તાદાનનું |
| २८८ | ६ | २८ | पणीयरमभीयणभोई | पणीयरसभोयणभोई |
| २९० | १ | १३ | विणिग्घायमावज्ज | विणिग्घायमावज्ज |
| २९० | १ | १६ | सद्क्का रुवमट्ठं | सक्का रूवमदट्ठुं |
| २९० | १ | २१ | रुवाइ | रूवाइ |
| २९० | १ | २८ | विणिग्धाय | विणिग्घाय |

પુનશ્ચ – આ સિવાય કોઈ – કોઇ જગ્યા વસ્ર, સ્રી આદિના સ્થાને વસ્ત્ર, સ્ત્રી અને આસવના સ્થાને આસ્રવ આદિ છપાયુ છે. સુધારી લેવાની વિનતિ.

# ધર્મપ્રેમી સુશ્રાવક પ્રેમજી હીરજી ગાલા

## [ સંક્ષિપ્ત પરિચય ]

આગમપ્રકાશન કાર્ય એમની પ્રેરણા તથા મોટી રકમની મદદ મળતાજ શરૂ કરવામાં આવેલ છે.

પ્રેમજીભાઇ વિશે ટૂંક પરિચય.—

કચ્છમાં કાંડાગર ગામના એ રહીશ છે. માતા-પિતાના ધાર્મિક સંસ્કારો એમને બાળપણથી જ છે. તેઓને "ધર્મનો રંગ હાડહાડની મીંજાએ લાગ્યો છે" એ પ્રકારના શ્રાવક છે. ધર્મ રંગથી રંગાયેલ હોવાને કારણે તેમને આગમોનો પણ સારો અભ્યાસ છે

તેઓએ સાત વર્ષથી આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરેલ છે. ત્રેવીશ વર્ષથી ચઉવિહાર વ્રત પાળે છે તેમના ધર્મપત્ની પણ ખૂબજ ધાર્મિક વૃત્તિવાળા છે. બન્ને પતિ-પત્ની અનેક તપશ્ચર્યાઓ કરતા હોય છે.

ગૃહસ્થાશ્રમ પાળતા છતા છેલ્લા સત્તર વર્ષથી નિવૃત્ત જીવન ગાળી રહ્યાં છે.

પ્રભુ મહાવીરના ઉચ્ચ ઉપદેશો અને આગમોની પ્રસિદ્ધિની તેમની ઉત્કટ ઇચ્છા થતા ઘાટકોપરમાં ચાલતી " શ્રમણી વિદ્યાપીઠ " મા આવ્યા.

ત્યાં તેઓ પૂજ્ય મહાસતીજી પ્રાણકુંવર બાઇ મ, પૂ. મુક્તાબાઈ મ., તથા પૂ બા લીલમબાઇ મ ના પરિચયમાં આવ્યા, અને આગમોને લગતી ચર્ચા થઇ પરિણામે વિદ્યાપીઠના—સાધ્વી વિદ્યાર્થી ગણ જો આગમોનો ગુજરાતી અનુવાદ કરી આપે તો તેનું પ્રકાશન કરવા તથા તેનું ખર્ચ પોતે ભોગવશે એવી ભાવના વ્યક્ત કરી.

વિદ્યાપીઠના અધિષ્ઠાતા પ શોભાચંદ્રજી ભારિલ્લ તથા શ્રાવક શ્રી દુર્લભજીભાઇ ખેતાણી સાથેના વિચારવિનિમયમા નિર્ણય થયો કે ઉક્ત ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવુ કાગળની ખરીદી થઇ અને શ્રાવક શ્રી નદલાલ દોશીના સહકારથી જન્મભૂમિ પ્રેસમા પ્રથમ " આચારાગ સૂત્ર " છાપવા માટે મોકલાઈ ગયુ

આ સૂત્રના અનેક સસ્કરણો પ્રકાશિત થયા છે પણ અભ્યાસ માટે બને શ્રુતસ્કધો સહિત પ્રાય કરી સુલભ નથી

એ દૃષ્ટિએ આ સસ્કરણ ઉપયોગી તેમજ ઉપકારક નીવડશે એમ જણાય છે અનુવાદકોએ અનુવાદ કરતી વેળાએ ભાવ જાળવી રાખવા પૂરો પ્રયત્ન અને કાળજી રાખેલ છે,

હકીકતમાં દાનવીર પ્રેમજીભાઇનો અમો અત કરણપૂર્વક આભાર માનીએ છીએ

જેચંદ જમનાદાસ તેજાણી
હરજીવનદાસ રૂગનાથ ગાંધી
હીંમતલાલ ભગવાનજી શેઠ
ચીમનલાલ દેવચંદ વોરા
નરોત્તમદાસ જીવનલાલ લાખાણી

શ્રમણી વિદ્યાપીઠ
ઘાટકોપર

# કઇંક પ્રાસંગિક

## ( પ્રથમ સંસ્કરણથી ]

સોરઠના સૌન્દર્યથી ભરપૂર માંગરોલ ગામમા સં. ૨૦૨૫ માં પૂ. તપસ્વી ગુરૂદેવ રતિલાલજી મ. ઠાણા–૨ ના સાન્નિધ્યમા અમારું ચાતુર્માસ હતું. આ સમય દરમ્યાન પૂ. ગુરુદેવના માનસપટ પર એક વિચાર ઝબૂકયો કે કુદકે અને ભુસકે આગળ ધપતા વૈજ્ઞાનિક યુગની સાથે જો જૈન ધર્મે ડગ ભરવા હોય તો સમાજના ઉપદેષ્ટા સાધુ–સાધ્વીઓને વ્યવસ્થિત અભ્યાસ કરાવવો આવશ્યક છે. પોતાની નિશ્રામાં રહેતાં વિશાળ સતીવૃંદને જો આવો લાભ મળી જાય તો કેટલું ઉત્તમ થાય ! યોગાનુયોગ આજ સમયે ઘાટકોપરમા બિરાજીત મા. કે. પૂ. સૌભાગ્યમલ્લજી મ. તથા ઉપા. પૂ. અમરચંદજી મ. ના સુશિષ્ય પં. ર. પૂ. વિજયમુનિજી તેમજ શ્રી દુર્લભજીભાઇ ખેતાણીના અંતઃકરણમા પણ આવો જ વિચાર ઝબૂકયો કે સ્થાનકવાસી સમાજના એક માત્ર આધારભૂત સાધુ–સાધ્વીઓ જ છે. જો તેઓને કોલેજ લેવલ પર વિદ્યાપીઠ સ્થાપી વ્યવસ્થિત જ્ઞાન આપવામા આવે તો જ ધર્મવિમુખ બનતાં આજના યુવાનો તથા બાળકોને ધર્મતરફ વાળી શકાશે, માટે આગમ-શ્રુતિઓ, ભાષાઓ, વ્યાકરણ, કાવ્યો, ઇતરદર્શનો તથા મનોવિજ્ઞાનના ગ્રંથોનો અભ્યાસ કરાવીએ તો સમાજ પ્રગતિના ક્ષેત્રે એક નવું પગલું ભરી શકે. તેઓને મન તો વિદ્યાપીઠ ઊભી કરવી એ સહેલ વાત હતી પરંતુ એક પ્રશ્ન ઘોળાતો હતો કે રૂઢિચુસ્ત સાધ્વીજીઓ એક સ્થાને રહી પાંચ વર્ષ અભ્યાસ કરવા તૈયાર થશે કે ?

એક બીજાને સહાયક એવી બે વિચારધારાઓ એક જ સમયે, જુદા જુદા સ્થળે પ્રવાહિત થઇ ગઇ હતી. લોખંડ હમેશાં લોહચુંબક તરફ આકર્ષાય છે. તેમ સહયોગી વિચારોની સમાનતા એક બીજાને પોતા તરફ આકર્ષે છે. આકર્ષાયેલી બન્ને વિચારધારાઓના સંગમ થયો અને તેણે સાકાર રૂપ ધારણ કર્યું.

ઘાટકોપરના પુણ્યોદયે પૂ. વિજયમુનિની ઉપસ્થિતિમાં સં. ૨૦૨૬ માં તા. ૧૭–૫–૭૦ ને રવિવારે 'શ્રમણીવિદ્યાપીઠની'ની સ્થાપના થઇ અને ગોંડલ ગચ્છના જ્યોતિર્ધર સ્વ પૂ. જય માણેક પ્રાણ ગુરૂદેવના સુશિષ્ય તપોધની રતિલાલજી મ. ના સ્વમુખે મંગલ આશીર્વાદ શ્રવણ કરી શિષ્યામંડળે અભ્યાસની શુભ શરૂઆત કરી.

જૈન સમાજમાં પંડિતોની ખોટ હોવા છતાં પણ ભણાવવા ઇચ્છુક પૂ. ગુરૂદેવ, પૂ. વિજયમુનિ તથા શ્રી ખેતાણી અને ભણવા ઉત્સુક સતીવૃંદની તીવ્ર ઉત્કંઠાનાબળે રત્નચિંતામણી સ્કૂલના પ્રિન્સિપલ શ્રી યશોદાબેન. એમ. એ. બી. ટી. સિદ્ધહસ્ત લેખક, ખ્યાતનામ પં શોભાચંદ્ર ભારીલ્લજી–ન્યાયતીર્થ, સૌરાષ્ટ્રમાં અજોડ જ્ઞાન રોશની પ્રગટાવનાર પં. રોશનલાલજી, ન્યાય વ્યાકરણ તથા સાહિત્યાચાર્ય પં. નરેંદ્ર ઝા વગેરે પ્રાધ્યાપકોનો સુયોગ પણ સાંપડી ગયો. જ્ઞાનેશ્વરીઓએ જ્ઞાનપરબદ્વારા જ્ઞાનપીપાસુઓને જ્ઞાનરસ પાવાનું શરૂ કર્યું.

એકદા ત્રીજો પ્રહર ચાલી રહ્યો હતો. મંદ મંદ પવનની લહેરીઓ લહેરાતી હતી. તેવા સમયે શ્રમણીઓ તથા શ્રમણોપાસિકાઓ પોત–પોતાની છાવણીમા વીરના સિદ્ધાંતો ગોઠવી અધ્યયન કરી રહ્યા હતા. અને વિદ્યાપીઠના પ્રાણસમા ભારીલ્લ સાહેબ અધ્યાપન કરાવી રહ્યાં હતા. તે સમયે એમ લાગતુ હતુ, કે જાણે શીક્ષણના અનુભવના ભારથી લચિત વૃદ્ધ હંસ, કલહંસીઓને મોતીનો ચારો ચરતા શીખડાવી રહ્યાં ન હોય ! ગમ્મત સાથે જ્ઞાન પામતી, કીલ્લોલ કરતી

કલહંસીઓ એકાએક પૂછી ઉઠી કે આપણે ભ. મહાવીરની ૨૫ મી નિર્વાણશતાબ્દી કેવી રીતે ઉજવીશું ? જેનું અનુભવનું ભાથું મોટું છે, જેણે જ્ઞાનને પ્રાપ્ત કરી પચાવી જાણ્યું છે અને જેઓ હમેશાં જ્ઞાન આપવાની ઉત્કંઠા ધરાવે છે, તેવાશ્રી ભારિલ્લ સાહેબે ઘણો જ સરસ પ્રસ્તાવ મૂક્યો કે આ પ્રસંગે જૈન સાહિત્યના કોહિનૂર હીરારૂપ બત્રીશ આગમોનો ગુજરાતી અનુવાદ પ્રગટ કરવામાં આવે તો પ્રસંગની ઉજવણી સાથે જનતાને પણ ભ. મહાવીરનો દિવ્ય સંદેશ પહોચાડી શકાય

શ્રી ભારિલ્લ સાહેબનો પ્રસ્તાવ સાભળતાં અમારું અંતર કહેવા લાગ્યું, કે આપણે જરૂર કઇક કરી શકીશું. કારણ કે જે સ્થાનેથી જ્ઞાની પાસે જ્ઞાન લીધું તેના ઉપકારો ને ભૂલવા કઈ રીતે ? તે ઉપકારો સામે જો થોડું પણ ચૂકવી શકાય તો આત્મા કૃતાર્થ થાય. આવું ભગીરથ કાર્ય એકલે હાથે અશક્ય હોય છે પરંતુ જો તેને વહેંચી દેવામાં આવે તો તે કાર્ય ઘણી જ સહેલાઇથી થઈ શકે છે. એમ વિચારી અમે આ કાર્યનો આરંભ કર્યો. શ્રી આચારાગ સૂત્રનો પ્રથમ શ્રુતસ્કંધ સાધ્વી શ્રીહસુમતીજીના ફાળે આવ્યો અને બીજા શ્રુતસ્કંધના અનુવાદનું કાર્ય મારા સદ્‌ભાગ્યે સાપડ્યુ. આ કાર્ય અમે યથાશક્તિ પૂર્ણ કરવા પ્રયત્ન કરેલ છે.

ગુજરાતી અનુવાદ કરવાનો અમારો પ્રથમજ પ્રયત્ન હોવાથી શ્રી ભારિલ્લ સાહેબે રહી ગયેલી ત્રુટીઓને દૂર કરી સંક્ષેપમાં પોતાની રચનાત્મક શૈલીથી સુંદરતા અર્પી છે. આ કાર્યમાં પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે સહકાર આપનાર પ્રાધ્યાપકો તેમજ શ્રમણી વિદ્યાપીઠના સહયોગીઓના અમે આભારી છીએ.

પરમ ઉપકારી દીક્ષાદાતા સ્વ. ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ. ની અસીમ કૃપાથી તેમજ તપસ્વી મ. ના પરમ ઉપકારથી તથા શિક્ષાદાત્રી સ્વ. પુ. ફૂલકુંવરબાઇ મ. તથા ગુરુણી શ્રી અંબાબાઇ મ ના અનુગ્રહથી અને મારા સહાધ્યાયી વડીલ શ્રી પૂ પ્રાણકુંવરબાઇ મ, ગુરુબેન શ્રી પૂ. મુક્તાબાઈ મ ની શુભ પ્રેરણાથી આ કાર્યમા સફળતા પ્રાપ્ત કરી શકયા છીએ

આ પ્રમાણે બત્રીશ આગમરૂપ ગુલાબના પુષ્પની પ્રથમ પાખડી આપ સમક્ષ પ્રગટ કરતાં અમોને ઘણોજ આનંદ થાય છે.

જૈન આગમપ્રેમીઓ આ આચારાગ સૂત્રને હાર્દિક ભાવથી વધાવી લેશે એને તેઓ જીવનમા કંઇક પ્રાપ્ત થયાની લાગણી અનુભવશે તો અમારો પ્રયત્ન સફળ માનીશુ.

—સાધ્વી લીલમ

# દ્વિતીય સંસ્કરણ



આચારાગ સૂત્રની પ્રથમ આવૃત્તિ ઈ. સન ૧૯૭૪ માં પ્રકાશિત થઇ હતી. પણ થોડા સમયમાંજ બધી પ્રતિઓ સમાપ્ત થઇ ગઈ.

પ્રેમ જિનાગમ પ્રકાશનના કાર્યકર્તાઓનો વિચાર એવો હતો કે પૂર્વ પ્રકાશિત સૂત્રોની બીજી–ત્રીજી આવૃત્તિ પ્રકાશિત ન કરતાં એક વાર વધારેમાં વધારે અને સંભવ હોય તો બત્રીસેય સૂત્રો પ્રકાશિત કરવા. પણ શાસ્ત્રપ્રેમી પાઠકો તરફથી આચારાગ સૂત્રની આગ્રહ–પૂર્ણ માગણી હોવાથી અને એ માગણીની ઉપેક્ષા નહિ કરી શકવાના કારણે પૂર્વે કરેલ વિચારમાં પરિવર્તન કરવું પડયુ અને આચારાંગની બીજી આવૃત્તિ પ્રકાશિત કરવી પડી.

પ્રેસની અનુકૂળતા ન હોવાને કારણે આગમ પ્રકાશનનું કાર્ય ઝડપથી થઈ શક્તું નથી. તથાપિ નન્દીસૂત્ર અને અનુયોગદ્વાર સૂત્ર થોડા સમયમાંજ પ્રકાશિત થવાના છે દશ–વૈકાલિક અને સમવાયાંગ સૂત્ર પણ પ્રેસમાં છે. ઠાણાંગ સૂત્ર છપાવવાની વ્યવસ્થા પણ કરી રહ્યા છીએ. જ્ઞાતાધર્મકથા, પ્રશ્નવ્યાકરણ તથા પ્રજ્ઞાપના સૂત્રોનો અનુવાદ તૈયાર છે. આ બધા સૂત્રો પણ યથાસંભવ શીઘ્ર પ્રકાશમાં આવશે, એવી આશા છે.

આચારાંગસૂત્રનું પ્રસ્તુત સંસ્કરણ મુંબઈથી બહાર નંદુરબારમાં છપાયુ છે. પ્રૂફ સંશોધનની સમુચિત વ્યવસ્થા ન થઇ શકવાના કારણે પ્રેસસ બંધી ભૂલો રહેવા પામી છે. શુદ્ધિપત્રક પૃથક્ આપેલ છે. એને માટે અમે દિલગીર છીએ અને પાઠકો સંશોધન કરીને વાચે, એવી વિનંતિ કરીએ છીએ.

નંદુરબારના શ્રીરામ પ્રિંટિંગ પ્રેસનાં વ્યવસ્થાપકોના સૌજન્ય એવં સહયોગની અમે સાભાર નોંધ લઇએ છીએ.

—પ્રકાશક

# પ્રસ્તાવના

ભૂતકાળમાં વિશ્વના વિવિધ પ્રદેશોમાં અને વિવિધ સમયોમાં જે મહાન્ મનીષી મહર્ષિ થઈ ગયા છે, તેઓએ પોતાના જીવનવ્યવહારથી માનવ જાતિની સમક્ષ સ્પૃહણીય આદર્શ ઉપસ્થિત કર્યો છે તેમની જીવનચર્યા તત્કાલીન પ્રજાને માટે કેટલી પ્રેરણાદાયક અને કેવી સ્ફૂર્તિદાયક રહી હશે ? તે તો આપણા માટે કલ્પનાનો જ વિષય છે. પરંતુ તેમની ચર્યાનું અને તેમના ઉપદેશનુ જે વિવરણ આજે ઉપલબ્ધ છે તે પણ કંઈ ઓછું પ્રભાવશાળી અને પ્રેરણાદાયી નથી. જે દીર્ઘદ્રષ્ટા મહાપુરુષોએ તેમનું ચરિત્ર અને ઉપદેશ આપણા સુધી પહોંચાડ્યો છે અને આપણને તેઓનો પરિચય પ્રાપ્ત કરવા યોગ્ય બનાવ્યા છે, તેઓનું આપણા ઉપર અસીમ ઋણ છે. આપણે તે મહાન ઉપદેષ્ટાઓ સાથે તેમના સંદેશવાહકોની સમક્ષ પણ આપણું મસ્તક નમાવીએ છીએ.

સાહિત્યના તે નિર્માતાઓએ જો તે ચરિતો અને ઉપદેશોને અક્ષર રૂપમાં નિબદ્ધ ન કર્યા હોત તો આપણે કેટલા ભાગ્યહીન હોત ! આપણે માનવજાતિની અણમોલ વિભૂતિઓથી અપરિચિત જ રહી ગયા હોત, નિબિડ અંધકારમાં ભટકવા છતાં પણ રસ્તો ન શોધી શકત. આજે આપણી સમક્ષ જીવનના ચરમ લક્ષ્ય સુધી પહોંચવા માટે જે વિસ્તૃત રાજપથ છે તે પથના નિર્માતા અગર ઉપદેષ્ટા પુરુષ છે તો તે પથના પ્રદર્શક સાહિત્યકાર મનીષી છે. લોકોત્તર પુરુષની પીયૂષ–વર્ષિણી વાણીને શાશ્વત સ્વરૂપ પ્રદાન કરનાર સાહિત્યકાર ! અમે તમારા પ્રતિ કૃતજ્ઞતાપૂર્વક શ્રદ્ધા અને ભક્તિ પ્રગટ કરીએ છીએ ! જેવી રીતે પવન–મલયજ સૌરભને વિશ્વવ્યાપી બનાવે છે તે પ્રમાણે તમે મહાપુરુષોના પાવન વચનોને જગત્ વ્યાપી બનાવ્યા છે.

સંસારમાં અનેક ભાષાઓ પ્રચલિત છે અને તે બધામાં ન્યૂનાધિક સાહિત્ય ઉપલબ્ધ છે, તે સાહિત્યના ગ્રંથોની ગણતરી કરવી એ કંઇ સહેલું નથી. પરંતુ તે અસીમ સાહિત્યનું જો મૌલિક વિચારધારાના આધાર પર વર્ગીકરણ કરવામાં આવે તો તે વિચારધારાઓ પણ અનેક પ્રકારની જોવા મળશે. પરંતુ અહીં આપણે વિશ્વ સાહિત્યની વિભિન્ન વિચારધારાઓ પર વિચાર નથી કરવો. તે એક પૃથક અને સ્વતંત્ર વિષય છે જે સંપૂર્ણ વિસ્તારની અપેક્ષા રાખે છે. તેથી અહીં વિશ્વસાહિત્યના અંગભૂત જૈન સાહિત્યના વિષયમાં જ સંક્ષેપે વિચાર કરવો છે

જૈન સાહિત્ય ઘણુ વ્યાપક છે. અધ્યાત્મ, ધર્મ, દર્શન, નીતિ, રાજનીતિ, જ્યોતિષ, આયુર્વેદ, વ્યાકરણ, કાવ્ય, કોષ, છંદ, અલંકાર, અર્થશાસ્ત્ર, આદિ કોઈપણ વિષય એવો નથી કે જેના પર જૈનાચાર્યોએ મહત્વપૂર્ણ ગ્રંથો લખ્યા ન હોય, દરેક વિષય પર ગ્રંથો લખ્યા છે. એટલું જ નહિ પરંતુ તે વિષયક વિચારના વિકાસમાં પણ પ્રશંસનીય યોગદાન આપ્યુ છે. તેઓએ પ્રત્યેક વિષયમા પોતાની મૌલિકતાની છાપ લગાડી છે. પરંતુ સાધારણ વિષયો પર જૈનાચાર્યોદ્વારા લખાયેલ સમગ્ર સાહિત્યની વાત છોડી દઇએ. તેની સામાન્ય સાહિત્યમા જ ગણના કરી શકાય. ફક્ત જૈન દર્શન અને જૈન ધર્મના પ્રતિપાદક સાહિત્યને જ જૈનસાહિત્ય માની લઇએ કારણ કે તેમાં જૈન પરંપરાના વિશિષ્ટ દષ્ટિકોણનું તથા જૈનાચાર વિચારનું અસાધારણ સ્વરૂપ ઉપલબ્ધ થાય છે. આવું સાહિત્ય પણ વિપુલ પરિમાણમાં છે. આ સાહિત્ય એક અનોખી વિચારધારાનું મૂળસ્ત્રોત છે. જૈન વિચારધારાને મળતી અનેક વિચારધારાઓ સમય–સમય પર પ્રવાહિત થઈ છે, પરંતુ તેમાથી એક પણ વિચારધારા આટલી પ્રાચીન નથી, કે જેટલી

જૈન વિચારધારા પ્રાચીન છે. તેથી આ સર્વ વિચારધારાનું મૂળસ્રોત જૈનવિચારધારા જ પ્રતીત થાય છે. આ તથ્ય ઇતિહાસથી સિદ્ધ કરી શકાય પરંતુ અહીં આપણે તેના પર વિચાર કરવો નથી. આપણો આશય એટલો જ છે કે જૈન સાહિત્ય એક મૌલિક વિચારધારાનુ વાહક છે અને તેનું આદિ સ્રોત છે

વિચારધારાની મૌલિકતા શુ છે ? આ પ્રશ્ન ગંભીર છે અને તેનો ઉત્તર સંક્ષેપમા પૂર્ણરૂપે આપી શકાય નહિ જૈન વિચારધારા વૈચારિક જગતમા અને વ્યાવહારિક જગતમાં અપૂર્વ પ્રકાશ અર્પે છે. ક્ષેત્ર અને કાળની સીમાથી પર જે પરમ અને ચરમ, શાશ્વત અને સંપૂર્ણ સત્ય છે તે બાજુ સંકેત કરે છે. તે આપણને વિકલથી સકલ તરફ પ્રેરે છે અને ખડિત સત્યાંશોને અખંડિત સત્ય સમજી લેવાના ભ્રમને નિર્મૂળ કરી સપૂર્ણ સત્ય તરફ આગળ વધવાની પ્રેરણા કરે છે.

સામાન્ય પ્રાણી અનાદિ કાળથી અનંતકાળ સુધી વહેતી જીવનધારાને ન સમજી શકવાને કારણે તેને વર્તમાન જીવન સુધી જ સીમિત માની લે છે એજ પ્રમાણે દાર્શનિક વસ્તુના કતિપય અશોને જ સમગ્ર વસ્તુ માની લે છે. વૈચારિક જગત્મા જૈન વિચારધારાએ જ આ ભ્રમને ટાળવાનો પ્રયત્ન કર્યો છે.

વ્યવહાર–જગત્મા પણ તેનો ફાળો અનુપમ છે. સંયમ, તપ, ત્યાગ, અહિંસાદિની ભાવનાઓ જૈન વિચારધારાની અનુપમ ભેટ છે. આ ભાવનાઓ સર્વમાન્ય થઇ જવા છતાં પણ જૈન વિચારધારાની મૌલિકતામાં કાંઇ અંતર પડ્યુ નથી. તેનાથી તો તેના અસાધારણ વિજયનુ અનુમાન કરી શકાય છે.

સૌ પ્રથમ તો આ વિચારધારા 'શ્રુત' રૂપમાં જ પ્રવાહિત થતી રહી તે સમયના મનીષી મોટા મેધાવી અને સ્મરણ – શકિત સપન્ન હતા અને સભવત લખવાની પદ્ધતિ ચાલુ ન હતી. પરંતુ જ્યારે લોકોની સ્મરણશકિત અને મેધાશકિત મદ થવા લાગી ત્યારે આવશ્યકતા અનુસાર તે વિચારધારાએ ગ્રન્થ રૂપ ધારણ કર્યું. આજે આપણી સમક્ષ જે જૈન સાહિત્ય છે તેમાં શ્રમણ ભગવાન મહાવીરના ઉપદેશોનો જ સાર છે.

ભગવાન્ મહાવીર તે યુગના અસાધારણ મહાપુરુષ હતા મહાપુરુષોની વાણી સાધના-પ્રસૂત હોય છે. તેઓ સૌ પ્રથમ તો પોતાના જીવનને સાધનામા લીન કરે છે સાધનાના કાળ દરમ્યાન પોતાની ઇદ્રિયો અને અંતઃકરણ પર વિજય પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરે છે અને ફળસ્વરૂપ જિતેન્દ્રિય તથા નિર્વિકાર થઈ જાય છે. પૂર્ણ જિતેન્દ્રિય અને નિર્વિકાર અવસ્થાને આપણે 'વીતરાગ દશા' કહીએ છીએ વીતરાગ દશા પ્રાપ્ત થતાની સાથે જ્ઞાન પણ નિર્વિકાર અને પરિપૂર્ણ થઇ જાય છે. ત્યાર પછી જ મહાપુરુષ પોતાના ધર્મચક્રનું પ્રવર્તન કરે છે પોતાની વાણી દ્વારા જગતના અજ્ઞાનને દૂર કરે છે. ભગવાન્ મહાવીરે પણ તેજ ક્રમનું આલમ્બન કર્યું. તેમની સાધના ઘણી ઉગ્ર અને કઠોર હતી. ઇતિહાસનું અવલોકન કરતાં તેમની સાધનાની સમતા કયાંય જણાતી નથી. તેઓએ આ ઉગ્ર સાધનાના ફળ સ્વરૂપ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને ત્યાર બાદ જ ધર્મવાણીનુ ઉચ્ચારણ કર્યું. દીર્ઘકાલીન પ્રયોગો, અનુભવો અને અનુપમ સાધનાની પાછળ જે વાણી પ્રસ્ફુટિત થઈ છે, તે જગતને માટે કેટલી ઉપાદેય, હિતાવહ

અને આવશ્યક બની છે તે કહેવાની આવશ્યકતા નથી. પચ્ચીશ શતાબ્દી વ્યતીત થવા છતાં પણ મહા- વીરની વાણી નવી જ છે અને ચિરનૂતન જ રહેશે. દુનિયા વાંકાચૂકા પથ પર ચાલતી, ઠોકરો ખાતી, આખર આજ માર્ગ તરફ આવી રહી છે કે જેનો નિર્દેશ ભગવાન્ મહાવીર કર્યો હતો. વ્યકિત અને સમાજની સુખશાંતિ તેમજ સમૃદ્ધિનો બીજો કોઈ માર્ગ જ નથી. એટલા માટે જ્યાં સુધી મનુષ્ય જાતિ અને તેઓમાં સુખશ.તિની ચાહ છે ત્યાં સુધી ભગવાન્ મહાવીરની વાણીની ઉપાદેયતા અક્ષુણ્ણ રહેશે.

ભગવાન મહાવીરે જે ઉપદેશ આપ્યો છે તેનો અધિકાંશ ભાગ શ્રુતના રૂપમાં નિબદ્ધ થઇ શકયો નથી, અને જેટલો ભાગ નિબદ્ધ થયો છે, તે સર્વ લિપિબદ્ધ થયુ નથી તેનો અધિકાંશ ભાગ વિચ્છિન્ન થયો છે. આપણી પાસે તો તેનો થોડો જ ભાગ ઉપલબ્ધ છે આજે જેટલા અંશે ઉપલબ્ધ છે તેની રક્ષા પ્રાચીનાચાર્યોએ અનેક પ્રકારના કષ્ટ સહન કરીને, પોતાના પ્રાણોને સંકટમાં મૂકીને પણ કરી છે. એટલુ જ નહિ, પરંતુ તે મૂળ–આગમનો આધાર લઈને તેને પલ્લવિત કર્યું છે. દેશ અને કાળાનુસાર તેને વિવિધ રૂપમાં અને વિવિધ ભાષાઓમાં પરિણત પણ કર્યું છે. આપણે તેના ઋણી છીએ.

ભગવાન્ મહાવીરનો ઉપદેશ મૂલતઃ દ્વાદશાંગી અર્થાત્ બાર અંગોમા વિભક્ત છે. તે અંગ આ પ્રમાણે છે. (૧) આચારાંગ (૨) સૂત્રકૃતાંગ (૩) સ્થાનાંગ (૪) સમવાયાંગ (૫) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (૬) જ્ઞાતૃધર્મકથાંગ (૭) ઉપાસકદશાંગ (૮) અન્તકૃતદશાંગ (૯) અનુત્તરૌપપાતિક (૧૦) પ્રશ્ન-વ્યા. ણ (૧૧) વિપાક અધ્યયન (૧૨) દૃષ્ટિવાદ.

આ બાર અંગો સિવાય ઉપાંગ આદિ નામોથી પણ આગમ સાહિત્ય છે કે જેનો અહીં નામોલ્લેખ કર્યો નથી આ બાર અંગ સમસ્ત સાહિત્યના મૂળ રૂપ છે. આ બાર અંગોનું સામાન્ય નામ 'ગણિપિટક' છે.

જૈનોએ પોતાના આગમની સાથે કોઇ ચમત્કાર જોડયો નથી. તેમનુ મંતવ્ય સીધુ–સાદું અને સ્વાભાવિક છે. જે પુરુષ પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી લે છે અને મોહાદિ અત્મા વિકારો પર વિજય પ્રાપ્ત કરી લે છે તે અરિહંત કહેવાય છે. અરિહંતએ આપ્ત છે અને આપ્ત પુરુષના વચનો સદા સમીચીન અને અભ્રાન્ત જ હોય છે. મોહ અને અજ્ઞાન જ અસત્ય ભાષણના કારણો છે. જે પુરુષોમાં આ બે કારણો ન હોય, તેની વાણી સત્ય જ હોય, તેથી અરિહત ભગવાનના વચન આગમ છે. સ્વામી સમન્તભદ્રે કહ્યું છે—

आप्तोपज्ञमनुल्लघनमदृष्टेष्टविरोधकम् । तत्त्वोपदेशकृत् सार्वं शास्त्रं कापथघट्टनम् ॥

અર્થાત્–શાસ્ત્ર તે છે જે આપ્તનું કથન હોય, તર્ક અથવા યુક્તિથી જેનુ ઉલ્લંઘન થઈ શકતું ન હોય, જે પ્રત્યક્ષ અથવા અનુમાન પ્રમાણથી વિરુદ્ધ ન હોય, તત્ત્વનો ઉપદેશક હોય, પ્રાણીમાત્રનું હિત કરવાવાળું હોય અને કુમાર્ગનો નાશક હોય

શાસ્ત્રની આ પરિભાષા કેટલી વ્યાપક, સ્વાભાવિક અને સત્ય છે ! તેમા અવિશ્વાસનીય કોઈપણ ચમત્કારને સ્થાન નથી અને કોઈપણ પ્રકારના મતાગ્રહને પણ સ્થાન નથી. વાસ્તવિક રીતે તો કોઇપણ આગમની પરીક્ષા તેના ગુણ–અવગુણની કસોટી પર હોવી જોઇએ, અલૌકિક કલ્પનાના

આધાર પર નહિ. ગુણ–અવગુણને ગૌણ કરીને બીજી વાતોને કસૌટી બનાવવી તે એક પ્રકારની દુર્બલતા જ કહી શકાય

અહીં એ પ્રશ્ન થઇ શકે છે કે જો જૈનાગમ ઇશ્વર દ્વારા મોકલાવેલ ન હોય ને અનાદિ કાળથી જેમના તેમ ચાલ્યા આવતા ન હોય તો પછી દ્વાદશાગીને નિત્ય અને શાશ્વત કેમ કહેવામાં આવ્યુ છે ?

આ પ્રશ્ન પર વિચાર કરવાની આવશ્યકતા છે. જગત્ અનાદિ છે અને જગતમા જે તત્ત્વો છે તે પોતાના મૂળ સ્વરૂપમા અનાદિ છે. બધા તત્ત્વ પોતપોતાના મૂળ સ્વભાવમા સ્થિર રહે છે. બીજા શબ્દોમા એમ કહી શકાય કે સત્ય ત્રિકાળ અબાધિત છે દેશ અને કાલની પરિધિથી પર છે. કોઈ પણ દેશમા, કોઇ પણ કાળમાં સત્યનુ રૂપાતર થઈ શકતું નથી આત્મા છે અને ઉપયોગ તેનો સ્વભાવ છે. આકાશ છે અને અવકાશ દેવો તેનો ગુણ છે. કાલ છે અને વર્તના તથા પરિણામ આદિ તેના ઉપગ્રહ છે. આ સત્ય ભુતકાળમા પણ હતુ, વર્તમાનમા પણ છે અને ભવિષ્યમા પણ હશે. આ રીતે વસ્તુસ્વરૂપ ત્રિકાળમાં એક સરખું છે તો તેનું નિરૂપણ પણ એક સરખું જ હોય. સત્ય વસ્તુસ્વરૂપને આગમ પણ બદલી ન શકે

આવી જ રીતે આચારધર્મના મૂળ સિદ્ધાત પણ શાશ્વત છે. અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વગેરે વર્તમાનમા ધર્મરૂપ છે, ભૂતકાળમાં પણ ધર્મરૂપ હતા અને ભવિષ્યમાં પણ ધર્મરૂપ રહેશે. કોઇ પણ કાળમા, કોઈપણ દેશમાં અને કોઇ પણ પરિસ્થિતિમાં હિંસા ધર્મ ન હોઈ શકે, અસત્ય ભાષણ ધર્મ ન હોઇ શકે, બ્રહ્મચર્ય પાપ ન હોય શકે સંભવ છે કે કયારેક પરિસ્થિતિમાં કોઇ પણ વ્યક્તિ કે કોઈ સમુદાય ને હિંસાનું આચરણ કરવા વિવશ બનવું પડે અને એ પણ સભવિત છે કે તે અક્ષન્તવ્ય ન માનવામાં આવે તોપણ તેને ધર્મો તો ન જ કહી શકાય.

“ हिंसा नाम भवेद् धर्मो न भूतो न भविष्यति । ”

હિંસા ધર્મ નથી, થશે નહિ અને હતો પણ નહિ.

તાત્પર્ય એ છે કે દર્શનશાસ્ત્રના મૂળતત્ત્વ અને ધર્મશાસ્ત્રના મૂળતત્ત્વ આચાર સદૈવ એકરૂપ રહે છે અને તેથી તેનુ નિરૂપણ હંમેશા એક રૂપજ હોય શકે છે આવી સ્થિતિમા તત્ત્વ અને આચારનુ નિરૂપણ કરવાવાળા આગમ પણ અપરિવર્તિત જ રહેશે આ દૃષ્ટિકોણથી દ્વાદશાંગીને નિત્ય, શાશ્વત, ધ્રુવ, કહી છે જૈનાગમો ને તો ભગવાન મહાવીરના ઉપદેશાનુસાર તેમના પ્રમુખ શિષ્યોએ ગ્રંથનું રૂપ પ્રદાન કર્યું છે

જૈનાગમોનુ વિષયનિરૂપણ સર્વાંગ પૂર્ણ છે જડ, ચેતન, આત્મા–પરમાત્મા, આદિ સમસ્ત વિષયોનું જેવું સૂક્ષ્મ, ગભીર, અને વિશદ વિવેચન જૈનાગમમા છે તેવું અન્યત્ર મળવું કઠીન છે દાર્શનિક દૃષ્ટિથી જ્યાં છ દ્રવ્યોનુ વર્ણન કર્યું છે ત્યા જ આધ્યાત્મિક દૃષ્ટિથી નવતત્ત્વોનું વર્ણન પણ કર્યું છે. પ્રાય આ વર્ણન એકદમ મૌલિક અને અસાધારણ છે આસ્રવ અને સવર જેવા તત્ત્વોનું, નય નિક્ષેપોનું, લેશ્યાઓનુ, અને કાર્મણવર્ગણાઓ આદિનું વિવેચન તો જૈનાગમોને છોડીને વિશ્વના કોઈ પણ આગમમા મળતું નથી. આ રીતે સમસ્ત વિષયના નિરૂપણથી સમૃદ્ધ અને અનેક અપૂર્વ તત્ત્વોનો પ્રરૂપક થઇને જૈનાગમ આચારની શુદ્ધિ પર ઘણો ભાર આપે છે આચારશુદ્ધિ જ્ઞાનનુ મુખ્ય ફળ છે. જે જ્ઞાનના ફળ સ્વરૂપ આચારમા ઉજ્જવળતા આવતી નથી તે જ્ઞાન નિરર્થક છે “णाणस्स फलं विरई ”, અને ज्ञानं सारः

क्रियां विना" આ જૈનાગમોના વિધાન છે. જેવી રીતે ઔષધનું જ્ઞાન હોવા છતાં જ્યાં સુધી તેનું સેવન ન થાય ત્યાં સુધી રોગ મટી શકે નહિ. તેવી જ રીતે સમ્યક્ ચારિત્રને અંગીકાર કર્યા વિના આધ્યાત્મિક વ્યાધિઓ-રાગદ્વેષ દૂર થઇ શકે નહિ. તેથી આત્મશુદ્ધિને માટે આત્માનુગામી પ્રવૃત્તિઓની અનિવાર્ય આવશ્યકતા છે.

તેરમાં ગુણસ્થાને જ્ઞાન પરિપૂર્ણ થઈ જાય છે છતાં પણ મુક્તિ પ્રાપ્ત થતી નથી, કારણ કે ત્યાં ચારિત્રની પૂર્ણતા હોતી નથી. ચારિત્રની પૂર્ણતા થતા જ આત્મા સમસ્ત બંધનને દૂર કરીને સિદ્ધ અવસ્થા પ્રાપ્ત કરી લે છે. તેથી એજ નિષ્કર્ષ નીકળે છે કે આચરણ વિના સિદ્ધિ પ્રાપ્ત થવી સંભવીત નથી

જૈનાગમ ચાર અનુયોગમાં વિભક્ત છે અને તેમાં ચરણાનુયોગ પ્રધાન છે. શાસ્ત્રકારનો મત છે કે ચરણાનુયોગની રક્ષાને માટે જ શેષ ત્રણ અનુયોગોની સાર્થકતા છે. શાસ્ત્રોમાં પ્રભાવશાળી શબ્દોમા ચારિત્રનો મહિમા પ્રગટ કર્યો છે. સાથે જ જે લોકો આ ભ્રમમાં રહે છે કે જ્ઞાન પ્રાપ્ત કરી લેવાથી આપણો નિસ્તાર થઈ જશે, તેઓને ચેતવણી આપવામાં આવી છે. ઉત્તરાધ્યયન સૂત્રમા પણ કહ્યું છે કે—

" न चित्ता तायए भासा, कुओ विज्जाणुसासणं ? वायावीरियमित्तेण समासासेन्ति अप्पयं ॥ "

અર્થાત્-સંસારની વિવિધ ભાષાઓનું જ્ઞાન તમારૂ રક્ષણ કરી શકતું નથી વ્યાકરણ આદિ શાસ્ત્રોનું જ્ઞાન પણ શું કામ આવે ? જે લોકો સમજે છે કે અમે એકલા જ્ઞાનથી તરી જઇશુ તેઓ પોતાના વચનના વીર્યથી પોતાના અંતઃકરણને સાન્ત્વના ભલે દે પણ તેઓનો નિસ્તાર નહીં થાય.

ઉપર ચારિત્રના વિષયમા જે કંઇ કહેવામા આવ્યું છે તેનાથી એમ નથી સમજી લેવાનું કે જૈનધર્મમા જ્ઞાનને કોઈ સ્થાન નથી. જૈન શાસ્ત્રનુ તો એવું વિધાન છે કે મુક્તિને માટે સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચરિત્ર આ ત્રણે અપેક્ષીત છે સમ્યક્ દર્શનના અભાવમા જ્ઞાન મિથ્યા રહે છે તે સમ્યગ્ જ્ઞાન ન થઇ શકે અને સમ્યગ્ જ્ઞાનના અભાવમા ચારિત્ર સમ્યગ્ ચારિત્ર ન હોઈ શકે. સમ્યગ્ જ્ઞાનના અભાવમા થવાવાળી સમસ્ત ક્રિયાઓ મિથ્યા છે અને તેનાથી ભવભ્રમણની વૃદ્ધિ થાય છે. આ રીતે સમ્યગ્ જ્ઞાન પણ મોક્ષનો માર્ગ છે, પરંતુ તે એકલું મોક્ષ સાધક નથી હોતું. જ્ઞાન ચારિત્રને ઉત્પન્ન કરી સાર્થક થઈ જાય છે અને ચારિત્રથી સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિ થાય છે આ કારણથી ચારિત્રનો મહિમા છે પૂર્વોકત બાર અંગોમાં પહેલુ નામ આચારાગ સૂત્રનું જ આવે છે તેમા આચારની જ પ્રધાનતા ઝળકે છે.

હવે પ્રશ્ન એ છે કે જે ચારિત્રનું જૈનધર્મમા આટલુ બધુ મહત્ત્વ છે તેનું સ્વરૂપ કેવું છે ? આ પ્રશ્નનો ઉત્તર ઘણા વિસ્તારની અપેક્ષા રાખે છે, પરંતુ અહીં થોડા જ શબ્દોમા કહું છું. જૈનાગમોમા ચારિત્રના મુખ્ય બે ભેદ કહ્યા છે (૧) નિશ્ચય ચારિત્ર અને (૨) વ્યવહાર ચારિત્ર અશુભ ક્રિયાથી નિવૃત્તિ થવી અને શુભક્રિયાઓમા પ્રવૃત્તિ થવી તે વ્યવહાર ચારિત્ર કહેવાય છે. કહ્યુ પણ છે કે—

" असुहादो विणिवित्ती, सुहे पवित्ती य जाण चारित्तं "

જે ક્રિયાઓથી પાપકર્મનો બંધ થાય છે તે અશુભક્રિયાઓ કહેવાય છે એવી ક્રિયાઓને ત્યાગ કરી શુભક્રિયાઓમા પ્રવૃત્ત થવાથી પુણ્ય પ્રકૃતિઓનો બંધ થાય છે અથવા સંવર યા નિર્જરા

થાય છે. પાંચ મહાવ્રતોનું પાલન, સમિતિઓનું પાલન, અનશનાદિ તપ, વગેરે વગેરે જે પર-સાપેક્ષ ચારિત્ર છે તે વ્યવહાર ચારિત્ર છે. નિશ્ચય ચારિત્રમાં કોઈ પણ પર-પદાર્થની અપેક્ષા નથી રહેતી તે પૂર્ણરૂપથી સ્વાત્માવલંબી છે જ્યારે આત્મા પોતે પોતામાં જ રમણ કરે છે ત્યારે નિશ્ચય ચારિત્રની પ્રાપ્તિ થાય છે. નિશ્ચયચારિત્ર સાક્ષાત્ મોક્ષનું કારણ છે.

વ્યવહાર ચારિત્ર સાધન છે અને નિશ્ચય ચારિત્ર સાધ્ય છે. વ્યવહાર ચારિત્રની સફળતા નિશ્ચય ચારિત્રની પ્રાપ્તિમાં છે. તેમાંથી એ ફલિત થાય છે કે આત્માના શુદ્ધ સ્વરૂપમાં રમણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે વ્યવહાર ચારિત્ર અપેક્ષીત છે. જો વ્યવહાર ચારિત્ર ફક્ત કાયિક યા વાચિક ક્રિયાકાંડ સુધી જ સીમિત રહી જાય તો તે આધ્યાત્મિક દૃષ્ટિથી નિરર્થક છે અને જો તે માનસિક ન થાય અથવા મન તેનાથી વિરુદ્ધ હોય તો તે ફક્ત લોક દેખાવ જ છે.

પ્રસ્તુત આચારાંગ સૂત્રમાં, વ્યવહાર ચારિત્ર અને નિશ્ચય ચારિત્ર, બન્નેનું પ્રતિપાદન કર્યું છે. સાથે જ અંતરંગ આચારને ઉચિત પ્રધાનતા આપી છે. આચારાગ સૂત્રનો સ્વાધ્યાય કરવાથી મન પર એક નિરાળી છાપ પડે છે. કારણ કે શ્રી આચારાંગ પ્રત્યેક સાધક, પછી તે ગૃહસ્થ હો કે સંન્યાસી, ભિક્ષુક હો, ધનિક હો, કે ગરીબ હો, સાધનસંપન્ન હો કે સાધનવિહીન હો તે સર્વને નવીન દૃષ્ટિ અને નવીન પ્રેરણા આપે છે.

આચારાંગ સૂત્રની ભાષા જ તેની પ્રાચીનતાને પ્રગટ કરે છે. કયાક કયાંક તો ભાવની ગંભીરતા અગાધ પ્રતીત થાય છે. તેની રચનાશૈલી કેટલેક અંશે અન્ય સૂત્રોની સદૃશ હોવા છતાં પણ કેટલેક અંશે વિસદૃશ પણ છે. તે જોઈને એમ લાગે છે કે જાણે જૈન સાહિત્યનું આદ્ય સ્વરૂપ આચારાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધમાં જ સુરક્ષિત છે.

આચારાગની સમાન દશવૈકાલિક સૂત્રમાં પણ નિર્ગ્રંથ મુનિઓના આચરણનું વર્ણન છે. બન્નેના વિષય સમાન હોવા છતાં પણ બન્નેની ભાષા, પ્રતિપાદન શૈલી, વિષય નિરૂપણ આદિ અનેક વાતોમાં અંતર છે. આચારાંગ આંતરિક આચારને પ્રધાનતા આપે છે. આચારાંગમાં સાધુની જે કઠોર ચર્યાનું દિગ્દર્શન થાય છે તે દશવૈકાલિકમાં નથી દેખાતુ

આચારાંગ સૂત્રના બે શ્રુતસ્કંધ છે. પણ બનેમા એકરૂપતા નથી. બન્ને શ્રુતસ્કંધોનું તુલનાત્મક દૃષ્ટિથી અધ્યયન કરવામાં આવે તો બનેની ભાષા અને શૈલીમાં સ્પષ્ટ ભેદ જણાય આવે છે.

પ્રથમ શ્રુતસ્કંધનુ સાતમું અધ્યયન આજે ઉપલબ્ધ નથી અને તે કહેવું કઠીન છે કે તેમાં કયા કયા વિષયોનું વર્ણન હતુ. વચ્ચેનું આ અધ્યયન કેવી રીતે અને કયારે વિચ્છિન્ન થઈ ગયુ તેનો પત્તો લાગતો નથી. આમ તો આચારાંગ સૂત્ર શાસ્ત્રીય પદપ્રમાણાનુસાર અઢાર હજાર પદવાળું હતુ. તેથી આચારાંગ સૂત્ર ઘણું વિસ્તૃત હોવુ જોઈએ પરંતુ આજે તેનું સંક્ષિપ્ત રૂપ જ આપણી સામે છે. આ રીતે પ્રસ્તુત અંગનો ઘણો ખરો ભાગ ઉપલબ્ધ નથી અને દ્વિતીય સ્કંધરૂપે જે ભાગ ઉપલબ્ધ છે તે પાછળનું છે.

પાછલા પચ્ચીશ સો વર્ષમા જૈન સાહિત્ય અને જૈન સંઘને સંકટપૂર્ણ પરિસ્થિતિઓમાંથી પસાર થવું પડયુ છે. જો આ પરિસ્થિતિઓને દૃષ્ટિ સમક્ષ રાખવામા આવે તો આ ગડ-બડનું કારણ સમજી શકાય છે. આવી પરિસ્થિતિમાં પણ પ્રાચીન સાહિત્ય સુરક્ષિત રાખી શકાયું છે તે

માટે ખરેખર અમે તત્કાલીન શ્રુતધરોના આભારી છીએ અને તેજ અમારી જિજ્ઞાસા તૃપ્ત કરવામાં અને સ્વ-પર કલ્યાણ ભાવનાને ચરિતાર્થ કરવા માટે પર્યાપ્ત છે.

આજના અશાંત વિશ્વમાં જીનવાણીનો વધુમાં વધુ પ્રચાર કરવાની આવશ્યકતા છે. સંભવ છે કે તેનાથી સંસારમાં શાતિનો સંચાર થાય. જે મહાનુભાવ આ પવિત્રતર કાર્યમાં પોતાની શક્તિનો વ્યય કરે છે તે જગત પર મહાન ઉપકાર કરે છે.

અત્યાર સુધીમાં આચારાંગ સૂત્રના અનેક સંસ્કરણો પ્રકાશિત થયા છે. પણ અત્યારે કોઈ સુલભ હોય તેમ જણાતું નથી. એવી સ્થિતિમાં પ્રસ્તુત અનુવાદ આગમ પ્રેમીઓને ઉપકારક થઈ પડશે. અનુવાદ ગુજરાતી ભાષામાં છે અને શબ્દાર્થમૂળક ભાવાનુવાદ રૂપે છે. અનુવાદમા કાળજી રખાઇ છે કે મૂળ સૂત્રનો આશય યથાવત્ આવી જાય અને વધારે કઇ ઉમેરાય પણ નહિ. માટે એમા સંક્ષિપ્તતાસાથે સ્પષ્ટતા છે. આ અનુવાદ માટે ભાવયોગિની આર્યા શ્રી લીલમબાઇ તથા અભીક્ષ્ણ જ્ઞાનનિરતા શ્રી હસુમતીબાઇ સાધુવાદને પાત્ર છે. શ્રમણી વિદ્યાપીઠમાં અધ્યયન કરતાં-કરતાં આ મહાસતીઓએ આ અનુવાદ કર્યો છે. એનાથી આશા રાખી શકાય કે ભવિષ્યમા પણ એ સમાજને બહુમૂલ્ય સાહિત્યમણિઓ અર્પિત કરશે.

કોઈની પ્રેરણા વગર, સામેથી આવી, આગમ પ્રકાશન માટે ઉદાર આર્થિક સહાય આપનાર શ્રી પ્રેમજી હીરજીભાઇ પ્રશંસાની કે ધન્યવાદની અપેક્ષા રાખતા નથી. એમને ગમે પણ નહિ. પણ એમના પ્રત્યે કૃતજ્ઞતા પ્રકટ કર્યા વિના આપણે કેમ રહી શકીએ ? એવા ઉદાર અને શાન્ત શ્રીમન્ત વિરલજ હોઈ શકે.

શ્રમણી વિદ્યપીઠ
ઘાટકોપર, મુંબઈ-૭૭.

શોભાચન્દ્ર ભારિલ્લ

(૪) ચતુર્થ ઉદ્દેશકમાં તેજસ્કાયની યતનાનું નિરૂપણ છે અગ્નિને અહીં 'दीर्घलोकशस्त्र' દીર્ઘલોક [વનસ્પતિ] નુ શસ્ત્ર શબ્દથી કહેલ છે.

(૫) પાંચમા ઉદ્દેશકમાં વનસ્પતિકાયની સજીવતા સિદ્ધ કરતા કહ્યું છે– જેમ માનવશરીરની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે તેમ વનસ્પતિકાયની પણ વૃદ્ધિ થાય છે. છેદન કરતાં માનવશરીર મ્લાન થઈ જાય છે તેમજ વનસ્પતિ પણ મ્લાન થઈ જાય છે. જેમ માનવ શરીર આહારથી વધે છે તેમ વનસ્પતિ પણ. માનવશરીરમાં જેમ ચય, અપચય થયા કરે છે તેમજ વનસ્પતિના શરીરમા પણ

(૬) ષષ્ઠ ઉદ્દેશકમાં ત્રસ જીવોની યતનાનો ઉપદેશ છે. કયા કયા પ્રયોજનોથી લોકો ત્રસ જીવોનો ઘાત કરે છે તે પણ કહેવામા આવ્યું છે

(૭) સપ્તમ ઉદ્દેશકમા વાયુકાયને 'एज' કહેવામાં આવ્યો છે. જે પોતાના સુખ દુઃખને ઓળખે છે તેણે વાયુકાયના જીવોના સુખ દુ ખને પણ ઓળખવા જોઇએ.

## પ્રથમ ઉદ્દેશ

# પરિજ્ઞા-વિવેક

१. सुयं मे आउसं, तेणं भगवया एवमक्खायं।

સુધર્માસ્વામી જમ્બૂ સ્વામીને કહે છે- હે આયુષ્મન્ ! ભગવાન મહાવીરે જે કહ્યુ હતું તે મેં સાભળ્યુ હતું •

२. इहमेगेसिं णो सण्णा भवइ, तंजहा- पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि ? दाहिणाओ वा दिसाओ आगओ अहमंसि ? पच्चत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि ? उत्तराओ वा दिसाओ आगओ अहमंसि ? उड्ढाओ वा दिसाओ आगओ अहमंसि ? अहे दिसाओ वा आगओ अहमंसि ? अण्णयरीओ वा दिसाओ अणुदिसाओ वा आगओ अहमसि ? । एवमेगेसिं णो णाय भवइ, अत्थि मे आया उववाइए ? णत्थि मे आया उववाइए ? के अहमंसि ? के वा इओ चुओ इह पेच्चा भविस्सामि ?

સંસારમાં કોઇ કોઇ જીવોને જ્ઞાન હોતું નથી કે હું પૂર્વ દિશામાથી આવ્યો છુ ? દક્ષિણ દિશામાંથી આવ્યો છું ? અથવા પશ્ચિમ દિશાથી આવ્યો છું ? ઉત્તર દિશામાથી આવ્યો છુ ? ઉર્ધ્વદિશાથી આવ્યો છુ ? અધો દિશાથી આવ્યો છું ? અથવા કોઇ પણ દિશા યા વિદિશામાંથી આવેલ છુ ? એવી જ રીતે કોઇક જીવોને જ્ઞાન નથી હોતુ, કે મારો આત્મા પુનર્જન્મ ધારણ કરનાર છે ? અથવા મારો આત્મા પુર્નજન્મ ધારણ કરનાર નથી ? પહેલા હુ કોણ હતો ? અથવા અહિંથી ચ્યવીને પરલોકમા શુ થઇશ ?

३. से जं पुण जाणेज्जा सहसम्मइयाए, परवागरणेणं, अण्णेसिं अंतिए वा सोच्चा, तजहा-पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि, जाव अण्णयरीओ दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि । एवमेगेसिं णायं भवइ, अत्थि मे आया उववाइए, जो इमाओ दिसाओ अणु- दिसाओ वा अणुसंचरइ, सव्वाओ दिसाओ सव्वाओ अणुदिसाओ जो आगओ अणुसंचरइ, सोहं । से आयावादी, लोगावादी, कम्मावादी, किरियावादी ।

કોઇ કોઇ જીવ પોતાના જાતિસ્મરણાદિ જ્ઞાનથી અથવા તીર્થંકરના ઉપદેશથી અથવા અન્ય-અવધિજ્ઞાની આદિ પાસેથી સાભળીને જાણી શકે કે હુ પૂર્વ દિશામાથી આવ્યો છુ યાવત્ કોઈ પણ દિશામાથી યા વિદિશામાથી આવ્યો છુ તે જ રીતે કેટલાકને એવુ જ્ઞાન હોય છે, કે મારા આત્મા પુનર્ભવ કરવાવાળો છે, જે આ દિશાઓમા અથવા વિદિશાઓમા વારંવાર આવાગમન કરે છે તેમજ સર્વ દિશાઓ અને સર્વ વિદિશાઓમા આવાગમન કરે છે તે હુ છુ આવુ જ્ઞાન જેને છે તે જ આત્મવાદી લોકવાદી કર્મવાદી અને ક્રિયાવાદી છે

# પ્રથમ શ્રુતસ્કન્ધ

## પ્રથમ અધ્યયન

## શસ્ત્ર પરિજ્ઞા

આ જગતમાં ઘણા લોકો એવા છે જે મહાન ગણાય છે, વિજ્ઞાનવેત્તા મનાય છે, ભૌતિક પદાર્થોનું સૂક્ષ્મ જ્ઞાન ધરાવે છે પણ તે પોતાને જ ઓળખતા નથી. હું શું છું ? કેવો છું ? એ જાણતા નથી એટલુ જ નહિ, ઘણાને તો 'હું છુ' એવી પણ પ્રતીતિ હોતી નથી. માણસ પોતે પોતાને ન ઓળખે, એથી વધારે આશ્ચર્ય શું હોય ?

સ્વ અને પર, પરસ્પર સાપેક્ષ શબ્દો છે. જ્યા સુધી 'સ્વ' નો સમીચીન બોધ ન થાય ત્યા સુધી 'પર' નો બોધ પણ સમીચીન થઇ શકતો નથી. માટે જ જ્ઞાની પુરુષો પ્રેરણા કરે છે–'વિદ્ધિ વિદ્ધિ સ્વ રામ્' અરે ! પોતાને સમજ ! સમજ !

દ્વાદશાંગ ગણિપિટકમાં મુમુક્ષુઓ માટે પ્રથમ આ આચારાગ મુક્તિનો રાજમાર્ગ બતાવનાર છે મુક્તિ આત્માની હોય છે, એટલે મુમુક્ષુએ સર્વપ્રથમ આત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ ત્યાર પછી તેની મુક્તિ માટે પુરુષાર્થ કરવો જોઇએ. પ્રથમ અધ્યયનમા એ જ મુખ્ય પ્રતિપાદ્ય છે. આ અધ્યયનમાં સાત ઉદ્દેશક છે.

(૧) પ્રથમ ઉદ્દેશકમા આત્માનું અસ્તિત્વ બતાવવામા આવ્યુ છે અને સાથે એ પણ કહેવામા આવ્યું છે કે આત્મા વર્તમાન જીવન સુધી જ સીમિત નથી, પણ એ પુનર્જન્મ ધારણ કરનાર છે, અનાદિ અનન્ત–શાશ્વત તત્ત્વ છે જ્ઞાનીઓ પાસેથી અથવા તો પોતાની વિશિષ્ટ મતિથી, આત્માની ભૂત અને ભવિષ્યકાલિક સ્થિતિ જાણી શકાય છે

(૨) બીજા ઉદ્દેશકમા પૃથ્વીકાયિક જીવોની સિદ્ધિ કરવામા આવી છે કેટલાક લોકો મનુષ્યોમા જ ચેતનનુ અસ્તિત્વ સ્વીકારે છે, કેટલાક ત્રસ જીવોને સચેતન માને છે વૈજ્ઞાનિકો હવે વનસ્પતિને પણ ચેતન માનવા લાગ્યા છે પરન્તુ જૈન–તત્ત્વજ્ઞાનની તો સનાતન ઉદ્ઘોષણા છે કે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ સચેતન છે આ સ્થાવર કહેવાતા જીવોમા પણ મનુષ્યની જેમ જ જ્ઞાન, દર્શન, ક્રોધાદિ કષાય, આહાર, ભય, મૈથુન તેમજ પરિગ્રહ સંબધી સજ્ઞાઓ વિગેરે ચેતનધર્મો વિદ્યમાન છે અતર માત્ર માત્રામા છે અધ પુરુષના ઉદાહરણથી આ તથ્ય પ્રભાવશાળી રીતે સમજાવવામા આવ્યુ છે.

(૩) તૃતીય ઉદ્દેશકમા અપ્કાયના જીવોની યતના બતાવતા કહ્યુ છે, કે જે અપ્કાયના જીવોનો અપલાપ કરે છે તે આત્માનો અપલાપ કરે છે.

४. अकरिस्सं च हं, काराविस्सं च हं, करओ यावि समणुन्ने भविस्सामि; एयावंति सव्वावंति लोगंसि कम्म-समारंभा परिजाणियव्वा भवंति ।

મેં કર્યું છે, મેં કરાવ્યુ છે અને અન્યકરનારને અનુમોદન આપ્યુ છે, લોકમાં એટલા જ કર્મસમારભ–કર્મ બાંધવાના કારણભૂત ક્રિયાના ભેદો જાણવા જોઈએ

५. अपरिण्णायकम्मे खलु अयं पुरिसे, जो इमाओ दिसाओ अणुदिसाओ वा अणुसंचरइ, सव्वाओ दिसाओ सव्वाओ अणुदिसाओ साहेति, अणेगरूवाओ जोणीओ संधेइ, विरूवरूवे फासे पडिसंवेदेइ ।

કર્મ અને કર્મબંધના સ્વરૂપને નહિ જાણનાર પુરુષ-આત્મા જ આ દિશાઓ અને વિદિશાઓમાં વારંવાર આવાગમન કરે છે અને સર્વ દિશાઓમા તથા વિદિશાઓમા કર્મોની સાથે ગમનાગમન કરે છે. અનેક પ્રકારની યોનિઓની સાથે પોતાનો સબધ સ્થાપિત કરે છે. વિવિધ પ્રકારના સ્પર્શો અને દુ ખોને વેદે છે.

६. तत्थ खलु भगवता परिण्णा पवेइया ।

તે કર્મબધનના કારણભૂત ક્રિયાઓના વિષયમા ભગવાને પરિજ્ઞા–વિવેક કહેલ છે.

७. इमस्स चेव जीवियस्स परिवंदणमाणण-पूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडि-घायहेउं ।

આ જીવનના માટે, યશની પ્રાપ્તિના માટે, માન, પૂજા, સત્કાર ને માટે, જન્મ-મરણથી મુક્ત થવા અથવા જન્મના અવસર પર, મૃત્યુના અવસર પર તથા મોક્ષને પ્રાપ્તકરવા માટે અને દુ ખોને દૂર કરવા માટે પ્રાણી પૂર્વોક્ત પાપમય ક્રિયાઓમા પ્રવૃત્તિ કરે છે.

८. एयावंति सव्वावंति लोगंसि कम्म-समारंभा परिजाणियव्वा भवंति ।

લોકમા આ સર્વ કર્મસમારભો જાણવા જોઈએ

९. जस्सेते लोगंसि कम्मसमारंभा परिण्णाया भवंति, से हु मुणी ।
त्ति बेमि ।

જેણે આ સમારભોને જાણ્યા છે તે નિશ્ચયથી પરિજ્ઞાતકર્મા - વિવેકી અને આરાધકમુનિ છે. સુધર્માસ્વામી જમ્બૂસ્વામીને કહે છે કે આ પ્રમાણે મે ભગવાન મહાવીર પાસેથી જે સાભળ્યુ છે તે કહું છું



## દ્વિતીય ઉદ્દેશ

# પૃથ્વીકાયની યતના

१०. अट्टे लोए परिजुण्णे दुस्सबोहे अविजाणए; अस्सिं लोए पव्वइए तत्थ तत्थ पुढो पास, आतुरा परितावेंति ।

વિષય કષાયથી પીડાયેલ, જ્ઞાનાદિ પ્રશસ્ત ભાવોથી હીન બનેલ, ઘણી મુશ્કેલીથી બોધ પ્રાપ્ત કરી શકનાર, અજ્ઞાની જીવ વિષય–વાસનાથી આતુર થઈ, ઘર બનાવવા આદિ વિભિન્ન કાર્યોને માટે પૃથ્વીકાયના જીવોને સંતાપ આપે છે, તે જુઓ.

११. सति पाणा पुढो सिया । लज्जमाणा पुढो पास ।

પૃથ્વીકાયમાં પૃથક્–પૃથક્ જીવો છે તેથી જ સંયમી તે જીવોની હિંસા કરતાં શરમાય છે. અર્થાત્ પ્રાણીઓને પીડા આપ્યા વિના જીવન નિર્વાહ કરે છે. તેઓને જો.

१२. अणगारा मो त्ति एगे पवयमाणा जमिणं विरूवरुवेहिं सत्थेहिं पुढविकम्मसमारंभेणं पुढविसत्थ समारभमाणा अण्णे अणेगरुवे पाणे विहिंसइ ।

કેટલાંક ભિક્ષુઓ કહે છે, 'કે અમે અણગાર છીએ.' આવુ કહેનારા અનેક પ્રકારના શસ્ત્રોના પ્રયોગે પૃથ્વીકાય સંબંધી પાપકર્મ કરે છે, પૃથ્વીકાયના જીવોની વિરાધના કરે છે, તેમજ પૃથ્વીના આશ્રિત રહેલા વનસ્પતિ આદિ જીવોની પણ હિંસા કરે છે.

१३. तत्थ खलु भगवया परिण्णा पवेइआ । इमस्स चेव जीवियस्स परिवंदणमाणण–पूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव पुढविसत्थ समारभइ, अण्णेहिं पुढविसत्थ समारभावेइ, अण्णे वा पुढविसत्थ समारभंते समणुजाणइ । त से अहियाए, तं से अवोहिए ।

પૃથ્વીકાયના આરંભના વિષયમાં ભગવાને પરિજ્ઞા [શુદ્ધસમજ] બતાવી છે. કે જે પ્રાણીઓ જીવનના નિર્વાહ માટે, કિર્તિ માટે, માન પૂજા માટે, જન્મ-મરણથી મુક્ત થવા માટે અને દુઃખોના નિવારણ માટે સ્વયં પૃથ્વીકાયના શસ્રોના આરંભ કરે છે, બીજા પાસેથી કરાવે છે અથવા પૃથ્વીકાયના શસ્રનો આરંભ કરનારને અનુમોદન કરે છે પરંતુ આ હિંસા તેના માટે અહિતકારી છે તેમજ બોધિ–બીજા [સમ્યક્ત્વ] નો નાશ કરનારી છે.

१४. से त संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सुच्चा खलु भगवओ, अणगाराणं अतिए, ईहमेगेसिं णायं भवति–एस खलु गथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए । इच्चत्थ गढिए लोए; जमिणं विरुवरुवेहिं सत्थेहिं

સર્વજ્ઞદેવ અથવા શ્રમણજનો પાસેથી સાભળી સદ્બોધ પ્રાપ્ત કરી કેટલાક પ્રાણીઓ એ સમજે છે કે (પૃથ્વીકાયની) હિંસા એ કર્મબંધનુ કારણ છે, મોહનું કારણ છે મરણનુ કારણ છે અને નરકનું કારણ છે છતાં પણ જીવ પોતાના કાર્યોમા આસકત થઈ અનેક પ્રકારના શસ્રોદ્વારા પૃથ્વીકર્મસમારંભથી પૃથ્વીકાયના

| | |
|---|---|
| पुढविकम्मसमारंभेणं पुढविसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ । | જીવોની હિંસા કરે છે તેમજ પૃથ્વીને આશ્રિત અન્ય અનેક પ્રકારના વનસ્પતિકાય આદિ જીવોની હિંસા કરે છે |
| १५. से बेमि–अप्पेगे अंधमब्भे, अप्पेगे अंधमच्छे; — अप्पेगे पायमब्भे, अप्पेगे पायमच्छे;-अप्पेगे गुफमब्भे, २ अप्पेगे जंघमब्भे, २ अप्पेगे जाणुमब्भे, २ अप्पेगे ऊरुमब्भे, अप्पेगे कडिमब्भे, २ अप्पेगे णाभिमब्भे, २ अप्पेगे उयरमब्भे, २ अप्पेगे पासमब्भे, २ अप्पेगे पिट्ठिमब्भे २ अप्पेगे उरमब्भे, २ अप्पेगे हिययमब्भे, अप्पेगे थणमब्भे, २ अप्पेगे खंधमब्भे, २ अप्पेगे बाहुमब्भे, २ अप्पेगे हत्थमब्भे, २ अप्पेगे अगुलिमब्भे, अप्पेगे णहमब्भे, २ अप्पेगे गीवमब्भे २ अप्पेगे हणुयमब्भे, २ अप्पेगे होट्ठमब्भे, २ अप्पेगे दंतमब्भे, २ अप्पेगे जीहमब्भे, २ अप्पेगे तालुमब्भे, २ अप्पेगे गलमब्भे, २ अप्पेगे गंडमब्भे, २ अप्पेगे कण्णमब्भे, २ अप्पेगे णासमब्भे, अप्पेगे अच्छिमब्भे, २ अप्पेगे भमुहमब्भे, २ अप्पेगे णिडामलमब्भे, २ अप्पेगे सीसमब्भे, २ अप्पेगे संपमारए, अप्पेगे उद्दवए । | શિષ્ય પ્રશ્ન કરે, કે પૃથ્વીકાયના જીવો દેખતા નથી, સૂઘતા નથી, સાંભળતા નથી તો તેમને વેદનાનો અનુભવ કેવી રીતે થાય છે? તેના ઉત્તરમાં ગુરુ કહે છે કે–જેવી રીતે કોઈ એક જન્મથી જ આધળો, બહેરો, મૂંગો પુરુષ હોય તેને કોઈ ભાલાથી ભેદે, તલવારાદિથી છેદે, કોઈ પગને ભેદે છેદે, ઘૂટીને, પિંડીને, ઘૂંટણને, જઘાને, કમરને, નાભિને, પેટને, પાસળીને, પીઠને, છાતીને, હૃદયને, સ્તનને, ખભાને, બાહુને, હાથને, આગળીને, નખને, ગળાને, દાઢીને, હોઠને, દાતને, જીભને, તાળવાને, ગાલને, લમણાને, કાનને, નાકને, આખને, ભ્રમરને, લલાટને અને મસ્તક ઇત્યાદિ અવયવોને, છેદે, ભેદે, તેને મૂર્છિત કરે, મારી નાખે ત્યારે તેને વેદના થાય છે પરંતુ તે વેદનાને પ્રગટ કરી શકતો નથી તેવીજ રીતે પૃથ્વીકાયના જીવ પણ અવ્યક્તરૂપથી વેદનાનો અનુભવ કરે છે, પરંતુ તેને પ્રગટ કરી શકતા નથી |
| १६. एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चे ते आरंभा परिण्णाया भवंति । | પૃથ્વીકાયની હિંસા કરનાર પુરૂષને આરંભનું જ્ઞાન નથી તેથી તે હિંસાજન્ય પાપમા લાગ્યો રહે છે જે અહિંસક વૃત્તિવાળા છે તે સૂક્ષ્મ અથવા સ્થૂલ શસ્ત્રોનો પ્રયોગ કરતા નથી તેથી તે હિંસાના ભેદોને સમજી, વિવેકયુક્ત થઇ, તેનો ત્યાગ કરે છે. |
| १७. तं परिण्णाय मेहावी नेव सयं पुढविसत्थं समारंभेज्जा, नेवण्णेहिं पुढविसत्थं | બુદ્ધિમાન્ પુરુષ એ સર્વ જાણી પૃથ્વીકાયની હિંસા સ્વયં કરે નહિ, બીજા પાસે પૃથ્વીકાયની |

समारंभवेज्जा, नेवण्णे पुढविसत्थं समारभंते समणुजाणेज्जा । जस्सेते पुढविकम्मसमारंभा परियण्णाया भवति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ।

હિંસા કરાવે નહી, પૃથ્વીકાયની હિંસા કરનારને અનુમોદન ન કરે. જે પૃથ્વીકાયના કર્મસમારંભોને જાણે અને છોડે છે તે કર્મને જાણનાર શુદ્ધ સંયમી મુની છે, એમ હું કહું છું.



## તૃતીય ઉદ્દેશ

# અપ્કાયની યતના

१८. से वेमि, से जहावि अणगारो उज्जुकडे, णियायपडिवण्णे, अमायं कुव्वमाणे वियाहिते; जाए सद्धाए णिक्खंते तमेव-मणुपालिज्जा विजहित्ता विसोत्तियं [ पाठांतरे पुव्वसंजोगं ]

હે જમ્બૂ! હું તને કહુ છું, કે જે જીવન-પ્રપચોનો ત્યાગ કરી અણગાર બન્યા છે, જેમનું અંતઃકરણ સરળ છે, જેણે જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ મોક્ષમાર્ગ સ્વીકાર્યો છે તથા છલ કપટનો સર્વથા ત્યાગ કર્યો છે. તેજ સાચા અણગાર કહેવાય છે, અણગારે જે શ્રદ્ધાથી સંયમ અંગીકાર કર્યો છે તેમાં કોઇપણ પ્રકારની શંકા નહી કરતા યાવજ્જીવન તે શ્રદ્ધાનું પાલન કરે

१९. पणया वीरा महावीहिं । लोगं च आणाए अभिसमेच्चा अकुतोभयं ।

આ મહાન મોક્ષમાર્ગમાં અનેક વીરો ચાલ્યા છે એટલે આ માર્ગ અપરિચિત નથી મહાપુરુષો આ માર્ગ પર ચાલ્યા છે તેથી નિર્ભય રહી આ માર્ગ પર ચાલવુ જોઇએ ભગવાનની આજ્ઞાથી અપ્કાયના જીવોને જાણી તે ઓની યતના કરે-સંયમ રાખે

२०. से वेमि, णेव सयं लोगं अब्भाइक्खेज्जा, णेव अत्ताणं अब्भाइक्खेज्जा । जे लोयं अब्भाइक्खति, से अत्ताणं अब्भाइक्खति; जे अत्ताणं अब्भाइक्खति, से लोयं अब्भाइक्खति ।

હે જમ્બૂ! હું કહુ છુ-સ્વયં પ્રાણીઓના-અપકાયના ચૈતન્યનો નિષેધ ન કરવો જોઇએ આ રીતે આત્માના અસ્તિત્વનો પણ નિષેધ ન કરવો જોઇએ જે અપ્કાયાદિ પ્રાણીઓના ચૈતન્યનો અપલાપ કરે છે તે પોતાના ચૈતન્યનો નિષેધ કરે છે અને જે પોતાના ચૈતન્યનો નિષેધ કરે છે તે અપ્કાયના જીવોનો નિષેધ કરે છે

२१. लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयमाणा; जमिणं विरुवरुवेहिं सत्थेहिं उदयकम्मसमारभेणं उदयसत्थं समारभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसति ।

સંયમી સાધુઓ હિંસાથી શરમાતા થકા પ્રાણીઓને પીડા આપતા નથી, તેને તું જો કેટલાક શાક્યાદિ સાધુઓ અભિમાનપૂર્વક કહે છે કે અમે અણગાર છીએ પરંતુ તે અપ્કાયના જીવોનો અનેક પ્રકારના શસ્ત્રોદ્વારા આરંભ કરતા થકા બીજા અનેક જીવોની હિંસા કરે છે. (તે હિંસા કરનારાઓ વાસ્તવમા સાધુ નથી )

२२. तत्थ खलु भगवया परिण्णा पवेतिता । इमस्स चेव जीवियस्स परिवंदणमाणणपूयणाए जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव उदयसत्थं समारंभति, अण्णेहिं वा उदसत्थ समारंभावेति, अण्णे वा उदयसत्थ समारंभते समणुजाणाइ; से अहियाए, तं से अवोहिए ।

આ વિષયમાં ભગવાને પરિજ્ઞા–વિવેક સમજાવતા કહ્યું છે, કે અજ્ઞાની જીવ જીવનના નિર્વાહ માટે પ્રશંસા, માન, સન્માન, પૂજા, જન્મમરણથી મુક્ત થવા, શારીરિક, માનસિક દુ:ખોના નિવારણ માટે સ્વયં જલકાયના જીવોની હિંસા કરે છે, બીજા પાસે જલકાયના જીવોની હિસા કરાવે છે. જલકાયના જીવોની હિંસા કરનારની અનુમોદના કરે છે તે હિંસા તેના માટે અહિતકર છે, અબોધિ માટે છે

२३. से तं संबुज्झमाणे आयाणीय समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इहमेगेसिं णायं भवति, एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए । इच्चत्थं गढिए लोए; जमिणं विरुवरुवेहिं सत्थेहिं उदयकम्मसमारंभेणं उदयसत्थं समारंभमाणा, अण्णे अणेगरुवे पाणे विहिंसइ ।

સર્વજ્ઞ અથવા સયમીજનો પાસેથી સાભળી સદ્બોધ પ્રાપ્ત કરી કેટલાક જીવો એ સમજે છે, કે આ હિંસા આઠ પ્રકારના કર્મોના બધનનુ કારણ છે, મોહનું કારણ છે, જન્મ–મરણનું કારણ છે નરકમાં લઇ જવાનુ કારણ છે છતાં પણ જે પ્રાણી કીર્તિલાલસા આદિમા આસક્ત છે તે ભિન્ન ભિન્ન પ્રકારના શસ્ત્રોદ્વારા અપકાયના સમારંભથી અપકાયના જીવોની હિંસા કરે છે અને સાથે અન્ય અનેક પ્રકારના પ્રાણીઓની હિંસા કરે છે.

२४. से बेमि, सन्ति पाणा उदयनिस्सिया जीवा अणेगे । इह खलु भो अणगाराणं उदयं जीवा वियाहिया । सत्थ चेत्थ अणुवीइ पास । पुढो सत्थ पवेदितं ।

હું કહું છુ કે– પાણીની સાથે તેમા બીજા અનેક પ્રાણીઓ રહેલા છે એટલું જ નહિ જૈન શાસનમાં તો પાણી સ્વય સજીવ છે એમ સાધુઓને જણાવેલ છે અપ્કાયના અનેક ભિન્ન ભિન્ન શસ્ત્રો કહ્યા છે તેનો પૂર્ણ વિચાર કરવો જોઇએ

२५. अदुवा अदिन्नादाणं ।

અપ્કાયની હિંસા કરનારને અદત્તાદાનનો દોષ પણ લાગે છે (કારણકે હિંસા કરનાર અપકાયના જીવોના શરીરને તેની આજ્ઞા વિના જ હરણ કરે છે )

२६. "कप्पति णे, कप्पति णे पाउं, अदुवा विभूसाए," पुढो सत्थेहिं विउट्टंति एत्थवि तेसिं णो णिकरणाए ।

બીજા કેટલાંક મતના સાધુઓ કહે છે, કે પીવા માટે અથવા સ્નાન-શોભા માટે પાણી વાપરાવામાં અમને કંઈ પણ દોષ નથી. એમ કહી તેઓ અનેક પ્રકારના શસ્ત્રોથી જલકાયના જીવોની હિંસા કરે છે. પરંતુ તેનું આ કથન અને તેનુ આગમ પણ એનો નિશ્ચય કરવામા સમર્થ નથી.

२७. एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति । एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरभा परिण्णाया भवंति । परिण्णाय मेहावी णेव सयं उदयसत्थं समारभेज्जा, णेवन्नेहिं उदयसत्थं समारंभावेज्जा, उदयसत्थं समारंभंतेवि अण्णे ण समणुजाणेज्ज, जस्सेते उदयसत्थ-समारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ।

જલકાયમાં શસ્ત્રનો આરંભ કરનાર પૂર્વોક્ત આરંભને જાણતો નથી કે તે પાપજનક છે, અહિતકર છે, કર્મબંધનાદિનું કારણ છે. જલ-કાયમા શસ્ત્રનો આરંભ નહીં કરનારને આ આરંભનુ જ્ઞાન છે. આ જાણી બુદ્ધિમાન્ પુરુષ સ્વયં અપ્કાયની હિંસા ન કરે, અન્ય પાસે ન કરાવે અને કરનારને અનુમોદન ન આપે. જેણે જલકાયની હિંસાને અહિતકર અને અબોધિકર સમજી લીધી છે તે પરિજ્ઞાતકર્મા-વિવેકી મુનિ કહેવાય છે. એમ હું કહું છુ



## ચતુર્થ ઉદ્દેશ

# અગ્નિકાયની યતના

२८. से बेमि, णेव सयं लोगं अब्भाइक्खेज्जा, णेव अत्ताणं अब्भाइक्खेज्जा । जे लोगं अब्भाइक्खति, से अत्ताणं अब्भाइक्खति; जे अत्ताणं अब्भाइक्खति, से लोगं अब्भाइक्खति -

હે શિષ્ય ! હું કહું છુ, કે લોકનો એટલે કે અગ્નિકાયની સચેતનતાનો અપલાપ ન કરવો જોઈએ પોતાના આત્માનો પણ અપલાપ ન કરવો જોઈએ જે અગ્નિકાયની સજીવતાનો નિષેધ કરે છે તે પોતાના આત્માનો નિષેધ કરે છે જે પોતાના આત્માનો નિષેધ કરે છે તે અગ્નિકાયનો નિષેધ કરે છે.

२९. जे दीहलोगसत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने; जे असत्थस्स खेयन्ने, से दीहलोगसत्थस्स खेयन्ने ।

દીર્ઘલોકશસ્ત્ર-દીર્ઘલોક એટલે વનસ્પતિ, તેનુ શસ્ત્ર-અગ્નિ. આ અગ્નિના સ્વરૂપને જે જાણે છે તે સંયમને જાણે છે જે સંયમનુ સ્વરૂપ જાણે છે તે વનસ્પતિના શસ્ત્રરૂપ અગ્નિકાયના સ્વરૂપને જાણે છે.

३०. वीरेहिं एगं अभिभूय दिट्ठं संजतेहिं सया जतेहिं सया अप्पमत्तेहिं ।

સદા જિતેન્દ્રિય, સદા અપ્રમત્ત, હમેશાં યતનાવાન, સંયમી વીર પુરુષોએ પરિષહાદિને જીતીને કેવળ-જ્ઞાન દ્વારા સાક્ષાત્ સર્વવસ્તુના સ્વરૂપને જોયું છે.

३१ जे पमत्ते गुणट्ठिए, से हु दंडे पवुच्चति। तं परिण्णाय मेहावी, इयाणिं णो, जमहं पुव्वमकासी पमादेणं ।

જે પ્રમાદી છે, ઇન્દ્રિયસુખોના અભિલાષિ છે તે હિંસા કરી દંડ આપે છે તેથી તે જુલ્મી, અન્યાયી કહેવાય છે. એ જાણીને બુદ્ધિમાન આત્મચિંતન કરે છે કે મેં પહેલાં પ્રમાદથી હિંસાદિ જે કાર્યો કર્યાં છે તે હવે ફરી હું નહીં કરુ

३२. लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयमाणा; जमिण विरूवरू-वेहिं सत्थेहिं अगणिकम्मसमारंभेणं अगणिसत्थं समारंभमाणे, अण्णे अणे-गरूवे पाणे विहिंसति ।

કેટલાક અણગારો અભિમાનપૂર્વક કહે છે કે 'અમે અણગાર છીએ, પરંતુ તેઓ અનેક પ્રકારના શસ્ત્રોદ્વારા અગ્નિકાય સંબંધી પાપકર્મ કરે છે તેમજ અગ્નિકાયને આશ્રયે રહેલા અનેક જીવોની હિંસા કરે છે.

३३. तत्थ खलु भगवया परिण्णा पवेदिया । इमस्स चेव जीवियस्स परिवंदणमा-णणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव अगणि-सत्थं समारंभति, अण्णेहिं वा अगणि-सत्थं समारभावेइ, अण्णे वा अगणिसत्थ समारंभमाणे समणुजाणति । तं से अहियाए, तं से अबोहिए ।

અગ્નિકાયના સમારંભના વિષયમા ભગવાને વિવેક સમજાવ્યો છે છતા પણ પ્રાણી જીવનના નિર્વાહ. પ્રશંસા, માન પૂજા માટે જન્મ-મરણથી મુક્ત થવા, દુખોના નિવારણ માટે સ્વય અગ્નિકાયની હિંસા કરે છે, બીજા પાસે હિંસા કરાવે છે અને જે અગ્નિકાયની હિંસા કરે છે, તેને અનુમોદન આપે છે તેને તે અહિતકર તથા અબોધિકર છે.

३४. से तं संबुज्झमाणे आयणीयं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इहमेगेसिं णायं भवति एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए । इच्चत्थं गढिए लोए; जमिणं विरूवरूवेहिं सत्थेहिं अगणिकम्मसमारंभेणं अगणिसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसति ।

તીર્થંકર અથવા શ્રમણજનો પાસેથી સાભળી સદ્બોધ પ્રાપ્ત કરી કેટલાક પ્રાણીઓ સમજે છે કે હિંસા એ કર્મબંધનુ કારણ છે, મોહનુ કારણ છે, મરણનું કારણ છે નરકનુ કારણ છે. છતા પણ જીવ પોતાના કાર્યોમા આસક્ત થઈ અનેક શસ્ત્રોદ્વારા અગ્નિકાય કર્મ સમારંભથી અગ્નિકાયના જીવોની હિંસા કરે છે અને સાથે અન્ય અનેક ત્રસાદિ પ્રાણીઓની હિંસા કરે છે

३५. से वेमि, संति पाणा, पुढविणिस्सिया, तणणिस्सिया, पत्तणिस्सिया, कट्ठणिस्सिया, गोमयणिस्सिया, कयवरणिस्सिया। संति सपातिमा पाणा आहच्च सपयंति य। अगणिं च खलु पुट्ठा एगे सघायमावज्जंति । जे तत्थ संघायमावज्जति, ते तत्थ परियाविज्जंति, जे तत्थ परियाविज्जंति, ते तत्थ उद्दायंति।

હે જમ્બૂ! હું કહું છું, કે જમીન, તણખલા, પાન, લાકડા, છાણા અને કચરો એ સર્વના આશ્રિત ત્રસ જીવો રહે છે. એ ત્રસ જીવો તથા અચાનક ઉપરથી આવી પડનારા ઉડતા નાના જીવો અગ્નિનો આરંભ કરવા પર અગ્નિમાં પડે છે અગ્નિમાં પડવા પર તેનુ શરીર અત્યંત સંકોચાવા લાગે છે. પછી તે મૂર્છિત થઇ મૃત્યુ પામે છે.

३६. एत्थ सत्थ समारभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवति। एत्थ सत्थ असमारंभमाणस्स इच्चेते आरम्भा परिण्णाया भवति।

અગ્નિકાયમા શસ્ત્રનો પ્રયોગ કરનારને પૂર્વોક્ત હિંસાદિ ક્રિયાઓ કર્મબંધનું કારણ છે, તેનુ જ્ઞાન નથી અગ્નિકાયમા શસ્ત્રનો પ્રયોગ નહી કરનારને પહેલા કહેલ હિંસાદિ ક્રિયાઓ કર્મબંધનું કારણ છે, તે વિવેક છે

३७. त परिण्णाय मेहावी नेव सय अगणिसत्थ समारभेज्जा, नेवन्नेहिं अगणिसत्थं समारभाविज्जा, अगणिसत्थ समारभंतेवि अन्ने न समणुजाणेज्जा। जस्सेते अगणिकम्मसमारम्भा परिण्णाया भवति, से हु मुणी परिण्णायकम्मे त्ति वेमि।

આવુ જાણી બુદ્ધિમાન્ પુરુષ સ્વયં અગ્નિકાયનો આરંભ કરે નહિ, બીજા પાસે અગ્નિકાયનો આરંભ કરાવે નહિ, અન્ય અગ્નિકાયનો આરંભ કરતા હોય તેને અનુમોદના આપે નહિ, જે આ અગ્નિકાયના સમારંભના અશુભ પરિણામને જાણે છે તે વિવેકી મુનિ છે એમ હું કહું છું.



પંચમ ઉદ્દેશ

## વનસ્પતિકાયની યતના

३८. त णो करिस्सामि समुट्ठाए, मत्ता मइम अभय विदित्ता त जे णो करए, एसोवरए एत्थोवरए एस अणगारेत्ति पवुच्चति।

હે બુદ્ધિમાન્ શિષ્ય! સંયમના સ્વરૂપને જાણીને જે એવો નિર્ણય કરે છે, કે હુ વનસ્પતિ કાયની પણ હિંસા નહીં કરુ એ રીતના સંકલ્પાનુસાર કોઇને પણ પીડા આપતા નથી તથા હિંસાથી નિવૃત્ત થાય છે અને નિર્ગ્રન્થ - પ્રવચનમા અનુરક્ત છે તે સાચા અણગાર છે

३९. जे गुणे से आवट्टे, जे आवट्टे से गुणे ।

જે શબ્દાદિ ઇન્દ્રિયોના વિષયો છે તે આવર્ત અર્થાત્ સંસારના કારણો છે અને જે આવર્ત્ત છે તે ઇન્દ્રિયોના વિષયો છે.

४०. उड्ढं अहं तिरियं पाईणं पासमाणे रूवाइं पासइ, सुणमाणे सद्दाइं सुणइ, उड्ढं अहं तिरियं पाईणं मुच्छमाणे रूवेसु मुच्छति, सद्देसु यावि । एस लोगे वियाहिए। एत्थ अगुत्ते अणाणाए पुणो पुणो गुणासाते वंकसमायारे पमत्ते अगारमावसे ।

આ જીવ ઉર્ધ્વ, અધો, તિર્છી અને પૂર્વાદિ દિશાઓમા અનેક પદાર્થોના સંપર્કમાં આવતા વિવિધ રૂપોને જુએ છે, સાંભળતો થકો શબ્દને સાભળે છે, ઉર્ધ્વ દિશામાં, અધો દિશામાં, તિર્છી દિશામાં, પૂર્વાદિ દિશાઓમા જોયેલી રૂપવાળી વસ્તુઓમા અને મનોજ્ઞ શબ્દોમાં આસક્ત બને છે આ આસક્તિ સંસાર કહેવાય છે. જે શબ્દાદિ વિષયોમા પોતાના ચિત્તની વૃત્તિનું ગોપન નથી કરતા તે ભગવાનની આજ્ઞાથી બહાર છે તે વારંવાર શબ્દાદિ વિષયોમાં ઇચ્છા રાખતા કુટિલતાનુ—અસયમનુ આચરણ કરે છે અને પ્રમાદિ બની ગૃહસ્થાવાસમાં જ છે—સાધુ નથી

४१. लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवदमाणा; जमिणं विरूवरुवेहिं सत्थेहिं वणस्सइकम्मसमारंभेणं वणस्सइसत्थ समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसति ।

સાવદ્યાનુષ્ઠાનથી શરમાતા કેટલાક બોલે છે, કે 'અમે અણગાર છીએ.' પરંતુ તેઓ અનેક પ્રકારના શસ્ત્રોથી વનસ્પતિકર્મ સમારંભ કરી વનસ્પતિની હિંસા કરે છે અને તેના આશ્રિત રહેલા બીજા અનેક પ્રાણીઓની પણ હિંસા કરે છે

४२. तत्थ खलु भगवया परिण्णा पवेदिता । इमस्स चेव जीवियस्स परिवंदणमाणणपूयणाए जाइमरणमोयणाए दुक्खपडिघायहेउं से सयमेव वणस्सतिसत्थं समारंभइ, अण्णेहिं वा वणस्सइसत्थं समारंभावेति, अण्णे वा वणस्सइसत्थं समारभमाणे समणुजाणति; तं से अहियाए, तं से अबोहिए ।

વનસ્પતિકાયના વિષયમાં ભગવાને પરિજ્ઞા-વિવેક સમજાવ્યો છે. છતા પણ પ્રાણી જીવનના નિર્વાહ માટે, પ્રશસા, માંન, પૂજા માટે, જન્મ-મરણથી મુક્ત થવા, દુખોના નિવારણ માટે, સ્વયં વનસ્પતિકાયના જીવોની હિંસા કરે છે, બીજા પાસે વનસ્પતિકાયની હિંસા કરાવે છે અને વનસ્પતિકાયની હિંસા કરનારને અનુમોદન આપે છે તે વ્યક્તિને આ હિંસા અહિતકર તથા અબોધિકાર છે

४३. से त संबुज्झमाणे आयाणीय समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इहमेगेसिं णायं भवति–एस खलु गंथे, एस खलु मोहे, एस खलु

તીર્થંકર અથવા શ્રમણજનો પાસેથી સાંભળી સદ્બોધ પ્રાપ્ત કરી કેટલાક પ્રાણીઓ એ સમજે છે કે હિંસા એ કર્મબંધનુ કારણ છે, મોહનું કારણ છે, મૃત્યુનુ કારણ છે, નરકનુ કારણ છે

मारे, एस खलु णरए। इच्चत्थं गढिए लोए; जमिणं विरूवरूवेहिं सत्थेहिं वणस्सइकम्मसमारंभेणं वणस्सइसत्थं समारंभमाणे अन्ने अणेगरूवे पाणे विहिंसति।

છતા પણ જીવ પોતાના કાર્યોમા આસક્ત થઈ અનેક પ્રકારના શસ્ત્રોદ્વારા વનસ્પતિકાય કર્મ સમારંભથી વનસ્પતિકાયના જીવોની હિંસા કરે છે સાથે અન્ય અનેક પ્રાણીઓની પણ હિંસા કરે છે.

४४. से बेमि,—इमंपि जाइधम्मयं, एयंपि जाइधम्मयं, इमंपि वुड्ढिधम्मयं, एयंपि वुड्ढिधम्मयं; इमंपि चित्तमंतयं, एयंपि चित्तमंतयं; इमंपि छिन्नं मिलाति, एयंपि छिन्नं मिलाति; इमंपि आहारगं, एयंपि आहारगं; इमंपि अणिच्चयं, एयंपि अणिच्चयं; इमंपि असासयं, एयंपि असासयं; इमंपि चओवचइयं; एयंपि चओवचइयं; इमंपि विपरिणामधम्मयं, एयंपि विपरिणामधम्मयं।

વનસ્પતિ સજીવ છે તે બતાવતા કહે છે, કે જેમ આપણું શરીર ઉત્પન્ન થવાના સ્વભાવવાળું છે તેવીજ રીતે વનસ્પતિ પણ ઉત્પન્ન થવાના સ્વભાવવાળી છે. આપણું શરીર વધે છે તેમ વનસ્પતિ પણ વધે છે, આપણામા ચેતન છે તેમ વનસ્પતિમાં પણ ચેતન છે. આપણુ શરીર કાપ-વાથી, છેદવાથી, કરમાય છે તેમ તે પણ કાપવાથી, છેદવાથી કરમાય જાય છે આપણા શરીરને આહારની આવશ્યકતા છે તેમ વનસ્પતિને પણ આહારની આવશ્યકતા છે. આપણુ શરીર અનિત્ય છે તેમ તે પણ અનિત્ય છે, આપણું શરીર અશાશ્વત છે તેમ તે પણ અશાશ્વત છે આપણુ શરીર વધે-ઘટે છે તેમ તેમા પણ હાનિ-વૃદ્ધિ થાય છે આપણા શરીરમા વિકાર થાય છે તેમ તેમાં પણ વિકાર થાય છે. આ રીતે આપણા શરીરની સમાન વનસ્પતિ પણ સચેતન છે

४५. एत्थ सत्थं समारभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति। तं परिण्णाय मेहावी णेव सयं वणस्सइसत्थं समारंभेज्जा, णेवण्णेहिं वणस्सइसत्थं समारंभावेज्जा, णेवण्णे वणस्सइसत्थं समारंभंते समणुजाणेज्जा। जस्सेते वणस्सइसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि।

વનસ્પતિકાયનો જે સમારંભ કરે છે તેને પૂર્વોક્ત હિંસાદિ ક્રિયાઓ કર્મબંધનું કારણ છે, તેનું જ્ઞાન નથી વનસ્પતિકાયના શસ્ત્રનો પ્રયોગ નહિ કરનારને પહેલા કહેલ હિંસાદિ ક્રિયાઓ કર્મબંધનું કારણ છે. એવો વિવેક છે તેથી પાપ લાગતુ નથી માટે તે બુદ્ધિમાન પુરુષ સ્વયં વનસ્પતિકાયનો સમારંભ કરે નહિ, બીજા પાસે કરાવે નહિ અને જે વનસ્પતિકાયનો સમારંભ કરતા હોય તેને અનુમોદન આપે નહિ, જે [illegible] વનસ્પતિકાયના સમારંભને [illegible] છે તે નિશ્ચયે મુનિ છે [illegible]

## પાંચમો ઉદ્દેશ

# ત્રસકાયની યતના

૪૬. से बेमि, संतिमे तसा पाणा, तंजहा-अंडया१, पोतया२, जराउया ३, रसया४ संसेयया५, संमुच्छिमा ६ उब्भियया७, उववातिया८ । एस संसारेत्ति पवुच्चत्ति मंदस्स अविजाणतो ।

હું કહું છું કે ત્રસ પ્રાણીઓ છે અને તે આ પ્રકારના છે- [૧] ઇંડાથી ઉત્પન્ન થવાવાળા પક્ષી વિગેરે [૨] કોથળીથી ઉત્પન્ન થનારા હાથી આદિ [૩] જરાયુથી ઉત્પન્ન થનારા ગાય ભેંશાદિ [૪] દૂધદહી આદિ રસોમાં ઉત્પન્ન થવાવાળા કીડાદિ [૫] પરસેવાથી ઉત્પન્ન થનાર જૂ, આદિ [૬] સમૂર્ચ્છિમ- પોતાની મેળે ઉત્પન્ન થનારા કીડી, આદિ [૭] જમીન ફોડી નીકળનારા તીડાદિ [૮] ઉપપાત જન્મવાળા દેવ નારક આ ૮ પ્રકારમા સંસારના સર્વ ત્રસ જીવોનો સમાવેશ થઇ જાય છે આ જ સંસાર કહેવાય છે જે હિતાહિતના વિચારથી રહિત છે એવા અજ્ઞાની પ્રાણી વારવાર આમાં પરિભ્રમણ કરે છે.

૪૭. णिज्झाइत्ता पडिलेहित्ता पत्तेयं परिणिव्वाण, सव्वेसिं पाणाणं, सव्वेसिं भूयाणं, सव्वेसिं जीवाण, सव्वेसिं सत्ताणं, असातं अपरिणिव्वाण महब्भयं दुक्खं ति बेमि ।

હે જમ્બૂ ! હું વિચાર કરીને અને જોઇને કહું છુ, કે- સર્વ પ્રાણી- વિકલેન્દ્રિય, સર્વ ભૂત- વનસ્પતિ, સર્વ જીવો-પંચેન્દ્રિયો તથા સર્વ સત્વો-શેષ એકેન્દ્રિયો ને દુઃખ અપ્રિય છે, દુઃખ અસાતા અને મહાભય જણાય છે.

૪૮. तसंति पाणा पदिसो दिसासु य । तत्थ तत्थ पुढो पास, आउरा परितावेंति । संति पाणा पुढो सिता ।

પ્રાણી દિશાઓ અને વિદિશાઓમાં સર્વત્ર પૃથક-પૃથક્ કારણોથી ત્રાસ પામે છે હે શિષ્ય ! તુ જો- વિષય, કષાયથી પીડીત થયેલા મનુષ્ય પોતાના અનેક પ્રકારના સ્વાર્થના માટે તેને દુઃખ આપે છે આ ત્રસાદિ પ્રાણીઓ પૃથ્વી આદિના આશ્રિત સર્વત્ર છે

૪૯. लज्जमाणा पुढो, पास, अणगारा मोत्ति एगे पवयमाणा; जमिणं विरूवरूवेहिं सत्थेहिं तसकायसमारंभेणं तसकायसत्थं समारभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसइ ।

સાવદ્યાનુષ્ઠાનથી શરમાતા કેટલાક કહે છે કે 'અમે અણગાર છીએ.' પરંતુ તેઓ અનેક પ્રકારના શસ્ત્રોદ્વારા ત્રસકાયના જીવોની હિંસા કરે છે અને ત્રસકાયના આશ્રિત રહેલા બીજા અનેક પ્રાણીઓની પણ હિંસા કરે છે.

| | |
|---|---|
| ५०. तत्थ खलु भगवया परिण्णा पवेदिता। इमस्स चेव जीवियस्स परिवंदणमाण–णपूयणाए, जाइमरणमोयणाए, दुक्ख–पडिघायहेउं, से सममेव तसकायसत्थं समारंभति, अण्णेहिं वा तसकायसत्थं समारभावेइ, अण्णे वा तसकायसत्थं समारंभमाणे समणुजाणति; तं से अहियाए, त से अवोहिए । | ત્રસકાયના વિષયમાં ભગવાને પરિજ્ઞા બતાવી છે, છતાં પણ પ્રાણી જીવનના નિર્વાહ, પ્રશંસા, માન, પૂજા માટે, જન્મ મરણથી મુક્ત થવા, દુઃખોના નિવારણ માટે સ્વયં ત્રસકાયના જીવોની હિંસા કરે છે, બીજા પાસે ત્રસકાયની હિંસા કરાવે છે, અને ત્રસકાયની હિંસા કરનારને અનુમોદન આપે છે. તેને માટે આ હિંસા અહિતકર તથા અબોધિકર છે. |
| ५१. से तं संवुज्झमाणे आयाणियं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इहमेगेसिं णायं भवई–एस खलु गथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए। इच्चत्थं गढिए लाए; जमिणं विरुवरुवेहिं सत्थेहिं तसकायसमारभेण तसकायसत्थं समा–रंभमाणे अण्णे अणेगरुवे पाणे विहिंसति | તીર્થંકર અથવા શ્રમણજનો પાસેથી સાભળી, સદ્બોધ પ્રાપ્ત કરી કેટલાક પ્રાણીઓ સમજે છે કે હિંસા એ કર્મબંધનું કારણ છે, મોહનું કારણ છે. મૃત્યુનુ કારણ છે. નરકનું કારણ છે. છતા પણ જીવ પોતાના કાર્યોમાં આસક્ત થઈ અનેક પ્રકારના શસ્ત્રોદ્વારા ત્રસકાયની હિંસા કરે છે સાથે અન્ય અનેક પ્રાણીઓની પણ હિંસા કરે છે |
| ५२. से वेमि—अप्पगे अच्चाए हणंति, अप्पेगे अजिणाए वहंति, अप्पेगे मंसाए वहंति, अप्पेगे सोणिताए वहति, अप्पेगे हिययाए वहंति, एवं पित्ताए, वसाए, पिच्छाए, पुच्छाए वालाए, सिंगाए, विसाणाए, दंताए, दाढाए, नहाए, ण्हारुणीए, अट्ठीए, अट्ठिमिंजाए, अट्ठाए, अणट्ठाए, अप्पेगे हिंसिंसु मेत्ति वा वहंति, अप्पेगे हिंसंति मेत्ति वा वहंति, अप्पेगे हिंसिस्संति मेत्ति वा वहंति । | ત્રસ જીવોની હિંસાના કારણો–કેટલાક લોકો અંધશ્રધાથી પ્રેરિત થઇ દેવી વિગેરેને ભોગ દેવા માટે ત્રસજીવોને મારે છે, કોઇ ચામડા માટે, કોઇ માંસ માટે, કોઈ લોહી માટે, કોઈ હૃદય માટે, કોઇ પિત્તને માટે, કોઇ કોઇ ચરબી માટે, કોઇ પીછા માટે, કોઈ પૂછડી માટે, કોઇ વાળ માટે, કોઈ શિંગડા માટે, કોઇ વિષાણ (હ થી–શૂકરાદિના દાંત) માટે, કોઇ દાઢાઓ માટે, કોઇ નખ માટે, કોઇ નસો માટે, કોઇ હાડકા માટે, કોઇ હાડકાના અંદરના ભાગના માટે, કોઇ પ્રયોજનથી, કોઇ પ્રયોજન વિના જ હિંસા કરે છે કોઇ 'મને માર્યો' અથવા 'આ મને મારે છે' એમ કહીને તેની હિંસા કરે છે અને કોઈ 'આ મને મારશે' એ ભાવથી જીવોને મારે છે |
| ५३. एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति । एत्थ | ત્રસકાયની હિંસામા પ્રવૃત્ત વ્યક્તિને હિંસાદિ ક્રિયાઓ કર્મબંધનું કારણ છે તેનુ જ્ઞાન નથી |

सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ।

ત્રસકાયમા શસ્ત્રનો ઉપયોગ નહિ કરનારને હિંસાદિ ક્રિયાઓ કર્મબંધનનું કારણ છે તે વિવેક હોય છે.

५४. तं परिण्णाय मेहावी णेव सयं तसकाय-सत्थं समारंभेज्जा, णेवण्णेहिं तसकाय-सत्थं समारंभावेज्जा, णेवण्णे तसकाय-सत्थं समारंभते समणुजाणेज्जा, जस्से-ते तसकायसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णाय कम्मे त्ति बेमि ।

આવુ જાણી બુદ્ધિમાન્ પુરુષ સ્વય ત્રસકાયનો આરંભ કરે નહિ, બીજા પાસે ત્રસકાયનો આરંભ કરાવે નહિ, અન્ય કોઇ ત્રસકાયનો આરંભ કરતો હોય તેને અનુમોદન આપે નહિ. જે આ ત્રસકાયના સમારંભના અશુભ પરિણામને જાણે છે તે વિવેકી મુનિ છે, એમ હું કહું છું.



## સાતમો ઉદ્દેશ

# વાયુકાયની યતના

५५. पहू एजस्स दुगंछणाए आयंकदंसी अहियं—ति नच्चा । जे अज्झत्थं जाणइ, से वहिया जाणइ; जे वहिया जाणइ, से अज्झत्थं जाणइ । एयं तुलमन्नेसि । इह संतिगया दविया णावकंखंति जीविउं ।

જે શારીરિક અને માનસીક પીડાઓને સારી રીતે જાણે છે અને આરંભ-હિંસાને અહિતકર સમજે છે તે વાયુકાયના સમારંભથી નિવૃત્ત થવામાં સમર્થ છે. કારણ કે જે પોતાના સુખ, દુ:ખને જાણે છે તે જ બીજાના સુખ, દુ ખને જાણે છે અને જે બીજાના સુખ, દુ ખને જાણે છે તે પોતાના સુખ, દુ:ખને જાણે છે પોતાને તથા બીજાને એક જ ત્રાજવા પર તોળવા જોઇએ. જૈનશાસનના શરણમા આવેલ, શાંતિને પ્રાપ્ત થયેલ સયમી પુરુષ વાયુકાયની હિંસા કરી જીવવાની ઇચ્છા ન કરે

५६. लज्जमाणा पुढो पास, 'अणगारा मोत्ति' एगे पवयमाणा जमिणं विरू-वरूवेहिं सत्थेहिं वाउकम्मसमारंभे वाउसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ।

सावद्यानुष्ठानथी શરમાતા કેટલાક બોલે છે, કે "અમે અણગાર છીએ" પરંતુ તેઓ અનેક પ્રકારના શસ્ત્રોદ્વારા વાયુકર્મ સમારંભ કરીને વાયુકાયની હિંસા કરે છે અને એમ કરતાં અનેક પ્રકારના બીજા પ્રાણીઓની પણ હિંસા કરે છે.

५७. तत्थ खलु भगवया परिण्णा पवेइया । इमस्स चेव जीवियस्स परिवंदणमाणण-

વાયુકાયના વિષયમા ભગવાને પરિજ્ઞા બતાવી છે, છતા પણ પ્રાણી જીવનના નિર્વાહ, પ્રશંસા, માન,

पूयणाए, जाइमरणमोयणाए दुक्ख-पडिघायहेउं, से सयमेव वाउसत्थं समारंभति, अन्नेहिं वाउसत्थं समारंभावेति, अन्ने वा वाउसत्थं समारंभते समणुजाणति; तं से अहियाए, तं से अबोहिए ।

પૂજા માટે, જન્મ મરણથી મુક્ત થવા, દુઃખોના નિવારણ માટે સ્વયં વાયુકાયના જીવોની હિંસા કરે છે. બીજા પાસે વાયુકાયની હિંસા કરાવે છે. અને જે વાયુકાયની હિંસા કરે છે તેને અનુમોદન આપે છે, તે વ્યક્તિને માટે આ હિંસા અહિતકર તથા અબોધિકર છે.

५८. से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए; इहमेगेसिं णायं भवति–एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए । इच्चत्थ गढिए लोए; जमिणं विरुवरुवेहिं सत्थेहिं वाउकम्मसमारंभेणं वाउसत्थं समा–रभमाणे अन्ने अणेगरूवे पाणे विहिंसति ।

તીર્થંકર અથવા શ્રમણજનો પાસેથી સાભળી, સદ્બોધ પ્રાપ્ત કરી કેટલાંક પ્રાણીઓ એ સમજે છે કે હિંસા કર્મબંધનું કારણ છે, મોહનું કારણ છે, મૃત્યુનુ કારણ છે. નરકનું કારણ છે. છતાં પણ જીવ પોતાના કાર્યોમાં આસકત થઈ અનેક પ્રકારના શસ્ત્રોદ્વારા વાયુકાયકર્મ સમારંભ કરી, વાયુકાયની હિંસા કરે છે અને સાથે અનેક બીજા પ્રાણીઓની પણ હિંસા કરે છે.

५९. से बेमि–संति संपाइमा पाणा आहच्च संपयंति य । फरिसं च खलु पुट्ठा एगे संघायमावज्जंति । जे तत्थ संघाय–मावज्जंति, ते तत्थ परियाविज्जंति, जे तत्थ परियाविज्जंति से तत्थ उद्दायति ।

હું કહું છું કે, બીજા કેટલાય ઉડતા પ્રાણીઓ છે જે વાયુકાયની સાથે એકઠાં થઇ પડે છે અને વાયુકાયની સાથે તે પણ પીડા પામે છે, મૂર્છિત થાય છે અને મૃત્યુને પામે છે.

६०. एत्थ सत्थं समरभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवति ।

વાયુકાયની હિંસામા પ્રવૃત વ્યક્તિને હિંસાદિ ક્રિયાઓ કર્મબધનું કારણ છે તેનુ જ્ઞાન નથી, વાયુકાયમાં શસ્ત્રનો સમારભ નહીં કરનારને હિંસાદિ ક્રિયાઓ કર્મબંધનું કારણ છે, એવો વિવેક હોય છે

६१. तं परिण्णाय मेहावी णेव सयं वाउसत्थं समारंभेज्जा, णेवन्नेहिं वाउसत्थं समा-रंभावेज्जा, णेवन्ने वाउसत्थं समारंभंते समणुजाणेज्जा । जस्सेते वाउसत्थ–समारंभा परिण्णाया भवंति, से हु मुणी परिण्णायकम्मेत्ति बेमि ।

આવુ જાણી બુદ્ધિમાન્ પુરુષ સ્વયં વાયુકાયનો આરંભ કરે નહિ, બીજા પાસે વાયુકાયનો આરંભ કરાવે નહિ, અન્ય વાયુકાયનો આરંભ કરતો હોય તેને અનુમોદના આપે નહિ જે વાયુકાયના આરંભના અશુભ પરિણામને જાણે છે તે વિવેકી મુનિ છે એમ હુ કહુ છુ

६२. एत्थवि जाणे उवादियमाणा जे आयारे न रमंति, आरंभामाणा विणयं वयंति, छंदोवणीया, अज्झोववण्णा आरंभसत्ता पकरेति संगं।

જે વાયુકાયની તથા બીજી કાયોની હિંસા કરે છે તે કર્મબંધનથી બંધાયેલ છે, તેથી હે શિષ્ય ! તમે એ જાણો કે જે સંયમમાં રમણ કરતા નથી, આરભ કરતા થકા પોતાને સયમી કહે છે, જે સ્વચ્છંદાચારી છે, વિષયોમાં આસકત છે, આરંભમા આસકત છે, તે વારંવાર કર્મબંધન કરે છે

६३. से वसुमं सव्वसमण्णागयपण्णाणेणं अप्पाणेणं अकरणिज्जं पाव कम्मं णो अन्नेसि।

સંયમરૂપી ધનથી યુકત એવા સંયમધની સાધક સર્વ પ્રકારથી સાવધાન અને સર્વ પ્રકારે સમજી નહી કરવા યોગ્ય પાપકર્મોમા પ્રયત્ન ન કરે.

६४. तं परिण्णाय मेहावी णेव सयं छज्जीवणिकायसत्थं समारंभेज्जा, णेवन्नेहिं छज्जीवणिकायसत्थं समारभावेज्जा, णेवन्ने छज्जीवणिकायसत्थ समारंभंते समणुजाणेज्जा। जस्सेते छज्जीवणिकायसत्थसमारंभा परिण्णाया भवंति, से हु मुणी परिण्णायकम्मेत्ति वेमि।

આવુ જાણી બુદ્ધિમાન્ પુરુષ સ્વય છકાયના જીવોની હિંસા કરે નહીં, બીજા પાસે છકાયના જીવોની હિંસા કરાવે નહિ, છકાયના જીવોની હિંસા કરનારને અનુમોદન આપે નહિ. જેણે છકાયના શસ્ત્રસમારભને જ્ઞપરિજ્ઞાથી જાણેલ છે અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગ કરી દીધો છે તે સાચા સયમી-વિવેકી મુનિ છે, એમ હું કહું છું.



## બીજું અધ્યયન

# લોક વિજય

પ્રથમ અધ્યયનમાં સૂક્ષ્મ અહિંસાનું વર્ણન કર્યું તે મોક્ષનું સાધન છે. બીજા અધ્યયનમાં લોક-વિજયનું વર્ણન છે લોક એટલે કે સંસાર, પતિ-પત્નીનો સંબંધ; માતા-પિતા અને સંતાનનો સંબંધ, ધનધાન્ય વૈભવાદિનો સંસર્ગ; એ બાહ્ય સંસાર અને બાહ્યસંસારના સંસર્ગથી ઉત્પન્ન થનાર આસક્તિ, મમતા, વૈર, અહંકારાદિ ભાવો આન્તરિક સંસાર છે. તેમની અસર આત્મા ઉપર થાય છે. ભાવસંસાર, બાહ્યસંસારનું કારણ છે. વાસ્તવિકતાએ તો ભાવસંસાર પર વિજય પ્રાપ્ત કરવો એ જ સાચો લોકવિજય છે. ભાવસંસાર પર વિજય પ્રાપ્ત કરવા માટે બાહ્યસંસારની નિવૃત્તિ પણ એક સાધન છે. તે સાધનની ભાવના પણ કષાયોની મંદતાને કારણે થાય છે. તેથી આ અધ્યયનમાં ભાવ (આભ્યંતર) અને દ્રવ્ય [બાહ્ય] સંસાર પર વિજય પ્રાપ્ત કરવાનું કહ્યું છે- આ અધ્યયનના ૬ ઉદ્દેશક છે.

[૧] પ્રથમ ઉદ્દેશકમા કર્મસિદ્ધાન્તાનુસાર ઋણાનુબંધના કારણે માતા-પિતા આદિના પરસ્પર સંબંધો જોડાય છે. આ સંબંધોમા કર્તવ્યનો બોધ હોય તો વિકાસને સ્થાન છે અને મોહ સંબંધ જોડાય હોય તો સંસારમાં પરિભ્રમણ વધે છે. કર્તવ્યને સમજનાર વ્યક્તિને સંયોગ-વિયોગમાં હર્ષ કે શોક થતો નથી મોહસંબંધ જ બંધન છે. તેથી તેના ત્યાગનું અહીં કથન કર્યું છે.

[૨] માતા-પિતાદિ લોક પર વિજય મેળવી ચારિત્રમાર્ગને ગ્રહણ કર્યા પછી કદાચિત્ સંયમ પ્રત્યે અરતિ-અપ્રેમ થાય તો શું કરવું ? તે બતાવ્યું છે.

[૩] સંયમમાં અરતિ ઉત્પન્ન થવાનું કારણ અજ્ઞાન, લોભ અને કામ છે. તેનું વર્ણન બીજા ઉદ્દેશકમા કર્યું. માન કષાય પણ અરતિનું કારણ છે તેથી અહીં માનત્યાગનો ઉપદેશ આપેલ છે

(૪) ભોગોમાં આસક્ત થવાથી કેવી દુર્દશા થાય તે છે બતાવ્યું છે. કામભોગોથી આસક્તિ, આસક્તિથી કર્મબંધન, કર્મબંધનથી આધ્યાત્મિકમૃત્યુ, આધ્યાત્મિક મૃત્યુથી દુર્ગતિ અને દુર્ગતિથી દુઃખ, આ રીતે કામભોગો દુઃખનું મૂળ છે

(૫) અહિંસક સંયમીને સંયમીજીવનના નિર્વાહ માટે દેહ સાધન છે અને દેહ ધારણ માટે આહારની આવશ્યક્તા છે આહારની અસર વિચારો પર થાય છે તેથી નિર્દોષ આહાર માટે શુદ્ધિ, અશુદ્ધિનો વિવેક રાખવો આવશ્યક છે. તેથી અહીં કેવી રીતે ભિક્ષા અને ઉપકરણો લેવા તેની વાત કહી છે.

(૬) ગૃહસ્થોના સંસર્ગ વિના ભિક્ષા પ્રાપ્ત થતી નથી ગૃહસ્થના સંસર્ગમા આવતા મમતા થઇ જવાની સંભાવના છે મમતા એ મમત્વ બુદ્ધિથી જાગે છે માટે તે પર કાબૂ લાવવા પ્રયત્ન કરવો, એ વાત કહી છે

## પ્રથમ ઉદ્દેશ

# સમ્બન્ધ મીમાંસા

६५. जे गुणे से मूलट्ठाणे, जे मूलट्ठाणे से गुणे। इति से गुणट्ठी महता परियावेणं वसे पमत्ते, तंजहा–माया मे, पिया मे माया मे, भइणी मे, भज्जा मे, पुत्ता मे, धूया मे, सुण्हा मे, सहि–सयण–संगंथ–संथुया मे, विवित्तोगवरण–परियट्टण – भोयणच्छायणं मे, इच्चत्थं गढिए लोए वसे पमत्ते।

જે શબ્દાદિ વિષયો છે તે સંસારના મૂળ કારણ છે, અને જે સંસારના મૂળ કારણે છે તે વિષયો છે તેથી વિષયાભિલાષી પ્રાણી પ્રમાદી બની શારીરિક અને માનસિક ઘોર દુઃખોને ભોગવે છે. તે હમેશા વિચારે છે કે આ મારી માતા, મારા પિતા, મારા ભાઈ, મારી બહેન, મારી પત્ની, મારી પુત્રી, મારી પુત્રવધૂ, મારા મિત્ર, મારા સ્વજન, મારા કુંટુંબી, મારા પરિચિત, મારા સુન્દર હાથી, ઘોડા, મકાનાદિ સાધન, મારી ધનસંપત્તિ, મારી ભોજનસામગ્રી, મારા વસ્ત્ર, આ પ્રકારના અનેક પ્રપંચોમા ફસાયેલ પ્રાણી જીવનપર્યંત પ્રમાદી બની કર્મથી બંધાય છે.

६६. अहो य राओ परियप्पमाणे, कालाकाल-समुट्ठाई, संजोगट्ठी, अट्ठालोभी आलुंपे, सहसाकारे, विणिविट्ठचित्ते एत्थ सत्थे पुणो पुणो।

સ્વજન, ધનાદિમા આસકત પ્રાણી રાત દિવસ ચિંતા કરતો થકો, કાળ, અકાળનો વિચાર કર્યા વિના કુટુંબ અને ધનાદિમા લુબ્ધ બની વિષયોમા ચિત્ત જોડી કર્તવ્ય–અકર્તવ્યના વિચાર કર્યા વિના નિર્ભયતાથી લૂટફાટ મચાવે છે, અને અનેક પ્રકારના પ્રાણીઓની હિંસા કરે છે.

६७. अप्पं च खलु आउयं इहमेगेसिं माणवाणं; तजहा सोयपरिण्णाणेहिं परिहायमाणेहिं, चक्खुपरिण्णाणेहिं परिहायमाणेहिं, घ रण्णाणेहिं परिहायमाणेहिं रसणपरिण्णाणेहिं परिहायमाणेहिं, फासपरिण्णाणेहिं परिहायमाणेहिं, अभिक्कंतं च खलु वय सपेहाए, तओ से एगया मूढभाव जणयति।

આ લોકમા મનુષ્યોનુ આયુષ્ય ઘણું થોડુ છે. તેમા પણ વૃદ્ધાવસ્થાના કારણે કાન, આખ, નાક, જીભ, સ્પર્શેન્દ્રિયનું જ્ઞાન દિવસે દિવસે ઓછુ થતું જાય છે વૃદ્ધાવસ્થાના સમયે પ્રાણી ગુંચવાડામા પડી જાય છે.

६८. जेहिं वा सद्धिं सवसति, तेवि ण एगया णियगा पुव्वं परिवयंति। सो वा ते णियगे पच्छा परिवएज्जा। णालं ते

વૃદ્ધ મનુષ્યોની સાથે વસનાર વ્યક્તિઓ તેની નિંદા કરે છે અથવા તે વૃદ્ધ બીજા કુટુંબીજનોની નિંદા કરે છે હે જીવ! આ કુટુબ તને દુઃખથી

तव ताणाए वा, सरणाए वा। तुमंपि तेसिं नालं ताणाए वा, सरणाए वा। से ण हासाए, ण किड्डाए, ण रतीए, ण विभूसाए।

બચાવવામાં અને શરણુ આપવામાં સમર્થ નથી. એજ રીતે હે જીવ ! તું પણુ તેઓને બચાવવા અને શરણુ આપવામાં સમર્થ નથી. વૃદ્ધાવસ્થામાં આ જીવ હાસ્ય, ક્રીડા, આનંદ ભોગવવાને યોગ્ય અને શૃંગાર–શણગારને વાચક રહેતો નથી.

૬૯. इच्चेव समुट्ठिए अहोविहाराए अतर च खलु इमं संपेहाए धीरो मुहुत्तमपि णो पमायए। वओ अच्चेइ जोव्वणं च।

આ પ્રકારે બુદ્ધિમાન પુરુષ ઉત્તમ અવસર પામી સંયમના પાલનમાં ક્ષણુમાત્રનો પણુ પ્રમાદ ન કરે. કારકે યૌવન તથા વય વ્યતીત થાઈ રહ્યું છે.

૭૦. जीविए इह जे पमत्ता से हता, छेत्ता, भेत्ता, लुपित्ता, विलुंपित्ता, उद्दवेत्ता, उत्तासइत्ता, अकडं करिस्सामित्त मण्णमाणे।

જેને જીવનની ક્ષણુભંગુરતાનુ જ્ઞાન નથી તે અસંયમમય જીવનમા પ્રમત્ત બની છકાયના જીવોની ઘાત કરે છે, છેદન કરે છે,' ભેદન કરે છે, લૂંટે છે, વિશેષરુપથી લૂંટે છે, પ્રાણુહીન કરે છે, અને ત્રાસ આપે છે. તે એમ વિચારે છે કે 'આજ સુધી કોઇએ નથી કર્યું એવું કાર્ય હું કરીશ'

૭૧. जेहिं वा सद्धिं संवसति ते वा णं एगया णियगा तं पुव्विं पोसति, सो वा ते णियगे पच्छा पोसेज्जा। णाल ते तव ताणाए वा, सरणाए वा, तुमंपि तेसिं णालं ताणाए वा, सरणाए वा।

મનુષ્ય જે કુટુંબીજનો સાથે વસે છે અને તેઓનું પોષણુ કરે છે કદાચિત્ તેનુ પાલન, પોષણુ તે કુટુમ્બિજનોને કરવું પડે છે. કદાચિત્, પુનઃ અર્થ પ્રાપ્તિ થઇ જાય તો તે મનુષ્ય પછી તે કુટુબીજનોનું પાલન પોષણુ કરે છે તો પણુ તે કુટુબીજનો તેની રક્ષા કરવામાં કે શરણુ દેવામા સમર્થ નથી. તેવી જ રીતે તે વ્યક્તિ પણુ તેના કુટુંબીજનોનું રક્ષણુ કરવામા કે શરણુ આપવામાં સમર્થ નથી

૭૨ उवादियसेसेण वा सणिहिसणियओ कज्जति, इहमेगेसिं असजताणं भोयणाए। तओ से एगया रोगसमुप्पाया समुप्पज्जंति।

કેટલાંક અસયતિઓ ઉપભોગ પછી બચેલી વસ્તુઓ અથવા ભોગવ્યા વિનાની વસ્તુઓ બીજાના ઉપભોગ માટે ઉપયોગી થશે તેમ માની રાખી મૂકે છે પરતુ પાપના ઉદયથી તેના શરીરમા રોગ કે ઉપદ્રવ ઉત્પન્ન થતા તે ધનનો ઉપભોગ કરી શકતો નથી

૭૩. जेहिं वा सद्धिं सवसति ते वा णं एगया णिगया पुव्विं परिहंति सो या ते णियगे पच्छा परिहरेज्जा। णालं ते

જેની સાથે વસે તે કુટુબીજનો રોગાદિથી પીડીત થયેલ વ્યક્તિને પહેલા છોડી દે છે અથવા તે રોગી સ્વયં તેને છોડી દે છે આ

तम्र ताणाए वा, सरणाए वा, तुमंपि तेसिं णालं ताणाए वा, सरणाए वा।

સમયે ધન અને સ્વજન કોઈપણ રક્ષા કરવામાં અથવા શરણ આપવામાં સમર્થ નથી.

૭૪. एवं जाणित्तु दुक्खं पत्तेयं सायं, अणभिक्कंतं च खलु वयं सपेहाए, खणं जाणाहि पंडिए।

પ્રત્યેક પ્રાણી સ્વયં પોતાના સુખ અને દુઃખનો નિર્માતા છે, ભોકતા છે, તથા હજી પણ ધર્માચરણ કરવા યોગ્ય આયુષ્ય શેષ છે તેમ જાણી સમજી જીવ ! અવસરને ઓળખ.

૭૫. जाव सोयपण्णाणा अपरिहीणा, जाव णेत्तपण्णाणा अपरिहीणा, जाव घाणपण्णाणा अपरिहीणा, जाव जीहपण्णाणा अपरिहीणा, फासपण्णाणा अपरिहिणा, इच्चेतेहिं विरूवरूवेहिं पन्नाणेहिं अपरिहीणेहि आयट्ठं सम्मं समणुवासेज्जासित्ति बेमि।

હે શિષ્ય ! જ્યાં સુધી કાન, આંખ, નાક, જીભ અને સ્પર્શન ઇન્દ્રિયોની જ્ઞાનશકિત મંદ થઇ નથી, ત્યા સુધી આત્મકલ્યાણને માટે પ્રયત્ન કરવો યોગ્ય અને હિતકારી છે.



## દ્વિતીય ઉદ્દેશ

# સંયમની દઢતા

૭૬. अरइं आउट्टे से मेहावि; खणंसी मुक्के।

બુદ્ધિમાન સાધકે સંયમમાં ઉત્પન્ન થયેલ અરુચિને દૂર કરવી, આમ કરવાથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે.

૭૭. अणाणाए पुट्ठावि एगे णियट्टंति मंदा मोहेण पाउडा।

અજ્ઞાની મોહથી ઘેરાયેલ કોઈ-કોઈ જીવ પરિષહ, ઉપસર્ગ આવતાં વીતરાગની આજ્ઞાનું ઉલ્લંઘન કરી સયમથી ભ્રષ્ટ થઈ જાય છે.

૭૮. "अपरिग्गहा भविस्सामो" समुट्ठाए लद्धे कामे अभिगाहेति, अणाणाए मुणिणो पडिलेहंति, एत्थ मोहे पुणो पुणो सण्णा जो हव्वाए णो पाराए।

'અમે પરિગ્રહથી રહિત થઇશુ' એમ બોલી કેટલાક દીક્ષિત થવા છતાં તેણ પ્રાપ્ત થયેલા કામભોગોનું સેવન કરે છે અને વીતરાગની આજ્ઞાથી વિપરીત આચરણ કરી મુનિવેશને લજવે છે અને કામભોગના ઉપાયોમાં તલ્લીન રહી વિષયોમા અત્યત આસકત થાય છે. તે આ પાર કે પેલે પાર પહોંચી શકતા નથી. (ન ગૃહસ્થ રહે છે, ન સાચા સાધુ.)

| | |
|---|---|
| ७९. विमुत्ता हु ते जणा, जे जणा पारगामिणो, लोभ अलोभेण दुगुंछमाणे लद्धे कामे णाभिगाहइ, विणावि लोभं निक्खम्म एस अकम्मे जाणति पासति। पडिलेहाए णावकंखति, एस अणगारेत्ति वुच्चति। | તે જ પુરુષો વિમુક્ત છે જે જ્ઞાન, દર્શન અને ચારિત્રના પારગામી છે. જે નિર્લોભથી લોભને જીતી પ્રાપ્ત થયેલા કામભોગોને ઇચ્છા તા નથી. જે પ્રથમથી જ લોભનો ત્યાગ કરીને ત્યાગી બને છે તે કર્મથી રહિત થઈ સર્વજ્ઞ અને સર્વદર્શી બને છે. લોભની ઇચ્છા કરતા નથી તે જ સાચા અણગાર કહેવાય છે. |
| ८०. अहो य राओ परितप्पमाणे, कालाकालसमुट्ठाई, संजोगट्ठी, अट्ठालोभी, आलुपे, सहसाकारे, विणिविट्ठचित्ते एत्थ सत्थे पुणो पुणो। | અજ્ઞાની જીવ રાત દિવસ દુઃખી થઈ, કાળ-અકાળની પરવા કર્યા વિના માતા, પિતાદિમાં તથા ધનાદિમાં આસકત થઈ વિષયોમા ચિત્ત જોડી, કર્તવ્યાકર્તવ્યનો વિચાર કર્યા વિના નિર્ભયતાથી લૂંટફાટ મચાવે છે અને અનેક પ્રકારના પ્રાણીઓની હિંસા કરે છે. |
| ८१. से आयवले१, से णाइवले२, से सयणवले३, से मित्तवले४, से पेच्चवले५, से देववले६, से रायवले७, से चोरवले८, से अतिहिवले ९, से किवणवले १०, से समणवले११, इच्चेतेहिं विरूवरूवेहिं कज्जेहिं दंडसमायाणं संपेहाए भया कज्जति। पावमोक्खोत्ति मण्णमाणे। अदुवा आसंसाए। | શરીરબળ, જાતિબળ, મિત્રબળ, પરલોકબળ, દેવબળ, રાજબળ, ચોરબળ, અતિથિબળ, ભિક્ષુકબળ, શ્રમણબળાદિ વિવિધ બળોની પ્રાપ્તી માટે આ અજ્ઞાની પ્રાણી વિવિધ પ્રકારની હિંસક પ્રવૃત્તિમા પડી જીવ હિંસા કરે છે. પાપથી છૂટવા માટે અથવા કોઈ બીજી કામનાથી પ્રેરિત થઈને અજ્ઞાની પ્રાણી સાવદ્ય કર્મ કરે છે. |
| ८२. त परिण्णाय मेहावी, णेव सयं एएहिं कज्जेहिं दंड समारंभेज्जा, णेवण्णं एएहिं कज्जेहिं दडं समारभाविज्जा, एएहिं कज्जेहिं दंडं समारंभंतेवि अन्ने णो समणुजाणेज्जा। | ઉપર કહેલ હિંસા અહિતરુપ છે તે જાણી બુદ્ધિમાન સાધક સ્વયં હિંસા કરે નહિ, બીજા પાસે કરાવે નહિ, અન્ય કરતુ હોય તેને અનુમોદન આપે નહિ |
| ८३. एस मग्गे आरिएहिं पवेदिए। जहेत्थ कुसले णोवलिंप्पिज्जासित्ति वेमि। | આ અહિંસાનો માર્ગ તીર્થકરોએ બતાવ્યો છે. તેથી કુશળ વ્યકિત પોતાના આત્માને હિંસાદિક વૃત્તિથી લિપ્ત ન કરે એમ હુ કહુ છુ |



## ત્રીજો ઉદ્દેશ

# માનત્યાગ અને ભોગવિરક્તિ

८४. से असइं उच्चागोए, असइं णीयागोए। णो हीणे णो अतिरित्ते, णो पीहए इति संखाए के गोयावादी? के माणावादी? कंसि वा एगे गिज्झे?

આ જીવ અનેકવાર ઊંચ ગોત્રમાં તથા અનેકવાર નીચ ગોત્રમાં ઉત્પન્ન થયો છે, એમાં કોઇ પણ પ્રકારની વિષેશતા અને હીનતા નથી એવું જાણી કોઈ પણ જાતનો ગર્વ ન કરવો જોઇએ, પ્રભુનું આવુ ફરમાન જાણી કોણ પોતાના ગોત્રનો ગર્વ કરે? કોણ અભિમાન કરે? અથવા શેમાં આસક્તિ કરે?

८५. तम्हा पंडिए णो हरिसे, णो कुप्पे, भूएहिं जाण पडिलेह सातं, समिते एयाणुपस्सी तंजहा–अंधत्तं, वहिरत्तं, मूयत्तं, काणत्तं, कुंटत्तं, खुज्जत्तं, वडहत्तं सामत्तं, सवलत्तं, सहपमाएण अणेगरूवाओ जोणीओ संधाति, विरूवरूवे फासे पडिसवेदेइ।

તેથી બુદ્ધિમાન પુરુષ હર્ષ ન કરે, રોષ ન કરે, દરેક પ્રાણીને સુખ પ્રિય છે એવુ જાણી પાંચ પ્રકારની સમિતિથી યુક્ત થઇ સર્વની સાથે વિવેક–પૂર્ણ વ્યવહાર કરે એ યાદ રાખવું જોઇએ કે જીવ પોતાના જ પ્રમાદથી આંધળો, બહેરો, મૂંગો, ઠૂંઠો, કાણો, કુબડો, વાંકો, કાળો, કાબરો થાય છે અને અનેક યોનિઓમાં જન્મ ધારણ કરે છે. તેમજ વિવિધ પ્રકારની યાતનાઓને સહન કરે છે

८६. से अवुज्झमाणे हतोवहते जाइमरणमणुपरियट्टमाणे।

અજ્ઞાની જીવ રોગાદિથી પીડીત થઈ, અપયશથી કલંકિત થઇ જન્મ–મરણના ચક્રમા પરિભ્રમણ કરે છે.

८७. जीवियं पुढो पियं इहमेगेसिं माणवाणं खेत्तवत्थुममायमाणाणं।

ક્ષેત્ર તથા વાસ્તુ વિગેરેમા મમત્વ રાખનાર પ્રત્યેક પ્રાણીને પોતાનુ જીવન બહુ જ પ્રિય લાગે છે [છતા મરવું તો પડેજ છે]

८८. आरत्तं, विरत्तं, मणिकुंडलं सहहिरण्णेण इत्थियाओ परिगिज्झ तत्थेव रत्ता।

અજ્ઞાની પ્રાણી રંગબેરંગી વસ્ત્ર, મણિરત્ન, કુંડલ, સોના ચાંદીમા તથા સ્ત્રીઓમા આસક્ત બને છે

८९. "ण इत्थं तपो वा, दमो वा, णियमो वा, यिस्सति" संपुण्णं वाले जीविउकामे लालप्पमाणे मूढे विप्परियासमुवेति।

એવા અજ્ઞાની જીવો, મૂઢ પ્રાણીઓ અસંયમિત જીવનની ઇચ્છા કરનાર હોય છે તેઓ ભોગોની લાલસાથી વિપરીત પ્રવૃત્તિ કરતા થકા એવો બકવાદ કરે છે કે આ સંસારમા તપ, ઈન્દ્રિય–દમન, અહિંસાદિ નિયમ કોઈ કામના નથી

९०. इणमेव णावकंखंति जे जणा धुवचारिणो, जातीमरणं परिन्नाय चरे संकमणे दढे ।

જે સાચા અને શાશ્વત સુખના અભિલાષી છે તે અસંયમી જીવનની ઈચ્છા કરતા નથી. જન્મ મરણનાને સ્વરૂપ સારી રીતે જાણી ચારિત્રમાં દઢ થઈ વિચરે છે.

९१. णत्थि कालस्सणागमो ।

મૃત્યુના માટે કોઈ અકાળ નથી.

९२. सव्वे पाणा पियाउया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा, पियजीविणो, जीविउकामा ।

સર્વ પ્રાણીઓને પોતાનું આયુ પ્રિય છે, સર્વ સુખના ઈચ્છુક છે, દુઃખ અને મરણ સર્વને પ્રતિકૂળ લાગે છે, અને પ્રત્યેક પ્રાણી જીવનની અભિલાષા રાખે છે.

९३. सव्वेसिं जीवियं पियं ।

'જીવવું' બધાને પ્રિય લાગે છે.

९४. तं परिगिज्झ दुपयं चउप्पयं अभिजुंजियाणं, संसंचियाणं, तिविहेण जावि तत्थ मत्ता भवइ अप्पा वा बहुगा वा, से तत्थ गढिए चिट्ठइ भोयणाए ।

અસયમી જીવન પ્રિય હોવાથી પ્રાણી દ્વિપદ, ચતુષ્પદને કામમાં જોડીને તેના દ્વારા ધન એકત્રિત કરે છે. આ પ્રકારે ભોગોપભોગના માટે થોડું અથવા ઘણું ધન એકઠું કરીને તેમાં આસકત રહે છે.

९५. तओ से एगया विविहं परिसिट्ठं संभूयं महोवगरग भवति । तंपि से एगया दायादा विभयंति, अदत्तहारा वा से अवहरंति, रायाणो वा से विलुंपंति, णस्सति वा से, विणस्सति वा से, अगारदाहेण वा से डज्झइ ।

વિવિધ પ્રકારના ભોગો પછી તેની પાસે બચેલ ઘણી સંપત્તિ એકત્રિત થઈ જાય છે. તેને પણ કોઈ વખત સ્વજનો પરસ્પર વહેંચી લે છે, ચોર ચોરી લે છે, રાજા લૂંટી લે છે, વ્યાપારાદિમા હાનિ થવાથી નષ્ટ થઈ જાય છે અથવા ઘરમાં આગ લાગવાથી બળી જાય છે એમ સંપત્તિ અનેક માર્ગે નષ્ટ થઈ જાય છે

९६. इति से परस्सट्ठाए कूराइ कम्माइं वाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विप्परियासमुवेति ।

આ પ્રકારે અર્થ લુબ્ધ અજ્ઞાની પ્રાણી બીજાઓના માટે ક્રૂર કર્મો કરતો થકો તે કર્મોથી ઉત્પન્ન થયેલ દુખને ભોગવતો વિપર્યાસ પામે છે.

९७. मुणिणा हु एयं पवेइयं ।

સર્વજ્ઞાનીએ આ બતાવેલ છે-પ્રરૂપેલ છે.

९८. अणोहंतरा एते, ण य ओहं तरित्तए अतीरंगमा एते, ण य तीरंगमित्तए अपारंगमा एते, ण य पारं गमित्तए ।

અસંયમી, સ્વચ્છંદાચારી સંસાર-પ્રવાહને તરતા નથી અને તીર સુધી પહોંચી શકતા નથી તથા વિષયવૃત્તી અને લાલસાથી સંસાર સમુદ્રમાં ગોથા ખાય છે પરંતુ પાર પામીને કિનારે પહોંચતા નથી

९९. आयाणिज्जं च आयाय, तंमि ठाणे ण चिट्ठइ, वितथं पप्पऽखेयन्ने, तंमि

કેટલાક અજ્ઞાની જીવો સંયમ ગ્રહણ કરી સંયમના સ્થાનમાં સ્થિર રહેતા નથી અને મિથ્યા-

ठाणमि चिट्ठइ । — ઉપદેશ પ્રાપ્ત કરી અસંયમમાં આસક્ત રહે છે.

१००. उद्देसो पासगस्स णत्थि । — તત્ત્વને સમજનાર માટે ઉપદેશની આવશ્યકતા નથી

१०१. बाले पुण णिहे कामसमणुण्णे असमितदुक्खे दुक्खी दुक्खाणमेव आवट्ट अणुपरियट्टतित्ति त्तेमि । — પરંતુ જે અજ્ઞાની છે, કામ-ભોગોમાં આસક્ત છે, ભોગેચ્છા જેની શાંત થઈ નથી, તે દુઃખી થઈ વિટંબણાના ચક્રમા ભ્રમણ કરે છે. તેને ઉપદેશની જરૂર છે. એમ હું કહું છું.



## ચતુર્થ ઉદ્દેશ

## ભોગોનું ફળ

१०२. ततो से एगया रोगसमुप्पाया समुप्पज्जति । — હે જમ્બૂ! કામભોગોની આસક્તિથી ભોગીને કદાચિત્ રોગો ઉત્પન્ન થાય છે

१०३. जेहिं वा सद्धिं सवसति, ते वा ण एगया णियगा पुव्वि परिवयति । सो वा ते णियगे पच्छा परिवएज्जा । णालं ते तव ताणाए वा, सरणाए वा । तुमंपि तेसिं णालं ताणाए वा सरणाए वा । — જેની સાથે વસે છે તે કુટુંબીઓ તેનું પહેલા પાલન પોષણ કરે છે, કદાચિત્ અર્થ પ્રાપ્ત થઈ જાય તો તે મનુષ્ય પછી પોતાના કુટુંબીઓનું પાલન પોષણ કરે છે છતા તે કુટુંબીઓ તેની રક્ષા કરવામા, તેને શરણ દેવામા સમર્થ નથી, અને તે વ્યક્તિ તેઓનું રક્ષણ કરવા કે તેઓને શરણ આપવામાં સમર્થ નથી

१०४. जाणित्तु दुक्खं पत्तेयं सायं । — પ્રત્યેક પ્રાણી પોતે કરેલા સુખ, દુઃખને ભોગવે છે.

१०५. भोगामेव अणुसोयंति-इहमेगेसिं माणवाण तिविहेणं, जावि मे तत्थ मत्ता भवइ, अप्पा वा, वहुगा वा, से तत्थ गढिए चिट्ठति भोयणाए । — આ સંસારમાં કેટલાક પ્રાણીઓ એવા છે કે જે કામભોગોની અભિલાષા વડે અલ્પ કે અધિક ધન અથવા ભોગની પ્રાપ્તિ થતા તેનો ઉપભોગ કરવા માટે તેના મન, વચન અને કાયાથી અત્યંત આસક્ત થઈ જાય છે

१०६. ततो से एगया विप्परिसिट्ठ सभूयं महोवगरणं भवति । तंपि से एगया दायाया विभयति, अदत्तहारे वा से हरति. रायाणो वा से विलुंपति, — આ પ્રકારે કોઈ વખતે તેની પાસે વિવિધ પ્રકારના ભોગો પછી બચેલી ઘણી સંપત્તિઓ એકત્રિત થાય છે તેને પણ કોઈ વખત સ્વજનો પરસ્પર વહેંચી લે છે અથવા ચોરો ચોરી લે ...ટી લે છે, વ્યાપારાદિમા હાનિ

| | | |
|---|---|---|
| | णस्सइ वा से, विणस्सइ वा से, अगारदाहेण वा से डज्झति। | થવાથી નષ્ટ થઇ જાય છે. ઘરમાં આગ લાગવાથી બળી જાય છે. આવા અનેક માર્ગોથી તે સંપત્તિ નષ્ટ થઈ જાય છે. |
| १०७. | इति से परस्स अट्ठाए कूराणि कम्माणि बाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विप्परियासमुवेति। | આ પ્રકારે તે અજ્ઞાની જીવ બીજાને માટે ક્રૂર કર્મો કરતો થકો દુઃખથી મૂઢ થઈ વિપરીત પ્રવૃત્તિ કરે છે. |
| १०८. | आसं च छंद च विगिंच धीरे। | ધીર પુરુષ ! તારે વિષયોની આશા અને સંકલ્પોથી દૂર રહેવું જોઈએ, |
| १०९. | तुमं चेव तं सल्लमाहट्ट। | તમે સ્વયં આ કાંટાને અંતઃકરણનાં રાખી દુઃખી થઓ છો. |
| ११०. | जेण सिया, तेण णो सिया। | જે ધનાદિ સામગ્રીથી ભોગોપભોગ થઈ શકે છે તેજ ધનાદિ સામગ્રીથી તેનો ભોગોપભોગ ન પણ થાય. [ઘણાં લોકો તેનો માત્ર સંગ્રહ જ કર્યા કરે છે. ] |
| १११. | इणमेव णावबुज्झंति, जे जणा मोह–पाउडा। | જે મોહથી આવૃત્ત છે તે મનુષ્ય આ વાતને સમજી શકતો નથી. |
| ११२. | थीभि लोए पव्वहिए ते भो वयंति "एयाइं आयतणाइं"। | સંસારી જીવો, સ્ત્રીઓના હાવભાવ દ્વારા અત્યંત દુઃખી થાય છે. તો પણ "આ સ્ત્રીઓ ભોગો–પભોગનું સાધન છે." એમ કહે છે. |
| ११३. | से दुक्खाए, मोहाए, माराए, णर–गाए, णरगतिरिक्खाए। | આ પ્રકારે કહેવું તે દુઃખનું, મોહનું, જન્મ–મરણનુ, નરકનુ અને તિર્યંચ ગતિનું કારણ છે. |
| ११४. | सतत मूढे धम्मं णाभिजाणाति। | નિરંતર મૂઢ બનેલ જીવ ધર્મને જાણતો નથી. |
| ११५. | उदाहु वीरे, अप्पमादो महामोहे। | વીરપ્રભુએ દૃઢતાપૂર્વક કહ્યું છે કે મોહના પ્રધાન કારણોમા પ્રમાદ ન કરવો જોઈએ. |
| ११६. | अलं कुसलस्स पमादेणं, संति–मरणं सपेहाए, भिदुरधम्मं संपेहाए। | અપ્રમાદથી મોક્ષ અને પ્રમાદથી મરણ હોય છે એ વિચાર કરી તથા શરીરની ક્ષણભંગુરતાને ધ્યાનમા રાખી કુશળ પુરૂષે પ્રમાદ ન કરવો જોઇએ |
| ११७. | णालं पास। अलं तवेएहि। एयं पास मुणी! महब्भयं। | હે શિષ્ય ! વિષયભોગોથી ક્યારેય પણ તૃપ્તિ થતી નથી. તેથી તેમા આસક્તિ ન કરે ! આ ભોગોને મહા ભયરૂપ સમજ ! |
| ११८. | णातिवाएज्ज कंचण। | કોઈ પણ પ્રાણીની હિંસા ન કરો ! |

| | |
|---|---|
| | શૂરવીર પ્રશંસનીય છે. તે જ વ્યકિત સંસારના બંધનોમા બંધાયેલ પ્રાણીઓને મુકત કરે છે. |
| १३४. जहा अंतो तहा बाहिं, जहा बाहिं तहा अंतो । | શરીર જેમ અંદરથી અસાર છે તેવી જ રીતે બહારથી પણ અસાર છે. અને જેવું બહારથી અસાર છે તેવું અંદરથી પણ અસાર છે |
| १३५. अंतो अंतो पूतिदेहंतराणि पासति पुढोवि सवंति पंडिए पडिलेहए । | બુદ્ધિમાન્ પુરુષ આ શરીરમાં રહેલા દુર્ગંધી પદાર્થોને તથા અંદરની અવસ્થાને જુએ છે કે હમેશાં આ શરીરમાંથી મળાદિક પદાર્થો નીકળતા રહે છે એવું જાણી પંડિત પુરુષ શરીરના યથાર્થ સ્વરૂપને સમજે છે. |
| १३६. से मतिमं परिण्णाय मा य हु लालं पच्चासी, मा तेसु तिरिच्छमप्पाण-मावायए । | બુદ્ધિમાન્ પુરુષ કામ અને દેહના સ્વરૂપ ને સારી રીતે સમજી બાળકની જેમ લાળને ચૂસનાર એટલે કે ત્યાગેલા ભોગોને ફરી ઇચ્છનાર ન થાય અને જ્ઞાનાદિ કાર્યો પ્રતિ વિમુખ ન રહે. |
| १३७. कासंकसे खलु अय पुरिसे, बहुमायी, कडेण मूढे पुणो तं करेति लोभ, वेर वड्ढति अप्पणो । | કામી પુરૂષ 'આ કર્યું, આ કરીશ' આ પ્રકારના વિચારથી વ્યાકુળ રહે છે અને અત્યંત માયા કરે છે પોતાના કાર્યોથીજ મૂઢ બની ફરી એવો લોભ કરે છે જેનાથી પોતાના આત્મા સાથે શત્રુતા વધે છે. |
| १३८. जमिणं परिकहिज्जइ इमस्स चेव पडिवूहणयाए अमरायइ महासड्ढी अट्टमेतं पेहाए । | એટલા માટે કહેવાય છે કે ભોગોમા અતિ આસકત પુરુષ ક્ષણભંગુર શરીરને પુષ્ટ બનાવવા માટે પ્રયત્ન કરે છે જાણે કે તે અજર અમર હોય એવા પ્રાણીને દુખી જાણીને કાયાદિમા આસકત ન થવુ. |
| १३९. अपरिन्नाय कंदति से त जाणह जमहं बेमि । | જે મૂઢ પ્રાણી વસ્તુસ્વરૂપને જાણતા નથી, તે શોક કરે છે. માટે કામપરિત્યાગનો ઉપદેશ આપુ છુ તેને ધારણ કરો. |
| १४०. तेइच्छ पंडिते पवयमाणे, से हंता, छेत्ता, भेत्ता, लुंपित्ता, विलुंपिता, उद्दवइत्ता, अकडं करिस्सामित्ति मण्णमाणे जस्सवि य ण करेइ, अल | પરમાર્થને નહી જાણવા છતાં પણ પાંડિત્યનું અભિમાન કરનાર કામવિકારોને શમન કરવાના ઉપદેશક બની રહે છે અને અમે કાઇક નવું કાર્ય કરશું; એવુ અભિમાન રાખી ફરે છે પરંતુ તેઓ જીવોને મારનારા, છેદનારા, શૂળાદિથી ભેદ– |

बालस्स संगेणं, जे वा से कारेति वाले, ण एवं अणगारस्स जायतित्ति वेमि ।

નારા, લૂંટનારા, ઝૂંટનારા, પ્રાણથી રહિત કરનારા હોય છે. આવા અજ્ઞાની જેને ઉપદેશ આપે છે, જે એના સંસર્ગમાં આવે છે તેઓ પણ કર્મબંધના ભાગી બને છે, ઉપદેશ આપનાર તો કર્મબંધનનો ભાગી છે જ માટે આવા અજ્ઞાનીઓનો અને આવી ચિકિત્સા કરાવનારનો સંગ ન કરવો જોઇએ. જે સાચા ગૃહત્યાગી સાધુ છે તેને આવો ઉપદેશ અથવા ચિકિત્સા કરવી યોગ્ય નથી



## ૫ષ્ઠ ઉદ્દેશ

# મમત્વ પરિહાર

१४१. से त्तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए तम्हा पावकम्मं णेव कुज्जा, ण कारवेज्जा ।

પહેલાં કહેલ વસ્તુસ્વરૂપને સમજી જ્ઞાન, દર્શન, ચારિત્રમય સંયમમા પ્રયત્નશીલ રહેનાર સાધક સ્વયં પાપકર્મ કરે નહિ બીજા પાસે કરાવે નહિ.

१४२. सिया तत्थेगयरे विप्परामुसति, छसु अण्णयरंमि कप्पति ।

પાપારંભમા પ્રવૃત્ત પ્રાણી છકાય જીવોમાથી કોઇ પણ એક કાયનો સમારંભ કરે છે તે છકાયમાથી પ્રત્યેકનો આરંભ કરનારો ગણાય છે અથવા જે પૂર્વોક્ત પાપસ્થાનો માંથી કોઈ એકનુ સેવન કરે છે તે વારવાર છકાયમાંથી પ્રત્યેક કાયમા ઉત્પન્ન થાય છે.

१४३. सुहट्ठी लालप्पमाणे सएण दुक्खेण मूढे विप्परियासमुवेति, सएण विप्पमाएण पुढो वयं पकुव्वति, जंसिमे पाणा पव्वहिया, पडिलेहाए णो णिकरणाए एस परिण्णा पवुच्चति, कम्मोवसंती ।

સુખના અભિલાષી, સુખ માટે દોડધામ કરનાર જીવ પોતાના હાથથી ઉત્પન્ન કરેલ દુખથી મૂઢ બની વિશેષ દુઃખી થાય છે પોતે કરેલા પ્રવાદના કારણે વ્રતોનો ભગ કરે છે અથવા મસારની વિચિત્ર દશાનો અનુભવ કરે છે. જે દશાઓમાં પ્રાણી અત્યત દુખી થાય છે. આ વાત જાણી પરપીડાકારી કોઈ કામ ન કરે, આ વિવેક કહ્યો છે આ વિવેકથી કર્મોનો ક્ષય થાય છે

१४४. जे ममाइयमतिं जहाति, से जहाइ ममाइत, से हु दिट्ठपहे मुणी जस्स णात्थि ममाइत ।

જે મમત્વ બુદ્ધિને છોડી શકે છે તે મમત્વને છોડી શકે છે જેને મમત્વ નથી તે મોક્ષના માર્ગને જાણનાર મુનિ છે

| | |
|---|---|
| ११९. एस वीरे पसंसिए–जे ण णिविज्जति आदाणाए। | જે સંયમમાં ખેદ રાખતા નથી તે વીર, પ્રશંસાને પામે છે. |
| १२०. "ण मे देति" ण कुप्पेज्जा, थोवं लध्दुं ण खिंसए, पडिसेहिओ परिण–मेज्जा। | આ ગૃહસ્થ મને આપતો નથી એવો વિચાર કરી તેના પર ક્રોધ ન કરે. અલ્પ પ્રાપ્ત થાય તો પણ તેની નિંદા ન કરે. ગૃહસ્થ ના પાડે તો ત્યાંથી પાછા ફરી જવું જોઈએ. |
| १२१. एयं मोणं समणुवासिज्जासित्ति बेमि। | આ રીતે સંયમનું સમ્યગ્ આરાધન કરવું જોઈએ. એમ હું કહું છું. |



## પાંચમો ઉદ્દેશ

# ભિક્ષા–વિચાર

| | |
|---|---|
| १२२. जमिणं विरूवरूवेहिं सत्थेहिं लोगस्स कम्मसमारंभा कज्जंति, तंजहा–अप्पणो से पुत्ताणं, धूयाणं, सुण्हाणं, णातीणं, धातीणं, राईणं, दासाणं दासीणं, कम्मकराणं, कम्मकरीणं, आएसाए, पुढो पहेणाए, सामासाए, पायरासाए, संणिहि–सनिचओ कज्जइ इहमेगेसिं माणवाणं भोयणाए। | ગૃહસ્થ જન પોતા માટે તથા પોતાના પુત્ર, પુત્રી, પુત્રવધૂ, કુટુંબી, જ્ઞાતિજન, ધાઈ, રાજા, દાસ, દાસી, નોકર–ચાકર, મહેમાનાદિને માટે તથા કુટુંબીઓમાં વિભાગ કરવા માટે, સવારના ભોજન માટે સાંજના ભોજન માટે વિવિધ પ્રકારના શસ્ત્રોદ્વારા આરંભ કરી આહારાદિ બનાવે છે, તેનો સંગ્રહ કરી રાખે છે. |
| १२३. समुट्ठिते अणगारे आरिए आरियपन्ने, आरियदंसी अयं संधित्ति अदक्खु, से णादिए, णादिआवए, णादियंतं समणुजाणए। | સંયમમાં ઉદ્યત, આર્ય–પવિત્ર બુદ્ધિસમ્પન્ન ન્યાયદર્શી, અવસરનો જ્ઞાતા, તત્ત્વજ્ઞ અણગાર અકલ્પનીય આહારને ગ્રહણ કરે નહીં બીજા પાસે ગ્રહણ કરાવે નહીં. ગ્રહણ કરનારને અનુમોદન આપે નહીં |
| १२४. सव्वामगंधं परिण्णाय णिरामगंधो परिव्वए। | સર્વપ્રકારના દૂષણોથી રહિત થઈ નિર્દોષપણે સંયમનું પાલન કરે. |
| १२५. अदिस्समाणो कयविक्कएसु; से ण किणे, ण किणावए, किणंतं ण समणुजाणए। | મુનિ ક્રય, વિક્રયની ક્રિયાથી દૂર રહે. બીજા પાસે ક્રયવિક્રય કરાવે નહિ, કોઈ કરતો હોય તેમાં અનુમોદન આપે નહિ. |

१२६. से भिक्खू कालण्णे, वालण्णे, मायण्णे, खेयण्णे, खणयण्णे, विणयण्णे, ससमयण्णे, परसमयण्णे, भावण्णे परिग्गहं अममायमाणे, कालाणुट्ठाई, अपडिण्ने दुओहू छित्ता नियाइ ।

પૂર્વોક્ત ગુણોથી સમ્પન્ન, કાળ, બળ, માત્રા, ક્ષેત્ર, અવસર, જ્ઞાનાદિ વિનય, સ્વસમય, પરસમય, ભાવને જાણનાર, પરિગ્રહની મમતાને દૂર કરનાર, યથાકાળ અનુષ્ઠાન કરનાર મુનિ અનાસક્ત થઇ, રાગદ્વેષને છેદી મોક્ષમાર્ગમાં આગળ વધે છે.

१२७. वत्थ पडिग्गहं कंवलं पायुपुंछणं उग्गहं च कटासणं, एतेसु चेव जाणेज्जा ।

વસ્ત્ર, પાત્ર, કમ્બલ, સ્થાન, શય્યા અને આસનની વિવેકપૂર્વક ગૃહસ્થોની પાસેથી જ યાચના કરે.

१२८. लद्धे आहारे अणगारे मातं जाणेज्जा, से जहेयं भगवया पवेइय ।

આહારપ્રાપ્તિના સમયે સાધુને પ્રમાણ–માત્રાનુ જ્ઞાન હોવું જોઇએ એમ ભગવાને ફરમાવ્યું છે.

१२९. लाभोत्ति ण मज्जेज्जा, अलाभोत्ति ण सोएज्जा, वहुंपि लध्दुं ण णिहे, परिग्गहाओ अप्पाणं अवसक्केज्जा, अण्णहा णं पासए परिहरेज्जा ।

આહારાદિ પ્રાપ્તિ થવા પર અભિમાન ન કરે, ન મળે તો શોક ન કરે. અધિક પદાર્થ મળે તો સગ્રહ ન કરે, પોતાના આત્માને પરિગ્રહથી બચાવે તથા ધર્મોપકરણને પણ પરિગ્રહ રૂપે નહીં જોતો કેવળ સાધન સમજી તેના પર પણ મમત્વ ન રાખે. પોતાને ગૃહસ્થથી ભિન્ન માને.

१३०. एस मग्गे आरिएं पवेदिते, जहेत्थ कुसले णोवलिंप्पेज्जासि त्ति वेमि ।

આ માર્ગ તીર્થંકરોએ બતાવ્યો છે માર્ગમા પ્રવૃત્તી કરનાર કુશળ વ્યકિત કર્મ–બંધનોતી બંધાતી નથી, એમ હુ કહું છું

१३१. कासा दुरतिक्कमा, जीवियं दुप्पडि-वूहगं, कामकामी खलु अयं पुरिसे, से सोयति, झूरति, तिप्पति, पिड्डति, परितप्पति ।

કામભોગોનો ત્યાગ કરવો એ ઘણું કઠન છે. જીવનની એક ક્ષણ પણ વધારી શકાતી નથી વિષયાભિલાષી પુરુષ વિષયો જવાપર અત્યંત શોક કરે છે, વિલાપ કરે છે, લજ્જા અને મર્યાદાને છોડી દે છે. અત્યંત પીડાને અનુભવે છે.

१३२. आयतचक्खू लोगविपस्सी लोगस्स अहोभाग जाणति, उड्ढ भाग जाणति, तिरियभाग जाणति ।

દીર્ઘદર્શી અને સસારની વિચિત્રતાને જાણનાર પુરુષ લોકના નીચા, ઊંચા અને તિર્યગ્ ભાગને જાણે છે

१३३. गड्ढिए लोए अणुपरियट्टमाणे सधिं विदित्ता इह मच्चिएहिं, एस वीरे पसंसिए जे वद्धे पडिमोयए ।

વિષયમા આસક્ત લોકો સંસારમા વારવાર પરિભ્રમણ કરે છે જે મનુષ્ય જીવનમા ઉત્તમ અવસરને જાણીને વિષયોથી દૂર રહે છે તે

| | |
|---|---|
| १४५. तं परिन्नाय मेहावी विदित्ता लोग, वंता लोगसण्णं, से मतिमं परिक्कमे- ज्जासित्ति वेमि। | એવું જાણી ચતુર મુનિ લોકના સ્વરૂપને જાણીને લોકસંજ્ઞા દૂર કરી વિવેકપૂર્વક સંયમમા પરાક્રમ કરે, એમ હું કહું છુ. |
| १४६. णारतिं सहते वीरे, वीरे नो सहते रतिं; जम्हा अविमणे वीरे, तम्हा वीरे न रज्जति। | પરાક્રમી સાધક સંયમમાં ઉત્પન્ન થયેલ અરુચિને સહન કરતો નથી અને બાહ્ય પદાર્થોમાં થતી રતિ-રુચિને પણ સહન કરતો નથી. કારણ કે વીર સાધુ અન્યમનસ્ક થતા નથી અર્થાત શાંત હોય છે માટે વીરસાધક, કોઇ પદાર્થ પર રાગવૃત્તિ ઉત્પન્ન થવા દેતા નથી. |
| १४७. सद्दे फासे अहियासमाणे, निव्विंद नंदिं इह जीवियस्स। | શબ્દ, સ્પર્શાદિ વિષયો ઉપસ્થિથ થાય તો તેને સહન કરી લેવા, તેઓમાં પ્રસન્ન ન થવું. અસયમિત જીવનના પ્રમોદ અને મોહને ત્યાગે અથવા તેના તરફ ખુશી ન રાખે |
| १४८. मुणी मोणं समादाय धुणे कम्मसरी- रगं। पंतं लूहं च सेवंति, वीरा समत्तदंसिणो। | મુનિ સંયમની આરાધના કરી કર્મરૂપી શરીરને આત્માથી દૂર કરે. સતપુરુષાર્થી અને તત્ત્વોને સમ્યક્ જાણનાર પુરુષ નીરસ, લુખા-સૂખા આહાર કરે છે |
| १४९. एस ओघंतरे मुणी, तिन्ने, मुत्ते, विरत्ते, वियाहितेत्ति वेमि। | એ જ મુનિ સસાર-પ્રવાહને તરે છે, તથા સંસારથી તરેલા, પરિગ્રહથી મુકત થયેલ ત્યાગી કહેવાય છે. એમ હુ કહું છુ |
| १५०. दुव्वसु-मुणी अणाणाए तुच्छए गिलाति वत्तए। | તીર્થંકરની આજ્ઞાને નહિ માનનાર, સ્વચ્છંદી બની વિચરનાર મુનિ મોક્ષ પ્રાપ્ત કરવા માટે અયોગ્ય છે તે સાધક વિજ્ઞાનથી શૂન્ય હોવાને કારણે પ્રશ્ન પૂછવા પર પ્રત્યુત્તર દેવામાં ગ્લાનિ, ભય, સકોચનો અનુભવ કરે છે. |
| १५१. एस वीरे पसंसिए अच्चेइ लोयसंजोयं | વીતરાગની આજ્ઞાનો આરાધક બની, સસારની જંજાળથી પાર થઈ જાય છે તે જ મુનિ પ્રશંસનીય છે |
| १५२. एस नाए पवुच्चति। जं दुक्खं पवेदितं इह माणवाणं, तस्स दुक्खस्स कुसला परिण्णमुदाहरंति। | તીર્થંકર દ્વારા પ્રરૂપિત આ જ માર્ગ ન્યાયમાર્ગ કહેવાય છે મનુષ્યોના દુઃખ ઉત્પન્ન થવાના કારણો કહ્યા છે, તે દુખના કારણોથી છૂટવા માટે કુશળ સાધક પ્રત્યાખ્યાન પરિજ્ઞા દ્વારા તેને છોડે છે. |

१५३. इति कम्मं परिण्णाय सव्वसो ।

આ પ્રકારે દુઃખના કારણ કર્મોને જાણી આસ્રવ દ્વારોમાં પ્રવૃત્તી ન કરે અથવા કર્મોને સારી રીતે જાણી સર્વ પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત કરી ઉપદેશ આપે.

१५४. जे अणन्नदंसी से अणण्णारामे, जे अणण्णारामे से अणण्णदंसी ।

જે પરમાર્થદૃષ્ટા છે તે મોક્ષમાર્ગ સિવાય અન્યત્ર રમણ કરે નહિ. જે મોક્ષમાર્ગ સિવાય અન્યત્ર રમણ કરતા નથી, તે પરમાર્થદૃષ્ટા છે

१५५. जहा पुण्णस्स कत्थति तहा तुच्छस्स कत्थति, जहा तुच्छस्स कत्थति तहा पुण्णस्स कत्थति ।

સાચા ઉપદેશક જેવો રાજાદિ શ્રીમંતોને ઉપદેશ આપે છે તેવો જ ઉપદેશ સામાન્ય રંકાદિને આપે છે. સામાન્ય રંકાદિને જેવો ઉપદેશ આપે છે તેવો જ રાજા શ્રીમતાદિને આપે છે.

१५६. अवि य हणे अणातियमाणे । एत्थपि जाण सेयं-ति णत्थि ।

(ઉપદેશકેશ્રોતાના અભિપ્રાય અને ધર્મને જાણી ઉપદેશ આપવો જોઇએ.) અન્યથા તેઓ ઉપ-દેશને સાભળી, ક્રોધી બની ઉપદેશકને મારવા લાગે. ઉપદેશ દેવાની વિધિને જાણ્યા વિના ઉપદેશ આપવામા કલ્યાણ નથી.

१५७. केयं पुरिसे क च णए? एस वीरे पससिए, जे बद्धे पडिमोयए, उड्ढ अहं तिरियं दिसासु ।

આ પુરુષ કોણ છે? કયા દેવને નમસ્કાર કરે છે? તેનો કયો ધર્મ અથવા કયો પંથ છે? ઇત્યાદિ વાતોનો વિચાર કરી ઉપદેશ આપવો જોઇએ, એવા ઉપદેશથી સંસારના ઊર્ધ્વ, નીચા અને તિર્યગ્ભાગમા રહેલા અને કર્મબંધનોથી બધાયેલા જીવોને જે મુક્ત કરે છે તે જ પ્રશસાને પાત્ર છે

१५८. से सव्वतो सव्वपरिन्नाचारी ण लिप्पति छणपदेण वीरे ।

તે વીર પુરુષ પોતાના જીવનમા જ્ઞાન અને ક્રિયાને એવો સદ્-વ્યવહાર કરે છે કે જેનાથી હિંસાજન્ય પાપથી લિપ્ત થતો નથી

१५९. से मेधावी जे अनुग्घायणस्स खेयन्ने जे य बधपमोक्खमन्नेसी ।

જે કર્મોને દૂર કરવામા નિપુણ છે, કર્મોના બધનથી મુક્ત થવાના ઉપાયને શોધનાર છે તે પંડિત છે

१६०. कुसले पुण नो बद्धे, नो मुक्के ।

કેવળી ભગવાન મુકત પણ નથી અને બધનમા પણ નથી

१६१. से जं च आरभे जं च णारभे । अणारद्धं च ण आरभे ।

કુશળ સાધક જે માર્ગ પર ચાલ્યા છે તે પર દરેકે ચાલવુ જોઇએ અને જે માર્ગ પર તેઓ નથી ચાલ્યા તે પર ન ચાલવુ જોઇએ તેઓ દ્વારા અનાચીર્ણનુ આચરણ ન કરે

| | |
|---|---|
| १६२. छणं छणं परिन्नाय लोगसन्नं च सव्वसो। | હિંસા અને હિંસાના કારણોને તથા લોકસંજ્ઞાને જાણીને સર્વથા ત્યાગ કરવો જોઇએ. |
| १६३. उद्देसो पासगस्स णत्थि। | પરમાર્થદર્શીને ઉપદેશ આવશ્યક નથી. |
| १६४ वाले पुण निहे कामसमनुन्ने असमित-दुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टतित्ति वेमि। | પરંતુ જે અજ્ઞાની છે. કામ ભોગોમાં આસક્ત છે. ભોગેચ્છા શાંત નહિ થવાના કારણે જે દુઃખી થઈ દુખોના ચક્રમાં ભ્રમણ કરે છે, તેના માટે ઉપદેશ છે. એમ હું કહુ છું. |



## ત્રીજું અધ્યયન

# શી તો ષ્ણી ય

સંયમ માર્ગ અંગીકાર કર્યા પછી તે માર્ગમાં સારા, નરસા,-અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગો આવે છે. આ સંયોગોમાં વિકાસ તરફ પ્રયાણ કરનાર સાધકે શું કરવું જોઈએ, તે આ અધ્યયનમાં બતાવ્યું છે. શીતશબ્દનો અર્થ છે ઠંડુ અને ઉષ્ણુનો અર્થ ગરમ. પરંતુ તેનો લાક્ષણીક અર્થ છે શીત અને ઉષ્ણ પ્રકૃતિવાળા પરીષહો. દ્રવ્યશીત અને દ્રવ્યઉષ્ણને છોડીને અહી ભાવશીત અને ભાવઉષ્ણની વાત કરી છે. સ્રીપરીષહ, સત્કારપરિષહ, પ્રમાદ આદિ અને સાતા વેદનીયજન્ય સુખ આદિ ભાવશીત છે અને ક્ષુધા, તૃષા, દંશમશક, બધન આદિ ૨૦ પરિષહો તથા કષાય, શોક, વેદ, અરતિ, દુઃખ એ ભાવ ઉષ્ણ છે. ભાવ શીત અને ભાવ ઉષ્ણસ્પર્શનો અનુભવ થાય ત્યારે સાધક હર્ષ–વિષાદ રહિત થઇ સહન કરે.

આ બંને ગુણો પરસ્પર વિરોધી છે પરંતુ તે બંનેનું વેદન કરનાર મન એક જ છે. જે વસ્તુ એકને સુખ ઉત્પન્ન કરે છે તે જ વસ્તુ બીજાને દુખ પણ ઉત્પન્ન કરી શકે છે. તેવો બધાને અનુભવ છે. પરતુ કયારેક મન એવી સ્વાભાવિક સ્થિતિનો અનુભવ કરે છે કે તે શીત, ઉષ્ણથી પર થઈ જાય છે આવી સ્થિતિ આવે ત્યારે જ સાચો આનંદ પ્રતીત થાય છે. આ સ્થિતિનું નામ છે સમભાવયોગ. તેની વાત અહીં કરેલી છે આ અધ્યયનના ૪ ઉદ્દેશક છે

(૧) સમભાવમાં રહેલા સાધકને કદાચ વિષયોનું સાન્નિધ્ય આવે તો પણ તે તેમા લેપાતો નથી કારણકે રાગદ્વેષનો સબંધ વિષયો સાથે છે, તે બરાબર જાણતો હોવાથી સયમ પ્રત્યે તથા પદાર્થત્યાગ તરફ જાગૃત રહે છે અને સમભાવ તરફ બરાબર સાવધાન રહે છે

(૨) ભાવનિંદ્રાનુ દુખમય સ્વરૂપ અને તેના કડવા ફળ જાણી સાધક આત્માને ભાવનિદ્રામાથી જાગૃત કરે છે. ભાવનિદ્રામાથી જાગૃત થવા માટે ત્યાગમાર્ગ આવશ્યક છે ત્યાગમાર્ગ એ ઔષધિ છે. વ્રત નિયમાદિ પથ્ય છે આ દવાથી આત્મિક સ્વાસ્થ્ય સારુ રહે છે

(૩) ત્યાગ એ નિષ્ક્રિય રહેવાની દશા નથી, પરતુ પળે પળે આવતા અનેક પ્રલોભનો તથા સંકટો વચ્ચે મનનુ સમતોલપણુ રાખવુ અથવા તો સત્ક્રિયામા જાગૃત રહેવાની ભૂમિકા છે, એ સમજાવી ત્યાગનો ગૂઢ ઉદ્દેશ બતાવ્યો છે

(૪) ત્યાગની ઓળખ અમુક વેશ, અમુક દર્શન, પથ કે સપ્રદાયથી હોતી નથી પરતુ કષાયોનુ શમન એ જ ત્યાગીના ત્યાગનો–આદર્શ માપયત્ર છે કષાયોના ત્યાગથી જ જીવ કર્મોથી મુકત બને છે.

## પ્રથમ ઉદ્દેશ

# અનાસક્તિ

| | | |
|---|---|---|
| १६५. | सुत्ता अमुणी, सया मुणिणो जागरंति। | અજ્ઞાની જન સદા સૂતેલા છે. જ્ઞાનીજન સદા જાગૃત રહે છે. |
| १६६ | लोगंसि जाण अहियाय दुक्ख। | લોકમા દુઃખનું કારણ અજ્ઞાન છે અને તે અહિતકર્તા છે. |
| १६७. | समयं लोगस्स जाणित्ता एत्थ सत्थोवरए। | સંસારના હિંસામય આચારને જાણી સંયમના બાધક હિંસાદિ શસ્ત્રોથી દૂર રહેવું જોઇએ. |
| १६८. | जस्सिमे सद्दा य, रूवा य, गधा य, रसा य, फासा य, अहिसमन्नागया भवति, से आयवं, णाणवं, वेयवं, धम्मवं बंभवं, पन्नाणेहिं परियाणति लोयं, मुणित्ति वुच्चे;धम्मविदुत्ति, अंजू आवट्टसोयसग-मभिजाणति, सीओ-सिणच्चाई, से निग्गथे, अरतिरतिसहे फरुसयं नो वेदेति, जागरे, वेरोवरए, धीरे एवं दुक्खा पमुच्चति। | જે પુરુષે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શોને યથાર્થ રૂપે જાણી લીધા છે તે જ આત્મસ્વરૂપનો જ્ઞાતા, જ્ઞાની, શસ્ત્રવેત્તા, ધર્મવેત્તા, અને બ્રહ્મ-જ્ઞાની છે. તે પોતાના જ્ઞાનબળથી સમગ્રલોકને જાણી લે છે. તે જ સાચા સાધુ કહેવાય છે. ધર્મને જાણનાર સરળહૃદય મુનિ જન્મ-મરણના ચક્રનો અને વિષયાભિલાષાનો સંબંધ જાણે છે, સુખ, દુઃખની આશા નહિ રાખતા તે અપરિગ્રહી મુનિ અનુકૂળ, પ્રતિકૂળ ઉપસર્ગોને, પરીષહોને સહન કરતા થકા સંયમમા કઠિનતાનો અનુભવ કરતા નથી તેવા મુનિ સદા જાગૃત રહે છે અને વેર-વિરોધથી દૂર રહે છે. હે વીર! આ પ્રકારે તું પણ દુઃખોથી મુક્ત બની શકીશ. |
| १६९. | जरामच्चुवसोवनीए णरे सततं मूढे धम्मं णाभिजाणति। | જે પ્રાણી જરા અને મૃત્યુના સપાટામા સપડા-યેલ છે અને તેનાથી સદા મૂઢ બનેલ છે તે પ્રાણી ધર્મને જાણતો નથી |
| १७०. | पासिय आउरपाणे, अप्पमत्तो परिव्वए। | પ્રાણીઓને મોહથી વિહ્વળ જોઇ સાવધાન થઇ સંયમમા પ્રવૃત્તિ કરવી જોઇએ. |
| १७१. | मंता एयं, मइम पास। | હે બુદ્ધિમાન્! આ જોઇને તું એ પ્રકારે વિહ્વળ થવાની ઇચ્છા ન કર. |
| १७२. | आरंभजं दुक्खमिणति णच्चा, मायी पमाई पुणरेइ गब्भ। उवेहमाणे | હે બુદ્ધિમાન્! હિંસાદિથી જ દુઃખ ઉત્પન્ન થાય છે એવું જાણી સદા જાગૃત રહેવું જોઇએ. |

| | | |
|---|---|---|
| | सद्दरूवेसु अंजू, माराभिसंकी मरणा पमुच्चति । | માયાવી, કષાયી તથા પ્રમાદી પ્રાણી વારંવાર જન્મ-મરણ કરે છે પરંતુ જે શબ્દાદિ વિષયોમાં રાગદ્વેષ નહિ કરતા સમભાવથી પ્રવૃત્તિ કરે છે. તે મૃત્યુના ભયથી મુકત થઇ જાય છે. |
| १७३. | अप्पमत्तो कामेहिं, उवरतो पावकम्मेहिं, वीरे आयगुत्ते खेयन्ने । | જે બીજાને થનારા દુ:ખોને જાણે છે તે આત્મ સંયમી રાખી વિષયોમાં નથી ફસાતા અને પાપ કર્મોથી દૂર રહે છે. |
| १७४. | जे पज्जवजातसत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने । जे असत्थस्स खेयन्ने, से पज्जवजातसत्थस्स खेयन्ने । | જે વિષયભોગોના અનુષ્ઠાનને શસ્ત્રરૂપે જાણે છે તે સંયમને જાણે છે, જે સંયમને જાણે છે તે વિષયભોગોના અનુષ્ઠાનને શસ્ત્રરૂપે જાણે છે. |
| १७५. | अकम्मस्स ववहारो ण विज्जत्ति । कम्मुणा उवाही जायति । | કર્મરહિત પુરુષને સાંસારિક વ્યવહાર રહેતો નથી કર્મોથી જ ઉપાધી ઉત્પન્ન થાય છે |
| १७६. | कम्म च पडिलेहाए, कम्ममूल च जं छणं । | કર્મના સ્વરુપને જાણી હિંસક વૃત્તિને કર્મનુ મૂળ સમજી તેનાથી દૂર રહેવું જોઇએ |
| १७७. | पडिलेहिय, सव्व समायाय दोहिं अंतेहिं अदिस्समाणे । | આ સર્વ સ્વરુપ જાણી કર્મથી દૂર થવાના ઉપાયોને ગ્રહણ કરી રાગ-દ્વેષથી દૂર રહે |
| १७८. | तं परिन्नाय मेहावी विदित्ता लोग, वता लोगसन्न, से मइमं परक्कमिज्जासित्ति बेमि । | બુદ્ધિમાન્ સાધક રાગ-દ્વેષને અહિતકર જાણે છે (રાગાદિના કારણે) લોકોને દુ ખમય દેખી, લોકસંજ્ઞાથી દૂર રહી સંયમમા પરાક્રમ કરે, એમ હું કહુ છુ |



## બીજો ઉદ્દેશ

## ત્યાગ માર્ગ

| | | |
|---|---|---|
| १७९. | जातिं च वुड्ढिं च इहज्ज पास, भूतेहिं जाणे पडिलेह सातं; तम्हा तिविज्जो परमंति णच्चा, संमत्तदंसी ण करेति पावं । | હે આર્ય ! આ સંસારમા જન્મ અને જરાના દુ ખોને જો ! સંસારના સર્વ પ્રાણીઓને પોતાના સમાન સમજ ! જેમ તને સુખ પ્રિય છે તથા દુ ખ અપ્રિય છે, તેવી રીતે અન્ય પ્રાણીઓને પણ સુખ પ્રિય અને દુ:ખ અપ્રિય છે. એવો વિચાર કરી તારૂ પોતાનુ વર્તન સુધાર ! એવો પરમ કલ્યાણકારી મોક્ષના માર્ગને જાણી તત્ત્વદર્શી પાપકર્મ કરતા નથી. |

| | |
|---|---|
| १८०. उम्मुंच पास इह मच्चिएहिं आरम-जीवी उभयाणुपस्सी; कामेसु गिद्धा णिचयं करेंति, संसिच्चमाणा पुणरेंति गब्भं । | આ મનુષ્યલોકમા મનુષ્યોની સાથેની સ્નેહજાળથી સદા દૂર રહેવું ! કારણ કે ગૃહસ્થ હિંસાદિ આરંભથી આ જીવિકા કરે છે. આ લોક અને પરલોકમા વિષયસુખોની લાલસા કરે છે, વિષય-ભોગોમા આસકત થઈ કર્મનું બંધન કરે છે તથા કર્મથી લિપ્ત થઇ વારંવાર જન્મ-મરણ કરે છે |
| १८१. अवि से हासमासज्ज, हंता णदीति मन्नति; अलं बालस्स संगेणं, वेरं वड्ढति अप्पणो । | અજ્ઞાની પ્રાણી હાસ્ય, વિનોદમા આસકત થઇ પ્રાણીઓનો વધ કરવામા આનંદ માને છે. એવા અજ્ઞાનીના સંગથી બચવું જોઇએ આવા સંગથી અન્ય આત્માઓ સાથે વેર વધે છે. |
| १८२. तम्हा-तिविज्जे परमंति णच्चा, आयंकदंसी ण करेति पावं । | એટલા માટે તત્ત્વજ્ઞાની પુરુષ પરમ મોક્ષપદને જાણી અને નરકના દુઃખોને જાણી પાપકર્મ કરે નહિ. |
| १८३. अग्गं च मूलं च विगिंच धीरे, पलीछिंदिया णं णिक्कम्मदंसी । | હે ધીર પુરુષ ! તુ અગ્રકર્મના અને મૂળકર્મના સ્વરૂપને સમજી તેને પોતાનાથી દૂર કર ! આ કર્મોને તોડી કર્મો રહિત બની શકીશ. |
| १८४. एस मरणा पमुच्चति, से हु दिट्ठभए मुणी, लोगंसि परमदंसी । विवित्त-जीवी उवसंते समिते सहिते सया जते कालकंखी परिव्वए । | આ અગ્રકર્મ અને મૂલકર્મના વિવેકને જાણનાર મુનિ મરણથી મુકત થઈ જાય છે. તે જ મુનિ સંસારના દુઃખોથી ડરતા થકા લોકમા સર્વશ્રેષ્ઠ મોક્ષનો દ્રષ્ટા બને છે. રાગદ્વેષથી રહિત સમભાવથી જીવન વિતાવે છે. શાંત થતાં સમિતિથી યુકત, જ્ઞાનાદિ ગુણોથી યુકત, સદા અપ્રમત્ત બને છે. પુરુષાર્થ કરતા, પંડિતમરણને ઇચ્છતા થકા સંયમના માર્ગમા વીરતાથી આગળ વધે છે. |
| १८५. बहुं च खलु पावकम्मं पगडं, सच्चंमि धितिं कुव्वह, एत्थोवरए मेहावी सव्वं पावकम्मं झोसति । | 'પહેલા ઘણા પાપકર્મો કર્યા છે' એવો વિચાર કરી સંયમમા દઢતા ધારણ કરે સંયમમાં લીન રહેલા બુદ્ધિમાન્ સાધક સર્વ દુષ્ટ કર્મોનો નાશ કરી દે છે. |
| १८६. अणेगचित्ते खलु अयं पुरिसे, से केयणं अरिहइ पूरित्तए, से अन्नवहाए, अण्णपरियावाए, अण्णपरिग्गहाए, जण- | આ સંસારમા સુખાભિલાષી પ્રાણી અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પો કરે છે તે ચાળણીની અંદર સમુદ્રને ભરવાનો પ્રયત્ન કરે છે તથા બીજાને મારવા માટે, સતાવવા માટે, બીજા પર અધિકાર |

| | | |
|---|---|---|
| | वयवहाए, जणवयपरियावाए जण-वयपरिग्गहाए। | ચલાવવા માટે તૈયાર થાય છે. દેશને નષ્ટ કરવા, દેશને પરેશાન કરવા, દેશને પોતાના અધિકારમાં રાખવા (શાસન કરવા) તૈયાર થાય છે. |
| १८७. | आसेवित्ता एतमट्ठ इच्चेवेगे समुट्ठिया, तम्हा तं बिइयं नो सेवे निस्सारं पासिय नाणी। | લોભને વશ થઈ પરિતાપના વધાદિનું સેવન કરીને (ભરત ચક્રવર્તી સમાન) કેટલાય પ્રાણી સંયમના માર્ગમાં ઉદ્યમવત થયા છે. તેથી જ્ઞાની સાધકે જે પ્રાપ્ત કામભોગોને સારરહિત સમજી છોડયા છે તેને ફરી ગ્રહણ કરવાની ઇચ્છા કરીને મૃષાવાદનું સેવન ન કરે. જન્મ મરણને જાણી મુનિ સંયમ માર્ગમાં વિચરે. |
| १८८. | उववायं चवणं णच्चा अणण्णं चर माहणे। | હે મુનિ, જન્મ અને મરણ સર્વને છે, એમ જાણી સંયમમાં વર્ત્યા કર. |
| १८९. | से ण छणे, ण छणावए, छणंतं णाणुजाणइ। | મુનિ કોઈ પણ જીવની હિંસા કરે નહિ, બીજા પાસે હિંસા કરાવે નહિં, હિંસા કરતાં હોય તેને અનુમોદન આપે નહિ. |
| १९०. | णिव्विद णंदि, अरते पयासु, अणोमदसी णिसन्नो पावेहिं कम्मेहिं। | સ્ત્રીઓમા આસક્તિ ન રાખો, સાંસારિક આનંદ-પ્રમોદનો તિરસ્કાર કરો જ્ઞાનાદિ ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરી પાપકર્મોથી દૂર રહો. |
| १९१. | कोहाइमाणं हणिया य वीरे, लोभस्स पासे णिरयं महंतं; तम्हा य वीरे विरते वहाओ, छिंदिज्ज सोयं लहुभूय गामी, | પરાક્રમી સાધક ક્રોધ અને અહંકારનો નાશ કરે લોભથી જેમા ઘણું દુ ખ ભર્યું છે એવા નરકમાં જવુ પડે છે એમ સમજી વીર સાધક હિંસાથી દૂર રહી મોક્ષગમન માટે તત્પર થઈ સંસારના પ્રવાહને અથવા શોકને છેદી દે છે |
| १९२. | गंथं परिन्नाय इहज्ज वीरे, सोयं परिन्नाय चरिज्ज दंते; उम्मज्ज लध्दु इह माणवेहिं, णो पाणिणो पाणं समारंभेज्जासि-त्ति बेमि. | પરિગ્રહને અહિતકર્તા જાણી તેનો આજે જ ત્યાગ કરો વિષયવાંછનારૂપ સંસારના પ્રવાહને અહિત રૂપ જાણી ઇન્દ્રિયોનુ દમન કરતાં વિચરો આ મનુષ્ય ભવમા સયમની ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરી કોઈ પણ પ્રાણીની વિરાધના ન કરો, એમ હું કહુ છુ |

## તૃતીય ઉદ્દેશ
# અન્તર્જાગૃતિ

| | |
|---|---|
| १९३. संधिं लोगस्स जाणित्ता । | સાધક સુઅવસર જાણીને પ્રાણીઓને દુઃખ ઉત્પન્ન કરનારા કાર્ય ન કરે. |
| १९४. आययो बहिया पास, तम्हा ण हंता ण विघायये । | પોતાના સમાન જ અન્ય જીવોને જુએ, તેથી ન તો સ્વયં જીવોની હિંસા કરે ન અન્ય પાસે કરાવે. |
| १९५. जमिणं अन्नमन्नवितिगिच्छाए पडिलेहाए ण करेइ पावं कम्म, किं तत्थ मुणी कारणं सिया ? समय तत्थ उवेहाए अप्पाणं विप्पसायए । | જે એક બીજાની શરમ અથવા ભયનો વિચાર કરી પાપકર્મ કરતો નથી તે શુ મુનિ કહેવાય ? નહિ. સમતાનો વિચાર કરી પોતાના આત્માને પ્રસન્ન રાખે. |
| १९६ अणण्णपरमं नाणी, णो पमादे कयाइवि; आयुगुत्ते सया धीरे जाथामायाइ जावए । | જ્ઞાનવાન સાધક સમભાવરૂપ સંયમમાં ક્યારે ય પણ પ્રમાદ ન કરે. આત્માનુ ગોપન કરીને સદૈવ ધીર બનીને દેહને સંયમયાત્રાનું સાધન માની તેનો નિર્વાહ કરે. |
| १९७. विरागं रूवेसु गच्छेज्जा महता खुड्डिएहिं वा । | સાધક અતિ મોહક દિવ્ય અથવા સામાન્ય કોઈ પણ પ્રકારના રૂપમા આસકિત ન કરે અને વિરકત રહે ! |
| १९८. आगतिं गतिं च परिण्णाय दोहिं वि अनेहिं अदिस्समाणेहिं से ण छिज्जइ, ण भिज्जइ, ण डज्झइ, ण हम्मइ कंचणं सव्वलोए । | ગતિ, આગતિને જાણી જે રાગ દ્વેષથી દૂર રહે છે તે આખા લોકમાં કોઈના દ્વારા છેદાતા નથી, ભેદાતા નથી, બળાતા નથી, મરાતા નથી |
| १९९. अवरेण पुव्वं ण सरंति एगे, किमस्सतीतं किंवागमिस्स; भासति एगे इह माणवाओ, जमस्सतीतं तं आगमेस्सं । | કેટલાક જીવો એવા છે કે જે ભૂતકાળ અને ભવિષ્યકાળના બનાવોને યાદ કરતા નથી એટલે કે આ જીવ પહેલા કેવો હતો ? અને ભવિષ્યમાં શું થનારો છે ? વળી કેટલાક તો એવું માને છે કે આ જીવને પહેલા જે સુખ અથવા દુખ મળ્યુ હતું તે જ ભવિષ્યમાં મળશે. |
| २००. णातीतमट्टं ण य आगमेस्सं, अट्ठ निअच्छति तहागताओ, विधूतकप्पे एताणुपस्सी, णिज्झोसइत्ता । खवए महेसी । | પરંતુ યથાર્થ તત્વવેત્તા અતીત અર્થને ભવિષ્યકાળના, અને ભવિષ્યકાળના અર્થને ભૂતકાળના રૂપમા સ્વીકારતા નથી બલકે તેઓનું કથન છે કે જેના જેવાં કર્મો હોય છે. તેવા જ સ્થાનમાં ઉત્પન્ન થાય છે. તેથી જ નિરવદ્ય પ્રવૃત્તિ કરવાવાળા મહર્ષિ આ સત્યને જાણી કર્મોનો ક્ષય કરે છે. |

२०१. का अरती ! के आणदे ! एत्थंपि अग्गहे चरे; सव्वं हासं परिच्चज्ज, आलीणगुत्तो परिव्वए ।

યોગીઓને માટે શું દુઃખ ! અને શું સુખ ! હર્ષ–શોકના પ્રસંગમાં તેઓ અનાસક્ત રહી સર્વ પ્રકારના હાસ્ય, કુતૂહલ ઈત્યાદિને છોડી, મન, વચન, કાયાને કાચબાની જેમ ગુપ્ત કરી, સદા સંયમનું પાલન કરતા વિચરે

२०२. पुरिसा, तुममेव तुमं मित्तं; किं वहिया मित्तमिच्छसि ।

હે જીવ ! તું સ્વયં જ તારો મિત્ર (સહાયક) છે. બહારના મિત્રની ઈચ્છા શા માટે કરે છે ?

२०३. जं जाणेज्जा उच्चालइयं तं जाणेज्जा दूरालइयं. जं जाणेज्जा दूरालइयं तं जाणेज्जा उच्चालइयं ।

જે કર્મોને દૂર કરનાર છે તે મોક્ષને પ્રાપ્ત કરનાર છે, જે મોક્ષને પ્રાપ્ત કરનાર છે તે કર્મોને દૂર કરનાર છે. એવું સમજીને વિચરવુ જોઈએ.

२०४. पुरिसा, अत्ताणमेव अभिणिगिज्झ एवं दुक्खा पमोक्खसि ।

હે પુરુષ ! તું પોતાના આત્માનો નિગ્રહ કર. એમ કરવાથી તું દુ ખોથી મુક્ત થઈ જઈશ.

२०५. पुरिसा, सच्चमेव समभिजाणाहि; सच्चस्साणाए से उवट्ठिए मेहावी मारं तरति, सहिते धम्ममादाय सेयं समणुपस्सति ।

હે પુરુષ ! તું સત્યનુ જ સેવન કર. કારણ કે સત્યની આજ્ઞામાં પ્રવર્તિત બુદ્ધિમાન્ સાધક સંસારને તરી જાય છે અને શ્રુત–ચારિત્ર રૂપ ધર્મનું યથાર્થ રૂપથી પાલન કરી કલ્યાણ પ્રાપ્ત કરે છે

२०६. दुहओ जीवियस्स परिवंदण–माणण–पूयणाए जंसि एगे पमादेंति ।

રાગ દ્વેષથી કલુષિત થયેલા જીવ આ ક્ષણભંગુર જીવન માટે, કીર્તિ, માન, પૂજા માટે પાપકર્મ કરવામાં મશગૂલ રહે છે અને તેમા આનંદ માને છે

२०७. सहिए दुक्खमत्ताए पुट्ठो णो झंझाए; पासिम, दविए लोया–लोयपवंचाओ मुच्चतित्ति बेमि ।

જ્ઞાની સાધક સાધનાના માર્ગમા આવવાવાળા દુ ખ અથવા પ્રલોભનોથી વ્યાકુળ ન થાય સમદૃષ્ટિ અને મોક્ષાર્થી સાધક, સંસારના સમસ્ત પ્રપંચોથી મુક્ત થાય છે તે જુઓ. એમ હું કહું છું



## ચોથો ઉદ્દેશ

## કષાય ત્યાગ

२०८. से वंता कोहं च माणं च मायं च लोभं च, एयं पासगस्स दंसणं उवरयसत्थस्स पलियंतकरस्स आयाणं सगडब्भि ।

જે ત્યાગના ઉપાસક છે તે અવશ્ય ક્રોધ, માન, માયા, લોભનુ વમન કરે છે, જે કર્માસ્ત્રવોનુ વમન કરે છે તે પોતાના કર્મોનું ભેદન કરે છે આવો દ્રવ્ય–ભાવ શસ્ત્રથી સર્વથા પર રહેનાર

કર્મોનો અંત કરનાર સર્વજ્ઞ ભગવાન મહાવીરનો ઉપદેશ છે.

२०९. जे एगं जाणइ, से सव्वं जाणइ। जे सवं जाणइ, से एगं जाणइ।

જે એકને જાણે છે તે સર્વને જાણે છે. જે સર્વને જાણે છે તે એકને જાણે છે.

२१०. सव्वतो पमत्तस्स भयं, सव्वतो अप्पमत्तस्स णत्थि भयं।

પ્રમાદીને બધી બાજુથી ભય રહે છે. અપ્રમાદીને કોઈ પણ પ્રકારનો ભય રહેતો નથી.

२११. जे एगं णामे जे बहू णामे, जे बहु णामे से एगं णामे।

જે એક (મોહનીયકર્મ) ને નમાવે છે તે અનેકને નમાવે છે, જે અનેકને નમાવે છે તે એકને નમાવે છે.

२१२. दुक्खं लोयस्स जाणित्ता, वंता लोगस्स संजोगं, जंति धीरा महाजाणं, परेण परं जंति, णावकंखंति जीवियं।

સંસારના દુ:ખોને જાણી લોકના સંયોગોનો ત્યાગ કરી ધીર સાધક સંયમ માર્ગ—મોક્ષમાર્ગમાં પ્રયાણ કરતો થકો ઉત્તરોત્તર આગળ વધે છે અને અસંયમિત જીવનની અભિલાષા કરતો નથી.

२१३. एगं विगिंचमाणे पुढो विगिंचइ, पुढो विगिंचमाणे एगं विगिंचइ।

જે એક (મોહકર્મ) નો ક્ષય કરે છે તે અનેકનો ક્ષય કરે છે. જે અનેકનો ક્ષય કરે તે એકનો ક્ષય કરે છે

२१४. सड्ढी आणाए मेहावी।

જે શ્રદ્ધાવાન્ છે, તીર્થંકરની આજ્ઞામા છે, બુદ્ધિમાન્ છે તે ક્ષપક શ્રેણીને યોગ્ય છે

२१५. लोगं च आणाए अभिसमेच्चा अकुतोभयं।

ભગવાનની આજ્ઞાથી લોકના યથાર્થ સ્વરૂપને જાણી કોઈથી પણ ભય ન પામે અથવા યથાર્થ સ્વરૂપને જાણનારને કોઈનો ભય નથી અને તેનો કોઈને ભય હોતો નથી.

२१६. अत्थि सत्थं परेण परं, णत्थि असत्थं परेण परं।

શસ્ત્ર (અસંયમ) એક બીજાથી તેજ અથવા મંદ હોય છે પરંતુ અશસ્ત્ર (સંયમ—અહિંસા) મા આ તરમતા નથી

२१७ जे कोहदंसी से माणदंसी, जे माणदंसी से मायादंसी, जे मायादंसी से लोभदंसी, जे लोभदंसी से पेज्जदंसी, जे पेज्जदंसी से दोसदंसी जे दोसदंसी से मोहदंसी, जे मोहदंसी

જે ક્રોધને જાણે છે અને છોડે છે તે માનને જાણે છે અને છોડે છે. જે માનને છોડે છે તે માયાનો ત્યાગ કરે છે જે માયાને છોડે છે તે લોભને છોડે છે, જે લોભને છોડે છે તે રાગને છોડે છે, જે રાગને છોડે છે તે દ્વેષનો ત્યાગ કરે છે, જે દ્વેષનો ત્યાગ કરે છે તે મોહને

| | |
|---|---|
| से गब्भदंसी, जे गब्भदंसी से जम्मदंसी, जे जम्मदंमी स मारदंसी, जे मारदंसी से णिरयदंसी, जे णिरयदंसी से तिरियदंसी, जे तिरियदंसी से दुक्खदंसी। | છોડે છે, જે મોહને છોડે છે તે ગર્ભથી મુક્ત થાય છે, જે ગર્ભથી મુક્ત થાય છે તે જન્મથી મુક્ત થાય છે, જે જન્મથી મુક્ત થાય છે તે મૃત્યુથી મુક્ત થાય છે, જે મૃત્યુથી મુક્ત થાય છે તે નરકથી મુક્ત થાય છે, જે નરકથી મુક્ત થાય છે તે તિર્યંચથી મુક્ત થાય છે, જે તિર્યંચથી મુક્ત થાય છે તે દુઃખથી મુક્ત થાય છે. |
| २१८. से मेहावी अभिनिवट्टेज्जा कोहं च, माणं च मायं च, लोहं च पेज्जं च, दोसं च, मोहं च, गब्भं च, जम्मं च, मरणं च, णरगं च, तिरियं च, दुक्खं च। एयं पासगस्स दंसणं उवरयसत्थस्स पलियंतकरस्स। | માટે બુદ્ધિમાન્ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, ગર્ભ જન્મ, મૃત્યુ, નરક, તિર્યંચના દુઃખોથી નિવૃત્ત થાય. આ દ્રવ્ય–ભાવ શસ્ત્રથી રહિત સંસારથી પાર પામેલ સર્વજ્ઞનું કથન છે |
| २१९. आयाणं णिसिद्धा सगडब्भि। | કર્માસ્રવોને રોકી પોતાના કર્મોને દૂર કરવા જોઇએ. |
| २२०. किमत्थि उवाधी पासगस्स, ण विज्जति? णत्थित्ति, बेमि। | સર્વજ્ઞ તત્ત્વદર્શીને ઉપાધિ છે કે નથી? તેને ઉપાધિ નથી. એમ હું કહું છું |



## ચોથું અધ્યયન

# સમ્યક્ત્વ

સમ્યક્ત્વ એટલે નિર્મળ દૃષ્ટિ, સાચી શ્રદ્ધા, સાચું લક્ષ્ય. મુક્તિ મહેલનું એ પ્રથમ પગથિયું છે સમ્યક્ત્વ વિનાનું જ્ઞાન અને ચારિત્ર મિથ્યા છે આંકડા વગરના મીંડા જેટલી તેની કિંમત છે માટે પ્રથમ સમ્યક્ત્વ એટલે કે સમ્યક્દર્શનની જરૂર છે. જીવાદિ તત્ત્વોની યથાર્થ શ્રદ્ધા થવાથી આત્મા સર્વ જીવોમાં પોતાના સમાન આત્માને જુએ છે. તેથી તેઓનું અહિત કરતો નથી. તે વાત અહિ બતાવી છે. આ અધ્યયનના ૪ ઉદ્દેશક છે

(૧) જે ધર્મમાં વિશ્વના પ્રત્યેક સૂક્ષ્મ કે સ્થૂલ, ચર કે અચર સર્વ પ્રાણીઓ પ્રત્યે સમાનભાવે વર્તવા જેટલી અહિંસાની ઉદાર વ્યાખ્યા હોય તે જ ધર્મ સાચો અને સનાતન છે. તીર્થંકરોએ આવો ઉપદેશ આપ્યો છે.

[૨] સંસારનું કારણ આસ્રવ અને મોક્ષનુ કારણ નિર્જરા છે. આસ્રવના ગ્રહણથી બંધનું પણ ગ્રહણ થઇ જાય છે તેવી જ રીતે નિર્જરાનાં ગ્રહણથી સંવરનુ પણ ગ્રહણ સમજવુ. માટે સંસાર અને મોક્ષના પ્રધાન કારણ આસ્રવ અને નિર્જરા છે. અહિ આસ્રવ અને નિર્જરાની વાત કહી છે.

[૩] ત્તપશ્ચર્યા આત્મશુદ્ધિ માટે આવશ્યક છે રાગદ્વેષથી રહિત થઇ પોતાના આત્માના એકત્વનો વિચાર કરી તપશ્ચર્યાથી શરીરને કૃશ કરે. ચિત્તવૃત્તિઓનુ દમન કરે. ભગવતે તપશ્ચર્યાના ૧૨ પ્રકારો બતાવ્યા છે. તેના સેવનથી જીવ શુદ્ધ, બુદ્ધ, પરિશુદ્ધ અને મુક્ત થાય છે.

[૪] સંયમની સ્થિરતા માટે તપ આવશ્યક છે. અહંકાર, કામવાસનાને ઉત્તેજિત ન કરે માટે તપશ્ચર્યાદ્વારા બ્રહ્મચર્યમાં રહી વિષયોથી વિરક્ત બને. આ અધ્યયનમા એ બધું વર્ણવ્યું છે.



## પ્રથમ ઉદ્દેશ

# અહિંસા

२२१. से बेमि–जे अतीता, जे य पडुप्पन्ना, जे य आगमिस्सा अरिहंता भगवंतो, ते सव्वेवि एवमाइक्खंति, एवं भासंति, एवं पण्णविंति, एवं परूवेंति–सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, ण हतव्वा, ण अज्जावेयव्वा, ण परिघेत्तव्वा, ण परितावेयव्वा, ण उद्दवेयव्वा।

હે જમ્બૂ ! હું કહું છું કે જે તીર્થંકરો ભૂતકાળમાં થઈ ગયા, વર્તમાનમાં જે છે, ભવિષ્યમાં જે થશે, તે સર્વ આ પ્રકારે કહે છે, બોલે છે, સમજાવે છે અને પ્રરૂપણા કરે છે તથા કરશે. સર્વ પ્રાણી, સર્વ ભૂત, સર્વ જીવ અને સર્વ સત્વોને મારવા ન જોઈએ, તેના પર હુકમ ન કરવો જોઈએ, તેને દાસની જેમ કબજામા રાખવા ન જોઈએ. તેને સંતાપ દેવો ન જોઇએ, તથા તેને પ્રાણરહિત કરવા ન જોઈએ.

२२२. एस धम्मे, सुद्धे, णितिए, सासए, समेच्च लोयं खेयन्नेहिं पवेतिते, तं जहा-उट्ठिएसु वा, अणुट्ठिएसु वा, उवट्ठिएसु वा, अणुवट्ठिएसु वा, उवरयदंडेसु वा, अणुवरयदंडेसु वा, सोवहिएसु वा, अणोवहिएसु वा, संजोगरएसु वा, असंजोगरएसु वा

આ ધર્મ શુદ્ધ છે, નિત્ય છે, શાશ્વત છે. સંસારના દુઃખોને જાણનાર હિતકારી તીર્થંકરોએ સંયમમાં તત્પર અને અતત્પર, ઉપસ્થિત અને અનુપસ્થિત, મુનિઓ અને ગૃહસ્થો રાગીઓ અને ત્યાગીઓ, ભોગીઓ અને યોગીઓને સમાન ભાવથી આ ઉપદેશ આપ્યો છે

२२३. तच्चं चेयं तहा चेयं अस्सिं चेयं पवुच्चइ।

જેવો ધર્મ ભગવાને કહ્યો છે તેવો જ છે અને આવો ધર્મ આ જિનપ્રવચનમા જ કહ્યો છે

२२४. तं आइत्तु ण णिहे ण णिक्खिवे, जाणित्तु धम्मं जहातहा।

અહિંસામય નિર્દોષ ધર્મના યથાર્થ સ્વરૂપને જાણી અને તેના પર શ્રદ્ધા કરીને પ્રમાદી ન થઈ શકાય અને ગ્રહણ કર્યા પછી ક્યારેય પણ તેનો ત્યાગ ન કરાય.

२२५. दिट्ठेहिं णिव्वेयं गच्छेज्जा।

દુનિયાના દેખાતા રંગ-રાગમા વૈરાગ્ય ધારણ કરવો

२२६. णो लोगस्सेसण चरे।

દુનિયાનુ અંધ અનુકરણ પણ ન કરવુ

२२७. जस्स णत्थि इमा णाति, अन्ना तस्स कओ सिया।

જે સાધકને લોકૈષણા નથી તેનાથી અન્ય સાવદ્ય પ્રવૃત્તિ કેમ થઈ શકે ? (અથવા જેને સમ્યક્ત્વ રૂપ જ્ઞાત્તિ નથી તેને અન્ય શુભ પ્રવૃત્તિઓ કેમ હોઇ શકે ? )

२२८. दिट्ठं सुयं मयं विन्नायं जमेयं परिकहिज्जइ ।

આ જે કહ્યુ છે તે સર્વ ભગવાને કેવળજ્ઞાન દ્વારા જોયેલ છે, શ્રોતાઓ દ્વારા સાંભળેલ છે, ભવ્ય જીવો દ્વારા માનેલ છે અને સર્વજ્ઞ દ્વારા અનુભવ કરેલ છે.

२२९. समेमाणा पलेमाणा पुणो पुणो जातिं पकुप्पति ।

જે વ્યકિત સંસારમાં અત્યંત આસક્તિ રાખે છે તથા વિષયોમાં લીન રહે છે તે વારંવાર સંસારમા પરિભ્રમણ કરે છે.

२३०. अहो य राओ य जयमाणे धीरे सया आगयपन्नाणे । पमत्ते वहिया पास । अप्पमत्तो सया परिक्कमिज्जासित्ति वेमि ।

માટે રાત–દિવસ મોક્ષમાર્ગમાં પ્રયત્નશીલ, તત્ત્વદર્શી, ધીર સાધક, પ્રમાદીઓને ધર્મથી બહિર્મુખ જાણી સ્વય અપ્રમત્ત થઇ મોક્ષમાર્ગમા સાવધાનીથી પરાક્રમ કરે, એમ હું કહું છું.

## બીજો ઉદ્દેશ

# મિથ્યાત્વનું નિરાકરણ

२३१. जे आसवा ते परिस्सवा । जे परिस्सवा ते आसवा ।

જે કર્મબંધના કારણો છે તે જ કર્મનિર્જરાના કારણ પણ થઇ શકે છે ( નમિરાજર્ષિ ), જે કર્મનિર્જરાના કારણો છે તે કર્મ બંધનના કારણ પણ થઇ શકે છે [ પાલક પ્રધાનનું દૃષ્ટાત. ]

२३२. जे अणासवा ते अपरिस्सवा । जे अपरिस्सवा ते अणासवा ।

જે વ્રતાદિ આસ્રવ રૂપ નથી તે પણ (અશુભ અધ્યવસાયોના કારણે) નિર્જરાના કારણ નથી હોતા (કુંડરીકનુ દૃષ્ટાત ) જે સંવર અથવા નિર્જરાના કારણ નથી તે પણ પરિણામોની વિચિત્રતાથી આસ્રવના કારણ થતા નથી. (ઇલાયચી કુમારનુ દૃષ્ટાત )

२३३. एते पए सम्बुज्झमाणे लोयं च आणाए अभिसमेच्चा पुढो पवेदितं ।

આ પદોને જાણી, ભગવાનની આજ્ઞાનુસાર લોકને જાણનાર અર્થાત્ લોકના જીવોને કર્મબંધનોથી બદ્ધ તથા મુકત થતા. જોઇને કોણ વિવેકયુકત ધર્મમા પ્રયત્નશીલ ન થાય ?

२३४. आघाति णाणी इह माणवाणं संसार-पडिवन्नाण संबुज्झमाणाणं विन्नाण–

જ્ઞાનીજન, સંસારવર્તી, સારી રીતે સમજનાર, હિતાહિતની સમજ રાખનાર મનુષ્યોને આ પ્રકારે ધર્મોપદેશ આપે છે જેના વડે આર્ત–

पत्ताणं; अट्टावि संता अदुवा पमत्ता। अहासच्चमिणं त्ति बेमि।

ધ્યાનથી પીડિત અને પ્રમાદમાં ફસાયેલા પણ ધર્માચરણ કરી શકે છે. આ વાત બિલકુલ સાચી છે. એમ હું કહું છું.

२३५. नाणागमो मच्चुमुहस्स अत्थि। इच्छापणीया वंकाणिकेया कालग्गहीआ णिचये णिविट्ठा पुढो पुढो जाइं पकप्पंति। (पाठांतर) –इत्थ मोहे पुणो पुणो।

મૃત્યુના મુખમા પડેલા પ્રાણીને મૃત્યુ નહીં આવે એવું તો નથી. છતાં પણ ઇચ્છાને વશમાં થયેલ, અસંયમમાં લીન બનેલ પ્રાણી કાળના મુખમાં પડ્યો થકો કર્મોને સંગ્રહ કરવામાં તલ્લીન બનેલ જન્મપરંપરાને વધારે છે.

२३६. इहमेगेसिं तत्थ तत्थ संथवो भवति। अहोववाइए फासे पडिसंवेदयंति।

આ સંસારમાં એવા કેટલાંક પ્રાણીઓ છે જેઓને નરકાદિના દુખોનો પરિચય છે–નરકાદિ સ્થાનોમા થનારા દુ.ખોનુ વેદન કરી કરીને તેઓ દુ.ખોના અભ્યાસી થઈ ગયા છે.

२३७. चिट्ठं कूरेहिं कम्मेहिं, चिट्ठं परिचिट्ठति; अचिट्ठं कूरेहिं कम्मेहिं, णो चिट्ठं परिचिट्ठति।

અત્યંત ક્રૂરકર્મ કરવાથી અતિભયંકર દુઃખવાળા સ્થાનમા ઉત્પન્ન થવું પડે છે અને અતિ ક્રૂરકર્મ નહીં કરનારાઓને એવા દુખમય સ્થાનમા ઉત્પન્ન થવુ પડતું નથી.

२३८. एगे वयंति अदुवावि णाणी, णाणी वयंति अदुवावि एगे।

આ પ્રમાણે જે શ્રુતકેવળી કહે છે તે જ કેવળજ્ઞાની કહે છે. જે કેવળજ્ઞાની કહે છે તે જ શ્રુતકેવળી કહે છે

२३९. आवंती केयावंति लोयंसि समणा य माहणा य पुढो विवादं वदंति–"से दिट्ठं च णे, सुयं च णे, मयं च णे, विण्णायं च णे, उड्ढं अहं तिरियं दिसासु सव्वतो सुपडिलेहियं च णे–सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, हतव्वा, अज्जावेयव्वा परिघेत्तव्वा, परियावेयव्वा, उद्दवेयव्वा। एत्थंपि जाणह, णत्थित्थ दोसो।" अणारियवयणमेयं।

આ લોકમાં કોઇ શ્રમણ–બૌદ્ધસાધુ અને બ્રાહ્મણો પૃથક્ પૃથક્ રીતે ધર્મવિરુદ્ધ ભાષણો કરીને કહે છે કે 'અમે શાસ્ત્રમા જોયું છે, પૂર્વજોના મુખેથી સાંભળ્યુ તથા માન્યુ છે, વળી નિશ્ચિતરૂપથી ઊંચી, નીચી તથા તીરછી દિશામા પરીક્ષા કરીને જાણ્યુ છે, કે સર્વ જીવો, સર્વભૂતો અને સર્વસત્વોને મારવામાં, દબાવવામા, પકડવામાં પરિતાપ પહોચાડવામાં, કે પ્રાણરહિત કરવામા કોઇ દોષ નથી' આવુ કથન અનાર્ય પુરુષોનું છે.

२४०. तत्थ जे ते आरिया ते एवं वयासी–"से दुद्दिट्ठं च भे, दुस्सुयं च भे; दुम्मयं च भे, दुव्विण्णायं च भे, उड्ढं अहं तिरियं दिसासु सव्वओ दुप्पडिलेहियं च भे, जं णं तुब्भे एवमाइक्खह, एवं भासह एवं

આર્ય પુરુષનુ કહેવુ છે કે તમારુ દેખવુ, સાભળવુ, માનવું, નિશ્ચિત રૂપથી જાણવુ એ સર્વ મિથ્યા છે તેમ જ ઊર્ધ્વ, અધો, તિર્યગ દિશામા પરીક્ષા કરીને તમે જાણો છો એ સર્વ પણ મિથ્યા છે. વળી તમે કહો છો, પ્રરૂપણા કરો છો અને પ્રજ્ઞાપના કરો છો કે– "સર્વ પ્રાણીઓ જીવો, ભૂતો અને સત્વોને મારવા, દબાવવા,

परुवेह, एवं पन्नवेह–"सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, हंतव्वा, अज्जावेयव्वा, परिघेत्तव्वा, परियावेयव्वा, उद्दवेयव्वा, एत्थवि जाणह, नत्थित्थ दोसो ।" अणारियवयणमेयं ।

પકડવા, પરિતાપ પહોંચાડવા, પ્રાણુરહિત કરવામા કોઇ દોષ નથી' એવું કથન તો અનાર્યોનુ છે.

२४१ वय पुण एवमाइक्खामो, एव भासामो, एव परूवेमो, एवं पन्नवेमो "सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, ण हंतव्वा, ण अज्जावेतव्वा, ण परिघेत्तव्वा, ण परियावेयव्वा, ण उद्दवेयव्वा । एत्थपि जाणह, णत्थिथ दोसो" । आरियवयण–मेयं ।

અમે એમ કહીએ છીએ, એમ બોલીએ છીએ, એવી પ્રરૂપણા કરીએ છીએ અને એવી પ્રજ્ઞાપના કરીએ છીએ કે 'કોઈ પણ પ્રાણી, જીવ, ભૂત અને સત્વને મારવા ન જોઇએ, દબાવવા ન જોઇએ, પકડવા ન જોઇએ, પરિતાપ પહોંચાડવો ન જોઇએ, પ્રાણુરહિત કરવા ન જોઇએ એ દોષ રહિત કાર્ય છે' એવુ આર્યપુરુષોનું કથન છે.

२४२. पुव्व निकाय समयं, पत्तेयं पत्तेयं पुच्छिस्सामो–ह भो पावादुया, किं भे सायं दुक्ख उदाहु असायं ? समिया पडिवन्ने यावि एवं बूया,– सव्वेसिं पाणाणं, सव्वेसिं भूयाण, सव्वेसिं जीवाण, सव्वेसिं सत्ताणं, असायं अपरिणिव्वाणं महब्भयं दुक्खति त्तेमि ।

પહેલાં પ્રત્યેક મતવાળાના સિદ્ધાંતને જાણી અમે પૂછીએ છીએ કે "હે વાદીઓ! તમને સુખ અપ્રિય છે કે દુ ખ અપ્રિય છે?" સત્યનો સ્વીકાર કરીને તેઓને એવું કહેવુ પડશે, કે સર્વ પ્રાણી, ભૂત, જીવ અને સત્વોને દુ ખ અપ્રિય છે, મહા ભય ઉપજાવનાર છે, દુ ખ રૂપ છે એમ હું કહુ છુ

### ત્રીજો ઉદ્દેશ

## તપશ્ચર્યા અનુષ્ઠાન

२४३. उवेहि णं बहिया य लोयं । से सव्व लोयसि जे केइ विन्नू ।

ધર્મથી વિરુદ્ધ ચાલનારની તરફ ઉપેક્ષા કરો. આમ કરનાર જ લોકમાં વિદ્વાન્ ગણાય છે

२४४. अणुवीइ पास, णिक्खित्तदंडा जे केई सत्ता पलियं चयंति णरा मुयच्चा धम्मविदुत्ति अंजू, आरंभजं दुक्ख–

હે સાધક! તુ વિચાર કર અને જો! દુ.ખ આરંભથી ઉત્પન્ન થાય છે, એમ જાણી આરંભનો જે ત્યાગ કરે છે, શરીરની શુશ્રૂષા તથા શૃંગારની

| | | |
|---|---|---|
| | प्रिणंति णच्चा । एवमाहु संमत्त-दंसिणो । | ઇચ્છા કરતા નથી તથા ધર્મના રહસ્યને જાણીને સરળ સ્વભાવી થઈ કર્મોને નષ્ટ કરે છે. તે જ સાચા સમ્યગ્દર્શી છે |
| २४५. | ते सव्वे पावादिया दुक्खस्स कुसला परिन्नमुदाहरंति, इति कम्मं परिन्नाय सव्वसो । | સર્વ તત્ત્વદર્શી કર્મોને જાણી અને દુઃખની બાબતમાં કુશળ બની સાવદ્ય કર્મોના ત્યાગનો ઉપદેશ આપે છે |
| २४६. | इह आणाकंखी पंडिए अणिहे एग-मप्पाणं संपेहाए धुणे सरीरग । | આ સંસારમા સર્વજ્ઞોની આજ્ઞાનુ પાલન કરવાની ઇચ્છાવાળા પંડિત રાગરહિત થઈ આત્માના એકત્વપણાને જાણી શરીરને કૃશ કરે છે. |
| २४७. | कसेहिं अप्पाणं । जरेहि अप्पाणं । | મુનિ! પોતાને કૃશ કર, પોતાના શરીરને જીર્ણ કર, ચિત્તવૃત્તિઓને જીર્ણ કર |
| २४८. | जहा जुन्नाइ कट्ठाइं हव्ववाहो पम-त्थति, एवं अत्तसमाहिते अणिहे । | જેમ જીર્ણ લાકડાને અગ્નિ બાળી નાખે છે તેમ સદા ઉપયોગવાળા અપ્રમત્ત અને આસક્તિ-રહિત સાધક કર્મોને જલદી નષ્ટ કરી દે છે |
| २४९. | विगिंच कोह अविकंपमाणे इमं णिरुद्धाउय सपेहाए । | આ મનુષ્યભવને અલ્પકાલીન જાણી સ્થિરતાપૂર્વક ક્રોધરૂપી શત્રુનો નાશ કર. |
| २५०. | दुक्ख च जाण अदुवागमिस्सं । पुढो फासाइं च फासे । लोयं च पास विप्फंदमाणं । | ક્રોધથી ઉત્પન્ન થનારા દુઃખોને અને ભવિષ્યમા ઉત્પન્ન થનારા નરકાદિના દુઃખોને જાણીને ક્રોધી જીવ ભિન્ન ભિન્ન પ્રકારના દુઃખોનો અનુભવ કરે છે સંસારના દુઃખનો પ્રતીકાર કરવા માટે અહિ-તહિ દોડે છે, તે જુઓ! |
| २५१. | जे णिव्वुडा पावेहिं कम्मेहिं अणि-याणा ते वियाहिया । | જે કષાયો પર વિજય મેળવી શાંત થયા છે તે વાસનાહીન પરમ સુખી કહેવાયા છે. |
| २५२. | तम्हा-तिविज्जो णो पडिसजलि-ज्जासित्ति वेमि । | માટે જ્ઞાની પુરૂષ ક્રોધ ન કરે, એમ હું કહું છું |

## ચોથો ઉદ્દેશ

# સંયમ નિરૂપણા

| | |
|---|---|
| ૨૫૩. आवीलए पवीलए णिप्पीलए, जहित्ता पुव्वसजोगं हिच्चा उवसमं । | પૂર્વસંયોગોનો ત્યાગ કરી ઉપશમને પ્રાપ્ત કરી પ્રથમ અલ્પ પછી વિશેષ પ્રકારે દેહનુ દમન કરે અને છેવટે સંપૂર્ણ રૂપથી દમન કરે. |
| ૨૫૪. तम्हा अविमणे वीरे सारए समिए सहिते सया जए । | માટે શાંત ચિત્તથી વીર સાધક સ્વરૂપમાં પ્રેમ ધારણ કરી, પાંચ સમિતિથી યુક્ત થઈ સદા યતનાપૂર્વક ક્રિયા કરે. |
| ૨૫૫. दुरणुचरो मग्गो वीराणं अणियट्ट-गामीणं । | હે સાધકો ! મોક્ષ પ્રાપ્ત કર્યા પાછા નહિ ફરનાર વીરોનો માર્ગ ઘણો વિકટ છે |
| ૨૫૬. विगिंच मंससोणियं । एस पुरिसे दविए वीरे आयाणिज्जे वियाहिए जे धुणाति समुस्सयं वसित्ता बंभचेरंमि । | વિષયને ઉત્તેજીત કરનાર માંસ અને લોહીને તપશ્ચર્યાદ્વારા ઓછા કરીને શરીરને કૃશ કરે છે અને બ્રહ્મચર્યમા રહે છે તે પુરુષ મોક્ષને યોગ્ય, સાચો વીર અને ગ્રાહ્ય વચનવાળા કહેવાય છે. |
| ૨૫૭. णेत्तेहिं पलिच्छिन्नेहिं आयाणसोय-गढिए बाले अव्वोच्छिन्नबंधणे अण-भिक्कंतसजोए तमसि अविजाणओ आणाए लंभो णत्थि त्ति बेमि । | નેત્રાદિ ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરવો કરીને જે ફરી કર્માસ્રવના કારણોમા આસક્ત થાય છે તે અજ્ઞાની બંધનોથી મુક્ત થતો નથી તથા ધનધાન્યાદિ સંયોગોથી મુક્ત થતો નથી મોહ-રૂપી અંધકારમાં પડેલા આવા અજ્ઞાની જીવને ભગવાનની આજ્ઞાનો લાભ થતો નથી એમ હુ કહું છુ |
| ૨૫૮. जस्स नत्थि पुरा पच्छा, मज्झे तस्स कुओ सिया ? | જેને પૂર્વભવમા ધર્મારાધન કરેલ નથી અને જેને ભવિષ્યમાં પણ તેવી યોગ્યતા નથી, તેને વર્તમાન ભવમાં તો ક્યાથી ધર્મારાધન હોય ? |
| ૨૫૯. से हु पन्नाणमंते बुद्धे आरंभोवरए । सम्म-मेयंति पासह । जेण बंधं वहं घोरं परितावं च दारुणं । | તત્ત્વદર્શી અને વિદ્વાન્ પુરુષો આરંભથી દૂર રહે છે. તેમનો આ વ્યવહાર સમ્યક્ છે. સાધક આ પ્રમાણે જુએ કે હિંસાથી બંધન, વધ, પરિતાપાદિ ભયંકર દુખો સહન કરવા પડે છે. |
| ૨૬૦. पलिच्छिंदिय बाहिरगं च सोयं, णिक्कम्मदंसी इह मच्चिएहिं । | માટે પાપના બાહ્ય અને આભ્યંતર કારણોને દૂર કરીને આ મૃત્યુલોકમાં નિષ્કર્મદર્શી બનવું જોઇએ. |

२६१. कम्माणं सफलं दट्ठूण तओ णिज्जाति वेयवी । | કર્મોનું ફળ અવશ્ય મળે છે એ જાણીને તત્ત્વજ્ઞ પુરુષ કર્મબંધનના કારણોથી સદા દૂર રહે.

२६२. जे खलु भो ! वीरा समिता सहिता सया जता संघडदंसिणो आतोवरया अहातहा लोगमुवेहमाणा पाईणं पडीणं दाहिणं उदीणं इति, सच्चंसि परिचिट्ठिंसु । | હે શિષ્ય ! જે સાચા પરાક્રમી, સમિતિથી યુકત, જ્ઞાનાદિ ગુણોથી સહિત, સદા યતનાવાન, કલ્યાણની તરફ દૃઢ લક્ષ્ય ધારણ કરનાર, પાપકર્મથી નિવૃત્ત, લોકને યથાર્થરૂપે જોનાર હતા તેઓ પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર એ ચારે દિશાઓમાં વિચરતા થકા સત્યમા જ સદા સ્થિત હતા.

२६३. सहिस्सामो णाणं वीराणं समिताणं सहिताणं सयाजताणं सघडदंसीणं आतोवरयाणं अहातहा लोगमुवेहमाणाणं किमत्थि उवाधी ? पासगस्स ण विज्जति णत्थित्ति बेमि । | પરીષહ, અને ઉપસર્ગોને સહન કરનાર, સમ્યક્-પ્રવૃત્તિ કરનાર, જ્ઞાનાદિ ગુણોથી યુકત, સદા યતનાવાન્, નિરંતર જોનારા, પાપોના ત્યાગી, યથાર્થરૂપે લોકને જાણનાર એવા સત્પુરુષોએ પ્રરૂપેલા જ્ઞાનને હું અહી કહું છુ. આવા યથાવસ્થિત સ્વરૂપને જાણનારા તત્ત્વદર્શી પુરુષને ઉપાધિ હોતી નથી. એમ. હું કહું છું



## પાંચમું અધ્યયન

# લો ક સા ર

આ અધ્યયનમાં લોકનું વર્ણન છે લોક બે પ્રકારના છે–દ્રવ્યલોક તથા ભાવલોક. દ્રવ્યલોક તે જીવ, પુદ્ગલ, ધર્માસ્તિકાયાદિ અને ભાવલોક તે ઔદયિક , ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔપશમિક, પારિ-ણામિક, સાન્નિપાતિક આ ૬ ભાવરૂપ છે. અથવા સર્વ દ્રવ્ય–પર્યાયાત્મક લોક છે

સાર એટલે કે પ્રધાન : તેના દ્રવ્યસાર અને ભાવસાર એવા બે પ્રકારો છે દ્રવ્યસાર તે માનવોમાં જિનેશ્વર દેવ, પશુઓમા સિંહ, વૃક્ષોમાં કલ્પવૃક્ષ છે. ભાવસાર તે આત્યન્તિક, ઐકાન્તિક અને નિરાબાધ સુખરૂપ ફળની સાધના છે.

લોકનો સાર ધર્મ છે, ધર્મનો સાર જ્ઞાન છે, જ્ઞાનનો સાર સંયમ છે, સંયમનો સાર નિર્વાણ છે નિર્વાણનો સાર આનંદ છે. જ્ઞાનનો સાર ચારિત્ર છે, તે આ અધ્યયનમાં બતાવેલ છે. તેના ૬ ઉદ્દેશક છે.

(૧) આત્માભિમુખ પ્રવૃત્તિ કરાવનાર અને વિષયો પ્રત્યેની અભિલાષા મંદ કરાવનાર ધર્મ છે. આવું ધર્મમય જીવન એ જ ચારિત્ર છે

(૨) આધ્યાત્મિક શકિતઓના વિકસાવવાના ઉપાયો બતાવ્યા છે પાપપ્રવૃત્તિથી નિવૃત્તિ થયા વિના આત્મિક બળ પ્રગટે નહિ

(૩) નિષ્પરિગ્રહી બનવાનુ કહ્યું છે 'મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે, તે ગૂઢાશય સમજ્યા વિન ગમે તેટલા પદાર્થોનો ઉપયોગ કર્યા કરે અને પોતાને અપરિગ્રહી પણ માને, એવા ભ્રમના નિવારણ માટે અહીં પદાર્થના ત્યાગની પણ આવશ્યકતા બતાવી છે.

(૪) સ્વચ્છંદતા એ સાધકજીવનનું જીવલણ દર્દ છે પતનનુ કારણ છે. સ્વતંત્રતા પ્રકૃતિ અને વૃત્તિના નિયંત્રણથી ઉત્પન્ન થાય છે સ્વતંત્રતામાં વૃત્તિઓ આત્માને આધીન રહે છે, તેમાં નિયમિતતા, વ્યવસ્થિતિ અને વિવેકબુદ્ધિ હોય છે. સ્વચ્છંદતામા આત્મા પ્રવૃત્તિઓને આધીન હોય છે તેમાં ઉચ્છૃંખલતા, અનિયમિતતા અને જડતા છે, વિનાશ છે. અયોગ્ય વ્યક્તિની એકચર્યા એ સંયમ માટે હાનિકારક છે તે સમજાવે છે.

(૫) શિષ્યને ગુરુની નિશ્રામાં રહેવાનુ કહ્યુ પણ ગુરુ કેવા હોય ? જલાશયની ઉપમા આપી તેમના ગુણોની મહત્તા બતાવી છે

ગુણયુકત ગુરુના આશ્રયમાં રહેનાર સાધક રાગ, દ્વેષને ક્ષીણ કરી પોતાના ઉદ્દેશ્યને સફળ કરે છે તેથી અહી આજ્ઞારાધનાનું ફળ વર્ણવ્યુ છે.

## પહેલો ઉદ્દેશ
# ચારિત્ર નિરૂપણ

| | |
|---|---|
| २६४. आवती केआवंती लोयंसि विप्परामुसति अट्ठाए अणट्ठाए वा । एतेसु चेव विप्परामुसंति । गुरू से कामा । तओ से मारस्स अंते । जओ से मारस्स अंते, तओ से दूरे णेव से अंते णेव से दूरे । | આ સંસારમા જે કોઇ પ્રાણી સપ્રયોજન અથવા નિષ્પ્રયોજન જીવોની હિંસા કરે છે તેઓ તે જીવોની ગતિમા ઉત્પન્ન થાય છે આવા અજ્ઞાની જીવને વિષયભોગો છોડવા બહુ કઠિન લાગે છે. તેથી તેઓ જન્મ મરણમાં ફસાઇ રહે છે તથા મોક્ષના સુખથી દૂર રહે છે. વળી તેઓ વિષય-સુખને ભોગવી શકતા નથી કે તેથી વિમુખ પણ થઈ શકતા નથી |
| २६५. से पासति फुसियमिव कुसग्गे पणुन्नं णिवतितं वातेरितं एवं बालस्स जीवियं मंदस्स अविजाणओ । | તત્ત્વદર્શી જાણે છે કે તૃણના અગ્રભાગ ઉપર રહેલ જલબિંદુ, ઉપર બીજુ બિંદુ પડવાથી અથવા વાયુથી કંપિત થતા નીચે પડે છે, તેવી રીતે અજ્ઞાની, અવિવેકી, પરમાર્થને નહિ જાણનાર જીવોનું જીવન પણ અસ્થિર છે છતા . |
| २६६. कूराणि कम्माणि बाले पकुव्वमाणे ततो दुक्खेण मूढे विपरियासमुवेति मोहेणं गब्भं मरणाइ एति, एत्थ मोहे पुणो पुणो । | અજ્ઞાની જીવ ક્રૂરકર્મ કરતાં થકા દુખથી મૂઢ બની વિપરીતતાને પ્રાપ્ત થાય છે અને મોહના કારણે ગર્ભ અને મરણને પ્રાપ્ત થાય છે આ રીતે મોહના કારણે ફરી ફરી સંસારમા ભ્રમણ કરે છે |
| २६७. संसयं परियाणतो ससारे परिन्नाते भवति । संसयं अपरिजाणओ संसारे अपरिण्णाते भवति । | જે સંશયને જાણે છે તે સંસારના સ્વરૂપને જાણે છે જે સંશયને જાણતા નથી તે સંસારને પણ જાણી શકતા નથી |
| २६८. जे छेए, सागारियं ण से सेवए । | જે કુશળ છે તે સ્ત્રીસંગ કરે નહિ |
| २६९. कट्टु एव अविजाणओ बितिया मंदस्स बालया । | જે સ્ત્રીસંગ કરે છે પણ ગુરુના પૂછવા પર નિષેધ કરે છે, તે અજ્ઞાનીની બીજી મૂર્ખતા છે. |
| २७०. लद्धा हुरत्था पडिलेहाए आगमेत्ता आणवेज्जा अणासेवणयाएत्ति बेमि । | દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી જોઇ પ્રાપ્ત થયેલા કામભોગોનુ સેવન ન કરે અને બીજાને સેવન કરવાનો ઉપદેશ પણ ન આપે એમ હુ કહુ છું. |
| २७१. पासह एगे रूवेसु गिद्धे परिणिज्जमाणे । एत्थ फासे पुणो पुणो, | રૂપાદિ ઇન્દ્રિયોના વિષયમા આસક્ત બની નરકાદિ ગતિમા ઘણા જાય છે, તે જુઓ વળી |

आवंती केआवंती लोयंसि आरंभ-जीवी ।

લોકમાં કેટલાય સાવદ્ય અનુષ્ઠાન કરનારા આ ભવમાં વારંવાર દુ ખોને ભોગવે છે.

૨૭૨. एएसु चेव आरंभजीवी । एत्थवि बाले परिपच्चमाणे रमति पावेहिं कम्मेहिं असरणं सरणंति मण्ण-माणे ।

સાવદ્ય અનુષ્ઠાન કરનારા અન્ય તીર્થિક સાધુ અથવા શિથિલાચારી ગૃહસ્થોની સમાન જ દુ ખના ભાગી હોય છે. સંયમ અંગીકાર કરવા છતા પણ વિષયાભિલાષાથી પીડિત થઇ અજ્ઞાની જીવ અશરણને શરણ માનતો થકો પાપકારી કાર્યોમા પ્રસન્ન રહે છે

૨૭૩. इहमेगेसिं एगचरिया भवति । से बहुकोहे, बहुमाणे बहुमाये बहुलोभे, बहुरए, बहुनडे, बहुसढे, बहुसंकप्पे, आसवसत्ती पलिओच्छन्ने उट्ठियवायं पवयमाणे, "मा मे केइ अदक्खु" अन्नाणपमायदोसेणं सततं मूढे धम्मं णाभिजाणति ।

આ સંસારમાં કેટલાય સાધુ, એકલવિહારી થઇ જાય છે. તે બહુ ક્રોધી, બહુ માની, બહુ માયાવી, બહુ લોભી, બહુ પાપી, અનેક પાપોમા રત, જગતને ઠગવા—નટની જેમ વેશ બદલનાર, ધૂર્ત દુષ્ટ અધ્યવસાયવાળા, હિંસાદિ આસ્રવોમાં ગૃદ્ધ, દુષ્કર્મોથી યુક્ત હોવા છતા પણ પોતાની પ્રશંસા કરે છે, અજ્ઞાન અને પ્રમાદના દોષથી કરેલા પાપોને છૂપાવે છે. "મને કોઇ દુષ્કર્મ કરતા ન જોઇ જાય." એવા વિચારથી તે એકલો વિચરે છે સદા મૂઢ રહે છે ધર્મને જાણતો નથી

૨૭૪. अट्टा पया माणव ! कम्मकोविया जे अणुवरया, अविज्जाए पलिमो-क्खमाहु आवट्टमेवमणुपरियट्टतित्ति बेमि ।

હે મનુષ્ય ! જે પાપાનુષ્ઠાનથી નિવૃત્ત નથી, અજ્ઞાની હોવા છતા પણ મોક્ષની વાત કરે છે, તે દુ:ખી જીવો કર્મ કરવામા જ કુશળ છે. આવા જીવ સંસારમાં જ પરિભ્રમણ કરે છે. એમ હું કહું છુ.



બીજો ઉદ્દેશ

## હિંસા નિવૃત્તિ

૨૭૫. आवंती केआवंती लोयंसि अणारंभ-जीवी, एएसु चेवमणारंभजीवी ।

જગતમાં જે નિરારંભજીવી સાધુ છે તે હિંસાદી આરંભથી રહિત થઇ શરીરનો નિર્વાહ કરે છે. ગૃહસ્થોની પાસેથી નિર્દોષ આહાર લઈ અનારંભી જીવન ચલાવે છે.

२७६. एत्थोवरए तं झोसमाणे "अयं सधीति" अदक्खू, जे इमस्स विग्गहस्स अयं खणेत्ति अन्नेसी ।

સાધક સાવદ્ય પ્રવૃત્તિથી દૂર રહી, પાપકર્મોનો સંયમ દ્વારા ક્ષય કરી "આ અપૂર્વ અવસર પ્રાપ્ત છે" એમ વિચાર કરે. આ શરીર અને સયમના અનુકુળ સાધનો વારંવાર મળતા નથી, આ વાતનુ વારવાર અન્વેષણ કરી અપ્રમત્ત રહે

२७७. एस मग्गे आरिएहिं पवेदिते । उट्ठिते णो पमायए, जाणित्तु दुक्खं पत्तेयं सायं ।

તીર્થંકરોએ કહ્યુ છે કે, પ્રત્યેક પ્રાણીના દુઃખ અને સુખ અલગ અલગ છે, એવું જાણી સયમી પુરુષે પ્રમાદ ન કરવો જોઇએ

२७८. पुढोछंदा इह माणवा । पुढो दुक्खं पवेदितं । से अविहिंसमाणे अणवयमाणे पुट्ठो फासे विपणुन्नए । एस समियापरियाए वियाहिते ।

આ સંસારમા મનુષ્યોના અભિપ્રાય ભિન્ન ભિન્ન છે અને તેના દુઃખ પણ ભિન્ન ભિન્ન છે, માટે જે કોઇ પણ પ્રકારની હિંસા કરતા નથી, અસત્ય બોલતા નથી, આવેલા પરીષહોને સમ્યક્ પ્રકારે સહન કરે છે તે જ પ્રશંસનીય–ચારિત્રવાન્ સાધુ કહેવાય છે

२७९. जे असत्ता पावेहिं कम्मेहिं, उदाहु ते आयंका फुसंति, इति उदाहु धीरे ते फासे पुट्ठोऽहियासए ।

જે પાપકર્મોમાં આસકત નથી તેને કદાચિત્ કર્મોદયથી રોગ ઉત્પન્ન થઇ જાય તો પણ સમભાવથી દુ ખ સહન કરવું જોઇએ આ પ્રકારે તીર્થંકરોએ કહ્યુ છે.

२८०. पुव्वपेतं पच्छापेतं भिउरधम्मं विद्धंसणधम्मं अधुवं अणितियं असासयं चयावचइयं विप्परिणामधम्मं पासह एयं रूवसंधिं ।

આ દુઃખ આગળ પાછળ મારે જ સહન કરવાનુ છે આ ઔદારિક શરીર છિન્ન–ભિન્ન થનારુ છે. વિધ્વંસન સ્વભાવવાળુ છે અધ્રુવ, અનિત્ય, અશાશ્વત છે. વધવા ઘટવાવાળુ છે. નાશવાન્ છે. માટે આ શરીરના સ્વરૂપનો અને અવસરનો વિચાર કરવો જોઇએ

२८१. समुप्पेहमाणस्स एकायतणरतस्स इह विप्पमुक्कस्स णत्थि मग्गे विरयस्सत्ति बेमि ।

એવા વિચારથી દેહના સ્વરૂપને જોનારા, આત્માના ગુણોમાં રમણ કરનારા, શરીરાદિમા અનાસકત, ત્યાગી સાધકને સસારનુ પરિભ્રમણ કરવુ નહી પડે એમ હુ કહુ છુ

२८२. आवंती केआवंती लोगंसि परिग्गहावती; से अप्प वा, वहुयं वा, अणु वा, थूलं वा चित्तमंतं वा अचित्तमंतं वा एतेसु चेव परिग्गहावंती ।

લોકમા કેટલાક સાધુવેશધારી પણ પરિગ્રહવાન્ હોય છે, તે પરિગ્રહ થોડો હોય કે ઘણો હોય, સૂક્ષ્મ હોય કે સ્થૂલ હોય, સચિત્ત હોય કે અચિત્ત હોય, તે પરિગ્રહધારી ગૃહસ્થોની સમાન જ છે

| | | |
|---|---|---|
| २८३. | एयमेव एगेसिं महब्भयं भवति । लोगवित्त च णं उवेहाए । | આ પરિગ્રહ નરકાદિના મહાભયનુ કારણુ છે. તેમજ આહારાદિ લોકસંજ્ઞા પણ ભયરૂપ છે, તેથી તેનો ત્યાગ કરવો જોઈએ. |
| २८४. | एए संगे अविजाणओ, से सुपडिबद्ध सूवणीयंति णचा, पुरिसा ! परम-चक्खू विप्परिक्कमे । एतेसु चेव बंभचेरंति वेमि । | દ્રવ્યરૂપ અને ભાવરૂપ પરિગ્રહને ધારણુ નહિ કરનાર સયમીનું ચારિત્ર પ્રશસ્ત છે. તેને જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ હોય છે. એવું જાણી હે સાધકો ! તમે દિવ્યદૃષ્ટિ ( સમ્યગ્દૃષ્ટિ ) ને ધારણુ કરી સંયમમા પરાક્રમ કરો અપરિગ્રહી અને દિવ્ય દૃષ્ટિવાળા સાધકને જ બ્રહ્મચર્ય–આત્માની પ્રાપ્તિ થાય છે. એમ હુ કહું છું |
| २८५. | से सुयं च मे, अज्झत्थ च मे; बंध-पमोक्खो अज्झत्थेव । | મે સાંભળ્યુ છે, અને અનુભવ કર્યો છે, કે બધનથી છૂટકારો પોતાના આત્માથી જ થાય છે. |
| २८६. | एत्थ विरते अणगारे दीहरायं तितिक्खए । | માટે સાધક પરિગ્રહથી મુક્ત થઇ જીવનપર્યન્ત પરિષહો અને ઉપસર્ગોને સહન કરે. |
| २८७. | पमत्ते वहिया पास, अप्पमत्तो परिव्वए । | પ્રમાદીઓને ધર્મથી વિમુખ જોઈ અપ્રમત્ત થઈને સંયમમાં વિચરે. |
| २८८. | एयं मोणं सम्मं अणुवासिज्जासित्ति वेमि । | આ તીર્થંકરભાષિત સંયમાનુષ્ઠાનનુ સમ્યક્ પ્રકારે પાલન કરો ! એમ હુ કહુ છું. |



## તૃતીય ઉદ્દેશ

## પરિગ્રહ–ત્યાગ

| | | |
|---|---|---|
| २८९. | आवंती केआवती लोयंसि अपरिग्गहावती, एएसु चेव अप्परिग्गहावती, सोच्चा वई मेहावी, पंडियाण णिसामिया । | આ લોકમા જે કોઇ અપરિગ્રહી થાય છે તે સર્વ તીર્થંકરની વાણી સાભળી તથા ગણુધરાદિ મહાપુરુષોના વચનોને સાભળી વિવેકી બની, સર્વપ્રકારના પદાર્થોનો ત્યાગ કરીને જ અપરિગ્રહી બને છે. |
| २९०. | समियाए धम्मे आरिएहिं पवेदिते– "जहेत्थ मए सधी झोसिए एव-मण्णत्थ सधी दुज्झोसए भवति । तम्हा वेमि णो णिहणिज्ज वीरियं ।" | તીર્થંકરોએ સમતાથી (અથવા સમતામા) ધર્મ કહ્યો છે 'જે રીતે મે કર્મોનો ક્ષય છે, તે રીતે બીજા માર્ગમાં કર્મો ક્ષીણુ કરવા કઠિન છે. તેથી હું કહું છું કે પોતાની શક્તિનું ગોપન ન કરતા, કર્મોને ક્ષય કરો ! |

| | |
|---|---|
| २९१. जे पुव्वुट्ठाई णो पच्छाणिवाती । जे पुव्वुट्ठाई पच्छाणिवाती । जे णो पुव्वुट्ठाई णो पच्छाणिवाई । से वि तारिसए सिया । जे परिण्णाय लोगमण्णेसयंति । एयं णियाय मुणिणा पवोदितं । | કેટલાક પહેલાં ત્યાગમાર્ગ અંગીકાર કરે છે અને તે જ રીતે અંત સુધી પાલન કરે છે–પતિત થતાં નથી. કેટલાંક પ્રથમ ત્યાગ અંગીકાર કરે છે અને પછી પતિત થઇ જાય છે. કેટલાંક પહેલા ત્યાગમાર્ગ સ્વીકારતા નથી અને પાછળથી પતિત પણ થતા નથી જે સંસારના પદાર્થોને જ્ઞપરિજ્ઞાથી જાણી પ્રત્યાખ્યાનપરિજ્ઞાથી છોડે છે અને ફરી તેની ઇચ્છા કરે છે ગૃહસ્થની સમાન જ છે. એમ કેવળજ્ઞાન દ્વારા જાણી તીર્થંકર દેવોએ કહ્યું છે. |
| २९२. इह आणाकंखी पंडिते अणिहे पुव्वावररायं जयमाणे सया सीलं सपेहाए । | આ જૈનશાસનમા તીર્થંકરની આજ્ઞાના આરાધક થવાની ઇચ્છાવાળા, વિવેકવાન્ અને આસક્તિરહિત સાધકે રાત્રિના પ્રથમ અને અંતિમ પ્રહરમા ઉપયોગપૂર્વક હમેશા શીલને મોક્ષનુ અંગ જાણી તેનું પાલન કરવું જોઇએ |
| २९३. सुणित्ता भवे अकामे अझंझे । | શીલના લાભને સાંભળી વાસનારહિત અને લાલસારહિત થવુ જોઇએ |
| २९४. इमेणं चेव जुज्झाहि, किं ते जुज्झेण वज्झओ । जुद्धारिहं खलु दुल्लहं । | હે સાધક ! પોતાના આંતરિક શત્રુઓની સાથે જ યુદ્ધ કરો. બહારના યુદ્ધથી શુ મળવાનું છે ? આત્મયુદ્ધ કરવા માટે જે ઔદારિકશરીરાદિ સામગ્રી મળી છે, તે વારવાર પ્રાપ્ત થવી દુર્લભ છે |
| २९५. जहेत्थ कुसलेहिं परिण्णाविवेगे भासिते चुते हु बाले गब्भाइसु रज्जति । | તીર્થંકર દેવે જે રીતે અધ્યવસાયોની ભિન્નતા કહી છે તેને તેવી જ રીતે માનવી જોઇએ. ધર્મથી પાતિત થઇ અજ્ઞાની જીવ ગર્ભાદિકના દુઃખોનો અનુભવ કરે છે |
| २९६. अस्सिं चेयं पव्वुच्चति । रूवंसि वा छणंसि वा । | આ જિન–શાસનમા એવુ કહ્યુ છે, કે જે રૂપાદિ વિષયોમા આસક્ત થાય છે તે હિંસામાં પ્રવૃત્ત થાય છે |
| २९७. से हु एगे संविद्धपहे मुणी अण्णहा लोगमुवेहमाणे । | તે જ સાચા મુનિ છે, જે લોકોને મોક્ષમાર્ગથી વિપરીત પ્રવૃત્તિ કરતા જોઇને તેમના દુઃખોનો વિચાર કરી, મોક્ષમાર્ગ તરફ દોરી જાય છે |

२९८. इति कम्मं परिन्नाय सव्वसो, से ण हिंसति संजमति णो पगब्भति । उवेहमाणो पत्तेयं सायं ।

આવા સાધક, કર્મના સ્વરૂપને જાણી પ્રત્યેક જીવના સુખ, દુઃખ અલગ અલગ છે, આવો વિચાર કરી, કોઈપણ જીવને કષ્ટ પહોચાડતા નથી. સયમનું પાલન કરે છે. ધૃષ્ટતા કરતા નથી.

२९९. वन्नादेसी णारभे कंचणं सव्वलोए, एग-प्पमुहे विदिसप्पतिन्ने निव्वि-न्नचारी अरए पयासु ।

સુયશના અભિલાષી સાધક, સંસારમા કોઈપણ પ્રકારની પાપપ્રવૃત્તિ કરતા નથી. તે કેવળ મોક્ષ તરફ દૃષ્ટિ રાખી અહીં તહિં ભટકતા નથી, સ્ત્રીઓમાં ગૃદ્ધ થતા નથી અને સર્વ આરંભોથી દૂર રહે છે.

३००. से वसुम सव्वसमन्नागयपन्नाणेणं अप्पाणेणं अकरणिज्ज पाव कम्मं तं णो अन्नेसी ।

એવા સંયમવાન્ સાધુ, સર્વ રીતે ઉત્તમ બોધને પ્રાપ્ત કરી, નહિ કરવા યોગ્ય પાપકર્મ તરફ દૃષ્ટિ રાખતા નથી.

३०१. जं सम्मंति पासह तं मोणंति पासह, जं मोणंति पासह तं सम्मंति पासह ।

જે સમ્યક્ત્વ છે તે મુનિધર્મ છે અને જે મુનિ-ધર્મ છે તે સમ્યક્ત્વ છે, એમ જાણો

३०२ ण इमं सक्क सिढिलेहिं अद्दिज्ज-माणेहिं गुणासातेहिं वंकसमायारेहिं पमत्तेहिं अगारमावसंतेहिं ।

શિથિલાચારી, મમતાયુક્ત, વિષયોમાં આસક્ત, કપટી અને પ્રમાદી તથા ઘરમાં રહેનાર, આ સમ્યક્ત્વ અથવા મુનિત્વનુ પાલન કરી શકતા નથી.

३०३. मुणी मोणं समायाय धुणे कम्म-सरी-रगं । पंतं लूहं सेवंति वीरा सम्मत्त-दंसिणो । एस ओहंतरे मुणी तिण्णे मुत्ते विरए वियाहितेत्ति बेमि ।

મુનિધર્મને ધારણ કરી, મુનિ શરીરને કૃશ કરે એવું કરવા માટે સમ્યગ્દર્શી વીર સાધક હલકું અને લૂખુ ભોજન કરે છે આવા સાધક જ સંસાર સમુદ્રથી પાર પામે છે. સાવદ્ય અનુષ્ઠાનથી વિરત થનાર સાધક સંસારથી તરેલ અને મુક્ત કહેવાય છે એમ હું કહું છું.



## ચતુર્થ ઉદ્દેશ

# સ્વચ્છન્દતાના દોષો

३०४. गामाणुगामं दूइज्जमाणस्स दुज्जातं दुप्परक्कंतं भवति अवियत्तस्स भिक्खुणो ।

જ્ઞાન અને વયથી અપરિપક્વ સાધુ જો એકલા ગ્રામાનુગ્રામ વિચરે, તો તેનું આ વિચરવું અયોગ્ય છે.

३०५. वयसावि एगे चोइआ कुप्पति माणवा । उन्नयमाणे य णरे महता मोहेण मुज्झति । संवाहा बहवो भुज्जो भुज्जो दुरतिक्कमा अजाणतो अपासतो । एयं ते मा होउ । एयं कुसलस्स दंसणं ।

કોઇ મનુષ્ય હિતશિક્ષાના વચનમાત્રથી ક્રોધિત થઇ જાય છે. અભિમાની પુરુષ મહામોહથી વિવેકશૂન્ય બની ગચ્છથી અલગ થઇ જાય છે. એવા અજ્ઞાની, અતત્ત્વદર્શી પુરુષને વારંવાર અનેક બાધાઓ આવે છે, જેનુ ઉલ્લંઘન કરવું તેના માટે કઠિન હોય છે. એટલા માટે હે શિષ્ય! તારા માટે એવું ન થાય. આ વીર જિનેશ્વરનો અભિપ્રાય છે.

३०६. तद्दिट्ठीए तम्मुत्तीए तप्पुरक्कारे तस्सन्नी तन्निवेसणे जयं विहारी चित्तणिवाती पथनिज्झाई पलिबाहिरे पासिय पाणे गच्छेज्जा । से अभिक्कममाणे पडिक्कममाणे संकुचमाणे पसारेमाणे विणियट्टमाणे संपलिज्जमाणे ।

તેથી સાધક, ગુરુની દૃષ્ટિ અનુસાર અવલોકન કરવાનુ શીખે અથવા ગુરુની સમીપે જ રહે. ગુરુદ્વારા બતાવેલી અનાસક્તિનું પાલન કરે. ગુરુને સર્વ કાર્યોમાં આગળ કરે. બહુમાન કરી વિચરે. ગુરુમાં પૂર્ણ શ્રદ્ધા રાખે. સદા ગુરુની પાસે રહે. સદા યતનાપૂર્વક વિચરે. ગુરુના અભિપ્રાયનું અનુસરણ કરીને, માર્ગનુ અવલોકન કરે ગુરૂના અવગ્રહથી બહાર રહેનાર ન થાય–અધિક દૂર કે અધિક નજીક ન રહે. ગુરુ ક્યાંય મોકલે તો યતનાપૂર્વક જીવ–જંતુઓને જોતા થકા જાય. તે સાધુ આવતા, જતા, પાછા ફરતા, અવયવોને સંકોચતા ફેલાવતાં, આરંભથી નિવૃત્ત થતાં અને પ્રમાર્જનાદિ ક્રિયાઓ કરતા સદા ગુરુની આજ્ઞાપૂર્વક વિચરે.

३०७. एगया गुणसमियस्स रीयतो कायसंफासमणुचिन्ना एगतिया पाणा उद्दायंति; इहलोगवेयणवेज्जावडियं । जं आउट्टीकयं कम्मं तं परिन्नाय विवेगमेति । एव से अप्पमाएणं विवेगं किट्टति वेदवी ।

સદ્ગુણી અને યતનાપૂર્વક વર્તનાર મુનિના શરીરના સ્પર્શથી કદાચિત કોઇ પ્રાણીની ઘાત થઇ જાય તો તેનું ફળ તેને એ જ ભવમાં પ્રાપ્ત થઇ ક્ષય પામે છે અગર કોઇ પાપ જાણી જોઇને કર્યું હોય તો તેને જ્ઞપરિજ્ઞાથી જાણી પ્રાયશ્ચિત્તદ્વારા દૂર કરવું જોઇએ અપ્રમાદથી તે કર્મનો ક્ષય થાય છે એમ તીર્થંકર ભગવાન કહે છે.

३०८. से पभूयदंसी पभूयपरिन्नाणे उवसते समिए सहिते सयाजए, दट्ठुं विप्पडिवेदेति अप्पाणं– " किमेस जणो

દીર્ઘદર્શી, બહુજ્ઞાની, ઉપશાંત, સમિતિથી યુક્ત, જ્ઞાનાદિક ગુણોથી યુક્ત, સર્વદા યતનાશીલ મુનિ સ્ત્રીઓને જોઇને પોતે પોતાનો વિચાર કરે કે

| | |
|---|---|
| ३२०. तुमंसि नाम तं चेव, ज हंतव्वं ति मन्नसि। तुमंसि नाम तं चेव, ज अज्जावेयव्वंति मन्नसि । तुमंसि नाम तं चेव ज परितावेयव्वंति मन्नसि । तुमंसि नाम तं चेव, ज परिवेत्तव्वंति मन्नसि । जं उद्दवेयव्वति मन्नसि । अजू चेय पडिवुद्धिजीवी तम्हा ण हंता, ण विघायए: अणुसंवेयणमप्पाणेणं ज हंतव्व णाभियत्थए । | હે આત્મન્! જેને તું મારવાનો વિચાર કરી રહ્યો છે તે તુ સ્વયં છે જેના પર તુ હુકમ ચલાવવાનો વિચાર કરે છે, તે તું પોતે છે. જેને તું દુઃખી કરવા ઇચ્છે છે, તે સ્વયં તુ છે. જેને તું પકડવા ઇચ્છે છે, તે સ્વયં તું છે, જેને તુ મારી નાખવા ઇચ્છે છે, તે સ્વયં તુ છે. તું એમ વિચાર કર આ પ્રકારની સમજણથી જ સત્પુરુષ સર્વ જીવોની સાથે મૈત્રીભાવ રાખી શકે છે. એમ સમજી કોઈપણ જીવને મારવા ન જોઈએ કારણ કે બીજાને મારનારને તેનુ ફળ એ જ રીતે ભોગવવુ પડે છે એમ જાણી કોઈપણ પ્રાણીને મારવાની ઈચ્છા ન કરવી જોઈએ |
| ३२१. जे आया मे विन्नाया, जे विन्नाया से आया । जेण विजाणति से आया । तं पडुच्च परिसंखाए एस आयावादी समियाए परियाए बियाहिते त्ति वेमि । | જે આત્મા છે તે જ વિજ્ઞાતા-જાણનાર છે. જે જાણનાર છે તે આત્મા છે. જેના દ્વારા વસ્તુતું સ્વરૂપ જાણી શકાય છે તે જ્ઞાન આત્માનો ગુણ છે તે જ્ઞાનના આશ્રિત જ આત્માની પ્રતીતિ થાય છે જે આત્મા અને જ્ઞાનના આ સબંધને જાણે છે તે આત્મવાદી છે તેનું સંયમાનુષ્ઠાન સમ્યક્ કહેલું છે એમ હુ કહું છું |



## પષ્ઠ ઉદ્દેશ

## આરાધના

| | |
|---|---|
| ३२२. अणाणाए एगे सोवट्ठाणे । आणाए एगे निरुवट्ठाणे । एतं ते मा होउ । एगं कुसलस्स दंसणं । | કેટલાક સાધકો પુરુષાર્થી હોય છે. પણ આજ્ઞાના આરાધક હોતા નથી કેટલાંક આજ્ઞાનુકૂળ પ્રવૃત્તિ કરવામા નિરુદ્યમી હોય છે. હે મુનિ! આ બંને વાત તારાથી ન થાય! આ વીર પ્રભુનો અભિપ્રાય છે. |
| ३२३. तद्दिट्ठीए तम्मुत्तीए तप्पुरक्कारे तस्सण्णी तण्णिवेसणे अभिभूय अदक्खु अणभिभूते पभू निरालंवणयाए; जे महं अवहिमणे । | માટે જે પુરુષ સદા ગુરુની દૃષ્ટિથી જોનાર હોય, ગુરુદ્વારા ઉપદિષ્ટ મુક્તિનો સ્વીકાર કરનાર હોય, ગુરુનુ બહુમાન કરનાર હોય, ગુરુ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખનાર હોય, ગુરુકુળમાં નિવાસ કરતો હોય, તે પુરુષ કર્મોને જીતીને તત્ત્વદૃષ્ટા બને છે. તે મહાત્મા સર્વજ્ઞના ઉપદેશથી બહાર નથી અને કોઈનાથી પરાભૂત થતો નથી અને નિરાલંબન ભાવના ભાવવા સમર્થ થાય છે |

३२४. पवादेणं पवायं जाणेज्जा; सहसम्मइयाए, परवागरणेणं, अन्नेसिं वा अंतिए सोच्चा ।

ગુરુપરંપરાના ઉપદેશથી સર્વજ્ઞના ઉપદેશનું જ્ઞાન કરવું જોઇએ અથવા જિન ભગવાનના ઉપદેશથી પરતીર્થીઓના પ્રવાદની પરીક્ષા કરવી જોઇએ. પ્રવાદ ત્રણ પ્રકારે જાણી શકાય છે. (૧) જાતિસ્મરણ આદિ જ્ઞાન દ્વારા (૨) સર્વજ્ઞના વચન દ્વારા (૩) અન્ય મહાપુરુષોના વચનોના શ્રવણ દ્વારા.

३२५. णिद्देसं णातिवत्तेज्जा मेहावी सुपडिलेहिय सव्वत्तो सव्वप्पणा सम्ममेव समभिजाणिया ।

બુદ્ધિમાન્ સાધક, આ બધુ સર્વ પ્રકારે [ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી] વિવેકપૂર્વક જાણે. સત્યેને ગ્રહણ કરી સર્વજ્ઞ દેવોની આજ્ઞાનુ ઉલ્લંઘન ન કરે.

३२६. इहारामं परिन्नाय, अल्लीणगुत्तो परिव्वए । णिट्ठियट्ठी वीरे आगमेणं सदा परिक्कमेज्जासि त्ति बेमि ।

સંયમને અંગીકાર કરી, જિતેન્દ્રિય બની પ્રવૃત્તિ કરે. મુમુક્ષુ વીર, સદૈવ આગમાનુસાર પરાક્રમ કરે, એમ હુ કહું છું.

३२७. उड्ढं सोता, अहे सोता, तिरियं सोता वियाहिया; एते सोया वियक्खाया, जेहिं संगति पासह ।

ઊંચી, નીચી, તીરછી દિશામાં સર્વત્ર કર્મબંધનનાં કારણો છે. કર્મબંધના કારણો પ્રવાહની સમાન છે. તેથી તેને સ્રોત પણ કહે છે. જ્યા જ્યા જીવની આસક્તિ છે ત્યા ત્યા કર્મનુ બંધન છે, તે સમજજો ।

३२८. आवट्टमेयं तु पेहाए, एत्थ विरमेज्ज वेदवी ।

કર્મના ચક્રને જોઇને બુદ્ધિમાન્ સંસારના વિષયોને દૂરથી જ ત્યાગે

३२९. विणइत्तु सोयं णिक्खम्म एस मह अकम्मा जाणति, पासति, पडिलेहाए णावक्कंखति, इह आगतिं गतिं परिण्णाय अच्चेति जातिमरणस्स वट्टमग्गं विक्खायरए

જે કોઇ કર્મના પ્રવાહને ક્ષીણ કરવા માટે ત્યાગમાર્ગનો સ્વીકાર કરે છે તે અકર્મી થઇને (ઘાતિ કર્મોનો ક્ષય કરીને) સર્વજ્ઞ અને સર્વદ્રષ્ટા બને છે તે કોઈ પણ પ્રકારની આકાક્ષા કરતા નથી પરમાર્થનો વિચાર કરી અને સંસારના આવાગમનને જાણી જન્મ, મરણના માર્ગને તે પાર કરી લે છે અને મોક્ષને પ્રાપ્ત કરે છે.

३३०. सव्वे सरा णियट्टंति, तक्का जत्थ ण विज्जति, मति तत्थ ण गाहिता, ओए अप्पतिट्ठाणस्स खेयन्ने ।

તે મુક્તાત્માનું સ્વરૂપ બતાવવા માટે કોઇ પણ શબ્દ સમર્થ નથી તર્કની ત્યા ગતિ નથી. બુદ્ધિ ત્યા સુધી જતી નથી, કલ્પના થઇ શકતી નથી. તે આત્મા કર્મમળથી રહિત જ્યોતિસ્વરૂપ છે. સમગ્ર લોકનો જ્ઞાતા છે

करिस्सति ? एस से परमारामो जाओ लोगंसि इत्थिओ." मुणिणा हु एतं पवेदितं ।

"આ સ્ત્રી મારુ શુ કલ્યાણુ કરશે ? અથવા મને શુ સુખ દેશે ? લોકમા જે સ્ત્રીઓ છે તે ચિત્તને લોભાવનાર છે." એમ વીર ભગવાને ફરમાવ્યુ છે.

३०९. उव्वाहिज्जमाणे गामधम्मेहिं अवि णिव्वलासए, अवि ओमोदरियं कुज्जा, अवि उड्ढं ठाणं ठाएज्जा, अवि गामाणुगामं दूइज्जा, अवि आहारं वोच्छिदिज्जा, अवि चए इत्थीसु मणं ।

કદાચિત ઇન્દ્રિયોની વિષયોથી પીડિત થાય તો તેણે નિર્બળ-લૂખો આહાર કરવો જોઇએ, અલ્પઆહાર કરવો જોઇએ, એક સ્થાનપર રહી કાયોત્સર્ગ કરવો જોઇએ, બીજા ગામમા ચાલ્યા જવુ જોઇએ, એટલાથી પણ જો મન વશ ન થાય તો આહારનો સર્વથા ત્યાગ કરવો જોઇએ, પરતુ સ્ત્રીસગમાં મનને કયારેક ન ફસાવુ જોઇએ.

३१०. पुव्वं दंडा पच्छा फासा, पुव्वं फासा पच्छा दंडा । इच्चेते कलहा संगकरा भवंति । पडिलेहाए आगमित्ता आणवेज्जा अणासेवणाएत्ति वेमि ।

વિષયસેવનના પહેલાં ઘણા પાપો કરવા પડે છે, પછી ભોગો ભોગવાય છે અથવા પહેલા વિષય સેવન કરે તો પાછળથી દડ ભોગવવો પડે છે સ્ત્રીઓ રાગ દ્વેષને ઉત્પન્ન કરનારી છે, એ જોઇને જાણીને પોતે પોતાને આજ્ઞા કરે કે "સ્ત્રીસગ ન કરવો જોઇએ" એમ હુ કહું છુ.

३११. से णो काहिए, णो पासणिए, णो संपसारए णो मामए, णो कयकिरिए, वईगुत्ते, अज्झप्पसंवुडे, परिवज्जइ सदा पावं । एयं मोणं समणुवासेज्जासि-त्ति वेमि ।

બ્રહ્મચારી સ્ત્રીઓની કથા ન કરે તેના અવયવોને ન જુએ, તેમા મમત્વ ન કરે, સ્ત્રીઓની સેવા ન કરે, સ્ત્રીઓ સાથે વાતચીતમા મર્યાદા રાખે. પોતાના મનને સયમમા રાખે સદા પાપનો ત્યાગ કરે આ પ્રકારે મુનિભાવની બરાબર સાધના કરે, એમ હુ કહુ છુ



## પાંચમો ઉદ્દેશ

# સદાચારનું સ્વરૂપ

३१२. से वेमि-तंजहा, अवि हरए पडिपुन्ने समंसि भोमे चिट्ठति उवसंतरतए सारक्खमाणे । से चिट्ठति सोयमज्झगए, से पास, सव्वतो गुत्ते । पास, लोए महेसिणो, जे य पन्नाणमंता पबुद्धा आरंभोवरया, सम्म-

હું કહું છુ-જેવી રીતે સમતાલ ભૂમિમાં નિર્મળ જળથી ભરેલ સરોવર પ્રાણીઓની રક્ષા કરતું, શાત રજવાળુ હોય છે, તેવી રીતે આચાર્ય જ્ઞાનરૂપી જળથી ભરેલ, સ્વભાવમા સ્થિત, જીવોની રક્ષા કરતા નિર્દોષ ક્ષેત્રોમાં વિચરે છે. લોકમાં અનેક મહર્ષિઓ એવા છે જે વિવેક-

| | | |
|---|---|---|
| | मेयंति पासह, कालस्स कंखाए परिव्वयंति त्ति बेमि । | યુક્ત, શ્રદ્ધાળુ, આરંભથી નિવૃત્ત થઈ, સમાધિ-મરણની અભિલાષા રાખતા સતત પુરુષાર્થ કરે છે, એમના તરફ તું જો ! એમ હું કહું છું. |
| ३१३. | वितिगिच्छासमावण्णेणं अप्पाणेणं णो लभति समाधिं । | ફળ મળશે કે નહિ, એવી શંકા રાખનાર આત્માને સમાધિ પ્રાપ્ત થતી નથી. |
| ३१४. | सिया वेगे अणुगच्छंति । असिया वेगे अणुगच्छति । अणुगच्छमाणेहिं अणणुगच्छमाणो कहं ण णिव्विज्जेज्जा । तमेव सच्चं णीसंकं, जं जिणेहिं पवेइय । | કોઈ કોઈ ગૃહસ્થ પણ આચાર્યના વચનને સમજી શકે છે. અને કોઈ સાધુ પણ આચાર્યના વચનને સમજી શકે છે. પરંતુ સમજનારની સાથે રહીને પણ કોઇ સાધુ સમજી ન શકે તો તેને અવશ્ય ખેદ થાય છે. પરંતુ તે સમયે જે સાધુ સમજે છે તેણે તેને કહેવું કે–જે જિનેશ્વરે કહ્યું છે તે સત્ય છે, અને નિઃશંક છે. |
| ३१५. | सड्ढिस्स णं समणुन्नस्स सपव्वयमाणस्स समियं-ति मण्णमाणस्स एगया समिया होति,समियं ति मण्णमाणस्स एगया असमिया होति, असमियं–ति मणमाणस्स एगया समिया होति, असमियं–ति मण्णमाणस्स एगया असमिया होति । | કોઇ કોઈ શ્રદ્ધાવાન્, તીર્થંકર ભગવાનના વચનોને અને પછી પણ અંત સુધી સત્ય માની શ્રદ્ધા રાખે છે, કેટલાંક દીક્ષા ગ્રહણ કરતા સમયે સત્ય માને છે પરંતુ પછી અસત્ય માનવા લાગે છે. કેટલાક શરૂઆતમાં શ્રદ્ધાળુ હોતા નથી પરંતુ પછી શુદ્ધ શ્રદ્ધાવાન્ બની જાય છે. કેટલાક પહેલાથી અશ્રદ્ધાળુ અને પછી પણ અશ્રદ્ધાળુ રહે છે. |
| ३१६. | समियं–ति मण्णमाणस्स समिया वा, असमिया वा, समिया होति उवेहाए । | જે સાધકની શ્રદ્ધા પવિત્ર છે તેને સમ્યગ્ અથવા અસમ્યગ્ સર્વ તત્ત્વો સમ્યગ્ વિચારણાથી સમ્યગ્ રૂપ જ પરિણમે છે |
| ३१७. | असमियंति मण्णमाणस्स समिया वा असमिया वा, असमिया होति उवेहाए । | જે સાધકની શ્રદ્ધા દૂષિત છે તેને સમ્યગ્ અથવા અસમ્યક્ સર્વ તત્ત્વો અસમ્યગ્ રૂપ જ પરિણમે છે |
| ३१८. | उवेहमाणे अणुवेहमाणं बूया–'उवेहाहि समियाए; इच्चेवं तत्थ संधी झोसितो भवति' । | વિચારવાન્, શ્રદ્ધાળુ સાધક અવિચારશીલ મિથ્યાદષ્ટિને આ પ્રકારે કહે–"તમે સમ્યક્ પ્રકારથી વિચાર કરો આ રીતે સંયમમાં પ્રવૃત્તિ કરવાથીજ કર્મનો નાશ થાય છે." |
| ३१९. | से उट्ठियस्स ठियस्स गतिं समणुपासह । एत्थवि बालभावे अप्पाणं णो उवदंसेज्जा । | શ્રદ્ધાવાન્ પુરુષની તથા શિથિલાચારીની ગતિને સારી રીતે જુઓ અને આ અસંયમમાં પોતાના આત્માને સ્થાપિત ન કરો. |

३३१. से ण दीहे, ण हस्से, ण वट्टे, ण तंसे, ण चउरसे, ण परिमंडले, ण किण्हे, ण णीले, ण लोहिए, ण हालिद्दे, ण सुक्किल्ले, ण सुरहिगंधे, ण दुरहिगंधे, ण तित्ते, ण कडुए, ण कसाते, ण अंबिले, ण महुरे, ण कक्खडे, ण मउए, ण गुरुए, ण लहुए, ण सीए, ण उण्हे, ण णिद्धे, ण लुक्खे, ण काऊ, ण रुहे, ण संगे, ण इत्थी, ण पुरिसे, ण अन्नहा, परिण्णे, सण्णे ।

મુક્ત જીવ લાંબો નથી, ટૂંકો નથી, ગોળ નથી, ત્રિકોણ નથી, ચોરસ નથી, મંડલકાર નથી, કાળો નથી, લીલો નથી, લાલ નથી, પીળો નથી, સફેદ નથી, સુગંધવાળો નથી, દુર્ગંધવાળો નથી, તીખો નથી, કડવો નથી, કસાયેલ નથી, ખાટો નથી, મીઠો નથી કઠોર નથી, કોમળ નથી ભારે નથી, હલકો નથી, ઠંડો નથી, ગરમ નથી, સ્નિગ્ધ નથી, રુક્ષ નથી, શરીરધારી નથી, પુનર્જન્મધારી નથી, સંગરુપ નથી, સ્ત્રી નથી, પુરુષ નથી, નપુંસક નથી, પણ તે જ્ઞાતા છે, પરિજ્ઞાતા છે.

३३२. उवमा ण विज्जती । अरूवी सत्ता । अपयस्स पयं णत्थि ।

તેના માટે કોઇ ઉપમા નથી. તે અરૂપી સત્તાવાળો છે, અવસ્થારહિત છે માટે તેનું વર્ણન કરવા માટે કોઇ શબ્દ નથી.

३३३. से ण सद्दे, ण रूवे, ण गंधे, ण रसे, ण फासे इच्चेव त्ति बेमि ।

તે શબ્દ નથી, રૂપ નથી, ગંધ નથી, રસ નથી અને સ્પર્શ પણ નથી. આ પદાર્થોનુ જ શબ્દ વડે વર્ણન થાય છે. પરન્તુ એ પૈકી તે કોઇ નથી, તેથી તે તેબ્દાતીત છે. એમ મેં સાભળ્યું છે અને હું કહું છુ.



## છઠ્ઠું અધ્યયન

# ધૂત

ધોવું–મળનો નાશ કરવો–વસ્ત્રાદિનો મેલ દૂર કરવો તે દ્રવ્યધૂત અને પરીષહ તથા ઉપસર્ગો ને સહન કરી આઠ કર્મના મળને દૂર કરી આત્માને શુદ્ધ, બુદ્ધ બનાવવો તે ભાવધૂત છે. જેમ કોઇ વસ્ત્ર પર બીજો રંગ લગાડતાં પહેલાં પ્રથમનો રંગ દૂર કરવો પડે છે, પછી જ નવો રંગ લાગે છે, તેવી જ રીતે ચિત્ત પર મલિનતાના જે સંસ્કારો છે તે દૂર થાય તો જ આત્માનુ શુદ્ધ સ્વરૂપ ચમકે છે. તેથી પ્રથમ ચિત્તશુદ્ધિની ક્રિયા અનિવાર્ય છે. અહિ તે વાત કરી છે. આ અધ્યયનના પાંચ ઉદ્દેશક છે.

(૧) સંસારરૂપી જલાશય આસક્તિરૂપી સેવાળથી આચ્છાદિત છે. તેમાં અનેક જીવો ફસાયા છે તેઓ તેમાંથી ઉપર આવવાનો માર્ગ કાઢી શકતા નથી. અનેક પ્રકારના રોગોથી પીડાઇ રહ્યા છે મોહરૂપી અંધકારમા અટવાઇ ગયા છે ક્ષણભંગુર શરીર માટે પાપકર્મ કરી સ્વયં દુઃખી થાય છે. એમ સમજી કેટલાક જીવો પ્રતિબોધ પામે છે.

(૨) પૂર્વગ્રહોને છોડવા સંકલ્પબળની જરૂર છે. કારણ કે અનંત ભવોના અભ્યાસથી જીવની પરિણતિ જડ પદાર્થો તરફ અધિક હોય છે. તેમાં જેવી સ્થિતિ–સ્થાપક અવસ્થા છે તેવી જ સ્થિતિ–સ્થાપક અવસ્થા જીવમા આવી છે. માનવજીવન પ્રાપ્ત થતાં પહેલાં જે જે ગતિઓ અને સ્થિતિઓમાંથી જીવ વિકાસ પામતો આવ્યો તેમાં તેમાં તેને સ્થિતિસ્થાપકતાનો પરિહાર કરવાની અનુકૂળતા, યોગ્યતા કે તક મળી નથી. કારણ કે ત્યાં બૌદ્ધિક વિકાસ કુંઠિત હોય છે. કુદરતી નિયમને અનિચ્છાએ આધીન રહેવું અનિવાર્ય હોવાથી તેનું કાર્ય તે રીતે ચાલે છે. પરંતુ આજ જે માનવ દેહ, આર્યક્ષેત્રાદિ અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયા છે તેમા નવીન સર્જન કરી શકે છે. સાધનસામગ્રી પ્રાપ્ત થયા છે પરંતુ સ્થિતિસ્થાપકતાના દૃઢ સંસ્કારોના કારણે ઘણાં માનવો તે સાધનોનો ઉપયોગ કરી શકતા નથી પરંપરાથી મળેલા સસ્કારાનુસાર જીવન વીતાવે છે, દુનિયા જે ઇચ્છી રહી છે, જે કાર્ય કરી રહી છે, તે કરતા કાંઇક નવીન કરવાની તમન્ના જાગે ત્યારે સાધક ત્યાગમાર્ગ પર આવે છે અને ત્યાગમાર્ગમાં આવ્યા પછી પૂર્વસંબંધોથી દૂર થતો જાય છે. જો પૂર્વસ્રબધોને આધીન થાય તો તે પતનના માર્ગે ફેંકાઇ જાય છે.

(૩) આ ઉદ્દેશકમાં દેહદમનની આવશ્યકતા બતાવી છે. કર્મધુનન અને ઉપકરણની અલ્પતા પણ અનિવાર્ય છે વૃત્તિઓને વશમાં રાખવા માટે તપની મહત્તા છે. શારીરિક તપનો ઉદ્દેશ્ય વિષયો પર વિજય પ્રાપ્ત કરવાનો છે

(૪) સાધનાના માર્ગપર આવ્યા પછી કેટલાક સાધકો અભિમાનના આવેશમાં સદ્ગુરુના શરણને સ્વીકારતા નથી અથવા શરણ લીધા પછી ઉદ્ધત થઇ જાય છે અહંકાર સાધકની બુદ્ધિને વિકૃત બનાવી દે છે. તેવા શિષ્યો સાધનાના માર્ગમા ગમે ત્યા ભટકે છે પરંતુ આગળ વધી શકતા નથી.

(૫) જ્યા સુધી સત્કાર–પુરસ્કારાદિની ભાવના અંતઃકરણમાં હોય છે ત્યાં સુધી ત્રણ પ્રકારના ગર્વનો ત્યાગ થઇ શકતો નથી સાધકે માન–અપમાનનો વિચાર મનમા ન રાખવો જોઇએ, તેનું અહી પ્રતિપાદન કર્યું છે કર્મધુનનની પારપૂર્ણતા ઉપસર્ગ સહન કર્યા વિના થઇ શકતી નથી માટે ઉપસર્ગ –સહિષ્ણુતાની શિક્ષા આપી છે.

## પહેલો ઉદ્દેશ

# ચિત્તશુદ્ધિ

३३४. आवुज्झमाणे इह माणवेसु अक्खाति से णरे । जस्सिमाओ जाईओ सव्वओ सुपडिलेहियाओ भवंति, अक्खाइ से णाण-मणेलिस ।

કેવલજ્ઞાની પુરુષ સંસારના સ્વરૂપને સાક્ષાત્ જાણી જનકલ્યાણ માટે ઉપદેશ આપે છે. એકેન્દ્રિયાદિ જાતિઓને સારી રીતે જાણનાર શ્રુતકેવળી આદિ પણ અનુપમ બોધ આપે છે.

३३५. से किट्टति तेसिं समुट्ठियाणं णिक्खित्तदंडाणं समाहियाणं पन्नाणमंताणं इह मुत्तिमग्गं । एव पेगे महावीरा विपरक्कमति । पासह, एगे विसीयमाणे अणत्तपन्ने ।

જ્ઞાની પુરુષ ત્યાગમાર્ગમાં ઉત્સાહિત થયેલા, હિંસક ક્રિયાઓથી નિવૃત્ત બનેલ, બુદ્ધિમાન્ અને સાવધાન સાધકોને મુક્તિનો માર્ગ બતાવે છે. તો પણ તેમા જે મહાવીર છે તે જ પરાક્રમી બને છે કેટલાક આત્મજ્ઞાનથી રહિત થઇ સયમના પથથી પતિત થઈ જાય છે, તે જૂઓ।

३३६. से बेमि से जहावि कुम्मे हरए विणिविट्ठचित्ते पच्छन्नपलासे उम्मग्गं से ण लभति ।

જેમ કોઈ કાચબો શેવાળાદિથી આચ્છાદિત કોઇ તળાવમા ગૃદ્ધ થઇ બહાર નીકળવાનો માર્ગ મેળવી શકતો નથી

३३७. भंजगा इव सन्निवेस णो चयंति । एवं एगे अणेगरूवेहिं कुलेहिं जाया रूवेहिं सत्ता कलुणं थणंति । णिदाणतो ते ण लभति मोक्खं ।

જેમ વૃક્ષ શીત તાપાદિના અનેક દુખો ભોગવવા છતાં પણ પોતાના સ્થાનને છોડવામાં સમર્થ થતો નથી તેવી રીતે કેટલાય વિવિધ પ્રકારના કુળોમા ઉત્પન્ન થયેલ પુરુષ શબ્દાદિ વિષયોમા આસકત થઇ કરુણ આક્રન્દન કરે છે પરંતુ ગૃહ-ત્યાગ કરી શકતા નથી એવા જીવ કર્મોથી છૂટી શકતા નથી

३३८. अह पास तेहिं कुलेहिं आयत्ताए । जाया ।

વળી જૂઓ, જીવ પોતપોતાના કર્મોના ફળને ભોગવવા માટે વિવિધ કુળોમાં ઉત્પન્ન થાય છે.

३३९. गंडी अदुवा कुट्ठी, रायसी अवमारियं;
काणियं झिम्मियं चेव, कुणित्तं खुज्जितं तहा ।
उअरिं च पास मूयं च, सूणियं च गिलासिणिं;

કોઇને કંઠમાળનો રોગ થાય છે. કોઇને કોઢ થાય છે કોઇને ક્ષય રોગ થાય છે. કોઇને અપસ્માર-મૂર્છા થાય છે. કોઇને આંખનો રોગ થાય છે કોઇને શરીરની જડતા-લકવા થાય છે. કોઇને હાથ, પગ વિકલ હોય છે, કોઇને કૂબડા-પણુ હોય છે કોઇને મુંગાપણુ, કોઇને પેટનો રોગ હોય છે, કોઇને સોજો ચડે છે, કોઇને ભસ્મકરોગથી

| | |
|---|---|
| वेवयं पीढसप्पि च, सिलिवतं महुमेहणिं ।<br>सोलस एते रोगा अक्खाया अणुपुव्वसो ।<br>अह णं फुसंति आयंका, फासा य असमजसा ।<br>मरणं तेसिं संपेहाए, उववायं चवणं णच्चा;<br>परियागं च सपेहाए, तं सुणेह जहा तहा । | અતિશય ભૂખ ઉત્પન્ન થાય છે. કોઇને કંપ રોગ થાય, કોઇની પીઠ વળી જાય છે કોઇના હાથ પગ કઠોર થઇ જાય છે, તો કોઇને મધુપ્રમેહ ઉત્પન્ન થાય છે. આ રીતે સોળ મહારોગ કહ્યા છે અને આ સિવાય અન્ય શૂળાદિ પીડા અને ઘાવાદિ ભયંકર દર્દ થાય છે. જેનાથી અંતમાં મૃત્યુ થાય છે. તેમજ જેમને રોગ નથી તેવા દેવને પણ જન્મ-મરણ થયા કરે છે. માટે કર્મવિપાકને જાણી કર્મોને દૂર કરવા જોઇએ. એથી વધુ કર્મના ફળને કહું છુ તે સાંભળો. |
| ३४०. संति पाणा अंधा तमंसि वियाहिया; तामेव सइं असइं अतिअच्च उच्चावए फासे पडिसंवेदेति । बुद्धेहिं एयं पवेदितं । | કર્મના વશથી જીવ અંધ-જ્ઞાનચક્ષુરહિત બની ઘોર અંધકારમય સ્થાનોમાં વારંવાર જન્મ લે છે અને દારુણ દુઃખનો અનુભવ કરે છે, એમ તીર્થંકરોએ કહ્યું છે. |
| ३४१. संति पाणा वासगा, रसगा, उदए, उदयचरा, आगासगामिणो; पाणा पाणे किलेसंति । | તેમ જ શબ્દ કરી શકે તેવા બેઇન્દ્રિયાદિ પ્રાણી, રસને જાણનાર સંજ્ઞી પ્રાણી, જલકાયના જીવ, જલચર જીવ, તથા આકાશમાં વિચરનાર પક્ષી પરસ્પર એક બીજાને પીડા આપે છે. |
| ३४२. पास लोए महब्भयं । | માટે લોકમાં મહાભય વર્તે છે તે તું જો ! |
| ३४३. बहूदुक्खा हु जंतवो । | હે જીવ ! આમ પ્રાણીઓના દુઃખની સીમા નથી. |
| ३४४. सत्ता कामेहिं माणवा । अबलेण वहं गच्छंति सरीरेणं पभंगुरेणं ।<br>अट्टे से बहुदुक्खे, इति बाले पकुव्वति । | વિષયભોગોમાં આસક્ત મનુષ્ય આ નિઃસાર તેમ જ ક્ષણિક શરીર માટે અન્ય જીવોનો વધ કરી, સ્વયં વધને પ્રાપ્ત થાય છે. |
| ३४५. एते रोगे बहु णच्चा, आउरा परितावए । | વિવેકહીનતાને કારણે ઘણાં દુઃખને પ્રાપ્ત કરનાર અજ્ઞાની જીવ શરીરમા અનેક રોગોને ઉત્પન્ન થયેલા જોઇને તેની ચિકિત્સામાં અનેક જીવોની હિંસા કરે છે |
| ३४६. णालं पास, अलं तवेतेहिं । एयं पास मुणी ! महब्भयं । णातिवाएज्ज कंचणं । | પરંતુ એમ કરવાથી પણ રોગ મટતો નથી. માટે હે મુનિ ! તું એવી પ્રવૃત્તિ ન કર. આ હિંસાને મહાભય રૂપ સમજીને કોઈપણ પ્રાણીની હિંસા ન કર ! |

३४७. आयाण भो सुस्सूस, भो धूयवादं पवेदइस्सामि इह खलु अत्तत्ताए तेहिं तेहिं कुलेहिं अभिसेएणं अभिसंभूता, अभिसंजाता, अभिणिवुड्डा, अभिसंवुड्ढा, अभिसंबुद्धा, अभिणिक्खंता, अणुपुव्वेणं महामुणी ।

હે શિષ્ય, સાંભળ અને સમજ ! હું તને કર્મોને ક્ષય કરવાનો ઉપાય બતાવું છું. આ સંસારમાં કેટલાક જીવ પોતાના કરેલા કર્મોથી ભિન્ન-ભિન્ન કુળોમાં માતાની રજ અને પિતાના શુક્રથી ગર્ભમાં ઉત્પન્ન થયા, વૃદ્ધિને પ્રાપ્ત થયા, જન્મ ધારણ કર્યો, મોટા થયા અને પ્રતિબોધ પામી ત્યાગમાર્ગ અંગીકાર કર્યો અને ક્રમથી મહામુનિ બન્યા.

३४८. तं परक्कमंतं परिदेवमाणा "मा णे चयाहि" इति ते वदंति; छंदोवणीया अज्झोववन्ना अक्कंदकारी जणगा रुवंति ।

સંયમ અંગીકાર કરતા સમયે માતાપિતાદિ સ્વજન વિલાપ કરતા તેને કહે છે-'અમે તારી ઇચ્છાનુસાર ચાલનારા, તારી સાથે આટલો પ્રેમ રાખીએ છીએ, તો તું અમને છોડ નહિં' તેઓ આ રીતે આક્રન્દન કરતા રોવે છે અને કહે છે કે-'જે માતા-પિતાને છોડી દે છે તે આદર્શ મુનિ નથી કહેવાતો, અને તેવો મુનિ સંસારને તરી શકતો નથી."

३४९. "अतारिसे मुणी ओहंतराए, जणगा जेण विप्पजढा", । सरणं तत्थ णो समेति, किहणु णाम से तत्थ रमति ? एयं णाणं सया समणुवासिज्जासि-त्ति बेमि ।

આવાં વચનોને સાંભળીને તેનો જે સ્વીકાર કરતા નથી તે સંસારમાં કેવી રીતે રમણ કરે ? આ જ્ઞાન સદા ધ્યાનમાં રાખવા જેવું છે એમ હું કહું છું.

બીજો ઉદ્દેશ

## કર્મવિનાશનો ઉપદેશ

३५०. आतुरं लोग-मायाए चइत्ता पुव्वसंजोगं, हिच्चा उवसमं, वसित्ता बंभचेरंमि, वसु अणुवसु वा जाणित्तु धम्मं अहातहा अथेगे तमचाई कुसीला, वत्थं पडिग्गहं कंबलं पायपुंछणं विउसेज्जा अणुपुव्वेण अणहियासमाणे परीसहे दुरहियासए । कामे ममायमाणस्स इयाणिं वा मुहुत्तेण वा अपरिमाणाए भेदो

કેટલાક વસુ (વીતરાગ અથવા સાધુ) અથવા અનુવસુ (સરાગ અથવા શ્રાવક) આ સંસારને દુઃખમય જાણી, માતા-પિતાદિ સ્નેહીજનોના પૂર્વસંયોગને છોડી, ઉપશમ ભાવ ધારણ કરી, બ્રહ્મચર્ય ધારણ કરી, ધર્મના વાસ્તવિક સ્વરૂપને સમજી ક્રમશઃ પરીષહથી ગભરાઇને શીલ રહિત થઈ, ધર્મનું પાલન કરી શકતા નથી. તે વસ્ત્ર, પાત્ર, કંબલ અને રજોહરણને છોડી કામભોગોની અભિલાષા કરે છે પરંતુ થોડા જ સમયમાં આ ક્ષણભંગુર શરીરનો ત્યાગ થાય છે. પછી

| | | |
|---|---|---|
| | एवं से अंतराइएहिं कामेहिं आकेवलिएहिं अवतिन्ना चेए । | અનંતકાળ સુધી એવી સામગ્રી મળવી કઠિન છે. તે વિઘ્નથી પરિપૂર્ણ એને અતૃપ્તિકારક કામભોગોના કારણે સંસારમાં ભટકે છે. |
| ૩૫૧. | अहेगे धम्ममादाय आदाणप्पमितिसु पणिहिए चरे, अप्पलीयमाणे दढे । | કેટલાંક ભવ્ય પુરુષ, ધર્મને પ્રાપ્ત કરી (દીક્ષા લઈ) ને પ્રથમથી જ સાવધાન રહે છે. કોઈ પણ પ્રપંચમાં ફસાતા નથી, લીધેલ પ્રતિજ્ઞામાં દૃઢ થઈ રહે છે. |
| ૩૫૨. | सव्वं गिद्धिं परिण्णाय । एस पणते महामुणी । | જે સર્વ પ્રકારની આસક્તિને દુઃખમય જાણી તેનાથી દૂર રહે છે, તે જ મહામુનિ છે. |
| ૩૫૩. | अइअच्च सव्वतो संगं "ण महं अत्थित्ति इति एगोहमंसि" जयमाणे एत्थ विरते अणगारे सव्वसो मुंडे रीयंते, जे अचेले परिवुसिए संचिक्खति ओमोयरियाए । | મુનિ સર્વ પ્રપંચોને છોડી "મારું કોઈ નથી અને હું એકલો છું" આ વિચાર કરી પાપક્રિયાથી નિવૃત્ત થઇ દશ પ્રકારની સમાચારીમાં યતના કરતો થકો-દ્રવ્ય અને ભાવથી મુંડિત થઈ સંયમમા વિચરે. અચેલ (અલ્પ વસ્ત્રધારી) થઈ સંયમમાં ઉદ્યત બની, પરિમિત આહાર લઈ તપ કરે. |
| ૩૫૪. | से आकुट्ठे वा, हए वा, लुंचिए वा, पलियं पकंथे अदुवा पकंथे, अतहेहिं सद्दफासेहिं, इति संखाए एगतरे अन्नयरे अभिन्नाय तितिक्खमाणे परिव्वए जे य हिरी जे य अहिरीमाणे । चिच्चा सव्वं विसोत्तियं फासे समियदंसणे । | કોઈ પુરુષ સાધુના પહેલા કરેલા નિન્દિત કામો પ્રત્યે લક્ષ્ય કરી અથવા અસભ્ય શબ્દ બોલી, ખોટા આરોપથી નિન્દા કરવા લાગે અથવા પ્રહાર કરે અથવા વાળ ખેંચે ત્યારે મુનિ તેને પોતાના કરેલા કર્મોનું ફળ ઉદયમા આવ્યું છે એવું જાણી, આવા પ્રતિકૂળ અને અનુકૂળ, મનોહારી અને અનિષ્ટ પરીષહોને સમભાવે સહન કરે છે |
| ૩૫૫. | एते भो णगिणा वुत्ता, जे लोगंसि अणागमणधम्मिणो । | જે વ્યક્તિ ગૃહવાસને છોડી ફરી તેમાં ફસાતા નથી તે જ સાચા મુનિ કહેવાય છે |
| ૩૫૬. | "आणाए मामगं धम्मं ।" एस उत्तरवादे इह माणवाणं वियाहिते । | હે શિષ્ય ! 'આજ્ઞામા જ મારો ધર્મ છે' અર્થાત્ વીતરાગની આજ્ઞાની આરાધના કરવી એ જ ધર્મ છે, એ મનુષ્યોને માટે ઉત્તમ વિધાન છે. |
| ૩૫૭ | एत्थोवरए तं झोसमाणे आयाणिज्जं परिण्णाय, परियाएणं विगिंचइ । | માટે સાધક, સંયમમા લીન રહી કર્મોને ખપાવે છે કર્મના સ્વરૂપને જાણી સાધુ પર્યાય દ્વારા કર્મોને દૂર કરવા પુરુષાર્થ કરે છે. |

३५८. इहमेगेसिं एगचरिया होति । तत्थि-यरा इयरेहिं कुलेहिं सुद्धेसणाए सव्वेसणाए से मेहावी परिव्वए । सुब्भिं अदुवा दुब्भिं । अदुवा तत्थ भेरवा पाणा पाणे किलेसति । ते फासे पुट्ठो धीरो अहियासेज्जासि त्ति बेमि ।

આ જિનશાસનનું અનુસરણ કરનારા કોઈ કોઈ (પ્રતિમાધારી) સાધક એકલા વિચરે છે. આવા સાધુ અંત-પ્રાત કુળોમાંથી શુદ્ધ એષણા દ્વારા નિર્દોષ આહાર લઈ સંયમનું પાલન કરે છે. આહાર સુગંધિત હોય અથવા તો દુર્ગંધિ હોય, તેને સમાન રૂપે ગ્રહણ કરે છે અર્થાત્ રાગ દ્વેષ કરતો નથી. એકાકી અવસ્થામાં જંગલી પશુઓ દ્વારા કોઈ ઉપદ્રવ હોય તો તેને ધૈર્ય-થી સહન કરે છે. એમ હું કહું છું.



## ત્રીજો ઉદ્દેશ

## દેહદમનની આવશ્યકતા

३५९. एयं खु मुणी आयाणं सया सुअक्खा-यधम्मे विधूतकप्पे णिज्झोसइत्ता ।

શુદ્ધ ધર્મનું આચરણ કરનાર અને આચારનું પાલન કરનાર મુનિ કર્મના ઉપાદાન વસ્ત્રાદિનો ત્યાગ કરે છે

३६०. जे अचेले परिवुसिए तस्स णं भिक्खुस्स णो एवं भवइ:-परिजिन्ने मे वत्थे, वत्थं जाइस्सामि, सुत्तं जाइस्सामि, सूई जाइस्सामि, संधि-स्सामि, सीविस्सामि, उक्कसिस्सामि, वोक्कसिस्सामि, परिहरिस्सामि, पाउणिस्सामि ।

જે મુનિ અચેલ રહે છે તેને એવી ચિંતા હોતી નથી કે મારું વસ્ત્ર જીર્ણ થઈ ગયું છે. હું નવા વસ્ત્રની યાચના કરું, સીવવા માટે દોરા લાવું, સોય લાવુ, વસ્ત્ર સાંધીશ, સીવીશ, બીજું વસ્ત્ર જોડીશ, આ વસ્ત્રને ઓછું કરીશ, આને પહેરીશ અથવા શરીર ઢાંકીશ

३६१. अदुवा तत्थ परक्कमतं भुज्जो अचेलं तणफासा फुसंति सीयफासा फुसति, तेउफासा फुसंति, दंसमसगफासा फुसति, एगयरे अन्नयरे विरूवरूवे फासे अहियासेति, अचेले लाघवं आगममाणे। तवे से अभिसमण्णागए भवति ।

સંયમમાં પરાક્રમ કરનાર વસ્ત્રરહિત મુનિને તૃણ-સ્પર્શનું દુ:ખ પ્રાપ્ત થાય છે, ક્યારેક ઠંડીનું, ક્યારેક ગરમીનું દુ:ખ પ્રાપ્ત થાય છે. ક્યારેક ડાંસ, મચ્છરાદિ વિવિધ પ્રતિકૂળ પરિષહ આવે છે તેને વસ્ત્રરહિત સાધક કર્મોની લઘુતાનું કારણ જાણી સહન કરે છે તે મુનિને તપની પ્રાપ્તિ થાય છે.

३६२. जहेयं भगवता पवेदितं तमेव अभिस-मेच्चा सव्वतो सव्वत्ताए सम्मत्तमेव

ભગવાને જે રીતે ફરમાવ્યું છે તેને સત્ય જાણી સર્વ પ્રકારથી અને પૂર્ણ રૂપથી સમ્યક્ત્વાનુકૂળ

| | |
|---|---|
| समभिजाणिया । एवं तेसिं महावीराण चिरराइं पुव्वाइ वासाणि रीयमाणाणं दवियाणं पास अहियासियं । | જ આચરણ કરવું જોઈએ. આ રીતે પહેલાં કેટલાક મહાવીર પુરુષોએ લાંબા સમય સુધી, પૂર્વો સુધી, વર્ષો સુધી સયમનું પાલન કરી જે પરિષહો સહન કર્યા છે તેની તરફ હે શિષ્ય ! તું દષ્ટિ કર ! |
| ३६३. आगयपन्नाणाणं किसा बाहा भवंति, पयणुए मंससोणिए । विस्सेणिं कट्टु परिण्णाय एस तिन्ने मुत्ते विरए वियाहिए–त्ति बेमि । | જ્ઞાની મુનિઓની ભુજાઓ પાતળી હોય છે. તેના શરીરમાં માંસ અને લોહી અતિ અલ્પ હોય છે તે રાગદ્વેષ, કષાય રૂપ સંસાર-શ્રેણીનો સમભાવથી વિનાશ કરી, સમદષ્ટિથી તત્ત્વના જ્ઞાતા હોય છે. તેવા મુનિ સંસારથી તરેલા, ભવ-બંધનથી મુકત અને પાપકર્મથી નિવૃત્ત કહેવાય છે. એમ હું કહુ છું. |
| ३६४. विरयं भिक्खुं रीयंतं चिररातोसियं अरती तत्थ किं विहारए ? | જે અસંયમથી નિવૃત્ત છે અને ઘણા લાંબા સમયથી સંયમનું પાલન કરી રહ્યા છે, અપ્રશસ્ત ભાવોમાંથી નીકળી પ્રશસ્ત ભાવોમાં રમણ કરનાર છે, એવા સયમીઓને સંયમમાં ઉત્પન્ન થયેલ અરતિ વિચલિત કરી શકતી નથી. |
| ३६५. संधेमाणे समुट्ठिए । जहा से दीवे असंदीणे । | તે સાવધાન મુનિ શુભ પરિણામોની શ્રેણી પર ચઢતા જાય છે તેથી તે મુનિ અસંદીન-પાણીથી કયારેય નહિ ઢંકાતા, એવા દ્વીપની સમાન છે. |
| ३६६. एवं से धम्मे आरियपदेसिए । | તીર્થંકર ભાષિત ધર્મ પણ આવા દ્વીપ સમાન છે. |
| ३६७. ते अणवकंखमाणा, पाणे अणतिवातेमाणा दइता मेहाविणो पंडिया । | સાધક, ભોગોની ઈચ્છા નહિ કરતા, જીવહિંસા ન કરતા, સર્વલોકના પ્રિયપાત્ર બની, મર્યાદામાં રહી પંડીતપદને પ્રાપ્ત કરે છે. |
| ३६८. एव तेसिं भगवओ अणुट्ठाणे जहा से दियपोए । एव ते सिस्सा दिया य राओ य अणुपुव्वेण वाइयत्ति बेमि । | જે રીતે પક્ષી, પોતાના બચ્ચાનું પાલન-પોષણ કરી તેને સમર્થ બનાવે છે તેવી રીતે જે ભગવાનના ધર્મમાં ઉત્સાહવાન્ ન હોય, તે શિષ્યને બુદ્ધિમાન્ આચાર્ય આદિ દિન રાત સાવધાનીપૂર્વક શિક્ષા આપી ધર્મમા કુશળ બનાવે છે. એમ હુ કહું છુ |

## ચોથો ઉદ્દેશ
## ગૌરવત્યાગ

| | |
|---|---|
| ३६९. एवं ते सिस्सा दिया य राओ य अणुपुव्वेण वाइया तेहिं महावीरेहिं पण्णाणमंतेहिं तेसिमतिए पण्णाण-मुवलब्भ हेच्चा उवसमं फारुसियं समादियंति । | આ રીતે વીર અને વિદ્વાન્ ગુરુ દિવસ રાત સતત શિક્ષા આપી શિષ્યને તૈયાર કરે છે. તેમાથી કેટલાક શિષ્ય, ગુરુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી શાત ભાવને છોડી અભિમાની-સ્વેચ્છાચારી બની જાય છે. |
| ३७०. वसित्ता बंभचेरंसि आणं तं णोत्ति मण्णमाणा । | કેટલાક શિષ્યો સયમ અંગીકાર કર્યા પછી સત્પુરુષોની આજ્ઞાનો અનાદર કરે છે. |
| ३७१. आघायं तु सोच्चा णिसम्म, "सम-णुन्ना जीविस्सामो," एगे णिक्खम्म ते असंभवंता विडज्झमाणा कामेहिं गिद्धा अज्झोववण्णा समाहि-माघाय-मझोसयंता सत्थार-मेव फरुसं वदंति । | કેટલાક શિષ્યો, કુશીલના દુષ્પરિણામ જોઈને જિનભાષિત તત્ત્વને સાંભળી, સમજી આપણે સર્વના માનીતા થઇશુ, એવો વિચાર કરી દીક્ષા ધારણ કરે છે. પરંતુ મોક્ષમાર્ગમાં નહીં ચાલતા કામભોગોથી બળતા સુખમાં મૂર્છિત થઈ, વિષયોનો વિચાર કરતા થકા તીર્થંકર-ભાષિત સમાધિને પ્રાપ્ત કરતા નથી. ઉલટા, હિતશિક્ષા આપનાર મુનિને કઠોર વચન કહે છે. |
| ३७२. सीलमंता उवसंता संखाए रीयमाणा "असीला" अणुवयमाणस्स बितिया मंदस्स बालया । | તથા કેટલાક સ્વયં ભ્રષ્ટ હોવા છતા પણ બીજા સુશીલ, ક્ષમાવંત, વિવેકથી વર્તતા મુનિઓને કુશીલ કહે છે. આવા અજ્ઞાની-મૂર્ખની આ બીજી અજ્ઞાનતા છે |
| ३७३. णियट्टमाणा वेगे आयारगोयर-माइक्खंति । | કેટલાક સાધક સયમથી નિવૃત્ત હોવા છતા પણ સંયમના આચાર-ગોચર બરાબર કહે છે |
| ३७४. णाणभट्ठा दंसणलूसिणो णममाणा एगे जीवितं विप्परिणामंति । | કોઈ કોઈ જ્ઞાનથી ભ્રષ્ટ, સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ પુરુષ આચાર્યાદિને નમસ્કાર કરવા છતા પણ પોતાના સયમી જીવનને દૂષિત કરે છે |
| ३७५. पुट्ठा वेगे णियट्टंति जीवियस्सेव कारणा । णिक्खंतंपि तेसिं दुण्णि-क्खंतं भवति । | કેટલાક સાધકો પરિષહોથી ડરી અસંયમિત જીવન જીવવા માટે સયમથી નિવૃત્ત થઈ જાય છે તેવી વ્યકિતની દીક્ષા પણ કુદીક્ષા છે. |
| ३७६. बालवयणिज्जा हु ते नरा । पुणो पुणो जातिं पकप्पंति, अहे संभवंता | આવી વ્યકિત સાધારણ પુરુષો દ્વારા પણ નિન્દિત થાય છે વારવાર જન્મને ધારણ કરે છે નીચો |

| | |
|---|---|
| विद्दायमाणा "अहमंसि" त्ति विउक्कसे, उदासीणे फरुसं वदंति। पलियं पगंथे, अदुवा पगंथे अतहेहि । तं वा मेहावी जाणिज्जा धम्मं । | હોવા છતાં પણ એ સમજે છે કે હું વિદ્વાન્ છું 'જે છું તે હું જ છું.' આ પ્રકારે પોતાની પ્રશંસા કરે છે. જે સાધક રાગદ્વેષ રહિત છે તેને કઠોર શબ્દ કહે છે. તેના પૂર્વ જીવનના કાર્યોનું કથન કરે છે અથવા અસત્ય વચનો દ્વારા તેની નિન્દા કરે છે. પણ બુદ્ધિમાન્ સાધક, ધર્મને સારી રીતે જાણે છે. |
| ३७७. अहमट्ठी तुमंसि णाम बाले, आरंभट्ठी, अणुवयमाणे "हण पाणे" घायमाणे, हणओ यावि समणुजाणमाणे "घोरे धम्मे उदीरिए" उवेहइ णं अणाणाए एस विसण्णे वितद्दे वियाहिते–त्ति बेमि । | સંયમને અંગીકાર કરવા છતાં પણ પાપાચરણ કરનારને સાચો સયમી આ પ્રકારે ઉપદેશ આપે છે–હે સાધક! વાસ્તવમાં તું અધર્મનો અર્થી છે, અજ્ઞાની છે, કારણ કે સાવદ્ય કાર્ય કરે છે. "પ્રાણીઓ ને મારો" એવો ઉપદેશ આપી રહ્યો છે હિંસાની અનુમોદના કરી રહ્યો છે જ્ઞાની પુરુષોએ એવા ધર્મની પ્રરૂપણા કરી છે જે કઠિન છે. પરંતુ તું એની ઉપેક્ષા કરે છે અને તીર્થંકરની આજ્ઞાથી બહાર સ્વેચ્છાથી પ્રવૃત્તિ કરે છે. આવા સાધુ કામભોગમાં મૂર્છિત અને હિંસામાં તત્પર થયેલા કહેવાય છે, એમ હું કહું છું. |
| ३७८. किमणेणं भो, जणेण करिस्सामि–त्ति मण्णमाणा एवं एगे विदित्ता, मातरं पितरं हिच्चा णातओ य परिग्गहं, वीरायमाणा समुट्ठाए अविहिंसा सुव्वया दंता, पस्स, दीणे उप्पइए पाडवयमाणे । | કેટલાક સાધક વિચારે છે, કે આ સંબંધીઓથી મારું શું કલ્યાણ થવાનું છે? આવું માની માતા, પિતા, જ્ઞાતિજનો અને ધન ધાન્યાદિ પરિગ્રહોનો ત્યાગ કરે છે. ત્યાગી બની. વીર પુરુષના સમાન આચરણ કરતા દીક્ષિત થાય છે અહિંસક બને છે, સુવ્રતધારી બને છે, જિતેન્દ્રિય થઇ સંયમમાં આગળ વધવા છતાં પણ તીવ્ર કર્મોના ઉદયને કારણે સંયમથી પતિત થઇ દીન બને છે. |
| ३७९. वसट्टा कायरा य जणा लूसगा भवंति । | ઇન્દ્રિયોને વશ થવાથી દુ:ખી, સત્વહીન મનુષ્ય વ્રતોનો નાશક હોય છે. |
| ३८०. अहं–मेगेसिं सिलोए पावए भवति;– सेसमणविब्भंते समणविब्भंते । | પછી તેની દુનિયામા અપકીર્તિ થાય છે લોકો કહે છે–જુઓ! આ સાધુ બની પાછો ગૃહસ્થ થયો છે! |
| ३८१. पासहेगे समन्नागएहिं असमन्नागए, णममाणेहिं अणममाणे विरतेहिं अविरए, दविएहिं अदविए । | વળી જુઓ! કેટલાક સાધકો ઉગ્રવિહારીઓની સાથે રહેવા છતાં પણ શિથિલાચારી બને છે. વિનયવાનોની સાથે રહેવા છતાં પણ અવિનયી બને છે વિરતીઓ સાથે રહેવા છતાં પણ અવિરત બને છે, પવિત્ર પુરૂષોની સાથે રહીને પણ અપવિત્ર બને છે. |

३८२. अभिसमेच्चा पंडिए मेहावी णिट्ठियट्ठे वीरे आगमेणं सया परक्कमेज्जासित्ति बेमि ।

આ સર્વ જાણીને પંડિત, બુદ્ધિમાન્ સાધુ સદા જિનભાષિત આગમાનુસાર પરાક્રમ કરે ! એમ હું કહું છુ.



## પાંચમો ઉદ્દેશ

# સહિષ્ણુતાની શિક્ષા

३८३. से गिहेसु वा गिहतरेसु वा गामेसु वा गामतरेसु वा नगरेसु वा नगरतरेसु वा जणवएसु वा जणवयंतरेसु वा, गामनयरंतर वा, गाम-जणवयंतरे वा, णगर-जणवयंतरे वा, सतेगतिया जणा लूसगा भवंति, अदुवा फासा फुसंति, ते फासे पुट्ठो धीरो अहियासए ओए समियदंसणे ।

મુનિને ઘરોમાં, ઘરોની આસપાસ, ગામોમાં અથવા ગામોના અંતરાલ-આસપાસમાં, નગરીમાં, નગરીઓના અંતરાલમાં, જનપદોમાં જનપદોના અતરાલમા, ગામ અને નગરના અતરાલમાં, ગામ અને જનપદના અંતરાલમા અથવા નગર અને જનપદના અતરાલમાં કોઇ કોઇ મનુષ્ય ઉપસર્ગ કરે અથવા અન્ય કોઇપણ પ્રકારનુ સકટ આવી જાય તો ધીર-વીર સાધક અક્ષુબ્ધ રહી સમભાવપૂર્વક તેને સહન કરે. તે રાગ-દ્વેષ રહિત અને સમદષ્ટિ હોય.

३८४. दयं लोगस्स जाणित्ता पाईणं पडीणं दाहीणं उदीणं, आइक्खे, विभये, किट्टे, वेदवी ।

આગમના જ્ઞાતા મુનિ પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર દિશામાં સ્થિત જીવોને અનુકંપાબુદ્ધિથી ધર્મનો ઉપદેશ આપે, ધર્મના ભેદ-પ્રભેદો ને સમજાવે અને ધર્મનો મહિમા બતાવે.

३८५. से उट्ठिएसु वा अणुट्ठिएसु वा सुस्सूसमाणेसु पवेदए, संतिं, विरतिं, उवसम, णिव्वाणं, सोयं, अज्जवियं, मद्दवियं, लाघवियं, अणइवत्तियं ।

તે મુનિ ધર્મશ્રવણની ઇચ્છાવાળા અથવા સેવા-શુશ્રૂષા કરનાર મુનિઓ અને ગૃહસ્થોને શાંતિ, વિરતિ, ઉપશમ, નિર્વાણ, શૌચ-નિર્લોભતા, આર્જવ, માર્દવ-નમ્રતા અને પરિગ્રહત્યાગનો યથાર્થ બોધ આપે છે.

३८६. सव्वेसिं पाणाणं सव्वेसिं भूयाणं सव्वेसिं जीवाणं सव्वेसिं सत्ताणं अणुवीइ भिक्खू धम्म-माइक्खेज्जा ।

મુનિ વિચાર કરી સર્વ પ્રાણીઓ, ભૂતો, સત્વો અને જીવોને ધર્મનું સ્વરૂપ કહે છે.

३८७. अणुवीइ भिक्खू धम्म-माइक्खमाणे णो अत्ताणं आसाइज्जा, णो परं आसाइज्जा, णो अन्नाइं पाणाइं भूयाइं जीवाइं सत्ताइं आसाइज्जा ।

વિચાર કરી ધર્મોપદેશ આપનાર મુનિ એ ધ્યાનમાં રાખે કે તે ઉપદેશ આપતા પોતાના આત્માની આશાતના ન કરે. બીજાની આશાતના ન કરે અને અન્ય કોઈ પ્રાણી, ભૂત, જીવ અને સત્વની આશાતના ન કરે

| | |
|---|---|
| ३८८. से अणासादए अणासादमाणे वज्झ-माणाणं पाणाणं भूयाणं जीवाणं सत्ताणं जहा से दीवे असंदीणे एवं से भवति सरणं महामुणी । | આ રીતે સ્વયં આશાતના નહિ કરનાર, બીજાથી આશાતના નહિ કરાવનાર તે મહામુનિ મરતા પ્રાણીઓ, ભૂતો, જીવો અને સત્ત્વોના માટે અસંદીન (પાણીથી પરિપૂર્ણ નહિ થનાર) દ્વીપની જેમ શરણભૂત હોય છે. |
| ३८९. एवं से उट्ठिए ठियप्पा अणिहे अचले चले अबहिलेस्से परिव्वए । | આ રીતે સંયમમાં સાવધાન રહેનાર મોક્ષમાર્ગમાં આત્માને સ્થિત કરનાર, રાગદ્વેષ રહિત, પરિષહોથી ચંચળ નહિ થનાર સાધક, એક સ્થાનમાં વિચરતા નથી. સંયમથી બહાર પોતાના વિચરો કરતા નથી તથા સંયમાનુષ્ઠાનમાં વિચરણ કરે છે. |
| ३९०. संखाय पेसलं धम्म दिट्ठिम परिणिव्वुडे । | જે મુનિ આ પવિત્ર ધર્મને જાણી સદનુષ્ઠાનનું આચરણ કરે છે તે મુક્તિ પ્રાપ્ત કરે છે. |
| ३९१. तम्हा संगं-ति पासह । गंथेहिं गढिया णरा विसण्णा कामक्कता । तम्हा लूहाओ णो परिवित्तसेज्जा । | માટે આસક્તિના સ્વરૂપ અને વિપાકનો વિચાર કરો અને જુઓ કે લોકો પરિગ્રહમાં ફસાયા છે અને કામભોગોથી પીડિત છે. માટે સંયમથી ગભરાવું ન જોઈએ |
| ३९२. जस्सिमे आरंभा सव्वतो सव्वत्ताए सुपरिण्णाया भवति, जेसिमे लूसिणो णो परिवित्तसंति, से वता कोहं च माणं च मायं च लोभं च । एस तुट्टे वियाहिते-त्ति बेमि । | વિવેકહીન તથા હિંસકવૃત્તિવાળા જે પાપકર્મોને કરતા ભયભીત થતા નથી, જ્ઞાનીજન તે આરંભોનો સર્વથા ત્યાગ કરે છે ક્રોધ, માન, માયા અને લોભનો પરિત્યાગ કરે છે અને કર્મબંધનથી મુક્ત થઈ જાય છે, એમ હું કહું છું. |
| ३९३. कायस्स वियाघाए एस संगमसीसे वियाहिए । से हु पारंगमे मुणी । अविहम्ममाणे फलगावयट्ठि कालो-वणीते कखेज्ज कालं जाव सरीर-भेओ-त्ति बेमि । | દેહનાશના ભય પર વિજય પ્રાપ્ત કરી લેવો એ સંગ્રામનો અગ્રભાગ છે. તે મુનિ સંસારના પારગામી છે. તે કષ્ટોથી પીડિત થવા છતા પણ લાકડાના પાટિયાની જેમ અચળ રહે છે. અને મૃત્યુકાળ આવવા પર જ્યાં સુધી જીવ અને શરીર ભિન્ન ભિન્ન ન થાય ત્યા સુધી મૃત્યુનુ સ્વાગત કરવા માટે તૈયાર રહે છે એમ હું કહુ છું |

## આઠમું અધ્યયન

# વિ મો ક્ષ

અહીં વિમોક્ષ શબ્દનો અર્થ ત્યાગ છે. વૃત્તિકાર પણ એ અર્થમાં સંમત છે. પદાર્થત્યાગ કરતાં જે તત્ત્વોનો જીવન સાથે ગાઢ સંબંધ છે તેમનો ત્યાગ કરવાની વિશેષ આવશ્યકતા છે.

સાધકે ત્યાગી થયા પછી તૃષ્ણાદિ વૃત્તિઓ પર વિજય મેળવવા માટે મથવું જોઈએ. કારણકે બાહ્ય પદાર્થોનો ત્યાગ તો સાધનાની સ્કૂલમાં જોડાવા પૂરતો જ ઉપયોગી છે. સાધનામાં જોડાયા પછી વૃત્તિઓ ઉપર લાગેલ કુસંસ્કારોની શુદ્ધિ આવશ્યક છે. આ શુદ્ધિ પછી જીવનમાં ઉચ્ચ ગુણો ખીલે છે જેની વાત લોકસાર તથા ધૂત અધ્યયનમાં કરી. અહીં શેષ રહેલા બીજા ત્યાગોનું સૂચન કરે છે આ અધ્યયનના ૮ ઉદ્દેશક છે,

[૧] કુસંગના ત્યાગનું વર્ણન કર્યું છે. સંગતિની અસર જીવન પર બહુ મહત્વનો ભાગ ભજવે છે સંગતિ એ નન્દનવન સમાન સુખદાયી અને કિંપાક ફળની સમાન દુઃખદાયી પણ હોય છે- સત્સંગતિ એ નન્દનવન સમાન શુભ છે અને કુસંગતિ એ કિંપાક ફળની જેમ અનિષ્ટ પરિણામ લાવે છે. તેથી કુસંગ પરિત્યાગવા ઉપદેશ આપે છે.

[૨] કુસંગ છોડવા છતાં પણ સાધક પ્રલોભનોમાં ફસાઇ જાય છે. પ્રલોભન એ સોનાની સાંકળ સમાન છે. સાધક પ્રલોભનોમાં પડી પોતાના કલ્પને તોડી વિચલિત ન થાય માટે અહીં પ્રલોભનો પર વિજય પ્રાપ્ત કરવાનો અને અકલ્પનો પરિહાર કરવાનો ઉપદેશ આપ્યો છે.

[૩] આ વિશ્વમાં ભિન્ન–ભિન્ન માર્ગો, વાદો, દર્શનો અને ધર્મો છે. તેમાં કયો માર્ગ સાચો એ શોધવુ કઠિન છે. ભગવાન મહાવીરે સાધકની સામે પોતાના આદર્શો રાખી, ત્રિકાલાબાધિત સત્યની રૂપ રેખા દોરી છે જેનાથી સાધકનું સમાધાન થઇ જાય છે. તેને કઠિનતા રહેતી નથી.

[૪] સમતાયોગ અને વૃત્તિસંયમનું વિવેચન કર્યું વૃત્તિસંયમ માટે વસ્ત્રપાત્રાદિની મર્યાદા આવશ્યક છે. અહિ સંયમને વ્યાવહારિક અને રચનાત્મક બનાવવા માટે મર્યાદા અને દૃઢસંકલ્પની સમીક્ષા કરી છે.

[૫] અહીં બે વસ્ત્ર રાખનાર સાધકનું કથન કર્યું છે સાધકનુ લક્ષ્ય દિન–પ્રતિદિન પોતાના સાધનોને ઘટાડવાનું હોય છે સાધનો ઘટાડવાથી આભ્યન્તર ઉપાધિ ઓછી થાય છે. ઉપાધિ ઓછી થવાથી અશાંતિ ઓછી થાય છે. તેથી સાધકનો માર્ગ અતિ સરળ બને છે. માટે બાહ્ય સાધનો ને ઘટાડવાનો ઉપદેશ આપ્યો છે

[૬] પાંચમા ઉદ્દેશકમા સમભાવપૂર્વક ભકત-પરિજ્ઞા મરણ અંગીકાર કરવાનો વિધિ કહ્યો. ઇંગિત મરણનું પણ પ્રતિપાદન છે. સાધકને મૃત્યુ પણ જીવનની સમાન મહોત્સવ રૂપ છે. જેમ બાળકમા સુકુમારતા, યુવકમાં ઉત્સાહ અને વૃદ્ધમાં શાંતિ સ્વાભાવિક હોય તેવી જ રીતે

સાધકને મૃત્યુ સ્વાભાવિક છે. તે મૃત્યુમાં પણ હર્ષવિષાદનો અનુભવ કરતો નથી. સાધક શરીરને સાધન સમજે છે. જ્યારે તેને સમજાય કે હવે આ સાધન નિઃસત્વ થઈ ગયું છે ત્યારે સ્વેચ્છાથી તેનો ત્યાગ કરે છે

(૭) અહી પાદપોપગમન મરણનું નિરૂપણ કર્યું છે. પ્રારંભમાં વિશિષ્ટ પ્રતિમાઓનો ઉલ્લેખ કર્યો છે

(૮) અનશન એટલે ન ખાવુ, એવો સામાન્ય અર્થ નથી–તેમજ અનશન એટલે મરી જવું એવો રૂઢ અર્થ પણ નથી પરંતુ જીવન સમાપ્ત થવાનો સમય આવે તે પહેલાં સ્વયં સાવધાન થઇ, હસતા મુખે મૃત્યુને ભેટવાનો દૃઢ સંકલ્પ કરવો અને દેહભાન ભૂલી આત્મભાનમાં લીન રહેવું, એનું જ નામ અનશન છે. અનશનના ૩ પ્રકારો પહેલા કહ્યા. અહિ સમાધિ–મરણનું નિરૂપણ કર્યું છે. પ્રવ્રજ્યા અંગીકાર કરવી. શિક્ષા પ્રાપ્ત કરવી, સૂત્ર, અર્થ ગ્રહણ કરવા, સર્વ પ્રકારે પરિપકવ થઇ એકલ વિહાર, પ્રતિમાદિ વિવિધ પ્રતિજ્ઞાઓનો સ્વીકાર કરવો, ઇત્યાદિ ક્રમથી સંયમનુ પાલન કરી અન્તિમ અવસ્થા આવવા પર પોતાની શકિત તેમજ ધૈર્યને જોઈ તે અનુરૂપ સમાધિમરણની આરાધના કરવાનુ વિધાન કર્યું છે.



# પ્રથમ ઉદ્દેશ

## કુસંગ ત્યાગ

૩૯૪. से बेमि समणुन्नस्स वा असमणुन्नस्स वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा वत्थं वा पडिग्गहं वा कंवलं वा, पायपुंछणं वा णो पाएज्जा णो निमंतेज्जा णो कुज्जा वेयावडियं परं आढायमाणेत्ति बेमि ।

હું કહું છું–સમનોજ્ઞ (જે સાધુની શ્રદ્ધા અને વેષ સમાન હોય પરંતુ સમાચારીના ભેદના કારણે જેની સાથે આહારનો સંભોગ ન હોય તે) અથવા તેનાથી ભિન્ન અસમનોજ્ઞ સાધુને અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપુંછણાદિ આદરપૂર્વક ન આપે તથા એને માટે નિમંત્રણ ન દે અને તેની સેવા સુશ્રૂષા ન કરે.

૩૯૫. "धुवं चेतं जाणेज्जा असणं वा जाव पायपुंछणं वा लभिया, णो लभिया, भुंजिया, णो भुंजिया, पंथं विउत्ता विउक्कम्म" विभत्तं धम्मं झोसेमाणे समेमाणे चलेमाणे पाएज्जा वा णिमंतेज्जा वा कुज्जा वेयावडियं पर अणाढायमाणे-त्ति बेमि ।

કદાચિત્ શિથિલાચારી અથવા અન્ય ભિક્ષુ સંયમી સાધુને કહે–"હે મુનિઓ, તમે નિશ્ચિત સમજો કે તમને આહારાદિ યાવત્ પાદપુંછણાદિ મળે અથવા ન મળે, તમે તેનો ઉપભોગ કર્યો હોય અથવા ન કર્યો હોય, (તો પણ અમારે ત્યાં આવવું) રસ્તો બદલીને આવવું પડે કે રસ્તામા વચ્ચે આવનારા ઘરોને ઓળંગીને આવવું પડે તો પણ અવશ્ય આવવુ." આ રીતે જુદાં ધર્મને પાળનારા સાધુ આવતા અથવા જતા સમયે કંઇ આપે અથવા આપવા માટે નિમંત્રણ કરે અથવા વૈયાવૃત્ય કરે તો સદાચારી સાધક તેનો સ્વીકાર ન કરે, એમ હું કહું છું.

૩૯૬. इहमेगेसिं आयारगोयरे णो सुणिसंते भवति । ते इह आरंभट्ठी अणुवयमाणे, "हणपाणे" घायमाणे, हणतो यावि समणुजाणमाणे, अदुवा अदिन्नमाययंति, अदुवा वायाओ विप्पउंजंति; तंजहा-अत्थि लोए, णत्थि लोए, धुवे लोए, अधुवे लोए, सादिए, लोए, अणादिए लोए, सपज्जवसिते लोए, अप्पज्जवसिते लोए, सुकडे-त्ति वा, दुक्कडे-त्ति वा, कल्लाणे-त्ति वा, पावे-त्ति वा, साधु-त्ति वा असा–

આ મનુષ્યલોકમા કેટલાંક સાધુઓને આચાર–ગોચરનું સારી રીતે જ્ઞાન હોતુ નથી. તેવા સાધક આરંભાર્થી થઇ અન્ય અધર્મીઓનુ અનુકરણ કરી "પ્રાણીઓને મારો" એવું કહી બીજા પાસે હિંસા કરાવે છે હિંસા કરનારની અનુમોદના કરે છે અદત્તને ગ્રહણ કરે છે, અથવા અનેક પ્રકારના વચનો બોલે છે. જેમ કે- કોઇ કહે છે– લોક છે, કોઇ કહે છે કે લોક નથી કોઇ કહે છે કે લોક નિત્ય છે, કોઈ કહે છે કે લોક અનિત્ય છે, કોઇ કહે છે કે લોક સાદિ છે, કોઇ કહે છે કે લોક અનાદિ છે, કોઈ કહે છે કે લોક અંતવાળો છે, કોઈ કહે છે કે અનંત છે, કોઇ કહે છે કે આ સારું કર્યું છે, કોઈ કહે છે કે આ ખરાબ કર્યું છે, કોઈ કહે છે કે આ કલ્યાણરૂપ છે, તેને બીજા

धु-त्ति वा, सिद्धि-त्ति वा, असिद्धि-त्ति वा, णिरए-त्ति वा, अनिरए-त्ति वा ।

પાપરૂપ બતાવે છે જેને કોઈ સાધુ કહે છે. તેને જ બીજા કોઈ અસાધુ કહે છે, કોઈ કહે છે કે સિદ્ધિ છે, કોઇ કહે છે કે સિદ્ધિ નથી. કોઈ કહે છે કે નરક છે, કોઈ કહે છે કે નરક નથી.

३९७. जमिणं विप्पडिवन्ना " मामगं धम्मं " पन्नवेमाणा, एत्थवि जाणह-अकम्हा । एव तेसिं णो सुअक्खाए सुपन्नत्ते धम्मे भवति, से जहेत भगवया पवेदितं आसुपण्णेण जाणया पासया । अदुवा गुत्ती वउगोयरस्स-त्ति बेमि ।

આ પ્રકારે વાદી જે વિવિધ પ્રકારની પરસ્પર વિરોધી વાતો કરે છે અને પોત પોતાના મતને જ સાચો બતાવે છે, તેમનુ તે કથન નિર્હેતુક છે. તેમનો આ એકાતવાદ સુ-આખ્યાત ધર્મ નથી સુપ્રજ્ઞપ્ત ધર્મ નથી. આશુપ્રજ્ઞ, સર્વજ્ઞાની, સર્વદર્શી ભગવાન્ મહાવીર દ્વારા પ્રરૂપિત ધર્મ જ સુઆખ્યાત અને સુપ્રજ્ઞપ્ત ધર્મ છે એકાંતવાદી પોતાનો મત કહે ત્યારે અવસર હોય તો સંયમી સાધુએ તેનો જવાબ આપવો, પરતુ કોઈ ફળ ન નીકળતું દેખાય તો મૌન ધારણ કરવુ જોઇએ, એમ હું કહું છુ.

३९८. सव्वत्थ संमयं पाव । तमेव उवाति-कम्म, एस महं विवेगे वियाहिते ।

પૂર્વોક્ત વાદીઓને સાધુ સંક્ષેપથી આ પ્રકારે કહે કે સર્વત્ર પાપકર્મ થઈ રહ્યું છે, મે એ પાપકર્મને છોડી દીધુ છે, મારા અને તમારામા આ જ અતર છે

३९९. गामे अदुवा रण्णे, णेव गामे णेव रण्णे धम्म-मायाणह पवेदितं माह-णेण मईमया ।

વિવેક હોય તો ગામમા રહીને પણ ધર્મની આરાધના થઈ શકે છે અને જગલમા પણ થઇ શકે છે વિવેકના અભાવમા ગામમાં પણ ધર્મારાધના થતી નથી અને જંગલમાં પણ થતી નથી. આ રીતે ભગવાન મહાવીર દ્વારા કહેલ ધર્મને મતિમાન ગ્રહણ કરે

४००. जामा तिण्णि उदाहिया, जेसु इमे आयरिया संबुज्झमाणा समुट्ठिया ।

ભગવાને ત્રણ યામ ( મહાવ્રતો ) કહ્યા છે. (અહીંસા, સત્ય અને અપરિગ્રહ, અપરિગ્રમા અચૌર્ય તથા બ્રહ્મચર્યનો સમાવેશ થઇ જાય છે.) આર્ય પુરુષ તેને સારી રીતે સમજી તેમા સદા સાવધાન રહે છે

४०१. जे णिव्वुता, पावेहिं कम्मेहिं अणि-याणा ते वियाहिया ।

જે ક્રોધાદિ સર્વ પાપકર્મોથી નિવૃત્ત છે તેને નિદાન રહિત કહેલ છે.

४०२. उड्ढं अध तिरियं दिसासु सव्वतो सव्वावंति च णं पडियक्कं जीवेहिं कम्मसमारंभेणं ।

ઉંચી, નીચી, તિર્છી અને સર્વ વિદિશાઓમાં પ્રત્યેક જીવમા કર્મસમારંભ રહેલો છે

| | |
|---|---|
| ૪૦૩. तं परिन्नाय मेहावी णेव सयं एतेहिं काएहिं दंड समारंभेज्जा, णेवण्णे एतेहिं काएहिं दंडं समारंभावेज्जा, नेवन्ने एएहिं काएहिं दंडं समारं-भंतेवि समणुजाणेज्जा । | એ જાણી [વિવેકશીલ, બુદ્ધિમાન, પુરૂષ સ્વયં તે કાયોની ઘાત ન કરે, બીજા પાસે ઘાત ન કરાવે અને જે દંડ સમારંભ–ઘાત કરનાર છે તેમને અનુમોદન ન આપે. |
| ૪૦૪. जेयन्ने एतेहिं काएहिं दंडं समारंभति तेसिंपि वयं लज्जामो । | બીજી વ્યકિતઓને આરંભ–પાપકર્મ કરતાં જોઇ અમે લજ્જા પામીએ છીએ. |
| ૪૦૫. तं परिण्णाय मेहावी तं वा दंडं अण्णं वा णो दंडभी दंड समारंभिज्जासि त्ति वेमि । | એ જાણી બુદ્ધિમાન્ સયમી અને પાપથી ડરનાર સાધક હિંસા અને અન્ય પ્રકારના પાપકર્મોનો આરભ ન કરે. એમ હું કહુ છું. |



## બીજો ઉદ્દેશ

# પ્રલોભન–વિજય

| | |
|---|---|
| ૪૦૬. से भिक्खू परक्कमेज्ज वा चिट्ठिज्ज वा णिसीएज्ज वा तुयट्टेज्ज वा सुसाणंसि वा, सुन्नागारंसि वा, गिरिगुहंसि वा, रुक्खमूलंसि वा, कुंभाराययणंसि वा, हुरत्था वा कहिंचि विहरमाणं तं भिक्खु उव-संकमित्तु गाहावती बूया, "आउ-सतो समणा ! अहं खलु तव अट्ठाए असणं वा पाणं वा खाइम वा साइम वा वत्थं वा पडिग्गहं वा कंबल वा पायपुंछणं वा पाणाइं भूताइ जीवाइं सत्ताइं समारब्भ समुद्दिस्स, कीयं पामिच्च अच्छेज्जं अणिसट्ठ अभिहडं आहट्टु चेतेमि, आवसहं वा समु-स्सिणोमि, से भुंजह वसह । | ભિક્ષુ (સાધક) શ્મશાનમા શૂન્યગૃહમા પર્વતની ગુફામાં, વૃક્ષોના મૂળમા, કુભારના ખાલી ઘરમા ફરતો હોય, ઊભો હોય, બેઠો હોય, સુતો હોય અથવા અન્યત્ર કયાય પણ વિચરતો હોય એવા પ્રસગ પર કોઇ પૂર્વ પરિચિત અથવા અન્ય કોઈ ગૃહસ્થ તેની પાસે આવી આ પ્રકારે આમંત્રણ આપે કે, "હે આયુષ્મન્ મુનિ ! આપના માટે અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપુછણ વગેરે પદાર્થ, આપના માટે પ્રાણી, ભૂત, જીવ અને સત્વોના સમારભ કરી, ખરીદી, ઉધાર લઈ, કોઇ પાસેથી છીનવી લઈ અથવા બીજાના હોવા છતા પણ તેની આજ્ઞા વિના લઈ અથવા સન્મુખ લાવી અથવા મારા પોતાના ઘેરથી લાવી, આપને આપું છુ. હુ આપના માટે મકાન બનાવી આપુ છુ અથવા મકાનનુ સમારકામ કરાવી દઉ છું તમે તેનો ઉપયોગ કરો અને મકાનમા રહો " |

४०७. आउसंतो समणा ! भिक्खू तं गाहावतिं समणसं सवयसं सपडियाइक्खे– "आउसंतो गाहावइ ! णो खलु ते वयणं आढाएमि, णो खलु ते वयणं परिजाणेमि, जो तुम मम अट्ठाए असणं वा (४) वत्थं वा (४) पाणाइं वा (४) समारम्भ समुद्दिस्स कीयं पामिच्च अच्छेज्जं अणिसट्ठं अभिहड आहट्टु चेएसि, आवसहं वा समुस्सिणासि । से विरतो आउसो गाहावती ! एयस्स अकरणयाए ।

હે આયુષ્મન્ સાધકો! તે સાધુ આવા પ્રસંગે પોતાના પૂર્વપરિચિત મિત્ર અથવા મનસ્વી ગૃહસ્થને આ પ્રકારે ઉત્તર આપે–"હે આયુષ્મન્ ગૃહસ્થ! હું આપના વચનનો સ્વીકાર કરતો નથી અને તેનુ પાલન કરતો નથી. તો પછી તમે શા માટે અશનાદિ, વસ્ત્રાદિ મારા માટે બનાવો છો, ખરીદો છો, શા માટે મકાન બનાવો છો? હે આયુષ્મન્ ગૃહસ્થ! હું એવા કાર્યોથી દૂર રહેવા માટે જ તો ત્યાગી બન્યો છુ

४०८. से भिक्खू परक्कमेज्ज वा जाव हुरत्था वा कहिंचि विहरमाणं तं भिक्खुं उवसंकमित्तु गाहावती आयगयाए पेहाए असणं वा [४] वत्थं वा [४] पाणाइं [४] समारम्भ जाव आहट्टु चेएति आवसहं वा समुस्सिणाति तं भिक्खू परिवासिउं, तं च भिक्खू जाणेज्जा सह संमइयाए परवागरणेणं अण्णेसिं वा सोच्चा "अयं खलु गाहावती ममट्टाए असणं वा (४) वत्थं वा (४) पाणाइं (४) समारम्भ जाव चेएति आवसहं वा समुस्सिणाति" तं च भिक्खु संपडिलेहाए आगमेत्ता आणवेज्जा अणासेवणाए–त्ति बेमि ।

મુનિ સાધક શ્મશાનાદિમા ફરતા હોય અથવા અન્ય ક્યાક વિચરતા હોય, તેની સમીપ આવીને કોઈ ગૃહસ્થ તે ભિક્ષુને જમાડવાનો મનમા સકલ્પ કરે, તે મુનિના માટે આરભ કરી આહારાદિ આપે અથવા મુનિને માટે મકાન બનાવે, આ વાત સાધક પોતાના બુદ્ધિબળથી અથવા બીજાના કહેવાથી અથવા કોઇ પાસેથી સાભળીને જાણી લે કે આ ગૃહસ્થ મારા માટે આહાર, અથવા મકાન તૈયાર કરી રહ્યો છે, તો એવું જાણી તે ગૃહસ્થને સ્પષ્ટ સૂચના કરે કે હું મારા નિમિત્તથી તૈયાર કરેલ અશનાદિ, વસ્ત્રાદિ અથવા મકાન વાપરી શકતો નથી.

४०९. भिक्खुं च खलु पुट्ठा वा अपुट्ठा वा जे इमे आहच्च गंथा वा फुसति से हंता "हणह खणह छिंदह दहह पयह आलुंपह विलुंपह सहसाकरेह विप्परा–

કોઇ ગૃહસ્થ સાધુને પૂછી અથવા પૂછ્યા વિના ઘણુ દ્રવ્ય ખર્ચી આહારાદિ બનાવે છે જ્યારે મુનિ એ લે નહિ ત્યારે કદાચિત્ તે ગૃહસ્થ કુપિત થાય છે, સાધુને મારે છે. અથવા કહે કે– "એને મારો, પીટો, હાથ-પગાદિ છેદો, જલાવો,

मुसह" । ते फासे पुट्ठो धीरो अहियासए अदुवा आयारगोयरमाइक्खे तक्कियाणमणेलिसं, अदुवा वइगुत्तीओ गोयरस्स अणुपुव्वेण सम्मं पडिलेहए आयगुत्ते । बुद्धेहिं एयं पवेदितं ।

પકાવો, વસ્ત્રાદિ લૂટી લ્યો તેનું બધુ છીનવી લ્યો, પ્રાણ રહિત કરી દ્યો અનેક પ્રકારે પીડા પહોચાડો." આવા કષ્ટો આવે ત્યારે ધૈર્યવાન્ સાધુ દુ ખોને સહન કરે અથવા કષ્ટ આપનારની પાત્રતાદિનો વિચાર કરી સારી રીતે પોતાના વિશેષ પ્રકારના આચાર–ગોચરને સમજાવે અથવા મૌન રહે પોતાના આચાર–ગોચરનુ સમ્યક્ પ્રકારે પાલન કરે એમ જ્ઞાની પુરુષોએ કહ્યુ છે.

४१०. से समणुन्ने असमणुन्नस्स असणं वा (४) वत्थं वा (४) नो पाएज्जा, नो निमंतेज्जा, नो कुज्जा वेयावडियं परं आढायमाणेत्ति बेमि ।

સમનોજ્ઞ સાધુ આદરપૂર્વક અસમનોજ્ઞ સાધુ ને આહાર અથવા વસ્ત્રાદિ ન આપે, નિમત્રણ ન આપે, તેની વૈયાવૃત્ય ન કરે એમ હુ કહું છું.

४११. धम्म-मायाणह पवेइयं माहणेण मतिमया; समणुन्ने समणुन्नस्स असणं वा (४) वत्थ वा (४) पाएज्जा णिमंतेज्जा कुज्जा वेयावडियं परं आढायमाणेत्ति बेमि ।

મતિમાન્ ભગવાને જે ધર્મ કહ્યો છે તેનું સ્વરૂપ બરાબર સમજો. સમનોજ્ઞ સાધુ, સમનોજ્ઞ સાધુને અત્યત આદરપૂર્વક અશનાદિ તથા વસ્ત્રાદિ આપે, અને તેની વૈયાવૃત્ય કરે, એમ હુ કહુ છું



## ત્રીજો ઉદ્દેશ

# કુશંકા નિવારણ

४१२. मज्झिमेणं वयसा एगे संबुज्झमाणा समुट्ठिया ।

કેટલાક સાધક મધ્યમ વયમા પ્રતિબોધ પામી ત્યાગી બને છે

४१३. सोच्चा मेधावी वयणं पडियाणं निसामित्ता ।

બુદ્ધિમાન્ સાધક જ્ઞાનીઓના વચનને સાંભળી તથા સમજી ને સમભાવ ધારણ કરે

४१४. समयाए धम्मे आरिएहिं पवेदिते ।

આર્ય પુરુષોએ (તીર્થંકરોએ) સમતાભાવમા ધર્મ કહ્યા છે

४१५. ते अणवकंखमाणा अणतिवाएमाणा अपरिग्गहेमाणा णो परिग्गहावंति सव्वावंति च णं लोगंसि । णिहाय दंड पाणेहिं पाव कम्मं अकुव्वेमाणे

સમભાવી સાધુ કામભોગોની ઈચ્છાથી નિવૃત્ત થઈ કોઇ પણ પ્રાણીની હિંસા કરતા નથી અને પરિગ્રહ પણ રાખતા નથી પરિગ્રહ નહિ રાખવાના કારણે તે સમસ્ત લોકમા અપરિગ્રહી

एस महं अगंथे वियाहिए, ओए जुतिमस्स खेयन्ने उववायं चवणं च णच्चा ।

કહેવાય છે અને પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરવાથી પાપકર્મ કરતા નથી, તેથી તે મહાન્ નિર્ગ્રંથ કહેવાય છે એવા સાધુ, સંયમમાં, કુશળ બને છે અને આતમા રાગદ્વેષ રહિત બની જ્યોતિર્મય થઇ જાય છે. દેવોના પણ જન્મમરણ થાય છે, એમ જાણી રાગદ્વેષનો ત્યાગ કરે છે.

४१६. आहारोवचया देहा, परीसहपभंगुरा । पासहेगे सव्विदिएहिं परिगिलायमाणेहिं ।

શરીર આહારથી વૃદ્ધિ પામે છે અને પરીષહોથી ક્ષીણ થાય છે. છતાં પણ જુઓ કોઇ કોઇ કાયર મનુષ્ય શરીર ગ્લાન થવા પર સર્વ ઇન્દ્રિયોથી ગ્લાનિને અનુભવે છે.

४१७. ओए दयं दयति ।

તેજસ્વી પુરુષ પરીષહો આવવા છતાં પણ દયાનુ રક્ષણ કરે છે.

४१८. जे सनिहाणसत्थस्स खेयन्ने से भिक्खू कालण्णे बलण्णे, मायण्णे, खणण्णे विणयण्णे समयण्णे परिग्गह अममायमाणे कालेणुट्ठाई अपडिन्ने दुहओ छेत्ता णियाति ।

જે સાધક સંયમ અને કર્મોના સ્વરૂપને સારી રીતે જાણે છે તથા અવસર, પોતાની શકિત, પરિમાણ, અભ્યાસકાળ, વિનય તેમજ સિદ્ધાન્તને જાણે છે તે પરીગ્રહની મમતા છોડી યથાસમય ક્રિયા કરતા નિષ્કામ ભાવથી રાગદ્વેષનો નાશ કરી સયમમાં આગળ વધે છે

४१९. तं भिक्खुं सीयफासपरिवेयमाणगायं उवसंकमित्तु गाहावई बूयाः- "आउसंतो समणा, णो खलु ते गामधम्मा उव्वाहंति ?" "आउसंतो गाहावई, णो खलु मम गामधम्मा उव्वाहंति, सीयफासं च णो खलु अहं संचाएमि अहियासित्तए । णो खलु मे कप्पति अगणिकायं उज्जालेत्तए वा पज्जालेत्तए वा कायं आयवित्तए वा पयावेत्तए वा, अण्णेसिं वा वयणाए ।'

શીત સ્પર્શથી ધ્રુજતા મુનિ પાસે જઇ કોઇ ગૃહસ્થ કહે- હે આયુષ્યમાન્ શ્રમણ! આપને ઇન્દ્રિયધર્મ (કામ) તો પીડતો નથી ને ?" ત્યારે સાધુ તેને કહે-'હે આયુષ્માન્ ગૃહસ્થ! મને કામ પીડતો નથી પરંતુ હું ઠંડી સહન કરવામાં સમર્થ નથી અગ્નિ સળગાવવી, વારંવાર સળગાવવી અને શરીર તપાવવુ કે વારવાર તપાવવુ, અથવા એવું બીજાને કહિને કરાવવુ મને કલ્પતું નથી"

४२०. सिया से एव वदंतस्स परो अगणिकायं उज्जालेत्ता पज्जालेत्ता कायं आयावेज्जा वा पयावेज्जा वा । तं च भिक्खू पडिलेहाए आगमेत्ता आणवेज्जा अणासेवणाए त्ति बेमि ।

સાધુની આ વાત સાભળી કદાચ તે ગૃહસ્થ અગ્નિ સળગાવી, પ્રજ્વલિત કરી મુનિના શરીરને તપાવવા કે વારવાર તપાવવા પ્રયત્ન કરે તો સાધુ ગૃહસ્થને કહી દે કે મારે અગ્નિનું સેવન કરવુ કલ્પતું નથી એમ હું કહું છું

## ચોથો ઉદ્દેશ

## સુદૃઢ સંકલ્પ

४२१. जे भिक्खू तिवत्थेहिं परिवुसिते पायचउत्थेहिं तस्स णं णो एवं भवति "चउत्थ वत्थं जाइस्सामि" । से अहेसणिज्जाइं वत्थाइं जाएज्जा, अहापरिग्गहियाइं वत्थाइं धारेज्जा, नो धोइज्जा, नो रएज्जा नो धोतरत्ताइं वत्थाइं धारेज्जा, अपलिउंचमाणे गामंतरेसु, ओमचेलए । एयं खु वत्थधारिस्स सामग्गियं ।

જે (અભિગ્રહધારી) ભિક્ષુએ ત્રણ વસ્ત્ર અને ચોથું પાત્ર આ ચારની જ મર્યાદા કરી છે તેણે એવો વિચાર નથી હોતો કે હું ચોથા વસ્ત્રની યાચના કરીશ જો તેની પાસે ત્રણ વસ્ત્રો ન હોય તો તે એષણીય વસ્ત્રની યાચના કરે અને જેવું મળે તેવું ધારણ કરે. વસ્ત્રને ધોએ નહીં, રંગે નહીં, ધોયેલાં અને રંગેલા વસ્ત્રોને ધારણ ન કરે એવા હલકાં વસ્ત્રો રાખે કે જેથી ગ્રામાનુગ્રામ જતાં રસ્તામાં સંતાડવા ન પડે. આ નિશ્ચિત રૂપથી વસ્ત્રધારીની સામગ્રી છે.

४२२. अह पुण एव जाणेज्जा;– उवातिक्कंते खलु हेमते, गिम्हे पडिवन्ने अधापरिजुन्नाइं वत्थाइं परिट्ठविज्जा; अदुवा संतरुत्तरे, अदुवा ओमचेले, अदुवा एगसाडे, अदुवा अचेले, लाघवियं आगममाणे । तवे से अभिसमन्नागए भवति । जमेयं भगवया पवेदितं तमेव अभिसमेच्चा सव्वतो सव्वत्ताए समत्त–मेव समभिजाणिया ।

મુનિ જાણે કે હવે ઠંડીની ઋતુ વ્યતીત થઈ ગઈ છે અને ગ્રીષ્મઋતુ આવી ગઈ છે તો પહેલાંના જીર્ણ વસ્ત્રોને પરઠી દે અથવા જરૂર હોય તો ઓછા કરે અથવા એકજ વસ્ત્ર રાખે અથવા અચેલક થઈ જાય. આવું કરવાથી લાઘવ ગુણની પ્રાપ્તિ થાય છે, અને તપની પ્રાપ્તિ થાય છે. ભગવાને જે આ કહ્યું છે તેના રહસ્યને સમજી સર્વ પ્રકારે સંપૂર્ણ રૂપે સચેલ અને અચેલ અવસ્થામાં સમભાવનું જ સેવન કરે.

४२३. जस्स णं भिक्खुस्स एवं भवति पुट्ठो खलु अहमंसि, नालमहमंसि सीयफासं अहियासित्तए, से वसुमं सव्वसमण्णागयपन्नाणेणं अप्पाणेणं केइ अकरणाए आवट्टे, तवस्सिणो हु तं सेयं जमेगे विहमादिए । तत्थवि तस्स कालपरियाए । सेवि तत्थ विअंतिकारए । इच्चेतं विमोहाय–

જે સાધુને એવું સમજાય કે હું શીતાદિ પરીષહોમા સપડાયો છું અને તેને સહન કરવા અસમર્થ છુ તે સંયમી પોતાની બુદ્ધિથી વિચારી, અકાર્ય નહિ કરતા સંયમમા જ સ્થિત રહે. જો સંયમ–જીવનની રક્ષાનો સંભવ ન હોય તો તપસ્વી માટે વેહાનસાદિ [અકાળ] મરણ શ્રેષ્ઠ છે. આ મરણ કોઇ કોઇ સ્વીકારે છે. આ મરણ પણ તે સામયિક મરણની સમાન છે આ પ્રકારે મૃત્યુ પામનાર પણ કર્મોનો અંત કરે છે આ મરણ

तणं हियं सुहं खमं णिस्सेयसं आणुगामियं त्ति वेमि ।

નિર્મોહતાનું સ્થાન છે, હિતકર છે, સુખકર છે. યોગ્ય છે, મોક્ષનું કારણુ છે અને ભવાન્તરમાં પણ પુણ્યનું કારણુ છે, એમ હું કહું છું.



## પાંચમો ઉદ્દેશ

# પ્રતિજ્ઞા પાલન

४२४. जे भिक्खू दोहिं वत्थेहिं परिवुसिते पाततति एहि, तस्स णं णो एवं भवति ततियं वत्थं जाइस्समि । से अहेसणिज्जाइं वत्थाइं जाएज्जा जाव एवं खलु तस्स भिक्खुस्स सामग्गियं ।

જે (અભિગ્રહધારી) ભિક્ષુએ બે વસ્ત્ર અને ત્રીજું એક પાત્ર રાખવાની મર્યાદા કરી છે તેને એવો વિચાર નથી આવતો કે હું ત્રીજા વસ્ત્રની યાચના કરીશ. કદાચિત તેની પાસે બે વસ્ત્રો ન હોય તો તેને એષણીય વસ્ત્રની યાચના કરવી કલ્પે છે યાવત્ એ સાધુની સામગ્રી છે.

४२५. अह पुण एवं जाणेज्जा–उवक्कंते खलु हेमंते, गिम्हे पडिवन्ने, अहापरिजुन्नाइं वत्थाइ परिविट्ठवेज्जा अदुवा संतरुत्तरे, अदुवा ओमचेलए, अदुवा एगसाडे, अदुया अचेले लाघविय आगममाणे । तवे से अभिसमण्णागए भवति । जहेय भगवता पवेदितं तमेव अभिसमेच्चा सव्वतो सव्वत्ताए सम्मत्तमेव अभिजाणिया ।

પછી સાધુ જાણે કે શીત ઋતુ ગઇ છે અને ગ્રિષ્મ ઋતુ આવી ગઈ છે તો જીર્ણવસ્ત્રો ને પરઠી દે અથવા કયારેક જરૂર હોય તે વસ્ત્ર ધારણ કરે, અથવા બેમાંથી એકનો ત્યાગ કરે. અને તેની પણ આવશ્યકતા ન હોય તો વસ્ત્ર રહિત થઈ જાય આમ કરવાથી લાઘવ ગુણ સાથે તપની પ્રાપ્તિ થાય છે. ભગવાનને જે રીતે કહ્યુ છે તેને સારી રીતે સમજી સંપૂર્ણ ભાવથી સર્વ અવસ્થામાં સમભાવ રાખે.

४२६. जस्स णं भिक्खुस्स एवं भवइ, पुट्ठो अवलो अहमसि, नालमहमंसि गिहंतरसंकमणं भिखायरियं गमणाए । से चेव वदंतस्स परो अभिहडं असणं वा (४) आहट्टु दलएज्जा से पुव्वामेव आलोएज्जा "आउसंतो गाहावती, णो खलु मे कप्पइ अभिहड असणं वा (४) भोत्तए वा, पायए वा अन्ने वा एयप्पगारे ।

જે સાધુને એવુ સમજાય કે હું રોગથી નિર્બળ થઇ ગયો છું ભિક્ષા માટે અનેક ઘરોમાં જાવામાં અસમર્થ છું. આ કથન સાંભળી કોઇ ગૃહસ્થ સાધુના માટે સામે આહારાદિ લાવી આપે તો સાધુ પહેલા જ કહી દે કે– હે આયુષ્મન્ ગાથાપતિ ! સામે લાવેલ આહારાદિ તથા આ પ્રકારનો અન્ય કોઈ પદાર્થ ભોગવવો કે ખાવુ–પીવુ મને કલ્પે નહિ

४२७. जस्स णं भिक्खुस्स अयं पगप्पे;—अहं च खलु पडिण्णत्तो अपडिन्नत्तेहिं, गिलाणो अगिलाणेहिं, अभिकंख साहम्मिएहिं कीरमाणं वेयावडियं साइज्जिस्सामि । अहं वा वि खलु अपडिण्णत्तो पडिण्णत्तस्स, अगिलाणो गिलाणस्स, अभिकंख, साहम्मिअस्स कुज्जा वेयावडियं करणाए ।

કોઇ સાધુની એવી પ્રતિજ્ઞા હોય છે કે હું બીમાર થાઉં તો બીજા સાધુઓને સેવા કરવાનું કહીશ નહિ પરંતુ સમાન સમાચારીવાળા નીરોગી સાધુ કર્મનિર્જરાના ઉદ્દેશ્યથી સ્વેચ્છા–પૂર્વક મારી સેવા કરે તો હું એ સેવાનો સ્વીકાર કરીશ અને જો હું સ્વસ્થ હોઉં તો બીજા સહધર્મી અસ્વસ્થ શ્રમણની સ્વેચ્છાપૂર્વક નિ સ્વાર્થભાવથી કર્મનિર્જરા માટે સેવા કરીશ.

४२८. आहट्टु परिन्नं अणुक्खेस्सामि, आहडं च सातिज्जिस्सामि आहट्टु परिन्नं, आणक्खेस्सामि, आहडं च णो सातिज्जिस्सामि (२) आहट्टु परिन्न, णो आणक्खेस्सामि, आहड च सातिज्जिस्सामि (३) आहट्टु परिण्णं णो आणक्खेस्सामि, आहड च णो सातिज्जिस्सामि (४) एवं से अहाकिट्टियमेव धम्मं समहिजाणमाणे संते विरते सुसमाहितलेसे । तत्थवि तस्स कालपरियाए । से तत्थ विअंतिकारए । इच्चेतं विमोहायतणं हितं सुहं खम णिस्सेयसं आणुगामियं–ति बेमि ।

કોઈ સાધુ આ પ્રમાણે પ્રતિજ્ઞા કરે છે કે– (૧) હું બીજાઓ માટે આહારાદિ લાવીશ અને બીજા આહારાદિ લાવ્યા હોય તેને સ્વીકારીશ. (૨) હું બીજા સાધુઓ માટે આહારાદિ લાવીશ પરંતુ બીજા સાધુઓ લાવ્યા હોય તે નહિ લઉં. (૩) હુ બીજા સાધુઓ માટે નહિ લાવુ પરતુ બીજા લાવ્યા હશે તે સ્વીકારીશ (૪) હું બીજા માટે લાવીશ નહિ અને બીજા લાવ્યા હશે તેનો સ્વીકાર પણ કરીશ નહિ આ ચાર પ્રતિજ્ઞાઓ –માંથી જે અંગીકાર કરી હોય તેનુ પૂર્ણ રીતે પાલન કરે. એવા સાધુ શાંત, વિરત અને વિશુદ્ધ લેશ્યાવાળા થઇ દેહનો ત્યાગ કરે પણ પ્રતિજ્ઞાનો ભંગ ન કરે. કદાચિત્ પ્રતિજ્ઞાપાલનમા મરણ થઇ જાય તો તેનું તે મરણ અનશનપ્રાપ્ત મરણ સમાન છે તે કર્મક્ષયનુ કારણ છે તે નિર્મોહતાનુ સ્થાન છે, હિતકર છે, સુખકર છે, યોગ્ય છે, કલ્યાણકારી છે, ભવાન્તરમા પુણ્યનુ કારણ છે એમ હુ કહું છુ



છઠો ઉદ્દેશ

## ઇંગિતમરણ

४२९. जे भिक्खू एगेण वत्थेण परिवुसिते पायवितिएण, तस्स णो एवं भवइ, "वितियं वत्थं जाइस्सामि" । से

જે (અભિગ્રહધારી) ભિક્ષુ એક વસ્ત્ર અને બીજુ એક પાત્ર રાખવાની પ્રતિજ્ઞા અંગીકાર કરે છે તેને એવો વિચાર નથી હોતો કે હુ બીજા

अहेसणिज्जं वत्थ जाएज्जा, अहापरिग्गहियं वा वत्थं धारेज्जा । जाव गिम्हे पडिवन्ने, अहापरिजुन्न वत्थं परिट्ठवेज्जा । अदुवा एगसाडे अदुवा अचेले लाघवियं आगममाणे तवे से अभिसमन्नागए भवइ । जहेयं भगवया पवेइयं तमेव अभिसमेच्चा सव्वओ सव्वत्ताए समत्तमेव समभिजाणिया । जस्स णं भिक्खुस्स एवं भवइ-एगे अहमंसि, न मे अत्थि कोई, न याहमवि कस्स वि । एव से एगागिणमेव अप्पाणं समभिजाणिज्जा, लाघवियं आगममागे तवे से अभिसमन्नागए भवइ जाव समभिजाणया ।

વસ્ત્રની યાચના કરુ. એવા સાધુ જરૂર હોય તો એષણીય વસ્ત્રની યાચના કરે અને જેવું વસ્ત્ર મળે તેવું જ ધારણ કરે યાવત્ ગરમીની ઋતુ આવી ગઈ છે એમ જાણે તો સર્વથા જીર્ણ વસ્ત્રને પરઠી દે અથવા તે એક વસ્ત્રને રહેવા દે અથવા અચેલ થઇ જાય. આ રીતે લાઘવ ગુણને ધારણ કરવાથી તપની પ્રાપ્તિ થાય છે યાવત્ પ્રત્યેક અવસ્થામાં સમભાવ ધારણ કરે. જે સાધુની એવી ભાવના છે કે હું એકલો છું, મારુ કોઈ નથી, હુ પણ કોઇનો નથી, તે ભિક્ષુ આત્માના એકાકીપણાને જાણી લાઘવ ગુણને પ્રાપ્ત કરે છે અને તેને તપની પ્રાપ્તિ થાય છે, યાવત્ સમભાવ ધારણ કરવો જોઇએ

४३०. से भिक्खू वा भिक्खुणी वा, असणं वा (४) आहारेमाण णो वामाओ हणुयाओ दाहिणं हणुयं संचारेज्जा आसाएमाणे, दाहिणाओ वा हणुयाओ वामं हणुयं णो संचारेज्जा आसाएमाणे से अणासायमाणे लाघवियं आगममाणे तवे से अभिसमन्नागए भवइ । जहेयं भगवता पवेइयं तमेव अभिसमेच्चा सव्वतो सव्वत्ताए समत्त-मेव समभिजाणिया ।

સાધુ અથવા સાધ્વી અશનાદિ આહાર કરતા, સ્વાદ લેવા માટે આહારને ડાબા ગાલથી જમણા ગાલે ન લાવે અને જમણા ગાલથી ડાબા ગાલે ન લાવે આ રીતે સ્વાદ નહિ લેવાથી લાઘવ ગુણ પ્રાપ્ત થાય છે અને તેનાથી તપની પ્રાપ્તિ થાય છે. માટે ભગવાન દ્વારા કહેલ તત્ત્વને સારી રીતે સમજી સમભાવ ધારણ કરવો જોઇએ

४३१. जस्स णं भिक्खुस्स एवं भवति-से गिलामि च खलु अहं इमंमि समए इमं सरीरगं अणुपुव्वेण परिवहित्तए, से अणुपुव्वेणं आहारं

જે મુનિને એવી પ્રતીતિ થાય કે હુવે આ શરીરને ટકાવવા હું અસમર્થ છું. તો તે ધીરે ધીરે આહારને ઓછો કરે આહાર ઓછો કરી કષાયોને પાતળા કરે અને શારીરિક વ્યાપારોને નિયમિત કરી લાકડાના પાટિયાની સમાન

सवट्टेज्जा । अणुपुव्वेण संवट्टित्ता कसाए पयणू किच्चा समाहियच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिनिव्वुडच्चे, अणुपविसित्ता गामं वा, णगरं वा, खेडं वा, कव्वड वा, मडंवं वा, पट्टणं वा, दोणमुह वा, आगरं वा, आसमं वा, सणिवेसं वा, णिगमं वा रायधाणिं वा, तणाइं जाएज्जा । तणाइं जाइत्ता से तमायाए एगंत-मवक्कमिज्जा । एगंतमवक्कमित्ता अप्पंडे अप्पपाणे अप्पबीए अप्पहरिए अप्पोसे अप्पोदए अप्पुत्तिग-पणय-दग-मट्टिय-मक्कडासताणए पडिलेहिय (२) पमज्जिय (२) तणाइं संथरेज्जा । तणाइं संथरेत्ता एत्थवि समए इत्तरियं कुज्जा ।

નિશ્ચેષ્ટ થઇ શારીરિક સંતાપથી રહિત થઇ પંડિતમરણને માટે તૈયાર થઇ જાય. આવા મુનિએ ગામ, નગર, ખેડ, કસબો, મડબ, પાટણ, બંદર, આકર, આશ્રમ, સન્નિવેશ, નિગમ અથવા રાજધાનીમા પ્રવેશ કરી ઘાસની યાચના કરવી જોઇએ. ઘાસ લઇ એકાંત સ્થાનમાં જવું જોઇએ. ત્યાં ઇંડા, પ્રાણી, બીજ, લીલોતરી, ઝાકળ, પાણી, કીડીઓના દર, લીલફૂગ, તત્કાળના પાણીથી ભીની થયેલ માટી, કરોળિયાના જાળાદિથી રહિત જમીનનુ વારંવાર પ્રતિલેખન કરે અને વારંવાર પ્રમાર્જન કરે, તેમ કરી ઘાસની શૈયા પાથરે અને તેના પર ઇંગિતમરણ અંગીકાર કરે

४३२. तं सच्चं सच्चवादी ओए तिण्णे छिण्णकहंकहे अतीतट्ठे अणातीते, चेच्चाण भिउरं कायं, संविहूणिय विरूवरूवे परीसहोवसग्गे; अस्सिं विस्ससंभणयाए, भेरव-मणुचिन्ने । तत्थवि तस्स कालपरियाए । सेवि तत्थ विअंतिकारए इच्चेतं विमोहायतणं हितं सुहं खेमं णिस्सेयसं आणुगामियं-ति बेमि ।

સત્યવાદી, પરાક્રમી, સંસારથી તરેલાની સમાન, 'કેમ કરીશ' આ પ્રકારના ડર અને નિરાશાથી રહિત સારી રીતે વસ્તુસ્વરૂપને જાણનાર, સાંસારિક બંધનોથી મુક્ત મુનિ નશ્વર શરીરની મમતાનો ત્યાગ કરી, અનેક પ્રકારના પરીષહો અને ઉપસર્ગોની અવગણના કરી તથા સર્વજ્ઞપ્રણીત આગમમા શ્રદ્ધા કરી કઠિનતાથી આચરવા યોગ્ય આ સત્યનુ-ઇંગિતમરણનુ આચરણ કરે છે આવું મરણ કાલપર્યાયની સમાન છે તે હિતકર, સુખકર, કલ્યાણકર છે યાવત્ પુણ્યનુ કારણ છે એમ હુ કહુ છુ



## સાતમો ઉદ્દેશ

# પ્રતિમા અને પાદપોપગમન

४३३. जे भिक्खू अचेले परिवुसिते तस्स णं भिक्खुस्स एवं भवति, चाएमि अह तणफासं अहियासित्तए, सीयं फासं

જે (અભિગ્રહધારી) ભિક્ષુ વસ્ત્રરહિત થઈ સંયમમા સ્થિત છે તેને એવો વિચાર હોય છે કે હુ તૃણ-ઘાસનો સ્પર્શ સહન કરી શકુ છુ, ઠંડી-ગરમીને

अहियासित्तए, तेउफासं अहियासित्तए, दंसमसगफासं अहियासित्तए, एगतरे अन्नतरे विरूवरूवे फासे अहियासित्तए; हिरिपडिच्छादणं च णो सचाएमि अहियासित्तए एवं से कप्पति कडिबंधणं धारित्तए ।

સહન કરી શકું છું, ડાસમચ્છરની વેદના સહન કરી શકું છુ, એક અથવા અનેક પ્રકારની અનુકૂળવ-પ્રતિકૂળ વેદના સહન કરવામાં સમર્થ છું પરંતુ લજ્જાના કારણે વસ્ત્રનો ત્યાગ કરવા અસમર્થ છુ. એવા સાધુને કટિવસ્ત્ર (ચોલપટ્ટક) ધારણ કરવુ કલ્પે છે

४३४. अदुवा तत्थ परकमंतं भुज्जो अचेलं तणफासा फुसंति, सीयफासा फुसंति, तेउफासा फुसंति, दंसमसगफासा फुसंति, एगयरे अन्नयरे विरूवरूवे फासे अहियासेति अचेले लाघविय आगममाणे । तवे से अभिसमन्नागए भवति । जहेतं भगवया पवेदियं तमेव अभिसमेच्चा सव्वओ सव्वत्ताए समत्त-मेव समभिजाणिया ।

(જો લજ્જા જીતી શકે તો અચેલ રહે) અચેલક થઇ વિચરનાર સાધુને જો ફરી તૃણસ્પર્શની વેદના, ઠંડી-ગરમીની વેદના, ડાંસ-મચ્છરની વેદના થાય, એક યા અનેક પ્રકારના કષ્ટો આવે તો તેને સારી રીતે સહન કરે, અચેલક સાધુ ઉપકરણ અને કર્મભારથી હળવો થઈ જાય છે. તેને તપની પ્રાપ્તિ થાય છે યાવત્ સમભાવ રાખે

४३५. जस्स ण भिक्खुस्स एवं भवति-अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा (४) आहट्टु दलइस्सामि, आहडं च सातिज्जिस्सामि (१) जस्स णं भिक्खुस्स एवं भवतिः- अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा० आहट्टु दलइस्सामि, आहडं च णो सातिज्जिस्सामि (२) जस्स णं भिक्खुस्स एवं भवति; अहं च खलु असणं वा० आहट्टु नो दलइस्सामि आहडं च सातिज्जिस्सामि (३) जस्स णं भिक्खुस्स एवं भवतिः- अहं च खलु अण्णेसिं भिक्खूण असणं वा० आहट्टु नो दलइस्सामि आहडं च णो सातिज्जिस्सामि (४) अहं च खलु तेणं अधातिरित्तेणं अहेसणि-

કોઈ મુનિની એવી પ્રતિજ્ઞા હોય કે-(૧) હું બીજા મુનિઓને અશન, પાનાદિ આહાર લાવી આપીશ અને બીજા મુનિઓ દ્વારા લાવેલા આહારનો સ્વીકાર કરીશ (૨) કોઈ મુનિની એવી પ્રતિજ્ઞા હોય છે, કે હુ અશનાદિ આહાર લાવી બીજા મુનિઓને આપીશ પણ તે મુનિઓ દ્વારા લાવેલનો સ્વીકાર નહિ કરીશ (૩) કોઈ મુનિની એવી પ્રતિજ્ઞા હોય છે કે હું અશનાદિ આહાર લાવી આપીશ નહિ પણ બીજા મુનિઓ લાવ્યા હશે તે લઇશ (૪) કોઇ મુનિની એવી પ્રતિજ્ઞા હોય છે, કે હુ લાવીને આપીશ નહિ અને બીજા લાવ્યા હશે તે લઇશ નહિ કોઈ મુનિ એવો અભિગ્રહ કરે છે, કે પોતાના ઉપભોગ પછી વધેલા, વિધિપૂર્વક પોતાના માટે ગ્રહણ કરેલા, એષણીય આહાર-પાણીથી પોતાના કર્મોની નિર્જરા માટે સમાન આચારવાળા સાધુની વૈયાવૃત્ય કરીશ અને બીજા મુનિઓના ઉપભોગ પછી વધેલા વિધિપૂર્વક લાવેલ, એષણીય આહાર - પાણીને તેઓની

ज्जेणं अधापरिग्गहिएणं वा० अभिकंख साहम्मियस्स कुज्जा वेयावडियं करणाए। अहं वावि तेण अधातिरित्तेणं अधेसणिज्जेणं अधापरिग्गहिएणं असणेणं वा० अभिकंख साहम्मिएहिं कीरमाणं वेयावडियं सातिज्जिस्सामि लाघवियं आगममाणे जाव समत्तमेव समभिजाणिया ।

નિર્જરાની અભિલાષાથી અપાયેલા અશનાદિ ને ગ્રહણ કરીશ. આવી પ્રતિજ્ઞા ધારણ કરનાર મુનિને લઘુતા આવે છે અને તપની પ્રાપ્તિ થાય છે યાવત્ સમ્યક્ પ્રકારે સમજી મુનિ સમભાવને ધારણ કરે.

४३६. जस्स णं भिक्खुस्स एवं भवति । से गिलामि च खलु अहं इमंमि समए इमं सरीर अणुपुव्वेणं परिवहित्तए, से अणुपुव्वेणं आहारं संवट्टेज्जा आहारं संवट्टइत्ता कसाए पयणुए किच्चा समाहिअच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिणिव्वुडच्चे, अणुपविसित्ता गामं वा जाव रायहाणिं वा तणाइं जाएज्जा । तणाइं जाएत्ता, से तमायाए एगंतमवक्कमेज्जा, अप्पंडे, जाव तणाइं संथरेज्जा । एत्थवि समए कायं च, जोगं च इरियं च पच्चक्खाएज्जा ।

જ્યારે મુનિને સમજાય કે હવે હું આ શરીરને અનુક્રમથી ધારણ કરવામાં અસમર્થ છુ ત્યારે તે ક્રમશઃ આહારને ઓછો કરી કષાયોને કૃશ કરે. શરીરના વ્યાપારને નિયમિત કરી લાકડાના પાટિયાની જેમ સહનશીલ બની મૃત્યુ માટે તૈયાર થઇ શરીરની શુશ્રષાનો ત્યાગ કરી, ગામ, નગર, યાવત્ રાજધાનીમાં જઇ ઘાસની યાચના કરે. યાવત્ ઘાસની શૈયા બિછાવે યોગ્ય સમયે તે પર બેસી શરીરનો, શરીરના વ્યાપારનો અને સૂક્ષ્મ હલનચલનનો ત્યાગ કરી દે.

४३७. तं सच्चं सच्चावाई ओए तिन्ने छिन्नकहकहे आइयट्ठे अणातीते चेच्चाण भिउरं कायं संविहूणिय विरूवरूवे परिस्सहोवसग्गे अस्सि विसंभणयाए भेरवमणुचिन्ने । तत्थवि तस्स कालपरियाए । से तत्थ विअंतिकारए इच्चेयं विमोहायतणं हियं सुहं खमं णिस्सेयसं आणुगामियंत्ति बेमि ।

સત્યવાદી, પરાક્રમી, રાગ-દ્વેષ રહિત, સંસારથી તરેલાની સમાન, ભય અને શંકાથી મુક્ત, જીવદિના સ્વરૂપને જ્ઞાતા, સાંસારિક બંધનોથી રહિત મુનિ નશ્વર શરીરનો ત્યાગ કરી, વિવિધ પ્રકારના પરીષહો અને ઉપસર્ગોની અવગણના કરી, ભગવાનના વચન ઉપર શ્રદ્ધા રાખી કાયર જનો દ્વારા આચરી ન શકાય તેવા સત્ય-પાદપોપગમન મરણને અંગીકાર કરે છે. આ પાદપોપગમન સમાધિમરણ કાળપર્યાયની સમાન છે. હિતકર છે. સુખકર છે યોગ્ય છે. કલ્યાણકર છે. પુણ્યમય છે આવા મરણને પ્રાપ્ત કરનાર સાધુ કર્મોને ખપાવે છે, એમ હું કહું છું.



## આઠમો ઉદ્દેશ

# કાલપર્યાય–પંડિતમરણ

४३८. अणुपुव्वेण विमोहाइं,
जाइं धीरो समासज्ज;
वसुमतो मतिमंतो,
सव्वं णच्चा अणेलिसं । १ ।

દીક્ષાગ્રહણાદિના અનુક્રમથી મોહરહિત–ભકત પરિજ્ઞા, ઇંગિતમરણ અથવા પાદપોપગમન મરણને પ્રાપ્ત કરી ધીર સંયમી અને મતિમાન્ મુનિ સર્વ કૃત્ય–અકૃત્યને જાણી અદ્વિતીય જિનશાસન સિવાય બીજે કયાય જેનું વિધાન નથી એવી સમાધિનું પાલન કરે.

४३९. दुविहंपि विदित्ताणं,
बुद्धा धम्मस्स पारगा;
अणुपुव्वीई संखाए,
आरंभाओ तिउट्टति । २ ।

શ્રુત–ચારિત્ર રૂપ ધર્મના પારગામી, તત્ત્વના જ્ઞાતા મુનિઓ બાહ્ય અને આભ્યંતર તપને જાણી, અનુક્રમથી શરીરત્યાગનો અવસર જાણી સંલેખના સ્વીકારી શરીરના પોષણરૂપ આરંભને છોડી દે છે.

४४०. कसाए पयणुए किच्चा,
अप्पाहारो तितिक्खए;
अह भिक्खू गिलाएज्जा,
आहारस्सेव अंतियं । ३ ।

સંલેખના ધારણ કરનાર મુનિ કષાયોને પાતળા કરી અલ્પ આહાર કરતા ક્ષમાશીલ રહે. અલ્પાહારના કારણે ગ્લાન થાય તો મુનિ આહારનો સર્વથા ત્યાગ કરી અનશન ધારણ કરે.

४४१. जीवियं णाभिकंखेज्जा,
मरणं णोवि पत्थए;
दुहओवि ण सज्जेज्जा,
जीविते मरणे तहा । ४ ।

સંલેખના કરનાર મુનિ વધારે જીવવાની ઇચ્છા ન રાખે. કષ્ટથી ભયભીત થઇ મૃત્યુની ઇચ્છા ન કરે. જીવન અને મરણ બંને અવસ્થામાં સમભાવ રાખતા મુનિ કોઇની પણ ઇચ્છા ન કરે.

मज्झत्थो णिज्जरापेही,
समाहि–मणुपालए;
अंतोबहिं विउस्सज्ज,
अज्झत्थं सुद्ध–मेसए । ५ ।

મધ્યસ્થભાવમા સ્થિત, એકાત નિર્જરાનો અભિલાષી મુનિ સમાધિનું પાલન કરે કષાયાદિ આંતરિક અને ઉપકરણાદિ બાહ્ય ઉપધિનો ત્યાગ કરી, પોતાના અંતઃકરણને વિકાર રહિત બનાવી આત્મચિંતન કરે.

४४२. जं किंचि उवक्कमं जाणे,
आउखेमस्स अप्पणो;
तस्सेव अंतरद्धाए,
खिप्पं सिक्खेज्ज पंडिए । ६ ।

ભકતપરિજ્ઞા સલેખનામા સ્થિત મુનિને કદાચિત પોતાના આયુષ્યનો અંત લાવવાનું કોઇ કારણ જણાય તો બુદ્ધિમાન સાધુ જલદી ભકતપરિજ્ઞાદિને અંગીકાર કરી લ્યે.

४४३. गामे वा अदुवा रण्णे,
थंडिलं पडिलेहिया;
अप्पपाणं तु विन्नाय,
तणाइं संथरे मुणी । ७ ।

ગામમાં યા નિર્જન વનમાં ભૂમિને જોઈને અને તેને જીવ-જંતુરહિત જાણીને ઘાસની પથારી પાથરે.

४४४. अणाहारो तुअट्टेजा,
पुट्ठो तत्थऽहियासए;
णातिवेलं उवचरे,
माणुस्सेहिं वि पुट्ठए । ८ ।

પછી આહારનો ત્યાગ કરે અને તેના ઉપર સૂવે, આવનાર પરીષહો અને ઉપસર્ગોને સમભાવથી સહન કરે. મનુષ્ય સંબંધી ઉપસર્ગો આવે તો મર્યાદાનુ ઉલ્લઘન કરે નહિ

४४५. संसप्पगा य जे पाणा,
जे उ उड्ढ-महे चरा;
भुंजंते मंससोणीतं,
ण छणे ण पमज्जए । ९ ।

કીડી આદિ ફરતા જંતુઓ, ગિદ્ધાદિ ઊડનાર પક્ષીઓ, બિલમાં રહેનાર સર્પાદિ પ્રાણીઓ અથવા ડાંસ-મચ્છરાદિને દૂર ન કરે ।

४४६. पाणा देहं विहिंसति,
ठाणातो ण विउब्भमे;
आसवेहिं विवित्तेहिं,
तिप्पमाणो ऽहियासए । १० ।

આ પ્રાણીઓ મારા દેહની જ હિંસા કરે છે. મારા જ્ઞાન, દર્શનાદિને બગાડી શકતા નથી એવો વિચાર કરી તે સ્થાનથી બીજે ક્યાય ન જાય. આસ્રવોથી દૂર રહી વેદના સહન કરે

४४७. गंथेहिं विवित्तेहिं,
आउकालस्स पारए;
पग्गहिअतरगं चेयं,
दवियस्स वियाणतो । ११ ।

બાહ્ય, આભ્યંતર ગ્રંથિઓને છોડી અંતિમ સમય શુદ્ધ ધ્યાનમાં રહે. અહીં સુધી ભક્ત પરિજ્ઞાનુ કથન કર્યું. હવે ઇંગિતમરણ કહે છે. આ ઇંગિતમરણ ગીતાર્થ સંયમી સાધકને વિશેષરૂપે ગ્રહણ કરવા યોગ્ય છે.

४४८. अयं से अवरे धम्मे,
णायपुत्तेण साहिए;
आयवज्जं पडीयारं,
विजहेज्जा तिहा तिहा । १२ ।

**ઇંગિતમરણ**—જ્ઞાતપુત્ર મહાવીરે ઇંગિત મરણમાં વિશિષ્ટતા બતાવી છે—આત્મવ્યાપાર સિવાય બીજા પાસે ત્રણ કરણ ત્રણ યોગથી વૈયાવૃત્યન કરાવે.

४४९. हरिएसु ण णिवज्जेज्जा,
थंडिलं मुणिआ सए;
विउस्सिज्ज अणाहारो,
पुट्ठो तत्थ ऽहियासए । १३ ।

દર્ભ, અંકુરાદિ લીલોતરી ઉપર ન સૂવે—શુદ્ધ ભૂમિને જાણી સૂવે સર્વ ઉપાધિને છોડી આહારનો સર્વથા ત્યાગ કરી, સંસ્તારક પર રહી પરીષહોને સમભાવપૂર્વક સહન કરે

४५०. इंदिएहिं गिलायंते,
समियं आहरे मुणी;
तहावि से अगरिहे,
अचले जे समाहिए । १४ ।

નિરાહાર રહેવાથી ઇન્દ્રિયોને શિથિલ જોઈ મુનિ સમભાવમાં રહે આર્તધ્યાન ન કરે હલન, ચલનાદિ ક્રિયાઓ કરે છે તે નિન્દનીય નથી હલન ચલનાદિ કરતા કરતા જે ભાવથી વિચલિત થતા નથી અને સમાધિવંત છે તે અભિનન્દનીય છે

४५१. अभिक्कमे पडिक्कमे,
संकुचए पसारए:
कायसाहारणट्ठाए,
इत्थंवावि अचेयणे । १५ ।

ઇંગિતમરણની આરાધના કરનાર મુનિ શરીરની સુવિધા માટે નિયત ભૂમિમા જઈ અને પાછો ફરી શકે છે. પોતાના અંગોપાગને સકોચી શકે છે, પસારી શકે છે. જો વિશેષ શકિત અને સહિષ્ણુતા હોય તો અચેતન પદાર્થની જેમ નિશ્ચેષ્ટ થઈ સ્થિત રહી શકે છે

४५२. परिक्कम्मे परिकिलंते,
अदुवा चिट्ठे अहायते;
ठाणेण परिकिलंते,
णिसिएज्जा य अंतसो । १६ ।

જો બેઠા બેઠા અથવા સૂતા સૂતા થાકી જાય તો થોડા આટા મારે અથવા ઉભા રહે યા ઇચ્છાનુસાર આસન બદલે ઉભા ઉભા થાકી જાય તો અતે બેસી જાય યા સૂઈ જાય

४५३. आसीणे ऽणेलिसं मरणं,
इंदियाणि समीरए;
कोलावासं समासज्ज,
वितहं पादुरेसए । १७ ।

આવા અનુપમ મરણને સ્વીકારી મુનિ પોતાની ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી સંયમમાં રાખે. ટેકો લેવા માટે પાછળ પાટિયું રાખ્યુ હોય અને તેમા જીવ-જતુ હોય તો તેને બદલી બીજા નિર્દોષ પાટિયાની ગવેષણા કરે

४५४. जओ ऽवज्जं समुप्पज्जे,
ण तत्थ अवलंबए;
ततो उक्कसे अप्पाणं,
सव्वे फासेऽहियासए । १८ ।

જે વસ્તુના અવલંબનથી પાપની ઉત્પત્તિ થાય તેનુ અવલબન ન લેવુ જોઇએ પોતાના આત્માને પાપમય વ્યાપારથી દૂર કરે અને આવતા પરીષહોને સમભાવપૂર્વક સહન કરે.

४५५. अयं चायततरे सिया,
जो एवं अणुपालए;
सव्वगायणिरोधेवि,
ठाणातो ण विउब्भमे । १९ ।

આ પાદપોપગમન પૂર્વોક્ત ભકતપરિજ્ઞા અને ઇંગિતમરણની અપેક્ષાએ વિશેષ છે. જે પૂર્વોક્ત વિધિથી તેનુ પાલન કરે છે તે શરીરમા તીવ્ર વેદના થવા છતા પણ તે સ્થાનથી દૂર જતા નથી

४५६. अयं से उत्तमे धम्मे,
पुव्वट्ठाणस्स पग्गहे;
अचिरं पडिलेहित्ता,
विहरे चिट्ठ माहणे । २० ।

**પાદપોપગમન**—પાદપોપગમન સંથારો ઉત્કૃષ્ટ ધર્મ છે કારણ કે પૂર્વોક્ત બને મરણ કરતા અધિક પ્રયત્નથી ગ્રાહ્ય છે. મુનિ નિર્દોષ ભૂમિને જોઇને પાદપોપગમનની વિધિનું પાલન કરે અને કોઇ પણ અવસ્થામા સ્થાનાન્તર ન કરે.

४५७. अचित्तं तु समासज्ज,
ठावए तत्थ अप्पगं;
वोसिरे सव्वसो कायं,
ण मे देहे परीसहा । २१ ।

નિર્જીવ સ્થાન અને પાટિયાદિને પ્રાપ્ત કરી તેના પર મુનિ સ્થિત થાય શરીરની મમતાનો સર્વથા ત્યાગ કરી દે અને વિચાર કરે કે મારા શરીરમાં કોઈ પરિષહ નથી

| | |
|---|---|
| ૪૫૮. जावज्जीवं परीसहा,<br>उवसग्गा इति संखया;<br>संवुडे देहभेयाए,<br>इति पन्ने ऽ हियासए । २२ । | જ્યાં સુધી જીવન છે ત્યા સુધી પરિષહ અને ઉપસર્ગ તો આવવાના છે. તે જાણી કાયાનો નિરોધ કરનાર દેહભેદના માટે ઉદ્યત થયેલ બુદ્ધિમાન્ સમભાવથી પરીષહોને સહન કરે. |
| ૪૫૯. भिउरेसु न रज्जेज्जा,<br>कामेसु बहुतरेसु वि;<br>इच्छालोभं ण सेवेज्जा,<br>धुवं वन्नं सपेहिया । २३ । | મુનિ વિપુલ કામભોગોને નશ્વર જાણી તેમાં રાગ ન કરે અચલ કીર્તિ રૂપ મોક્ષનો વિચાર કરી, કોઇ પણ પ્રકારની ઇચ્છા–નિદાન ન કરે. |
| ૪૬૦. सासएहिं णिमंतेज्जा,<br>दिव्वमायं ण सद्दहे;<br>तं पडिबुज्झ माहणे,<br>सव्वं णूमं विधूणिया । २४ । | આવા મુનિને કોઈ અક્ષય વૈભવ ગ્રહણ કરવા માટે નિમંત્રણ આપે અથવા દેવ અનેક પ્રકારની ઋદ્ધિ ગ્રહણ કરવા માટે નિમંત્રણ આપે અથવા દેવાગના આવી લલચાવે તો મુનિ તેમા શ્રદ્ધા ન કરે. મુનિ સર્વ માયાને દૂર કરી સત્ય સ્વરૂપને સમજે |
| ૪૬૧. सव्वट्ठेहिं अमुच्छिए,<br>आउकालस्स पारए;<br>तितिक्खं परमं णच्चा,<br>विमोहन्नतरं हिंयं-ति बेमि । २५ । | સર્વ પદાર્થોમા આસક્તિ નહિ રાખતા, તે મુનિ જીવનની પાર પહોંચી જાય છે સહિષ્ણુતાને સર્વોત્તમ સમજી આ હિતકારી ત્રણે પંડિતમરણો-માથી પોતાની યોગ્યતાનુસાર કોઈ પણ એક મરણને સ્વીકારે છે. એમ હું કહું છુ |

## નવમું અધ્યયન

# ઉ પ ધા ન શ્રુ ત

આઠ અધ્યયનોમા મુનિની શ્રેષ્ઠ ચર્યાનુ જે વિવેચન કર્યુ છે તે કેવળ કલ્પનાત્મક કે આદર્શરૂપ નથી પરંતુ વ્યાવહારિક છે, આચરણગમ્ય પૂર્વકાલિક મુમુક્ષઓએ તે આચારનું આચરણ કર્યું હતું. એ બતાવવા માટે આ અધ્યયનમાં મહાન્ તપસ્વી ભગવાન્ મહાવીરની ચર્યાનું વર્ણન કર્યુ છે.

આ અધ્યયનનુ નામ ઉપધાનશ્રુત છે. જૈનદર્શનમા ઉપધાનનો પ્રચલિત અર્થ છે તપશ્ચર્યા વ્યુત્પત્તિજન્ય અર્થ છે-સામીપ્ય ધારણ કરવું જે ક્રિયા આત્માભિમુખતા પ્રાપ્ત કરાવે તે ક્રિયાનું નામ ઉપધાન છે

મુનિને પરિષહો કે ઉપસર્ગો આવે ત્યારે પર્વત સમાન નિશ્ચલ રહેવાનુ કહ્યુ છે. આકઠિનતમ સાધનામા મહાવીરનુ તપોમય જીવન પ્રેરણામય બને છે સાધ્યની સિદ્ધિ માટે અતિમ સમય સુધી સ્થિર રહેવાની પ્રેરણા પ્રદાન કરે છે તેથી આ અધ્યયનમાં ભગવાનના તપોમય જીવનનો ઉલ્લેખ કર્યો છે. આ અધ્યયનમા ૪ ઉદ્દેશક છે

૧ ભગવાન મહાવીરની ચર્યા વર્ણવી છે ભ મહાવીરનો સાધનાકાળનો વિહાર કેવળ આત્મીય જીવનના શોધન માટે હતો. તેઓ મૌન રાખી વિચરતા કોઈ પ્રશ્ન પૂછે કે અભિવાદન કરે તો પણ તે બોલતા નહિ નૃત્ય, ગીતાદિ સાભળી કુતૂહલ ન કરતા વિહાર કરતા ચતુર્થ પોરસીનો સમય જ્યા આવે ત્યા રહી જતા ખડેર, વિશ્રામગૃહ, સ્મશાન, લુહારની શાળાદિમાં તેમજ ક્યારેક વૃક્ષની નીચે રહી જતા અનાર્ય દેશની દુર્ગમ્ય એવી વજ્રભૂમિ તથા શુભ્રભૂમિમા વિચર્યા ઈર્યાસમિતિપૂર્વક ગમન કરતા ગૃહસ્થોના સપર્કમા આવતા નહિ પોતાના માટે બનાવેલ આહારાદિનું સેવન ન કરતા

૨ ભગવાન્ મહાવીરની શય્યાનુ પ્રતિપાદન કર્યુ છે જે કોઈ નિર્દોષ સ્થાન મળે તેમા અપ્રમત્ત ભાવે, સમાધિપૂર્વક સ્થિત થતા. વધારે નિદ્રા ન લેતા. નિદ્રા આવે તો ઊઠીને ટટ્ટાર થઇ જતા કકડતી ઠંડીમા બહાર ઊભા રહેતા. સર્પાદિ અનેક પ્રાણીઓ રંજાડતા છતા ધ્યાનમા સ્થિર રહેતા

૩ ભગવાન્ મહાવીરની અનુપમ સહિષ્ણુતા બતાવી છે. અનાર્ય લોકો તેમને મારતા. જગલી કૂતરાઓ કરડતા. ભોજન અતિ લૂખું અને બહૂ અલ્પ પ્રાપ્ત થતુ. નાના બાળકો ડરથી અથવા કુતુહલથી તેમના પર ધુળ ફેંકતા ઇત્યાદિ અનેક પરિષહો તથા ઉપસર્ગોને અખૂટ ધૈર્યથી સહન કર્યા. પોતાનાં દૃઢ આત્મબળથી આર્ય, અનાર્ય ક્ષેત્રોમા વિચરી, સાધનામા સફળતા પ્રાપ્ત કરી

૪. ભગવાન્ મહાવીરની તપશ્ચર્યા વર્ણવી છે. આત્માની સુષુપ્ત શક્તિઓને જાગૃત કરવા માટે તપની આવશ્યકતા છે. ભગવાન મહાવીરે ૧૨॥ વર્ષ સુધી કઠોર તપશ્ચર્યા કરી. તેમણે જ્ઞાન અને ધ્યાનમય તપની મહત્તા બતાવી વિવેકહીન તપશ્ચર્યાથી આત્મસશોધન થતું નથી. ભગવાને અનેક માસખમણ, ચામાસી, ત્રણ માસી આદિ લાબી-લાબી તપશ્ચર્યાઓ કરી

## પહેલો ઉદ્દેશ

# ભગવાન મહાવીરની ચર્યા

४६२. अहासुयं वदिस्सामि,
जहा से समणे भगवं उट्ठाय;
संखाय तंसि हेमंते,
अहुणापव्वइए रीइत्था । १ ।

હે જમ્બૂ! જે રીતે શ્રમણ ભગવાન મહાવીર કર્મક્ષય કરવા તૈયાર થયા અને વસ્તુ સ્વરૂપને જાણી હેમ તઋતુમાં દીક્ષા લઈ તત્કાળ વિહાર કર્યો, એ સર્વ વૃત્તાન્ત મેં જેવુ સાંભળ્યું છે તેવું તમને કહીશ. (૧)

४६३. णो चेविमेण वत्थेण,
पिहिस्सामि तंसि हेमंते;
से पारए आवकहाए,
एयं खु अणुधम्मियं तस्स । २ ।

સર્વ પ્રકારના વસ્ત્ર અલંકારાદિ ઉપાધિને છોડીને નીકળેલા ભગવાનના ખભા ઉપર ઈન્દ્ર-દેવદૂષ્ય વસ્ત્ર નાંખ્યું. પણ ભગવાને એવો વિચાર ન કર્યો કે હું હેમંત ઋતુમા આ વસ્ત્રથી શરીરને ઢાંકીશ. કારણ કે ભગવાન યાવત્ જીવન પરિષહોને સહન કરવાવાળા હતા. ભગવાનનું વસ્ત્રધારણ કરવું પૂર્વવર્તી તીર્થંકરો દ્વારા આચીર્ણ છે અર્થાત્ પરંપરાગત કલ્પ છે. (૨)

४६४. चत्तारि साहिए मासे,
वहवे पाणजाइया आगम्म;
अभिरुज्झ कायं विहरिंसु,
आरुहिया णं तत्थ हिंसिंसु । ३ ।

દીક્ષા લીધી ત્યારે ભગવાનના શરીર પર સુગંધિત દ્રવ્યો લગાડવામા આવ્યા હતા તે સુગંધથી ભ્રમરાદિ આકર્ષિત થઇ ભગવાનના શરીર ઉપર ચઢી જતા, ફરતા અને ડંખ મારતા હતા ચાર માસ કરતાં કંઈક અધિક સમય સુધી આવુ રહ્યુ (૩)

४६५. संवच्छरं साहियं मासं,
जं ण रिक्कासि वत्थगं भगवं;
अचेलए ततो चाई,
तं वोसज्ज वत्थमणगारे । ४ ।

એક વર્ષ અને કંઈક અધિક એક માસ સુધી ઈન્દ્રે આપેલ વસ્ત્રનો ત્યાગ ન કર્યો પછી વસ્ત્રને છોડી તે અણગાર સર્વથા અચેલક થઇ ગયા. (૪)

४६६. अदु पोरिसिं तिरियभित्तिं,
चक्खुमासज्ज अंतसो झाति;
अह चक्खुभीया संहिया ते,
हंता हंता वहवे कंदिंसु । ५ ।

ભગવાન પોતાના શરીર પ્રમાણ આદિથી સાંકડા અને પછી પહોળા માર્ગને ઉપયોગપૂર્વક જોતા ઇર્યાસમિતિથી ચાલતા હતા આ રીતે ગમન કરના ભગવાનને જોઇને ભયભિત થયેલા બાળકો ભેગા મળી ‘મારો મારો’ કહી અગર તો ધૂળ ફેંકી કોલાહલ કરતા હતા (૫)

४६७. सयणेहिं वितिमिस्सेहिं,
इत्थीओ तत्थ से परिन्नाय;
सागारियं ण सेवइ,
इति से सयं पवेसिया झाति । ६ ।

ક્યારેક ગૃહસ્થના સંસર્ગવાળા સ્થાનમાં રહેતા ત્યારે કામવિહ્વલ સ્ત્રીઓ ભોગની પ્રાર્થના કરતી. પરંતુ ભગવાન તેઓને કલ્યાણમાર્ગમા વિઘ્ન કરનાર જાણી અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગી ક્યારે ભોગ નહિ કરતા આત્માને વૈરાગ્યમા લીન રાખી પ્રશસ્ત ધ્યાન કરતા હતા. (૬)

| | |
|---|---|
| ४६८. जे केइ इमे अगारत्था,<br>मीसीभावं पहाय से झाति;<br>पुट्ठोवि णाभिभासिंसु,<br>गच्छति णाइवत्तती अजू । ७ । | ભગવાન ગૃહસ્થના સંપર્કને છોડી ધ્યાનમા જ લીન રહેતા હતા. કોઇ ગૃહસ્થ કંઈ પૂછે તો ભગવાન ઉત્તર ન આપતા, મૌનમા રહેતા અને પોતાના માર્ગ પર ચાલતા. આ રીતે સરળ ચિત્તવાળા પ્રભુએ કયારેય મોક્ષમાર્ગનું ઉલ્લઘન કર્યું ન હતુ. (૭) |
| ४६९. णो सुगर-मेत-मेगेसिं,<br>णाभिभासेय अभिवायमाणे;<br>हयपुव्वो तत्थ दंडेहिं,<br>लूसियपुव्वो अपुन्नेहिं । ८ । | કોઇ વદન કરે તો તેની સાથે બોલવું નહિ, આ વાત સાધારણ જનો માટે સરળ નથી પુણ્યહીન માણસો ભગવાનને ડંડાથી મારતા, વાળ આદિ ખેચતા, તો પણ ભગવાન્ તેઓને કંઇ પણ ન કહેતા મૌન ધારણ કરી સમભાવમા જ સ્થિર રહેતા. (૮) |
| ४७०. फरुसाइं दुतितिक्खाइं,<br>अतिअच्च मुणी परक्कममाणे;<br>आघाय-णट्टगीताइं,<br>दंडजुज्झाइं मुट्ठिजुज्झाइ । ९ । | દુસહ, કઠોર શબ્દાદિની પરવા ન કરતા સંયમમાં પરાક્રમ કરતા હતા તેમને કથા, નૃત્ય, ગીતાદિ સાંભળી કુતૂહલ થતું ન હતું તેઓ દડયુદ્ધ અને મુષ્ટિયુદ્ધ જોઇ આશ્ચર્ય ન પામતા કારણ કે સર્વ પ્રકારના કુતૂહલોને ભગવાને છોડી દીધા હતા. (૯) |
| ४७१. गढिए मिहोकहासु,<br>समयंमि णायपुत्ते विसोगे अदक्खू ;<br>एताइं सो उरालाइं,<br>गच्छति णायपुत्ते असरणाए । १० । | કોઈ વખતે કોઈ વ્યકિત પરસ્પર કામાદિની કથાઓમાં લીન હોય તો તેની વાત સાભળી જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર હર્ષ કે શોક ન કરતા મધ્યમ ભાવમાં રહેતા અનુકૂળ, પ્રતિકૂળ ભયંકર પરીષહ આવે તો પણ તેનો વિચાર નહિ કરતાં સયમમાં વિચરતા, (૧૦) |
| ४७२. अवि साहिए दुवे वासे,<br>सीतोदं अभोच्चा णिक्खंते;<br>एगत्तगए पिहियच्चे,<br>से अहिन्नायदसणे संते । ११ । | દીક્ષાપૂર્વે બે વર્ષથી કઇક અધિક સમય સુધી ભગવાને સચિત્ત જળનુ પાન ન કર્યુ, અને બીજા કામમા પણ લીધું નહી ભગવાન ગૃહસ્થાવસ્થામા પણ એકત્વભાવનીનુ ચિંતન કરતા હતા ક્રોધાદિ કષાય રૂપ અગ્નિને શાત કરી, સમ્યકત્વની ભાવનાથી ભાવિત થઇ રહેતા હતા તેમની ઇન્દ્રિયો અને મન શાત હતા (૧૧) |
| ४७३. पुढविं च आउकायं,<br>तेउक्कायं च वाउकायं च;<br>पणुगाइं बीयहरियाइं,<br>तसकायं च सव्वसो णच्चा । १२ । | પૃથ્વીકાય, અપકાય, તેજસ્કાય, વાયુકાય, લીલ, ફૂગ, બીજ તથા અન્ય વનસ્પતિકાય અને ત્રસકાયને સર્વ પ્રકારથી જાણી (૧૨) |

'एयाइं संति' पडिलेह,
चित्तमंताइं से अभिन्नाय;
परिवज्जियाण विहरित्था,
इति संखाए से महावीरे । १३ ।

આ સર્વમા જીવ છે–ચેતના છે, એવું જાણી તેની હિંસાનો ત્યાગ કરી ભગવાન વિચરવા લાગ્યા. (૧૩)

४७४. अदु थावरा तसत्ताए,
तसजीवा य थावरत्ताए;
अदुवा सव्वजोणीया सत्ता
कम्मुणा कप्पिया पुढो वाला । १४ ।

સ્થાવર જીવ ત્રસરૂપમાં અને ત્રસજીવ સ્થાવર રૂપે ઉત્પન્ન થાય છે–અથવા સર્વ સંસારી જીવ સર્વ યોનિઓમાં ઉત્પન્ન થવાના સ્વભાવવાળા છે. અજ્ઞાની જીવ પોતપોતાના કર્માનુસાર પૃથક્ પૃથક્ યોનિઓને ધારણ કરે છે (૧૪)

४७५. भगव च एव-मन्नेसी,
सोवहिए हु लुप्पती वाले;
कम्मं च सव्वसो णच्चा,
तं पडियाइक्खे पावग भगवं । १५ ।

ભગવાને વિચારપૂર્વક જાણ્યું હતું, કે દ્રવ્ય ઉપાધિ અને ભાવ ઉપાધિના કારણે અજ્ઞાની જીવ કર્મોથી લેપાય ને દુઃખ પામે છે. તેથી ભગવાને કર્મના રહસ્યને સારી રીતે જાણી કર્મના કારણરૂપ પાપનો ત્યાગ કરી દીધો હતો (૧૫)

४७६. दुविहं समिच्च मेहावी,
किरियमक्खाय णेलिसं णाणी;
आयाणसोय-मतिवाय–
सोय जोगं च सव्वसो णच्चा । १६ ।

ઈર્યાપ્રત્યય અને સામ્પરાયિક બંને પ્રકારની ક્રિયાઓને જાણી તથા કર્મો આવવાના આસ્રવને અને હિંસાદિ પાપોને તેમજ યોગને પૂર્ણરૂપે જાણી સમસ્ત ભાવોના જ્ઞાતા ભગવાને અદ્વિતીય સંયમાનુષ્ઠાનનું કથન કર્યું છે (૧૬)

४७७. अतिवातियं अणाउट्टिं,
सय-मन्नेसिं अकरणयाए;
जस्सित्थिओ परिन्नाया,
सव्वकम्मावहा उ से अदक्खू । १७ ।

ભગવાન સ્વય નિષ્પાપ અહિંસામા પ્રવૃત્ત થયા તેમણે પાપમય વ્યાપાર છોડી દીધો અને બીજાને પણ ન કરવાનું સમજાવ્યું જેણે સ્ત્રીઓને સમસ્ત કર્મોનુ મૂળ જાણી અને પ્રત્યાખ્યાનપરિજ્ઞાથી છોડી દીધી છે તે જ સાચા પરમાર્થદર્શી છે ભગવાને એવુ જ કર્યું છે તેથી તે વાસ્તવમા પરમ તત્ત્વના જ્ઞાતા થયા (૧૭)

४७८. अहाकडं न से सेवे,
सव्वसो कम्मुणा वंधं अदक्खू;
जंकिंचि पावगं भगव,
त अकुव्वं वियडं भुंजित्था ।१८ ।

ભગવાન પોતાના માટે બનાવેલ આધાકર્મી આહારને કર્મબંધનુ કારણ જાણી સેવન નહિ કરતા. કોઇ પણ પાપકર્મનુ આચરણ નહિ કરતા ભગવાન પ્રાસુક આહાર જ ગ્રહણ કરતા (૧૮)

४७९. णो सेवती य परवत्थं,
परपाए वि से ण भुंजित्था;

કોઈ વસ્ત્ર આપે તો ભગવાન તેનુ સેવન ન કરતાં અચેલક જ રહેતા અને પોતાના કરપાત્ર સિવાય બીજા પાત્રમાં યા બીજાના પાત્રમા આહાર

परिवज्जियाण ओमाणं,
गच्छति सखडिं असरणयाए ।१९।

કરતા ન હતા. તે માન–અપમાનનો વિચાર કર્યા વિના દૈન્યરહિત થઇ ભોજનનાં સ્થાનમાં ભિક્ષા લેવા જતા. (૧૯)

४८०. मायन्ने असणपाणस्स,
णाणुगद्धे रसेसु अपडिन्ने;
अच्छिंपि णो पमज्जिज्जा,
णो वि य कडूयये मुणी गायं ।२०।

ભગવાન આહારાદિના પરિમાણને જાણતા હતા. દૂધ દહીં આદિ રસોમા આસકત ન હતા, રસવાળા પદાર્થોને લેવાની પ્રતિજ્ઞા ન કરતા. આખમાં રજ આદિ પડી જાય તો તેને લુતા નહિ, અને ચળ આવે ત્યારે શરીર ખજવાળતા નહિ. (૨૦)

४८१. अप्पं तिरियं पेहाए;
अप्पं पिट्ठओ व पेहाए;
अप्पं वुइए ऽ पडिभाणी,
पथपेही चरे जयमाणे ।२१।

ભગવાન માર્ગમાં ચાલતી વખતે તિર્યક્ અહીં-તહીં કે પાછળ જોતા નહિ. કોઇ પૂછે તો પણ બોલતા નહિ. સામે માર્ગને જોતા યત્ન પૂર્વક ચાલતા હતા. (૨૧)

४८२. सिसिरंसि अद्धपडिवन्ने,
तं वोस्सिज्ज वत्थ मणगारे;
पसारित्तु बाहू परक्कमे,
णो अवलंबियाण कंधंसि ।२२।

દેવદૂષ્ય વસ્ત્ર છોડયા પછી શિશિર ઋતુમા રસ્તે જતા ભગવાન બને બાહુઓને લાંબી કરી ચાલતા શીતથી વ્યાકુળ થઇ હાથ સકોચી અથવા ખભા પર રાખી ચાલતા ન હતા (૨૨)

४८३. एस विही अणुक्कंतो,
माहणेण मईमया;
वहुसो अप्पडिन्नेण–
भगवया एवं रियंति त्ति वेमि ।२३।

મતિમાન્ માહન ભગવાન મહાવીરે કોઇ પણ આકાક્ષા નહિ કરતા પૂર્ણ નિષ્કામ ભાવથી આ વિધિનું અનુસરણ કર્યું બીજા મુમુક્ષો પણ આ વિધિનુ અનુસરણ કરે છે. એમ હું કહું છુ.(૨૩)



## બીજો ઉદ્દેશ

# ભગવાન મહાવીરની શય્યા

४८४. चरियासणाइं सेज्जाओ,
एगतियाओ जाओ मइयाओ;
आइक्ख ताइं सयणा–
सणाइं जाइं सेवित्था से महावीरो ।१।

ભગવાનની ચર્યા સાભળ્યા પછી જંબૂસ્વામી શ્રી સુધર્મા સ્વામીને કહે છે–વિહારમા શય્યા અને આસન તો હોય જ, તો ભગવાન મહાવીરે વિહા–રમા જે શય્યા, આસનાદિનો ઉપયોગ કર્યો તે શય્યા, આસનાદિ આપ મને કહો (૧)

| | |
|---|---|
| ૪૮૫ आवेसण-सभा-पवासु,<br>पणियसालासु एगदा वासो;<br>अदुवा पलियट्ठाणेसु<br>पलालपुंजेसु एगदा वासो । २ । | (ભગવાન કોઈ નિયત સ્થાનમાં રહેવાનો સંકલ્પ કરતા નહિ. વિહાર કરતા કરતા જ્યાં છેલ્લી પૌરુષીનો સમય થઇ જાય ત્યાં જ રજા લઈ રાત્રિ વ્યતીત કરવા રહી જતા, જેમકે-) ભીંત-વાળા ખાલી ઘરોમાં, વિશ્રાન્તિગૃહોમા, પાણીના પરબોમાં, દુકાનોમાં, લુહારની કોઢમાં, ઘાસના બનાવેલ મંચોની નીચે રહેતા (૨) |
| ૪૮૬. आगंतारे आरामागारे,<br>णगरे वि एगदा वासो;<br>सुसाणे सुण्णगारे वा,<br>रुक्खमूले वि एगदा वासो । ३ । | ભગવાન કયારેક ગામ બહાર બનાવેલા મુસાફર-ખાનામા, કયારેક બગીચામા બનેલ ઘરોમાં, કયારેક નગરમાં રહેતા, કયારેક શ્મશાનમાં કયારેક ખંડેરમાં, કયારેક વૃક્ષની નીચે રહેતા હતા (૩) |
| ૪૮૭. एतेहिं मुणी सयणेहिं,<br>समणे आसी पतेरस वासे;<br>राइंदियंपि जयमाणे,<br>अप्पमत्ते समाहिए झाति । ४ । | આ રીતે તેર વર્ષમા કાંઈક ઓછા સમય સુધી આવા સ્થળોમાં રહ્યા. મનને સ્થિર કરી, રાત-દિવસ અપ્રમત્ત બની, સમાધિમા રહી ધ્યાનમાં લીન રહેતા. (૪) |
| ૪૮૮. णिद्दंपि णो पगामाए,<br>सेवइ य भगवं उट्ठाए;<br>जग्गावति य अप्पाणं,<br>इसिंसाती य अपडिन्ने । ५ । | દીક્ષા લીધા પછી ભગવાને વધારે નિદ્રા લીધી ન હતી. પોતાના આત્માને જાગૃત રાખતા. હવે હું સૂઇ જાઉ એ ભાવથી ભગવાન કયારેય સૂતા નહિ. (૫) |
| ૪૮૯. संबुज्झमाणे पुणरवि,<br>आसंसु भगव उट्ठाए,<br>णिक्खम्म एगया राउ,<br>बहिं चकमित्ता मुहुत्तागं । ६ । | પ્રમાદ પતનનુ કારણ છે, એ જાણી ભગવાન વિશેષ જાગૃત રહેતા. નિદ્રા આવવા લાગે તો ઉભા થઈ જતા અને રાત્રિમા બહાર નીકળી મુહૂર્ત (થોડા સમય) સુધી આટા મારી નિદ્રા ઉડાડતા અને પાછા ધ્યાનમાં લીન થઇ જતા (૬) |
| ૪૯૦. सयणेहिं तस्सुवसग्गा,<br>भीमा आसी अणेगरूवा य;<br>संसप्पगा य जे पाणा,<br>अदुवा पक्खिणो उवचरंति । ७ । | ઉપર કહેલા સ્થળોમા રહેતા, ભગવાનને અનેક પ્રકારના ભયંકર ઉપસર્ગો આવતા સૂના ઘરમા, ખંડેરાદિમા ઝેરી પ્રાણીઓ અને શ્મશાનાદિમા ગિદ્ધાદિ પક્ષીઓ આવી ઉપસર્ગો કરતા (૭) |
| ૪૯૧. अदुवा कुचरा उवचरंति,<br>गामरक्खा य सत्तिहत्था य; | ભગવાન જ્યારે ખડેરાદિ એકાંત સ્થાનોમા રહેતા ત્યારે ત્યાં પાપકાર્ય કરવા માટે દુરાચારી, લંપટ ચોર આવતા અને ભગવાનને જોઈ, તે બાધક |

अदु गामिया उवस्सग्गा,
इत्थी एगतिया पुरिसो वा । ८ ।

છે એમ સમજી અનેક કષ્ટો આપતા. કયારેક હથિયારબંધ ગામનું રક્ષણ કરનાર [ પોલિસ ] ભગવાનને ચોર યા ઢોંગી સમજી કષ્ટ આપતા. કયારેક ભગવાનની મનોહર મુદ્રાને જોઈ મુગ્ધ થયેલા સ્ત્રી અને પુરુષો તેમને ઉપસર્ગ આપતા [૮]

૪૯૨. इहलोइयाइं परलोइयाइं
भीमाइं अणेगरूवाइं;
अवि सुब्भि–दुब्भिगंधाइं
सद्दाइं अणेगरूवाइं । ९ ।

ભગવાન્ આ લોક સંબંધી અર્થાત્ મનુષ્ય તથા તિર્યંચો દ્વારા કૃત અને પરલોક સંબંધી એટલે દેવો દ્વારા કૃત અનુકૂળ અને પ્રતિકૂળ ઉપસર્ગોને સહન કરતા હતા. અનેક પ્રકારની સુગંધ, દુર્ગંધને, મનોજ્ઞ, અમનોજ્ઞ શબ્દોને, પ્રશસ્ત, અપ્રશસ્ત સ્પર્શોને હમેશા સમિતિયુક્ત બની સમભાવથી સહન કરતા.

૪૯૩. अहियासए सया समिते,
फासाइं विरूवरूवाइं;
अरतिं रतिं अभिभूय,
रीयति माहणे अबहुवाई । १० ।

વિષાદ અને હર્ષને દૂર કરી ભગવાન બહુ ન બોલતા અર્થાત્ ઘણું કરીને મૌનમા વિચરતા [૯–૧૦]

૪૯૪. स जणेहिं तत्थ पुच्छिसु,
एगचरा वि एगदा राओ;
अव्वाहिते कसाइत्था,
पेहमाणे समाहिं अपडिन्ने । ११ ।

દિવસ યા રાત્રિમા ભગવાન નિર્જન સ્થાનમાં સ્થિત હોય ત્યારે એકલા વિચરનાર ચોર, જારાદિ પુરુષો ભગવાનને પૂછતા 'તુ કોણ છે ? અહીં શા માટે ઊભો છે ?' ભગવાન ઉત્તર ન આપતા ત્યારે તેઓ ક્રોધિત થઈ ભગવાનને સતાવતા. પરંતુ ભગવાન તેનો પ્રતીકાર કરવાની ઇચ્છા ન કરતા સમાધિમાં લીન રહી સમભાવથી સહન કરતા [૧૧]

૪૯૫. अयं–मंतरंसि को एत्थ,
अह–मंसि–त्ति भिक्खू आहट्टु;
अय–मुत्तमे से धम्मे,
तुसिणीए कसाइए झाति । १२ ।

કોઈ પૂછે કે અંદર કોણ છે ? ત્યારે જો ધ્યાનમા લીન ન હોય તો ભગવાન કહેતા . 'હુ ભિક્ષુ છુ.' પૂછનાર ક્રોધિત થતા, અપશબ્દ કહેતા યા મારપીટ કરતા તો પણ ભગવાન 'આ ઉત્તમ ધર્મ છે,' એવું સમજી મૌન રહેતા (૧૨)

૪૯૬. जंसि–प्पेगे पवेयंति,
सिसिरे मारुए पवायंते;
तंसि–प्पेगे अणगारा,
हिमवाए णिवायमेसंति । १३ ।

જ્યારે શિશિર ઋતુમા ઠંડો પવન ફુંકાતો અને બધા પ્રાણીઓ ધ્રૂજતા ત્યારે બીજા સાધુઓ પવનહીન એવા બંધ સ્થાનોને શોધતા. (૧૩)

सघाडिओ पविसिस्सामो,
एधा य समादहमणा;
पिहिता वा सक्खामो,
अतिदुक्ख हिमगसंफासा । १४ ।

કોઇ સાધુઓ બે-ત્રણ વસ્ત્ર રાખવાનુ વિચારતા, કેટલાંક તાપસો કાષ્ઠ જલાવતા, કેટલાંક ધાબળી ઓઢી ઠંડી સહન કરવાનું વિચારતા. આ રીતે ઠડી સહન કરવી અસહ્ય જણાતી (૧૪)

तसि भगव अपडिन्ने,
अहे वियडे अहियासए दविए;
णिक्खम्म एगदा राओ,
ठाणति भगवं समियाए । १५ ।

ત્યારે ભગવાન ઇચ્છા રહિત થઇ કોઈ વૃક્ષાદિની નીચે ખુલ્લા સ્થાનમાં રહી ઠંડીને શાંતિથી સહન કરતા હતા. આવી ઠડીમા રાત્રે બહાર નીકળી પાછા અંદર આવી ધ્યાનમા લીન બની ઠડી સહન કરતા હતા [૧૫]

४९७. एस विही अणुक्कतो
माहणेण मईमया;
वहुसो अप्पडिण्णेण,
भगवया एवं रियति–त्ति वेमि ।१६।

મતિમાન્ માહન ભગવાન કોઇ પણ પ્રકારની આકાક્ષા નહિ રાખતા આ વિધિનું પાલન કરતા હતા બીજા મુમુક્ષુ સાધકો પણ આ વિધિનું પાલન કરે છે એમ હું કહુ છું. [૧૫]



## ત્રીજો ઉદ્દેશ

# પ્રભુની સહિષ્ણુતા

४९८. तणफासे सीयफासे,
तेउफासे य दंसमसगे य;
अहियासए सया समिए,
फासाइ विरूवरूवाइं । १ ।

ભગવાન્ મહાવીરે સદા સમભાવમાં રહી તૃણ–સ્પર્શ, શીતસ્પર્શ, ઉષ્ણસ્પર્શ અને ડાંસ–મચ્છરોના ડંશો તથા વિવિધ પ્રકારના સ્પર્શો–દુઃખોને સહન કર્યા (૧)

४९९. अह दुच्चर-लाढचारी,
वज्जभूमिं च सुब्भभूमिं च;
पंतं सेज्जं सेविंसु,
आसणगाइं चेव पंताइं । २ ।

ભગવાન્ દુર્ગમ્ય લાઢ દેશની વજ્રભૂમિ અને શુભ્રભૂમિમાં અર્થાત્ બંને વિભાગોમા વિચર્યા ત્યાં તેને રહેવાનુ અને બેસવાનુ સ્થાન ઘણું હલકું મળતું (૨)

५००. लाढेसु तस्सु–वसग्गा,
वहवे जाणवया लूसिंसु;
अह लूहदेसिए भत्ते,
कुक्कुरा तत्थ हिंसिंसु णिवतिंसु । ३ ।

લાઢ દેશમા ભગવાનને ઘણા ઉપસર્ગો સહન કરવા પડયા. ત્યા આહાર લૂખો–સુકો મળતો ત્યાના નિવાસી અનાર્યો ભગવાનને મારતા ત્યાંના કૂતરા ભગવાન્ ઉપર તૂટી પડતા અને તેમને કરડતા. [૩]

५०१. अप्पे जणे णिवारेइ,
लूसणए सुणए डसमाणे;
छुछुकारंति आहंतुं,
"समणं कुक्कुरा डसंतु" । ४ ।

અનાર્ય દેશના લોકો એવા અસંસ્કારી હતા કે ભગવાનને જે કૂતરા કરડતા હોય તેને કોઈક જ રોકતા અધિકાંશ લોકો તો તેઓ તરફ કૂતરાને છૂ છૂ કરી પ્રેરિત કરતા-જેથી કૂતરા ભગવાન્‌ને કરડે. તેઓ ભગવાન્‌ને દંડાદિથી મારતાં પણ હતા [૪]

५०२. एलिक्खए जणो भुज्जो,
वहवे वज्जभूमिइ फरुसासी;
लट्ठिं गहाय णालीयं,
समणे तत्थ य विहरिंसु । ५ ।

આવી અનાર્ય ભૂમિમાં ભગવાન એકવાર નહિ પણ અનેકવાર વિચર્યા. તે વજ્રભૂમિના માણસો રૂક્ષ ભોજન કરતા હતા તેથી સ્વભાવથી ક્રોધી હતા અને સાધુને જોતાજ કષ્ટ આપતા. તે પ્રદેશમા શાક્યાદિ શ્રમણ પોતાના શરીરની બરાબર લાકડી અથવા શરીરથી ચાર આંગુલ મોટી લાકડી [નાલિકા] લઈ વિચરતા હતા [૫]

एवंपि तत्थ विहरंता,
पुट्ठपुव्वा अहेसि सुणएहिं;
सलुंचमाणा सुणएहिं,
दुच्चरगाणि तत्थ लाढेहिं । ६ ।

આ રીતે નાલિકા લઈ વિહાર કરવા છતાં પણ તે અન્યતીર્થિક ભિક્ષુઓને કૂતરા કરડી ખાતા. તેથી તે લાઢ દેશમા વિચરવું ઘણું કઠિન હતું. [૬]

णिधाय दंडं पाणेहिं,
तं कायं वोसज्ज मणगारे;
अह गामकंटए भगव,
ते ऽ हियासए अभिसमेच्चा । ७ ।

અણગાર ભગવાન પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરી, પોતાના શરીરની મમતાને છોડી અને પરીષહોને સમભાવથી સહી કર્મ-નિર્જરાનું કારણ જાણી અનાર્યજનોના કઠોર શબ્દોને તથા અન્ય પરીષહોને સમભાવથી સહન કરતા હતા. [૭]

५०३. णागो संगामसीसे वा,
पारए तत्थ से महावीरे;
एवंपि तत्थ लाढेहिं,
अलद्धपुव्वेवि एगदा गामे । ८ ।

જેમ ઉત્તમ હાથી સગ્રામના અગ્રભાગમાં રહી જય મેળવી પરાક્રમ બતાવે છે તેત વીરપ્રભુ વિકટ ઉપસર્ગોના પારગામી થયા

५०४. उवसंकमंत-मपडिन्नं,
गामंतियंपि अप्पत्तं;
पडिणिक्खमित्तु लूसिंसु,
"एतातो पर पलेहि" त्ति. । ९ ।

તે લાઢ દેશમા કયારેક તો ભગવાનને રહેવા ગામ પણ મળતુ નહિ. નિયત નિવાસ આદિનો સંકલ્પ નહિ કરનાર ભગવાન ભોજન યા સ્થાનની ગવેષણાના વિચારથી ગામ નજીક પહોચે યા ન પહોચે, ત્યા કેટલાક અનાર્ય લોકો ગામથી બહાર નીકળી સામે જઇ ભગવાનને મારવા લાગે અને કહે "અહિથી બીજી જગ્યાએ ચાલ્યા જાવ'. (૮-૯)

| | |
|---|---|
| ૫૦૫. हयपुव्वो तत्थ दंडेणं,<br>अदुवा मुट्ठिणा अदु कुंताइफलेणं,<br>अदु लेलुणा कवालेणं,<br>हंता हंता बहवे कंदिंसु । १० । | તે લાઢ દેશમાં કોઈ દંડાથી, કોઈ મુઠીથી, કોઈ ભાલા આદિની અણીથી તો કોઈ ઇંટ પત્થરથી અથવા ઘડાના ઠીકરાથી મારતા હતા. તે અનાર્ય લોકો માર મારી કોલાહલ કરતા હતા (૧૦) |
| ૫૦૬. मंसाणि छिन्नपुव्वाइं,<br>उट्ठंभिया एगया कायं;<br>परीसहाइं लुंचिंसु,<br>अहवा पंसुणा उवकरिंसु । ११ । | ક્યારેક ક્યારેક લાઢ દેશના અનાર્ય લોકો ભગવાનનું માંસ કાપી લેતા અને ક્યારેક ભગવાન ઉપર હુમલો કરી અનેક પ્રકારના કષ્ટ આપતા હતા. ક્યારેક ધૂળ ફેંકતા હતા (૧૧) |
| उच्चालइय णिहणिंसु,<br>अदुवा आसणाओ खलइंसु;<br>वोसट्ठकाये पणयासी,<br>दुक्खसहे भगवं अपडिन्ने । १२ । | ક્યારેક ક્યારેક અનાર્ય લોકો ભગવાનને ઉંચા ઉપાડી નીચે નાખતા. આસન ઉપરથી પાડી દેતા. છતાં પણ કોઈ પણ પ્રકારના પ્રતીકારની ભાવના નહિ રાખનાર ભગવાન્ દેહની મમતાને છોડી, દુઃખો સહન કરતા હતા. (૧૨) |
| ૫૦૭. सूरो संगामसीसे वा,<br>संवुडे तत्थ से महावीरे;<br>पडिसेवमाणे फरुसाइं,<br>अचले भगवं रीइत्था । १३ । | જેમ કવચયુક્ત શૂરવીર પુરુષ સંગ્રામના અગ્રભાગમાં રહી શસ્ત્રોથી છિન્ન ભિન્ન થતો નથી, એવી રીતે (ધૈર્ય-કવચથી મંડિત) ભગવાન્ પરીષહોને સહતા જરા પણ વિચલિત થયા ન હતા. (૧૩). |
| ૫૦૮. एस विही अणुक्कंतो,<br>माहणेण मतीमता;<br>बहुसो अपडिन्नेण,<br>भगवया एवं रियंति–त्ति बेमि. । १४ । | મતિમાન માહન ભગવાન્ મહાવીરે ઇચ્છારહિત થઈ આ વિધિનું આચરણ કર્યું છે. અન્ય મોક્ષાભિલાષી સાધક પણ આવું જ આચરણ કરે છે એમ હું કહું છું. (૧૪) |



## ચોથો ઉદ્દેશ

# મહાવીર પ્રભુની તપશ્ચર્યા

| | |
|---|---|
| ૫૦૯. ओमोदरियं चएति,<br>अपुट्ठेवि भगवं रोगेहिं;<br>पुट्ठो व से अपुट्ठो वा,<br>णो से सातिज्जति तेइच्छं । १ । | ભગવાન મહાવીર નીરોગ હોવા છતાં પણ અલ્પાહાર કરતા હતા. ભગવાનનું શરીર સ્વભાવથી નીરોગ હતું. તેમને રોગ ન સ્પર્શ્યા હોય તો પણ નહિ, ઔષધની અભિલાષા કરતા નહિ (૧) |

५१०. संसोहणं च वमणं च,
गायब्भंगणं च सिणाणं च;
संवाहणं ण से कप्पे,
दंतपक्खालणं परिण्णाय । २ ।

જુલાબ, વમન, શરીર પર તેલનું મર્દન, સ્નાન, હાથ–પગાદિ દબાવવા, દાત સાફ કરવા ઈત્યાદિ ક્રિયાઓનો દેહાધ્યાસથી રહિત ભગવાને ત્યાગ કર્યો હતો. [२]

५११. विरए य गामधम्मेहिं,
रीयति माहणे अबहुवाई;
सिसिरंमि एकदा भगव
छायाए झाइ आसी य । ३ ।

ઇન્દ્રિયોના વિષયોથી વિરક્ત ભગવાન અલ્પભાષી થઈ વિચરતા હતા ક્યારેક ક્યારેક શીયાળામા છાયામાં બેસી ધ્યાન કરતા (૩)

५१२. आयावइ य गिम्हाण,
अच्छति उक्कुडुए अभितावे;
अदु जावइ–त्थ लूहेण,
ओयणं–मथु–कुम्मासेणं । ४ ।

ઉનાળામા તાપના સન્મુખ ઉત્કટ આસને બેસતા અને આતાપના લેતા હતા શરીર નિર્વાહ માટે તેઓ લૂખા-સુખા ભાત, બોરનો ભૂકો, અડદના બાકળાનો આહાર કરતા [४]

५१३. एताणि तिन्नि पडिसेवे,
अट्ठमासे य जावए भगवं;
अपिइत्थ एगया भगवं,
अद्धमासं अदुवा मासंपि । ५ ।

આ ત્રણ વસ્તુઓ ભગવાને ૮ મહિના સુધી વાપરી હતી ભગવાન ક્યારેક પંદર દિવસ સુધી અને ક્યારેક એક માસ સુધી જલ પણ પીતા ન હતા [૫]

५१४. अवि साहिए दुवे मासे,
छप्पि मासे अदुवा विहरित्था;
रायोवरायं अपडिन्ने,
अन्नगिलाय–मेगया भुंजे । ६ ।

ક્યારેક બે માસ કરતાં કંઇક અધિક સમય સુધી, ક્યારેક છ માસ સુધી આહાર-પાણીનો ત્યાગ કરી રાત–દિવસ ઈચ્છા રહિત થઈ વિચરતા હતા પારણામાં સદા નીરસ ભોજન કરતા હતા [૬]

छट्ठेण एगया भुंजे,
अदुवा अट्ठमेणं दसमेणं,
दुवालसमेण एगया भुंजे,
पेहमाणे समाहिं अपडिन्ने । ७ ।

ભગવાન પોતાની સમાધિનો વિચાર કરી, નિષ્કામ ભાવથી ક્યારેક છઠ કરી, ક્યારેક અઠમ કરી, ક્યારેક ચોલુ કરી અને ક્યારેક પાચ ઉપવાસ કરી પારણું કરતા હતા (૭)

५१५. णच्चाण से महावीरे,
णो विय पावग सयमकासी;
अन्नेहिं वा ण कारित्था,
कीरंतपि णाणुजाणित्था । ८ ।

હેય–ઉપાદેય તત્ત્વને જાણી ભગવાનને સ્વયં પાપ કર્મનું આચરણ કર્યું નહિ, બીજા પાસે કરાવ્યું નહિ અને પાપ કર્મ કરનારને અનુમોદના આપી નહિ (૮)

| | |
|---|---|
| ૫૧૬. गाम पविस्स णगरं वा,<br>घास-मेसे कडं परट्ठाए;<br>सुविसुद्धमेसिया भगवं,<br>आयतजोगयाए सेवित्था । ९ । | ભગવાન ગામ અથવા નગરમાં જઈ બીજી માટે બનાવેલ આહારની ગવેષણા કરતા હતા અને સુવિશુદ્ધ અર્થાત્ ઉદ્ગમ, ઉત્પાદના અને એષણાના સમસ્ત દોષોથી રહિત, આહારનું મન, વચન, કાયાને સયત કરી સેવન કરતા હતા (૯) |
| ૫૧૭. अदु वायसा दिगिंच्छत्ता,<br>जे अन्ने रसेसिणो सत्ता;<br>घासेसणाए चिट्ठंति,<br>सययं णिवतिए य पेहाए । १० । | ભિક્ષા લેવા જતાં ભગવાનને રસ્તામાં ભૂખ્યા કાગડા વગેરે પક્ષીઓ અથવા બીજા રસના લોલુપ પક્ષીઓ જમીન ઉપર ભેગા થયેલા દેખાય તો ભગવાન તેમને કંઇ પણ અડચણ નહિ આપતા ચાલ્યા જતા. (૧૦) |
| ૫૧૮. अदु माहणं व समणं वा,<br>गामपिंडोलगं च अतिहिं वा;<br>सोवागं मूसियारिं वा,<br>कुक्करं वा विट्ठितं पुरतो । ११ ।<br>वित्तिच्छेदं वज्जंतो,<br>तेसि-मप्पत्तियं परिहरतो;<br>मदं परिक्कमे भगवं,<br>अहिंसमाणो घास-मेसित्था । १२ । | તથા ત્યા કોઈ બ્રાહ્મણ, શાક્યાદિ શ્રમણોને, ભિખારી, અતિથી, ચાંડાલ, બિલ્લી, કૂતરાને અથવા બીજા કોઈ પ્રાણીને સામે ઉભેલા જોઈ (૧૧) તેઓની આજીવિકામાં બાધા નહિ નાખતાં, તેને અપ્રીતિકર નહિ થતા, કોઇ પણ પ્રાણીની હિંસા નહિ કરતાં, ધીરેથી નિકળી ભિક્ષાની ગવેષણા કરતા હતા. (૧૨) |
| ૫૧૯. अवि सूइयं वा सुक्कं वा,<br>सीयपिंड पुराणकुम्मासं;<br>अदु बुक्कसं पुलागं वा,<br>लद्धे पिंडे अलद्धए दविए । १३ । | ભિક્ષામા પ્રાપ્ત થયેલો આહાર, દૂધ ઘીથી યુકત હોય કે રુખો-સૂખો હોય, ઠંડો-વાસી હોય, ઘણા દિવસના અડદ હોય યા જુનાં ધાન્યનો હોય, યા જવાદિનો હોય, તે પણ મળે યા ન મળે તો પણ ભગવાન સમભાવ ધારણ કરતા. (૧૩) |
| ૫૨૦. अवि झाति से महावीरे,<br>आसणत्थे अकुक्कुए झाणं;<br>उड्ढमहेयं तिरियं च,<br>लोए झायति समाहि-मपडिन्ने ।१४। | ભગવાન મહાવીર ઉત્કટ ગોદોહાદિ આસનોથી સ્થિત થઈ નિર્વિકારપણે ધર્મધ્યાન કરતા હતા અને ઊર્ધ્વલોક અધોલોક તથા મધ્યલોકના સ્વરૂપનુ ચિંતન કરતા હતા (૧૪) |
| ૫૨૧. अकसाती विगयगेही य,<br>सद्दरूवेसु अमुच्छिए झाति; | ભગવાન કષયોદયથી રહિત હતા, આસક્તિથી રહિત હતા તેથી શબ્દ તેમજ રૂપાદિ ઇન્દ્રિયોમા વિષયોમા જરા પણ મૂર્ચ્છા ન રાખતા ધ્યાનમા લીન રહેતા હતા છદ્મસ્થ હોવા છતા પણ |

छउमत्थोवि विपरक्कममाणो,
ण पमायं सइंपि कुव्वित्था । १५ ।

સંયમમા પ્રબળ પુરુષાર્થ કરતાં ભગવાને એક વાર પણ પ્રમાદનુ સેવન કર્યું નહોતું (૧૫)

५२२. सयमेव अभिसमागम्म,
आयतजोगमायसोहीए;
अभिणिव्वुडे अमाइल्ले,
आवकहं भगवं समिआसी । १६ ।

શ્રમણ ભગવાન મહાવીર સ્વયં તત્ત્વને જાણી સ્વયંબુદ્ધ થયા. પોતાના આત્માની શુદ્ધિથી મન વચન, કાયાને સંયમિત કરી, માયાદિ કષાયોના વિજેતા બન્યા. તેઓ જીવન પર્યંત સમિતિયુકત રહ્યા. [૧૬]

एस विही अणुक्कंतो,
माहणेण मईमया;
बहुसो अपडिन्नेणं,
भगवया एवं रीयंति त्ति बेमि । १७ ।

મતિમાન માહન મહાવીરે આ વિધિનું વારંવાર આચરણ કર્યું છે બીજા મુમુક્ષુ સાધક પણ આ રીતે આચરણ કરે છે એમ હું કહું છું. [૧૭]

आचाराङ्गस्य प्रथमः श्रुतस्कधः समाप्तः



# દ્વિતીય શ્રુતસ્કન્ધ

## દસમું અધ્યયન

## પ્રથમ ચૂલિકા

આચારાંગ સૂત્રમાં આચારનું વર્ણન છે આચાર પાચ પ્રકારના છે· (૧) જ્ઞાનાચાર [૨] દર્શનાચાર [૩] ચારિત્રાચાર [૪] તપાચાર અને [૫] વીર્યાચાર પ્રથમ શ્રુતસ્કન્ધમાં આ આચારોનું વર્ણન સૂત્રશૈલીથી કર્યું છે, તેથી તેમાં ગંભીરતા જોવા મળે છે સાધના માટે ચારિત્રાચારનું જ્ઞાન અનિવાર્ય છે તેથી તેનું વિશદ વર્ણન ઉપદેશશૈલીથી દ્વિતીય શ્રુતસ્કન્ધમા કરવામાં આવ્યું છે.

ચારિત્રથી જ્ઞાન, દર્શન, તપ અને વીર્યને ગતિ મળે છે, જ્ઞાનાદિ સાધનોમા તેજસ્વિતા આવે છે જ્ઞાન ને ચારિત્રનું સાકારરૂપ આપવાથી જ જ્ઞાનનું મૂલ્ય અકાય છે. જ્ઞાન જ્યાં સુધી આચારણમાં ન આવે ત્યા સુધી તેનું યથાર્થ ફળ—મોક્ષ મળે નહિ. જ્યારે જ્ઞાન અને ચારિત્ર બન્નેની સાધના એક સાથે થાય ત્યારે જ આત્મા સકળ કર્મોથી મુકત થાય છે ચારિત્રની સમ્યક્ સાધના અને આરાધના માટે બીજા શ્રુતસ્કન્ધનુ અધ્યયન આવશ્યક છે

સાધક હોય કે ગૃહસ્થ, બધા માટે જીવનની પહેલી જરૂરિયાત આહાર છે. આહાર વિના લૌકિક-કે લોકોત્તર સાધના થઇ શકતી નથી. ભલે કોઇ દેહાધ્યાસથી રહિત થઇ વિદેહદશાનો અનુભવ કરતો હોય પણ જ્યા સુધી વિદેહ થઈ ન જાય ત્યાં સુધી આહાર કર્યા વિના છૂટકો નથી, તેથી સાધુએ સંયમપાલન માટે કેવો આહાર લેવો જોઇએ, તે તે પ્રથમ અધ્યયનમાં બતાવ્યું છે. સાધુ કેવી પરિસ્થિતિમા આહાર કરે છે અને કેવી વિશિષ્ટ પરિસ્થિતિમાં આહારનો ત્યાગ કરે છે તેનું સ્પષ્ટીકરણ આગમમાં જોવા મળે છે

આગમમાં આહાર કરવાના છ કારણો કહેવામા આવ્યાં છે—

[૧] ભૂખની પીડા સહન ન કરી શકે તો સાધુ આહાર કરે

[૨] પોતાના સાથીદારોની, આચાર્યની, ઉપાધ્યાયની, રોગીની કે નવદીક્ષિતની સેવા કરવા માટે તથા શારીરિક સંપત્તિ જાળવી રાખવા માટે આહાર કરે

[૩] ઇર્યા સમિતિનું પાલન કરવા માટે આહાર કરે

[૪] સંયમના પાલન માટે આહાર કરે

[૫] પ્રાણોના રક્ષણ માટે આહાર કરે.

[૬] ધર્મનું ચિંતન કરવા માટે આહાર કરે.

એ જ રીતે આહારત્યાગ કરવાનાં પણ છ કારણો છે —

(૧) તાવ ઈત્યાદિ બીમારી આવે તો સાધુ આહારનો ત્યાગ કરે, કારણ કે તેથી બીમારી જલદી શાન્ત થાય છે. રોગના સમયે ઉપવાસ લાભદાયક સમજવો. આયુર્વેદમાં પણ રોગની ચિકિત્સામા લંઘનને શ્રેષ્ઠ માનવામાં આવી છે. એટલું જ નહિ પણ ઉપવાસ કેટલાએ બીજા રોગોને હણે છે, માટે રોગમા આહારનો ત્યાગ જરૂરી છે

(૨) કષ્ટ આવે ત્યારે સાધુએ તપ અથવા ઉપવાસ કરવો જોઈએ.

(૩) ભૂખ ન હોય ત્યારે આહારનો ત્યાગ કરવો જોઈએ, કારણ કે ભૂખ વગર આહાર કરવાથી રોગની સંભાવના છે. વળી સંયમની સાધનામા દોષ લાગે છે.

(૪) બ્રહ્મચર્યનું પાલન કરવા માટે આહારનો ત્યાગ કરવો જોઈએ મનમાં વિકાર જાગૃત થતા હોય તો સાધુએ તપશ્ચર્યા કરવી. આહારનો ત્યાગ કરવાવાળાઓને વિષયનો વિકાર સતાવતો નથી.

(૫) જીવરક્ષા માટે આહારનો ત્યાગ કરવો જોઇએ. જેમ કે વરસાદ વરસતો હોય તો અપ્કાયની રક્ષા માટે આહારનો ત્યાગ આવશ્યક છે.

(૬) મૃત્યુ નજદીક આવતુ જાણીને ભકતપ્રત્યાખ્યાન કરવું જોઈએ. સાધુઓને આહારના ત્યાગ માટે ઉપલા છ કારણો કહ્યા છે.

અહિંસાના આરાધક સાધુને આહારના સંબંધમાં કેવા-કેવા નિયમોનુ પાલન કરવું જોઇએ અને કેવી સાવધાની અથવા યતના રાખવી જોઇએ, એ આ અધ્યયનમા જોવા મળે છે.

## પ્રથમ ઉદ્દેશ

५२३. से भिक्खू वा, भिक्खुणी वा, गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे, से जं पुण जाणेज्जा, असणं वा, पाणं वा, खाइम वा, साइमं वा, पाणेहिं वा, पणएहिं वा वीएहिं वा, हरिएहिं वा, संसत्त, उम्मिस्सं, सीओदएण वा ओसित्तं, रयसा वा परिघासियं, तहप्पगारं असणं वा, पाणं वा, खाइमं वा, साइमं वा, परहत्थंसि वा, परपायंसि वा, अफासुयं अणेसणिज्जंति मण्णमाणे, लाभेवि संते नो पडिगाहेज्जा।

ભિક્ષા ગ્રહણ કરવાના ઉદ્દેશ્યથી કોઈ સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમા પ્રવેશ કરે અને તે સમયે તેઓને એવો ખ્યાલ આવે કે આ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ રસજ પ્રાણિઓ અથવા લીલફુગના જીવોના સંસર્ગ વાળો છે, બીજોથી અથવા દૂર્વા [ડાભ] આદિ લીલોતરીથી મિશ્રિત છે, સચિત્ત જલથી ભિનો છે અથવા સચિત્ત રજથી ભરેલો છે, તો તેવા પ્રકારના અશુદ્ધ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ આહાર–પાણીને, જોકે તે [ આહાર ] ગૃહસ્થના હાથમાં અથવા તો પાત્રમાં સ્થિત હોય, અપ્રાસુક [ સચિત્ત ] અને અનેષણીય [આધાકર્મ આદિ દોષોથી દૂષિત] માની મળવા છતાં પણ સાધુ–સાધ્વી ગ્રહણ ન કરે.

५२४. से य आहच्च पडिगाहिए सिया, सेत्त आयाए एगंत-मवक्कमेज्जा, एगंत-मवक्कमित्ता अहे आरामसि वा, अहे उवस्सयसि वा, अप्पण्डे अप्पपाणे अप्पवीए अप्पहरिए अप्पोसे अप्पोदए अप्पुत्तिंग-पणग-दग-मट्टिय-मक्कडासंतणए विगिंचिग (२), उम्मीसं विसोहिय (२), तओ सजयामेव भुजिज्ज वा, पीइज्ज वा। ज च णो संचाएज्जा भोत्तए वा पाइत्तए वा, से तमायाय एगंतमवक्कमेज्जा। एगंतमवक्कमित्ता अहे ज्झामथंडिलंसि वा, अट्ठिरासिंसि वा, क्टिट्टरासिंसि वा, तुसरासिंसि वा, गोमयरासिंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय (२)

કદાચિત્ અસાવધાનીના કારણે પૂર્વોક્ત પ્રકારનો બીજ આદિથી સંસક્ત અને જીવોથી યુક્ત આહાર લેવાઇ ગયો હોય તો તે આહારને લઇને એકાંતમાં જાય અને એકાતમાં જઇને જ્યા લોકોનું આવાગમન ન હોય એવા ઉદ્યાનમા, ઉપાશ્રયમા, ઇંડા, પ્રાણિઓ, બીજો, હરિતકાય, ઓસ, જલ, ઉત્તિગ, [ કીડિઓના દર–ઘાસના અગ્ર ભાગ પર સ્થિત જલબિન્દુ] પંચવર્ણી લીલફૂગ, સચિત્ત જલવાળી માટી અને મર્કટ ( સૂક્ષ્મજીવ અથવા કરોળિયા ) ના જાળા આદિથી રહિત ભૂમિમા જીવોથી ભેળસેળ વાળા આહારદિ પદાર્થોને અલગ કરી-કરીને ઉપરથી પડેલા જીવ–જંતુઓને હટાવીને જ તે આહાર-પાણીને યતનાપૂર્વક ખાય–પીએ. જે આહાર [અધિક હોવાના કારણે અથવા જીવ–જંતુઓને જુદા ન કરી શકવાના કારણે] ખાઈ ન શકે અને પાણી પીઇ ન શકે તો મેલના ઢગલામા [ કાટવાળી જગ્યામાં ], ફોતરાના

पमज्जिय (२) तओ संजयामेव परिट्ठवेज्जा ।

ઢગલામા, છાણાના ઢગલામા અથવા એવી જાતના કોઈ બીજા નિર્દોષ સ્થાનમા જઈને તે સ્થાનની વારંવાર પ્રતિલેખના અને પ્રમાર્જના કરીને યતનાપૂર્વક પરઠી દે.

५२५. से भिक्खू वा, भिक्खुणी वा, गाहावइकुल पिंडवायपडियाए अणुपविट्ठे समाणे से जाओ पुण ओसहीओ जाणेज्जा कसिणाओ सासिआओ अविदलकडाओ अतिरिच्छच्छिण्णाओ अव्वोच्छिण्णाओ तरुणियं वा छिवाडिं वा अणिभिक्कंतभमज्जिंतं पेहाए, अफासुयं अणेसणिज्जंति मण्णमाणे लाभे सते णो पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી ભિક્ષાને માટે ગૃહસ્થના ઘરમાં પ્રવેશીને જે શાલિબીજ આદિ ઔષધિઓના વિષયમાં એમ જાણે કે આ પ્રતિપૂર્ણ છે. અર્થાત્ એમા શસ્ત્ર પરિણત થયુ નથી, એની યોનિ નષ્ટ થઈ નથી, આ દ્વિદલ કરેલ નથી (બે ભાગ કરવામા આવેલ નથી), ઉપરથી ચીરી-ફાડી નથી, ત્રિછી કાપી નથી, અચિત્ત થયેલ નથી તથા સચિત્ત છે, આવી અણુછેદાયેલી તરૂણ વનસ્પતિ કે મગ વગેરેની શીંગો શસ્ત્રનો પ્રહાર પામેલી ન હોય અગર હજુ તોડી કકડા કરેલ ન હોય, તેવી અખંડ ફલી (શીગો) ને દેખીને તે અપ્રાસુક અનેષણિક જાણીને પ્રાપ્તિ થવા પર પણ ગ્રહણ ન કરે.

५२६. से भिक्खू वा भिक्खुणी वा, जाव पविट्ठे समाणे से जाओ पुण ओसहीओ जाणेज्जा अकसिणाओ असासियाओ विदलकडाओ तिरिच्छच्छिण्णाओ वोच्छिण्णाओ तरुणियं वा छिवाडिं अभिक्कंतभज्जियं पेहाए, फासुयं एसणिज्जंति मण्णमाणे लाभे संते पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી યાવત્ ગૃહસ્થના ઘરમાં પ્રવેશીને જે ઔષધિઓના વિષયમાં એમ જાણે કે આમાં શસ્ત્ર પરિણત થઈ ચુકયું છે, તેની યોનિ નષ્ટ થયેલ છે, એના બે ભાગ કરેલ છે, ત્રિછી કાપેલી છે, અચિત્ત થઈ ચુકી છે, તે ઔષધિઓને તથા મગ આદિની કાચી-શીગોને અચિત્ત એમજ ભાંગેલી જોઇને પ્રાસુક અને એષણિક સમજીને, પ્રાપ્ત થવા પર ગ્રહણ કરે

५२७. से भिक्खू वा भिक्खुणी वा जाव पविट्ठे समाणे से ज पुण जाणेज्जा पिहुयं वा, वहुरयं वा, भुज्जियं वा, मंथु वा, चाउल वा, चाउलपलंब वा, सइं भज्जियं अफासुयं अणेसणिज्ज मण्णमाणे लाभे संते णो पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી યાવત્ ગૃહસ્થના ઘરમા પ્રવેશ કરીને જો જાણે કે પૌઆ (ચોખા) મકાઈ આદિની લાઈ [ધાણી-મમરા] ઘણા ફોતરાવાળી વસ્તુ, ઘઊ આદિના અર્ધપકવ શીર્ષક [ઉમ્મી-આદિ], ઘઉં આદિનુ ચૂર્ણ, ચોખાનો લોટ, એક વાર આગમાં સેકાયેલો છે-અર્ધ કાચો છે તો તેને અપ્રાસુક અને અનેષણિક માનીને મળવા પર પણ ગ્રહણ ન કરે.

५२८. से भिक्खू वा जाव पविट्ठे समाणे से जं पुण जाणेज्जा पिहुयं वा, जाव चाउलपलंबं वा, असइ भज्जियं दुक्खुत्तो वा भज्जिणं तिक्खुत्तो वा भज्जियं फासुयं एसणिज्जं जाव लाभे संते पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરીને જો જાણે કે આ ધાણી યાવત્ ચોખાને લોટ આદિ ઘણીવાર આગમા પકાવ્યો છે, અથવા ભુંજાવેલ છે બેવાર, ત્રણવાર સેકાયેલો છે અને પ્રાસુક તથા એષણિક છે તો તે મળવા પર ગ્રહણ કરે. અભિપ્રાય એ છે કે કોઇ પણ વસ્તુ અગર દુષ્પકવ [ માઠી રીતે પકાવેલી ] હોવાને કારણે સચિત્ત જણાય તો તેને નહિ લેવી જોઇએ જો અચિત્ત થઈ હોય તો એષણિક જાણી ગ્રહણ કરે.

## ગૃહસ્થના ઘેર પ્રવેશ કરવાનો વિધિ

५२९. से भिक्खू वा भिक्खुणी वा गाहावतिकुलं जाव पविसित्तुकामे णो अन्नउत्थिएण वा गारत्थिएण वा, परिहारिओ वा, अपरिहारिएण सद्धिं गाहावइकुलं पिंडवायपडियाए पविसेज्ज वा, णिक्खमेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી આહાર પાણીની અભિલાષાથી ગૃહસ્થના ઘરમા પ્રવેશ કરવાની ઇચ્છા કરતા હોય ત્યારે અન્ય તીર્થિકો–તાપસો અથવા શાકયાદિ શ્રમણોની સાથે અથવા બ્રાહ્મણ આદિ ગૃહસ્થ ભિખારીઓની સાથે પ્રવેશ ન કરે એવી જ રીતે ઉદ્યુકત વિહારી અર્થાત્ ઉગ્ર સયમનો પાલક સાધુ પાર્શ્વસ્થ કુશીલ આદિ શિથિલ આચારવાળાઓની સાથે પણ પ્રવેશ ન કરે, અને તેની સાથે બહાર પણ ન નીકળે, અર્થાત્ જેની સાથે પ્રવેશ કરવો યોગ્ય નથી, તેની સાથે બહાર નીકળવુ પણ યોગ્ય નથી

५३०. से भिक्खू वा, भिक्खुणी वा बहिया वियारभूमिं वा विहारभूमिं वा, णिक्खममाणे वा पविससाणे वा णो अण्णउत्थिएण वा गारत्थिएण वा, परिहारिओ वा अपरिहारिएण सद्धिं बहिया विचारभूमिं वा, विहारभूमिं वा, णिक्खमेज्ज वा पविसेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી વિચારભૂમિ [જગલ જવાની જગ્યા ] અથવા વિહાર ભૂમિ ( સ્વાધ્યાયભૂમિ ) માથી નીકળતા હોય અથવા પ્રવેશ કરતા હોય ત્યારે અન્ય તીર્થિક સાધુઓની સાથે અથવા ગૃહસ્થોની સાથે બહાર ન નીકળે, ન પ્રવેશ કરે એવીજ રીતે ઉગ્ર વિહારી સાધુ શિથિલાચારીની સાથે વિચારભૂમિ અથવા વિહાર ભૂમિમાથી ન નીકળે અથવા ન પ્રવેશ કરે

५३१. से भिक्खू वा (२) गामाणुगामं दूइज्जमाणे णो अण्णउत्थिएण वा, गारत्थिएण वा, परिहारिओ अपरिहारिएण वा सद्धिं गामाणुगामं दूइज्जेज्जा ।

સાધુ અથવા સાધ્વી જ્યારે એક ગામથી બીજે ગામ જાય ત્યારે અન્ય તીર્થિકો આદિની સાથે યાવત્ એક ગામથી બીજે ગામ ન જાય

५३२. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से णो अण्णउत्थिअस्स वा, गारत्थियस्स वा, परिहारिओ अपरिहारिअस्स वा; असणं वा (४) देज्जा वा अणुपदेज्जा वा ।

સાધુ અથવા સાધ્વી યાવત્ ગૃહસ્થના ઘરમાં પ્રવેશીને (અથવા ઉપાશ્રયમા સ્થિત હોય તો પણ) અન્ય યૂથિકો (અન્ય તીર્થિકો) ને અથવા ગૃહસ્થોને તથા ઉગ્રવિહારી સાધુ શિથિલાચારીઓને અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ આહાર ન પોતે આપે કે ન બીજા પાસે અપાવે.

५३३. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) अस्संपडियाए एगं साहम्मियं समुद्दिस्स, पाणाइं भूताइं जीवाइं सत्ताइं समारब्भ, समुद्दिस्स कीयं पामिच्च अच्छेज्ज अणिसट्ठं अभिहडं आहट्टु चेएति, तहप्पगारं असणं वा (४) पुरिसंतरकडं अपुरिसंतरकडं वा, बहिया णीहड वा, अनीहड वा, अत्तट्ठियं वा, अणत्तिट्ठियं वा, परिभुत्तं वा, अपरिभुत्त वा, आसेवियं वा, अणासेवियं वा, अफासुयं जाव णो पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમાં ભિક્ષાને માટે પ્રવેશીને જે આહારના વિષયમા એમ જાણે કે આ અશનાદિ 'આ સાધુ નિર્ધન છે એમ વિચારીને કોઈ એક સાધર્મિક સાધુ માટે પ્રાણીઓ, ભૂતો, જીવો, અને સત્વોનો આરંભ સમારંભ કરીને તૈયાર કર્યો છે. ઉદ્દિષ્ટ છે, ઉધાર લીધો છે, જબરજસ્તીથી ઝુંટવી લીધો છે, એ (આહાર)ના બધા સ્વામિઓની સ્વીકૃતિ વિના આપેલ છે, ગૃહસ્થ દ્વાર સામે લાવેલ છે, એવી જ રીતે કોઈ પણ દોષથી દૂષિત ગૃહસ્થ દ્વારા આપેલો એવો આહાર, ચાહે તે ગૃહસ્થે બીજા પુરૂષને અધીન કરેલ હોય અથવા તે પોતે જ આપી રહયો હોય, ઘરથી બહાર લાવેલો હોય, ઘરની અંદર જ હોય, દાતાએ તેને પોતાનો કરીને રાખેલ હોય અથવા ન રાખેલ હોય. તેણે પોતાના ઉપયોગમાં લીધેલ હોય અગર ન લીધેલ હોય, તો પણ તે આહાર આદિને અપ્રાસુક અને અનેષણિક જાણીને ગ્રહણ ન કરે

५३४. एवं बहवे साहम्मिया, एगा साहम्मिणी, बहवे साहम्मिणीओ, समुद्दिस्स चत्तारि आलावगा भाणियव्वा ।

એવીજ રીતે ઘણા સાધર્મિક સાધુઓ માટે, એક સાધ્વી માટે, અથવા ઘણા સાધ્વીઓ માટે બનાવેલ હોય, એ પ્રમાણે ચાર આલાપક કહેવા જોઇએ અભિપ્રાય એ છે કે ચાહે એક સાધુ માટે બનાવેલ હોય, ચાહે અનેક સાધુઓ માટે બનાવેલ હોય, અથવા એક સાધ્વી માટે બનાવેલ હોય યા અનેક સાધ્વીઓ માટે, તેવો આહાર સર્વ સાધુઓ અને સાધ્વીઓ માટે અગ્રાહ્ય છે

५३५. से भिक्खू वा [२] गाहावइकुलं जाव पविटठे समाणे से ज्ज पुण जाणेज्जा असणं वा [४] बहवे समण–माहण–अतिथि–किवण– वणीमए पगणिय पगणिय समुद्दिस्स,

સાધુ અથવ સાધ્વી ભિક્ષા માટે ગૃહસ્થના ઘરમાં પ્રવેશીને જે આહારના વિષયમા એમ જાણે કે આ આહાર ઘણા જ શાકય આદિ શ્રમણો, બ્રાહ્મણો, અતિથિઓ, દરિદ્રો અથવા ભિખારીઓ, આદિ માટે, તેઓને ગણી–ગણીને, સંખ્યા નિશ્ચિત કરીને, પ્રાણી, ભૂત

पाणाइं जाव सत्ताइं समारम्भ आसेवियं वा अफासुयं अणेसणिज्जति मण्णमाणे लाभे संते जाव णो पडिग्गाहेज्जा ।

જીવો, અને સત્ત્વોનો આરંભ-સમારંભ કરીને નિપજાવ્યો છે તો એવો આહાર તેઓએ (ગૃહસ્થીઓએ) ભોગવી લીધો હોય અથવા ન ભોગવ્યો હોય તો પણ તે ( આહાર ) ને અપ્રાસુક અને અનેષણિક માનીને મળવા છતાં પણ ગ્રહણ કરે નહિ.

५३६. से भिक्खू वा (२) गाहावइकुलं जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) वहवे समण-माहण-अतिथी-किवण-वणीमए समुद्दिस्स पाणाइं (४) जाव आहट्टु चेतेति, त तहप्पगारं असणं वा (४) अपुरिसंतरकडं वा अवहिया णीहडं अणत्तट्ठियं अपरिभुत्तं अणासेवितं अफासुयं अणेसणिज्जं जाव णो पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી આહારની ઇચ્છાથી ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરે અને જે આહારના વિષયમાં એમ જાણે કે આ આહાર ઘણા શ્રમણો, બ્રાહ્મણો, અતિથિઓ, દરિદ્રો, અને ભિખારીઓને ઉદ્દેશીને બનાવેલ છે. તે અશન આદિ બીજા પુરૂષને સુપ્રત કરેલ ન હોય, ઘરથી બહાર કાઢ્યુ ન હોય, પોતાની નેશ્રામાં લીધો ન હોય, ભોગવ્યુ, ન હોય, સેવન કર્યું ન હોય તો તેવુ અશન અપ્રાસુક અનેષણિક છે-એમ માનીને ગ્રહણ ન કરે

५३७. अह पुण एवं जाणेज्जा पुरिसंतरकडं वहिया णीहड अत्तट्ठियं परिभुत्तं आसेवियं फासुयं एसणिज्ज जाव पडिग्गाहेज्जा ।

જે સાધુ અથવા સાધ્વી એમ જાણે કે આ આહાર પુરૂષાન્તરકૃત-અન્યપુરૂષને સુપ્રત કરી દીધેલ છે, તેને બહાર લાવવામાં આવેલ છે દાતાએ સ્વીકાર્યો છે પોતે વાપર્યો છે, ભોગવ્યો છે, તો તે આહારને પ્રાસુક અને નિર્દોષ જાણી ગ્રહણ કરે

५३८. से भिक्खू वा (२) गाहावइकुल पिंडवायपडियाए पविसितुकामे से जाइ पुण कुलाइं जाणेज्जा, इमेसु खलु कुलेसु णितिए पिंडे दिज्जति णितिए अग्गपिंडे दिज्जति, णितिए भाए दिज्जति, णितिए अवड्ढभाए दिज्जति, तहप्पगाराइ कुलाइं णितियाइं णितिओमाणाइं, णो भत्ताए वा पाणाए वा पविसेज्ज वा णिक्खमेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમા આહાર ગ્રહણ કરવાની અભિલાષાથી પ્રવેશીને, એમ જાણી કે આ ઘરોમા સદાવ્રત દેવાય છે, પ્રારભમા અગ્રપિંડ કાઢવામાં આવે છે, કોઇ નિયત ભાગનુ દાન દેવાય છે, થોડો ઓછો અર્દ્ધ ભાગ દેવાય છે, એવા નિત્ય દાનવાળા ઘરોમા ઘણા ભિક્ષુઓ આવે છે, તેથી તેવા ઘરોમાં પ્રવેશ કરવો કે નીકળવુ નહિ

५४१. अह पुण एवं जाणेज्जा पुरिसंतरकडं जाव आसेवितं फासुयं जाव पडिग्गाहेज्जा ।

વળી એમ જાણે કે આ આહારાદિ પુરુષાન્તરકૃત છે–બીજાને સુપ્રત કરી દીધેલ છે અને ગૃહસ્થે વાપરી લીધેલ છે તો તેને પ્રાસુક એષણિક જાણીને ગ્રહણ કરવો.

५४२. से भिक्खु वा (२) जाव पविट्ठे समाणे से जाइं पुण कुलाइं जाणेज्जा, तंजहा–उग्गकुलाणि वा, भोगकुलाणि वा, राइण्णकुलाणि वा, खत्तियकुलाणि वा, इक्खागकुलाणि वा, हरिवंसकुलाणि वा, एसयकुलाणि वा, वेसियकुलाणि वा, गंडागकुलाणि वा, कोट्टागकुलाणि वा, गामरक्खकुलाणि वा, वोक्कसालियकुलाणि वा, अण्णयरेसु वा तहप्पगारेसु कुलेसु अदुगुंछिएसु अगरहितेसु वा, असणं वा ( ४ ) फासुयं एसणिज्जं जाव पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમાં પ્રવેશીને જાણે કે આ ઉગ્રકુલ (આદિનાથ ભગવાને આત્મરક્ષકરૂપે સ્થાપિત કરેલું) દ્વારા, ભોગકુલ (પૂજ્યસ્થાન પર સ્થાપિત કરેલુ), રાજન્યકુલ (મિત્રસ્થાન પર સ્થાપિત), ક્ષત્રિયકુલ (રાષ્ટ્ર–કૂટ–રાઠૌડ આદિ) ઇક્ષ્વાકુ કુલ, ગોપાલોનુ કુળ (ભરવાડ આહિર વગેરેનુ કુળ), વૈશ્યકુલ (વ્યાપારીમાત્ર), ગંડક કુળ (વાણંદ–નાપિત–ગ્રામમા ઘોષણા કરનાર વગેરેનુ કુળ) કોટ્ટાગકુળ [ખેડૂત–પટેલ–વાર્દ્ધિક–કડિયા–શિલ્પી વગેરેનું] ગ્રામરક્ષકકુલ [કોટવાળ વગેરેનુ કુળ] બોક્કશાળીયકુળ [વણકર–સુથાર–સાળવી–સથવારા વગેરેનુ ઘર] છે, તેમાં તથા એવી જાતના બીજા પણ અતિરસ્કૃત અનિંદિત કુળોમા, જેના આચાર–ઉત્તમ હોય અને જ્યાં જવાથી શાસનની લઘુતા ન દેખાય તેવા કુળોમા-આહારાદિ લેવા જાય અને પ્રાસુક, એષણિક જાણી ગ્રહણ કરે [અર્થાત્ નિર્દોષ આહાર ગ્રહણ કરે].

५४३. से भिक्खु वा ( २ ) गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा ( ४ ) समवाएसु वा, पिंडणियरेसु वा, इंदमहेसु वा, खदमहेसु वा, रुद्दमहेसु वा, मुगुंदमहेसु वा, भूतमहेसु वा, जक्खमहेसु वा णागमहेसु वा, थूभमहेसु वा, चेइयमहेसु वा, रुक्खमहेसु वा, गिरिमहेसु वा, दरिमहेसु वा, अगडमहेसु वा तडागमहेसु वा, दहमहेसु वा, णदीमहेसु

સાધુ અથવા સાધ્વી ભિક્ષાને માટે ગૃહસ્થના ઘરમા પ્રવેશ કરીને જાણે કે અહીયા ઘણા લોકો એકઠા થયેલ છે. પિતૃભોજન [શ્રાદ્ધ] છે અથવા ઇન્દ્ર, સ્કંદ [કાર્તિકેય], રુદ્ર, મુકુંદ [બલદેવ] ભૂતો, યક્ષો, નાગો, સ્તૂપો, ચૈત્ય, વૃક્ષો, પર્વત, ગુફા, કૂવા, તળાવ, હ્રદ, નદી, સરોવર, સાગર કે આગર [ખાણ] ની પૂજાના પ્રસંગપર અથવા તેવા પ્રકારના વિવિધ જાતના મહા મહોત્સવોના પ્રસંગપર શ્રમણો, બ્રાહ્મણો, અતિથિઓ અને ભિખારીઓ ને એક અથવા અનેક પાત્રોમાથી કાઢી કાઢીને ભોજન પીરસાઈ રહ્યુ છે, તે જોઈને [અથવા એકઠી

वा, सरमहेसु वा, सागरमहेसु वा, आगरमहेसु वा, अण्णतरेसु वा तहप्पगारेसु विरूवरूवेसु महामहेसु वट्टमाणेसु वहवे समण-माहण-अतिहि-किवण-वणीमए एगातो उक्खातो परिएसिज्जमाणे पेहाए, दोहिं जाव सणिहिसंणिचयातो वा परिएसिज्ज-माणे पेहाए तहप्पगारं असणं वा (४) अपुरिसंतरकडं जाव णो पडिग्गाहेज्जा ।

ઠરેલી આહારસામગ્રીમાંથી અપાતું હોઈને) અને તે ભોજન ગૃહસ્થે (માલિકે) હાથે ગ્રહેલ છતાં હજુ તે ગૃહસ્થ જમ્યો નથી, તે આહારાદિને અશુદ્ધ અનેષણિક જાણી મુનિએ ગ્રહણ ન કર્યો.

५४४. अह पुण एवं जाणेज्जा, दिण्णं जं तेसिं दायव्वं, अह तत्थ भुंजमाणे पेहाए गाहावतिभारियं वा, गाहावति-भगिणिं वा, गाहावतिपुत्तं वा, गाहावतिधूयं वा, सुण्हं वा, धातिं वा, दासं वा, दासिं वा, कम्मकरं वा, कम्म-करिं वा. से पुव्वामेव आलोएज्जा, "आउसो" त्ति वा, "भगिणी" त्ति वा, "दाहिसि मे इतो अन्नयरं भोय-णजायं ?" सेवं वदंतस्स परो असणं वा, (४) आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) सयं वा पुण जाएज्जा, परो वा से देज्जा. फासुगं जाव पडिग्गाहेज्जा ।

જો સાધુને એમ જણાય કે જેમને એ ભોજન આપવાનું હતું તેમને અપાઈ ગયું છે, અને હવે ગૃહસ્થની ભાર્યા-[પત્ની] બહેન, પુત્ર, પુત્રી, પુત્રવધૂ, અથવા ધાત્રી, દાસ, કે દાસી, નોકર કે નોકરાણી તે આહારને ભોગવી રહ્યા છે તો તેમને કહે કે-'હે આયુષ્યમતી! અથવા બહેન! મને આ ભોજનમાંથી અન્યતર ભોજન આપશો? સાધુના આમ કહેવા પર કોઈ અશનાદિ લાવીને આપે, સાધુની યાચનાથી આપે, અગર યાચના વિના આપે તો તેને પ્રાસુક સમજીને ગ્રહણ કરી લે.

५४५. से भिक्खू वा [२] परं अद्धजोय-णमेराए संखडिं णच्चा संखडिपडि-याए णो अभिसंधारेज्जा गमणाए ।

અર્ધ યોજન અર્થાત્ બે ગાઉથી [ચાર માઈલથી] વધારે, સાધુને આહાર લેવા જવાનું કલ્પે નહિ. પરન્તુ બે ગાઉમાં પણ કોઈ જમણવારી હોય તો તે જમણવારીમાથી ભોજન લેવા જવાનો વિચાર કરે નહિ

५४६. से भिक्खू वा [२] पाईणं संखडिं णच्चा पडिणं गच्छे अणाढायमाणे पडीणं संखडिं णच्चा पाईणं गच्छे अणाढायमाणे, दाहिणं संखडिं णच्चा उदीणं गच्छे अणाढायमाणे, उदीणं संखडिं णच्चा दाहिणं गच्छे अणा-ढायमाणे ।

સાધુ અથવા સાધ્વી પૂર્વ દિશામા જમણવારી છે એમ જાણીને તેની ઉપેક્ષા કરતાં પશ્ચિમ દિશામા ભિક્ષા માટે જાય. પશ્ચિમમા જમણવારી જાણીને પૂર્વ દિશામાં જાય. દક્ષિણમાં જમણવારી હોય તો ઉત્તરમાં જાય, ઉત્તરમા જમણવારી જાણી દક્ષિણમાં જાય. અર્થાત્ જે દિશામાં જમણવારી હોય તે દિશામાં ન જાય, તેનાથી વિપરીત દિશામાં જવું જોઇએ.

५४७. जत्थेव सा संखडी सिया, तंजहा गामंसि वा, णगरंसि वा, खेडंसि वा, कव्वडंसि वा, मडंबंसि वा, पट्टणंसि वा, आगरंसि वा, दोणमुहंसि वा, निगमंसि वा, आसमंसि वा संणिवेसंसि वा, रायहाणिंसि वा; संखडिं संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए । केवली बूया—"आयाण-मेयं" ।

જે ગ્રામમાં, નગરમા, ખેટમાં, કર્બટમા-કુનગરમા, મંડળમા, આકરમા, દ્રોણમુખમા [બંદરોમાં] નિગમમાં [વ્યાપારસ્થલમાં], આશ્રમમાં, સન્નિવેશમાં યાવત્ રાજધાનીમાં જમણવારી હોય તો ત્યા જવાનો વિચાર પણ કરવો નહિ કેવળી ભગવાને જમણવારીમા જવાથી કર્મોનો આશ્રવ થાય છે એમ કહેલ છે

५४८. संखडिं संखडिपडियाए अभिसंधारेमाणे आहाकम्मियं वा, उद्देसियं वा, मीसज्जायं वा, कीयगडं वा, पामिच्च वा, अच्छेज्जं वा, अणिसट्ठ वा, अभिहड वा, आहट्टु दिज्जमाणं भुजेज्जा असंजए भिक्खुपडियाए खुड्डियदुवारियाओ महल्लियदुवारियाओ कुज्जा, महल्लियदुवारियाओ खुड्डियदुवारियाओ कुज्जा, समाओ सिज्जाओ विसमाओ कुज्जा, विसमाओ सिज्जाओ समाओ कुज्जा, पवायाओ सिज्जाओ णिवायाओ कुज्जा, णिवायाओ सिज्जाओ पवायाओ, कुज्जा, अंतो वा बर्हि वा उवस्सयस्स, हरियाणि छिंदिय [२] दालिय [२] संथारगं संथरेज्जा, 'एस विलुंगयामो सिज्जाए' तम्हा से संजए णियठे अण्णयर वा तहप्पगार पुरेसंखडिं वा पच्छासंखडि वा संखडिपडियाए णो अभिसंधारेज्ज गमणाए ।

જો સાધુ જમણવારીમા જવાના વિચારથી જમણવારીમાં જશે તો ભાવુક ગૃહસ્થ આધાકર્મી ભોજન આપશે. ઉદ્દિષ્ટ ભોજન આપશે, મિશ્ર જાત (કાંઇક સાધુને માટે અને કાઇક પોતાને માટે બનાવેલ આપશે, મૂલ્યથી ખરીદીને આપશે, ઉધાર લઈને આપશે, નિર્બળ પાસેથી ઝુંટવીને આપશે, માલિકની આજ્ઞા લીધા વિના આપશે, અન્ય સ્થાનથી સામે લાવીને આપશે, અને આ પ્રકારે દીધેલ દૂષિત આહાર સાધુ ખાશે. આ સિવાય ગૃહસ્થ સાધુ નિમિત્તે [ સાધુની આગતા સ્વાગતા માટે] નાના દ્વારમાંથી, મોટા દરવાજા બનાવશે અને મોટામાથી નાના બનાવશે, અને સમતલ જગ્યાને ( વસતિને ) વિષમ અને વિષમને સમ કરશે અધિક હવાદાર સ્થાનને શીતકાળમા વાયુહીન કરશે અને વાયુહીનને ગ્રીષ્મ કાળમા અધિક હવાવાળુ કરશે, ઉપાશ્રયની અંદર અગર બહાર ઘાસ આદિ હરિતકાયને (લીલી વનસ્પતિને) વારવાર વિદારણ કરીને ઉપાશ્રયને (મકાનને) ઠીક કરશે, સાધુને માટે પાટ આદિ ઢાળશે, એ પ્રમાણે સાધુને અનેક દોષ લાગશે એટલા માટે સંયમવાન્ નિર્ગ્રંથ આ પ્રકારની પૂર્વ સંખડી (જન્મ, નામકરણ, વિવાહ આદિનાં ઉપલક્ષ્યમા કરવામા આવતી જમણવારી ) તથા પશ્ચાત્ સંખડી ( મરણના ઉપલક્ષ્યમા કરવામા આવતી જમણવારી ) મા જમણવારના વિચારથી જવાની ઈચ્છા ન કરે

५४९. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं, जं सव्वट्ठेहिं समिते सहिते सया जये-त्ति बेमि ।

સાધુ અને સાધ્વીનો આ આચાર છે. આમા સમસ્ત ભાવોમાં સમભાવ રાખીને અને જ્ઞાનાદિથી યુકત થઇને હમેશા યતનાવાન્ થવું જોઇએ. એમ હું કહું છું.



## ત્રીજો ઉદ્દેશ

## ( મુનિને જમણવારીમાં જવાથી થતી હાનિઓ )

५५०. से एगया अण्णतरं संखडिं आसित्ता पिबित्ता छड्डेज्ज वा वमेज्ज वा, भुत्ते वा से णो सम्मं परिणमेज्जा, अण्णतरे वासे दुक्खे रोयातंके समुप्पज्जेज्जा, केवली बूया 'आयाणमेयं' ।

સાધુ કદાચિત કોઇ પ્રકારની જમણવારીમાં જાય અને જમણવારમાં ગરિષ્ઠ, મિષ્ટ અથવા મસાલેદાર ભોજનને લોલુપતાવશ અધિક જમે, અથવા (દુધપાક-શ્રીખંડ આદિ) પીવે તો તેનાથી તે સાધુને દસ્ત [ઝાડા] યા વમન થાય. ભોજનનુ બરાબર પરિણમન [પાચન] થાય નહિ તો વિશૂચિકા આદિ કોઈ પણ દુ:ખ અથવા શૂલાદિ આતંક ઉત્પન્ન થઇ જાય. માટે સર્વજ્ઞ ભગવાનને કહ્યું છે, કે જમણવારીમાં જવુ તે કર્મના આશ્રવનું કારણ છે

५५१. इह खलु भिक्खू गाहावतीहिं वा, गाहावतिणीहिं वा, परिवायएहिं वा, परिवाइयाहिं वा, एगज्जं सद्धिं सोंडं पाउं भो वतिमिस्सं हुरत्था वा उवस्सयं पडिलेहमाणे णो लभेज्जा, तमेव उवस्सगं संमिस्सीभाव-मावज्जेज्जा, अण्णमण्णे वा से मत्ते विप्परियासियभूते इत्थिविग्गहे वा किलीवे वा तं भिक्खुं उवसंकमित्तु बूया-"आउसंतो समणा, अहे आरामंसि वा, अहे उवस्सयंसि वा, राओ वा, वियाले वा, गामधम्मणियतियं कट्टु रहस्सियमेहुणधम्मपरियारणाए, आउट्टामो.' तंचे वेगतितो सातीज्जिज्जा । अकरणिज्जं चेयं

જમણવારીમાં જવાથી દુર્ગતિગમન આદિ પારલૌકિક અનર્થ તો છે જ પણ સાધુ ઘણા-ગૃહસ્થો અથવા ગૃહસ્થ સ્ત્રીઓ, પરિવ્રાજકો અથવા પરિવ્રાજિકાઓની સાથે એક સ્થાન પર મળશે અને ગરિષ્ઠ આહારને પચાવવા માટે કદાચિત મદ્યપાન પણ કરશે. મદ્યપાન કરવાથી બેભાન (બેહોશ) થઇને પોતાના ઉપાશ્રયને શોધશે પણ તે મળશે નહિ, તેથી ફરી પાછો ત્યા જ આવી ગૃહસ્થ આદિની સાથે હળી મળી રહેશે મદ્યના નશામાં બેહોશ હોવાને કારણે તે સાધુ અથવા તો ગૃહસ્થ આદિને પોતાનો ખ્યાલ નહિ રહે, તેથી તે સ્ત્રી અથવા નપુંસક પર આસકત થઈ જાય, અથવા સ્ત્રી-નપુસક તેના ઉપર આસકત થઈ જાય અને સાધુની પાસે આવીને કહેશે- હે આયુષ્મન્ શ્રમણ ! આપણે કોઈ પણ બગીચામા અથવા ઉપાશ્રયમા રાત્રે અથવા સધ્યા સમયે રહીશુ અને ત્યાં ભોગ ભોગવશું'. એમ તે

संखाए एते आयतणा संति संचिज्जमाणा पच्चवाया भवंति, तम्हा से संजए णियंठे तहप्पगारं पुरेसंखडिं वा पच्छा संखडिं वा संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए ।

સાધુને ભોગ ભોગવવા માટે પ્રતિજ્ઞાબદ્ધ કરી લેશે. તે એકલો સાધુ તેની ભોગપ્રાર્થનાનો સ્વીકાર કરી લેશે. આ બધું સાધુને માટે અકર્તવ્ય કર્મ છે, તેથી સાધુને જમણવારમા ન જવું જોઇએ. ત્યાં જવાથી કર્મનો બંધ તથા અનેક હાનિઓ થાય છે. તેથી સંયમવાન્ નિર્ગ્રંથ મુનિ પૂર્વ-જમણવારી અથવા પશ્ચાત્ જમણવારીમા જવાનો વિચાર પણ ન કરે.

૫૫૨. से भिक्खू वा (२) अन्नतरं संखडिं वा सोच्चा णिसम्म संपहावेति उस्सुयंभूतेणं अप्पाणेणं "धुवा संखडी" णो संचाएति तत्थ इयरेतरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिग्गाहेत्ता आहारं आहारेत्तए । माइठाणं संफासे । णो एवं करेज्जा । से तत्थ कालेणं अणुपविसित्ता तत्थितरेतरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिगाहित्ता आहारं आहारेज्जा ।

સાધુ અથવા સાધ્વી કોઈ પ્રકારના જમણવાર સાંભળીને અને તે વાત લક્ષમાં રાખી ઉત્કંઠિત ચિત્તવાળો થઈને તે તરફ દોડશે અને વિચારશે કે ત્યા તો નક્કી "જમણવાર છે," તે ત્યાં જઈને ઉદ્ગમ અને ઉત્પાદના આદિ દોષોથી રહિત, ભિન્ન ભિન્ન કુલોમાંથી સામુદાયિક ભિક્ષા લાવીને આહાર કરવાનો પરિશ્રમ નહી કરે, પરંતુ ત્યાથી જ સદોષ આહાર લાવીને કરશે. તે સાધુ માતૃસ્થાન (માયા) નો સ્પર્શ કરશે, એટલા માટે જમણવારમા જવુ ન જોઇએ પરંતુ ભિક્ષાના સમયપર ઘણા ઘરોથી ઉદ્ગમ ઉત્પાદના આદિ દોષોથી રહિત-નિર્દોષ ભિક્ષા લાવીને આહાર કરવો જોઇએ

૫૫૩. से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा, इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसी वा संखडी सिया, तंपि य गामं वा रायहाणिं वा संखडिं संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए । केवली बूया आयाणमेयं ।

સાધુ અથવા સાધ્વી એમ જાણે કે આ ગ્રામ યાવત્ રાજધાનીમાં જમણવાર થશે તો તે ગ્રામ યાવત્ નગરમા જમણવારના વિચારથી જવાની ઈચ્છા પણ ન કરે કેવળી ભગવાનને ફરમાવ્યુ છે કે એમ કરવાથી કર્મનુ બંધન થાય છે

૫૫૪. आइण्णोवमाणं संखडिं अणुपविस्समाणस्स पाएण वा पाए अक्कतपुव्वे भवति, हत्थेण वा हत्थे संचालियपुव्वे भवति, पाएण वा पाए आवडियपुव्वे

અગર તે જમણવારમા ઘણી ભીડ થશે અથવા થોડા માટે ભોજન બનાવવા પર ઘણા લોકો પહોંચી જશે તો ત્યા સાધુના પગથી બીજાના પગ અથવા બીજાના પગથી સાધુના પગ કચડાઈ

भवति, सीसेण वा सीसे संघट्टिय-पुव्वे भवति, काएण वा काए संखोभियपुव्वे भवति, दंडेण वा अट्ठिणा वा मुट्ठिणा वा लेलुणा वा कवालेण वा अभिहयपुव्वे भवति, सीतोदएण वा उस्सित्तपुव्वे भवति, रयसा वा परिघासिपुव्वे भवति, अणेसणिज्जे वा परिभुत्तपुव्वे भवति अण्णेसिं वा दिज्जमाणे पडिगाहित-पुव्वे भवति, तम्हा से संजए णिग्गंथे तहप्पगारं आइण्णोवमाणं संखडिं संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए ।

જશે. એવી જ રીતે હાથથી હાથની ઠોકર લાગશે, પાત્રની ઠોકરથી પાત્ર પડી જશે, માથા સાથે માથું ભટકાઇ પડે, કાયાથી કાયાને વિક્ષોભ ઉત્પન્ન થાય અને બીજા લોકો કુપિત થઇ તે સાધુને દંડથી, હાડકાથી, મુઠીથી, ઢેફાથી, ઠીકરાથી પ્રહાર પણ કરે અથવા સચિત્ત પાણી પણ તેના પર છાંટી દે, અથવા ધૂળથી તેને ભરી દે વળી તેને અનેષણીય જમવું પડે. વળી બીજાને દેવાનું [તેને અંતરાય પાડીને] લેવું પડે તેથી તે સંયમી નિર્ગ્રંથ તે પ્રકારની આકીર્ણ [ભીડભાડવાળી] અને અવમ (જ્યાં થોડાને માટે ભોજન બનાવેલ હોય અને ઘણા પહોંચી જાય એવી] જમણવારીમાં જવાનો વિચાર જ ન કરે

५५५. से भिक्खु वा (२) गाहावइकुलं पिंडवायपडियाए पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) एसणिज्जं सिया अणेसणिज्जं सिया वितिगिच्छसमावण्णेणं अप्पाणेण असमाहडाए लेस्साए तहप्पगारं असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जा ।

ગૃહસ્થના ઘરમાં ભિક્ષા માટે પ્રવેશ કર્યા પછી સાધુ અથવા સાધ્વીને શંકા થાય કે આ અશનાદિક નિર્દોષ છે કે સદોષ ? આ શંકાથી ચિત્ત અસ્થિર થઇ જાય અને સમાધાન ન થાય તો તે પ્રકારનો શંકિત અશનાદિ મળવા પર પણ ગ્રહણ ન કરે

५५६. से भिक्खु वा (२) गाहावतिकुलं पविसिउकामे सव्वं भंडगमायाय गाहावतिकुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી જ્યારે ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે તો પોતાના સમસ્ત* ધર્મોપકરણો સાથે લઇને ગૃહસ્થના ઘરમાં આહાર પાણીની અભિલાષાથી પ્રવેશ કરે અને બહાર નીકળે

५५७. से भिक्खु वा [२] बहिया विहारभूमिं वा विचारभूमिं वा णिक्खममाणे पविस्समाणे सव्वं भंडगमायाए बहिया विहारभूमिं वा विचारभूमिं वा णिक्खमेज्ज वा पविसेज्जा वा ।

સાધુ અથવા સાધ્વી જ્યારે ગામ-આદિથી બહાર સ્વાધ્યાભૂમિ અથવા સ્થંડિલભૂમિમાં ગમનાગમન કરે તો તે સમયે પોતાના ધર્મોપકરણો સાથે લઇને સ્થંડિલભૂમિ અથવા સ્વાધ્યાયભૂમિ નિષ્ક્રમણ [નીકળે] અને પ્રવેશ કરે

* ધર્મોપકરણ સાથે લઇ જવાનો અર્થ એ છે કે વસ્રપાત્ર લીધા વિના અમર્યાદિત ઢંગથી ન જવું કોઇક ટીકાકારોનું કહેવું છે કે આ સૂત્ર કેવળ જિનકલ્પીઓને માટે છે

| | |
|---|---|
| ૫૫૮. से भिक्खू वा (२) गामाणुगामं दूइज्जमाणे सव्वं भडग–मायाए गामाणुगामं दूइज्जेज्जा । | સાધુ અથવા સાધ્વી એક ગામથી બીજા ગામે જાય તો પોતાના બધા ધર્મોપકરણો સાથે લઇને એક ગામથી બીજે ગામ જાય |
| ૫૫૯ से भिक्खू वा (२) अह पुण एवं जाणेज्जा तिव्वदेसियं वासं वासेमाणं पेहाए, तिव्वदेसियं महियं सण्णिवयमाणिं पेहाए, महावाएण वा रयं समुध्दुयं पेहाए, तिरिच्छसंपातिमा वा तसा पाणा संथडा सन्निवयमाणा पेहाए, से एवं णच्चा णो सव्वं भंडगमायाय गाहावइकुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा, वहिया विहारभूमिं वा वियारभूमिं वा पविसेज्ज वा णिक्खमेज्ज वा गामाणुगामं दूइज्जेज्ज वा । | સાધુ અથવા સાધ્વીને જો એમ જણાય કે ઘણો ને ઘણો અને ઘણી દૂર સુધી વરસાદ થઇ રહ્યો છે. દૂર સુધી મિહિકા–દવ પડી રહી છે. અથવા મોટા વંટોળથી રજ ઊછળી રહી છે. અથવા ત્રસ જીવો ઉડે છે અને પડે છે. એમ જોઇને તથા આ પ્રમાણે જાણીને તે સર્વ પાત્રાદિ ઉપકરણો ગ્રહણ કરીને પણ મધુકરી માટે ગૃહસ્થના ગૃહમાં પ્રવેશ ન કરે, ન નીકળે, ન સ્વાધ્યાયભૂમિ કે શૌચભૂમિમા જાય કે ત્યાંથી પાછો આવે, એક ગામથી બીજે ગામ પણ ન જાય |
| ૫૬૦. से भिक्खू वा (२) से ज्जाइं पुण कुलाइं जाणेज्जा; तंजहा, खत्तियाण वा, राईण वा, कुराईण वा, रायपेसियाण वा, रायवंसट्ठियाण वा, अंतो–वहिं वा संणिविट्ठाण वा, गच्छंताण वा, णिमंतेमाणाण वा, अणिमंतेमाणाण वा, असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जत्ति वेमि । | ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ આદિ ક્ષત્રિયો સામાન્ય રાજાઓ, ઠાકોર, સામંત આદિ, દંડ–પાશિક તથા રાજવંશીય–રાજાના કાકા–મામા આદિ ઉપાશ્રયની અંદર અથવા બહાર રહેલા હોય અને ભિક્ષાને માટે આમંત્રિત કરે અથવા ન કરે તો તેના ઘેરથી સાધુ અથવા સાધ્વીને અશનાદિક (રાજપિંડ–માદક પદાર્થ હોવાથી) મળવા પર પણ લેવાં ન જોઇએ એમ હું કહું છું - |



## ચોથો ઉદ્દેશ

| | |
|---|---|
| ૫૬૧. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा मंसाइयं वा, मच्छाइयं वा, मंसखलं वा, मच्छखलं वा, आहेणं | સાધુ અથવા સાધ્વી ગોચરી માટે ગૃહસ્થના ઘરમા પ્રવેશ કરીને એમ જાણે કે અહીંયા માંસ પ્રધાન, મત્સ્યપ્રધાન ભોજન છે, માંસ અથવા મત્સ્યોના ઢગલા રાખેલ છે, વિવાહ સંબંધી |

वा, पहेणं वा, हिंगोलं वा, संमेलं वा, हीरमाणं संपेहाए, अतरा से मग्गा वहुपाणा वहुवीया वहुहरिया वहुओसा वहुउदया वहुउत्तिंग-पणग-दग-मट्टिया-मक्कडासताणगा, वहवे तत्थ समण-माहण-अतिहि-किवण-वणीमगा उवागता उवागमिस्संति, तत्थाइण्णा वित्ती, णो पण्णस्स णिक्ख-मणपवेसाए, णो पण्णस्स वायणपुच्छ-णपरियट्टणाणुपेहाए धम्माणुओगचिं-ताए, सेवं णच्चा तहप्पगार पुरेसं-खडिं वा पच्छासंखडिं वा संखडि-पडियाए णो अभिसंधारेज्जा गम-णाए ।

ભોજન, કન્યાની વિદાય વેળાનું ભોજન, મૃતક-ભોજન, અથવા યક્ષ આદિની યાત્રાનું ભોજન, સ્વજનો સંબંધી માટે કરેલું પ્રીતિભોજન છે અને તેના નિમિત્તે કોઈ પદાર્થ લઇ જવાઇ રહ્યા છે તેમજ માર્ગમા ઘણા બીજ, ઘણી લીલોતરી, ઘણી ઓસ, ઘણું જલ, ઘણાં કીડી-ઓનાં દર, ઘણું કીચડ, કરોળિયાના જાળા ઇત્યાદિ પડેલ છે અને ત્યાં ઘણા શાકયાદિ શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દીન અને ભિખારી આદિ આવેલા છે. આવવાના છે આવી રહ્યાં છે અને ભીડ એટલી બધી જામી છે કે આવવા જવાનો માર્ગ કઠિનતાથી મળે તેમ છે વાચના, પૃચ્છના, પરિવર્તના અનુપ્રેક્ષા અને ધર્માનુયોગ વિચારણાનો અવકાશ ન હોય તો એવી જાતની પૂર્વ જમણવારી અથવા પશ્ચાત્ જમણવારીમા જવાનો સાધુઓએ વિચાર પણ કરવો ન જોઈએ.

५६२. से भिक्खू वा (२) गाहावइकुल पिंडवायपडियाए पविट्ठे समाणे से ज्ज पुण जाणेज्जा, मंसाइय जाव संमेलं वा हीरमाणं पेहाए अंतरा से मग्गा अप्पपाणा अप्पंडा जाव अप्पसंताणगा, णो जत्थ वहवे समणमाहणा जाव उवागमिस्संति, अप्पाइण्णा वित्ती, पण्णस्स णिक्खमणपवेसाए पण्णस्स, वायण—पुच्छण—परियट्टणाणुपेहाए धम्माणुओगचिंताए, सेवं णच्चा तहप्पगारं पुरेसंखडिं वा पच्छासंखडिं वा संखडिपडियाए अभिसंधारेज्ज गमणाए ।

સાધુ અથવા સાધ્વી જો જાણે કે અહિંયા માંસ પ્રધાન અથવા મત્સ્ય પ્રધાન ભોજન છે. યાવત્ તેને માટે કોઇ પદાર્થ લઈ જવાય છે, અથવા માર્ગમાં પ્રાણી, બીજ, હરિતકાય, આદિ નથી અને ઘણા શ્રમણ, બ્રાહ્મણાદિ આવ્યા નથી, આવી રહ્યા નથી, અને આવવા જવામા કઠિનતા નથી, તથા વાચના, પૃચ્છના પરિવર્તના, અનુપ્રેક્ષા અને ધર્માનુયોગની ચિંતા માટે અવકાશ છે એવુ જાણીને અપવાદરૂપમાં* પુર્વ સખડી [જમણ-વારી] અથવા પશ્ચાત સખડીમા, જમણવારીના વિચારથી જવાનું વિચારે.

* રસ્તામા ચાલતા-ચાલતા થાકી ગયા હોય, બીમારીથી ઉઠયા હોય [બીમારીની નબળાઈ હોય] દુર્ભિક્ષ હોય અથવા એવી જાતનું કોઈ વિશેષ કારણ હોય તો ત્યાં જાય અને લેવા યોગ્ય પદાર્થ લીએ, એમ ટીકાકારે લખ્યુ છે.

५६३. से भिक्खू वा (२) गाहावइकुलं जाव पविसित्तु कामे से ज्जं पुण जाणेज्जा खीरिणियाओ गावीओ खीरिज्जमाणीओ पेहाए असणं वा (४) उवसंखडिज्जमाणं पेहाए पुरा अप्पजूहिए, सेवं णच्चा णो गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्ज वा पविसिज्ज वा । से तमायाए एगंतमवक्कमेज्जा, अणावाय-मसंलोए चिट्ठेज्जा । अह-पुण एवं जाणेज्जा, खीरिणीओ गावीओ खीरियाओ पेहाए, असणं वा (४) उवक्खडिथ पेहाए, पुराए जूहिते, से एवं णच्चा ततो संजयामेव गाहावतिकुलं पिंडवायपडियाए पविसेज्ज व निक्खमेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી આહાર-પાણી માટે ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે પરંતુ દુઝણી ગાયો દોહાઇ રહી હોય, અશનાદિને રાંધવાની ક્રિયા ચાલુ હોય, અથવા પહેલા આવેલાને દેવાઇ ગયુ નથી, એમ દેખીને ગૃહસ્થના ઘરમાં આહાર-પાણી માટે પ્રવેશ ન કરે

ગૃહસ્થના ઘેર સાધુ કદાચિત્ પહોંચી ગયા હોય તો ઉપર કહેલા કારણોમાંથી કોઈ પણ કારણ દેખીને એકાંતમા ચાલ્યા જાય, જ્યાં આવાગમન ન હોય અને કોઈ દેખી ન શકે, એવા સ્થાનમાં ઉભા રહે અને જ્યારે જુએ કે દુઝણી ગાયો દોહાઇ ગઇ છે, ભોજન રંધાઇ ગયું છે, ત્યારે યતનાપૂર્વક આહાર-પાણી માટે પ્રવેશ કરે અથવા નીકળે (પાછા ફરે)

५६४. भिक्खागा णामेगे एवमाहसु समाणे वा वसमाणे वा, गामाणुगामं दूइज्जमाणे, "खुड्डाए खलु अयं गामे संणिरुद्धाए णो महालए, से हंता-भयंतारो बाहिरगाणि गामाणि भिक्खायरियाए वयह" ।

[ વૃદ્ધાવસ્થા અથવા અશકિત આદિ કોઈ કારણથી] સ્થિરવાસ કરવાવાળા અથવા માસકલ્પથી વિચરવાવાળા કોઇ મુનિ, નવા આવવાવાળા મુનિઓને કહે કે-આ ગામ નાનું સરખુ છે અને એમાં પણ કેટલાક ઘર પ્રસૂતી આદિ કારણોથી રોકાયેલા છે આ ગામ મોટુ નથી, એટલા માટે હે પૂજ્ય મુનિવરો ! આપ ગામથી બહાર કોઈ બીજા ગામમા ગોચરી માટે પધારો એમ સાભળીને નવા આવેલા મુનિઓએ બીજા ગામમા ગોચરી માટે જવુ જોઇએ

५६५. संति तत्थेगतियस्स भिक्खुस्स पुरे-संथुया वा पच्छासंथुया वा परिवसंति, तंजहा, गाहावती वा, गाहावतिणीओ वा, गाहावतिपुत्ता वा, गाहावतिधूयाओ वा, गाहावतिसुण्हाओ वा, धाईओ वा, दासा वा, दासीओ वा, कम्मकरा वा, कम्मकरीओ वा तहप्पगाराइ कुलाइं पुरेसंथुयाणि वा

તે ગામમા કોઈ સાધુના માતા-પિતા આદિ પૂર્વ સબધી અથવા સસરાદિ પશ્ચાત્ સંબધી નિવાસ કરતા હોય, જેમકે —ગૃહસ્થ, ગૃહસ્થ-પત્ની, પુત્ર, પુત્રી, ગૃહસ્થની પુત્રવધૂ, ધાત્રીમાતા, દાસ, દાસી, કર્મચારી, કર્મચારિણીઓ વગેરે, તેથી કોઇ સાધુ એવો વિચાર કરે કે [બીજા સાધુઓથી] પહેલા તેઓના ઘરમાં ભિક્ષા માટે પ્રવેશ કરીશ તો મને અન્ન, રસમય પદાર્થ,

पच्छासंथुयाणि वा पुव्वामेव भिक्खायरियाए अणुपविसिस्सामि, अवि य इत्थ लभिस्सामि पिंडं वा, लोयं वा, खीरं वा, दधिं वा, नवणीयं वा, घयं वा, गुलं वा, तेल्लं वा, महुं वा, मज्जं वा, वा, मंसं वा, संकुलिं वा फाणियं वा, पूयं वा, सिहारिणीं वा, त पुव्वामेव भुच्चा पेच्चा, पडिग्गहं संलिहिय संपमज्जिय, ततो पच्छा भिक्खूहिं सद्धिं गाहावतिकुलं पिंडवायपडियाए पविसिस्सामि निक्खमिस्सामि वा । माइट्ठाणं फासे । णो एवं करेज्जा । से तत्थ भिक्खूहिं सद्धिं कालेण अणुपविसित्ता तत्थियरेयरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिगाहेत्ता आहारं आहारेज्जा ।

દૂધ, દહીં, માખણ, ઘી, ગોળ, તેલ, મધ, માંસ* પૂડી, રાબ, પૌવા, શ્રીખંડ વગેરે ઉત્તમ ભોજન મળશે. તે ઉત્તમ ભોજન લાવી ખાઇ-પીઇને પાત્ર સાફ કરી લઇશ. ત્યાર પછી બીજા સાધુઓ સાથે આહાર-પાણી માટે ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરીશ અથવા પ્રવેશ માટે નીકળીશ. આવો વિચાર કરનાર સાધુ માતૃસ્થાનનો સ્પર્શ કરે છે સંયમમાં દોષ લગાડે છે. એમ કેવળી ભગવાન ફરમાવે છે માટે સંતોએ આવો વિચાર પણ કરવો ન જોઇએ. પરંતુ બીજા સાધુઓ સાથે ભિક્ષાના સમયે ગૃહસ્થના ઘરોમાં પ્રવેશ કરી અનેક ઘરોમાથી શુદ્ધિ-પૂર્વક નિર્દોષ સામુદાણી ભિક્ષા ગ્રહણ કરી આહાર કરવો જોઇએ.

५६६. एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं ।

સાધુ અને સાધ્વીનો આજ આહાર ગ્રહણ કરવાનો આચાર છે.

## પાંચમો ઉદ્દેશ

५६७. से भिक्खू वा (२) जाव पविट्ठे-समाणे से ज्जं पुण जाणेज्जा, अग्ग-पिंड उक्खिप्पमाणं पेहाए, अग्गपिंड णिक्खिप्पमाणं पेहाए, अग्गपिंडं हीरमाणं पेहाए, अग्गपिंडं परिभाइज्जमाणं पेहाए, अग्गपिंड परि-

કોઈ સાધુ અથવા સાધ્વી આહાર માટે ગૃહસ્થના ઘરમા પ્રવેશીને એમ જાણે કે આ અગ્રપિંડ (ગાય, કૂતરા, અથવા કાગડા માટે પહેલા જુદો કાઢી લેવામાં આવતો ભોજનનો ભાગ) કાઢતા દેખીને, અગ્રપિંડ બીજા સ્થાને રાખતા દેખીને, અગ્રપિંડ ફેંકી દેતાં દેખીને અથવા બીજા 'લોકોએ

* અહિંયા ખાવાપીવા યોગ્ય પદાર્થોના નામ ગણાવતા સમયે માસ આદિ અભક્ષ્ય-અપેય પદાર્થોના નામ પણ ગણાવેલા છે એનો અભિપ્રાય એવો નથી કે સાધુઓ આ બધાનુ સેવન કરે છે. અહીંયા પતિત-લોલુપ-કપટી સાધુની વિચારણાનો ઉલ્લેખ છે. કદાચિત્ કોઈ સાધુ પતિત થતા-થતા મદ્ય-માંસની વાત પણ વિચારી લે. આ અભિપ્રાયથી તેનો ઉલ્લેખ કરેલ છે. અંતમાં સ્પષ્ટ કરેલ છે કે ખાવું-પીવું તો દૂરજ રહ્યું માત્ર તે વાત વિચારનાર પણ છલ-કપટનો ભાગી થાય છે.

भुञ्जमाणं पेहाए, अग्गपिंड परिट्ठ-वेज्जमाणं पेहाए, पुरा असिणाति वा, अवहाराति वा पुरा. जत्थन्ने समण-माहण-अतिहि-किवण वणी-मगा खद्धं खद्ध उवसंकमति, से हता अहमवि खद्धं खद्धं उवसंकमामि, माइट्ठाणं संफासे, णो एवं करेज्जा ।

પહેલા જમી લીધુ છે અથવા અન્ય તીર્થિક શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દરિદ્ર અને ભિખારી તેને ખાઇને જલદી જલદી ફરીવાર લેવા જઇ રહ્યા છે, એમ દેખીને કોઇ સાધુ એમ વિચારે કે તે ભોજનને લેવા માટે હુ પણ જલદી-જલદી જાઉં, તો એવો વિચાર કરનાર સાધુ માતૃસ્થાનનો સ્પર્શ કરે છે એથી એવું કરવું ન જોઇએ

५६८. से भिक्खू वा (२) जाव समाणे अंतरा से वप्पाणि वा, फलिहाणि वा, पागाराणि वा, तोरणाणि वा, अग्गलाणि वा, अग्गलपासगाणि वा, सति परक्कमे संजयामेव परक्क-मेज्जा, णो उज्जुयं गच्छेज्जा । केवली बूया आयाण-मेयं ।

સાધુ અથવા સાધ્વી અશનાદિ માટે મોહલ્લામાં, ગલીમાં, અથવા ગ્રામાદિમાં પ્રવેશ કરતાં વચ્ચે માર્ગમાં ટેકરાઓ, ખાઈ, કે બાંધેલ ગઢની દીવાલો, તોરણદ્વારો હોય અથવા આગળની દીવાલ ( વંડી ) કે વાડ હોય તો પોતાનુ સામર્થ્ય હોવા છતાં પણ તેવા માર્ગમાં ચાલે નહિ. બીજો માર્ગ હોય તો તે માર્ગપર થઇને જાય કારણ કે ખાડા, ટેકરાળા માર્ગે જવાથી પડવાનો, ફસાઇ જવાનો, ટકરાઈ પડવાનો સંભવ રહે છે. માટે તેવા માર્ગથી ન જાય એમ કેવળી ભગવાન કહે છે એવા માર્ગે ચાલવુ તે કર્મબંધનું કારણ છે

५६९. से तत्थ परक्कमेमाणे पयलेज्जा वा, पक्खलेज्ज वा, पवडेज्ज वा, से तत्थ पयलेमाणे वा, पक्खलेज्ज-माणे वा, पवडेमाणे वा तत्थ से काये उच्चारेण वा, पासवणेण वा, खेलेण वा, सिंघाणेण वा, वंतेण वा, पित्तेण वा, पूएण वा, सुक्केण वा सोणिएण वा, उप्पलित्ते सिया । तहप्पगारं कायं णो अणंतरहियाए पुढवीए, णो ससणिद्धाए पुढवीए, णो ससर-क्खाए पुढवीए, णो चित्तमंताए सिलाए, णो चित्तमंताए ललूए, कोलावाससि वा दारुए, जीवपति

પૂર્વોક્ત સીધા માર્ગમા જતા સાધુનો [ઉંચી-નીચી ભૂમિમા] પગ લપસી જાય અથવા પડી જાય અને લપસવાથી કે પડવાથી પોતાને પીડા થાય અને બીજા જીવોને પીડા પહોચે તેનુ શરીર મળ, મૂત્ર, કફ, લીંટ, વમન, પિત્ત, પરુ, વીર્ય અથવા રુધિરથી ખરડાઇ જાય, યતના કરતા પણ કદાચિત્ એવું થઈ જાય તો સાધુ ખરડાયેલા પોતાના શરીરને સચિત્ત પૃથ્વી (માટી) થી, ભીની માટીથી, બારીક રજવાળી માટીથી, સચિત્ત પત્થર, સચિત્ત માટીના ઢેફાથી અથવા ઊધઇના રાફડાથી અથવા જીવ સહિત લાકડાથી ઘસીને સાફ ન કરે વળી ઇંડા સહિત, પ્રાણ સહિત કે તાતણા સહિત વનસ્પતિ વડે

५७२. से भिक्खू वा (२) गाहावतिकुलस्स दुवारवाहं कटकवोंदियाए पडिपिहियं पेहाए तेसिं पुव्वामेव उग्गहं अणणुन्नविय अपडिलेहिय अपमज्जिय नो अवंगुणेज्ज वा, पविसेज्ज वा, णिक्खमेज्ज वा । तेसिं पुव्वामेव उग्गहं अणुन्नविय पडिलेहिय (२) पमज्जिय [२] ततो संजयामेव अवगुणेज्ज वा, पविसेज्ज वा, णिक्खमेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમા પ્રવેશતાં દ્વાર ભાગને કાંટાની ડાળીથી ઢાંકેલ દેખીને પહેલાં ગૃહસ્વામીની અનુજ્ઞા લીધા વિના, સારી રીતે જોયા વિના અને પૂંજ્યા વિના તે દ્વાર ઉઘાડી પ્રવેશ ન કરે. ઘરના સ્વામીની આજ્ઞા લીએ અને પછી પ્રતિલેખન કરી કરીને પૂજી-પૂજીને યતનાપૂર્વક ખોલીને પ્રવેશ કરે અથવા નીકળે.

५७३. से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा समणं वा, माहणं वा, गामपिंडोलगं वा, अतिथिं वा, पुव्वपविट्टं पेहाए णो तेसिं संलोए सपडिदुवारे चिट्ठेज्जा । केवली बूया "आयाणमेयं" ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમાં પહેલા પ્રવેશેલા કોઈ શ્રમણ, બ્રાહ્મણ, અથવા ભિક્ષુક આદિને જોઇને એવી જગ્યાએ ન ઉભા રહે કે તેઓ તેને જોઈ શકે અથવા તેઓને જવાના દ્વારમાં પણ ઉભા ન રહે. કેવળ જ્ઞાનીનું ફરમાન છે કે તે કર્મબંધનનું. સ્થાન છે.

५७४. पुरा पेहाए तस्सट्ठाए परो असणं वा [४] आहट्टु दलएज्जा अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस, पतिन्ना, एस हेऊ, एस उवएसो, जं णो तेसिं संलोए सपडिदुवारे चिट्ठेज्जा से तमायाए एगंत-मवक्कमेज्जा [ २ ] अणावाय-मसंलोए चिट्ठेज्जा ।

સાધુને એવી જગ્યાપર ઉભા રહેતાં દેખીને ગૃહસ્થ સાધુ માટે આહાર બનાવશે, તેથી પૂર્વોક્ત કથન અનુસાર એવી પ્રતિજ્ઞા, એવો હેતુ અને એવો ઉપદેશ આવશ્યક છે કે એવી જગ્યા પર ઉભા ન રહેવુ કે જ્યાંથી તેઓ જોઈ શકે. પરતુ મુનિ કોઇને પહેલાં આવેલા જાણીને એકાન્ત સ્થાનમા ચાલ્યા જાય અને એકાંતમા જઇને એવી જગ્યાએ ઉભો રહે કે જ્યા બીજાનુ આવાગમન ન હોય અને બીજા જોઇ ન શકે

५७५. से परो अणावाय-मसंलोए चिट्ठमाणस्स असणं वा [४] आहट्टु दलएज्जा, से य एवं वदेज्जा " आउसंतो समणा, इमे मे असणं वा [४] सव्वजणाए निसिट्ठे, तं भुंजह च णं, परिभाएह च णं, तं चेगतिओ पडिगाहेत्ता तुसि-

કદાચિત્ એકાન્તમા સ્થિત સાધુને ગૃહસ્થ અશન આદિ લાવીને આપે અને કહે કે હે આયુષ્મન્ શ્રમણ ! આપ બધા લોકો માટે આ આહાર મે આપ્યો છે, એથી આપ સર્વ ખાઓ અને વ્હેંચી લ્યો. ગૃહસ્થનું આ કથન સાભળીને સાધુ ચૂપચાપ

| | |
|---|---|
| ૫૭૭. से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा समणं वा, माहणं वा, गामपिंडोलगं वा, अतिहिं वा, पुव्वपविट्ठं पेहाए णो ते उवाति-क्कम्म पविसेज्ज वा ओभासेज्ज वा । से य तमायाए एगंत-मवक्कमेज्जा अवक्कमित्ता अणावाय-मसंलोए चिट्ठेज्जा । अह पुण एव जाणेज्जा, पडिसेहिए वा दिन्ने वा, ततो तम्मि णियट्टिते संजयामेव पविसेज्ज वा ओभासेज्ज वा । | સાધુ અથવા સાધ્વી એમ જાણે કે કોઇ બીજો શ્રમણ, બ્રાહ્મણ કે યાચક કે અતિથિ પૂર્વે ગૃહસ્થના ઘરમાં પ્રવેશેલો છે. તો તેનાથી આગળ જઇને તેણે ઘરમાં દાખલ થવું નહિ, તેમ પાછળ રહીને પણ બોલવું જોઇએ નહિ. તેણે તો પોતાના પાત્ર લઇને એકાંત સ્થાનમાં જઇ દૃષ્ટિપથથી બહાર ઉભા રહેવું. હવે જો એમ જાણે કે તેને ના પાડવામાં આવી કે ભિક્ષા અપાઇ ગઈ છે તો તેના પાછા ફરી જતા પછી જ યતના સહિત તેણે પ્રવેશવુ કે બોલવું. |
| ૫૭૮. एयं खलु तस्स भिक्खुस्स भिक्खु-णीए वा सामग्गियं । | આ ખરેખર સાધુ-સાધ્વી માટે ક્રિયાવિધિ છે. એમ હું તીર્થંકર દેવના કથનાનુસાર કહું છું. |

## છઠો ઉદ્દેશ

| | |
|---|---|
| ૫૭૯. से भिक्खू वा (२) जाव समाणे से ज्ज पुण जाणेज्जा, रसेसिणो बहवे पाणे घासेसणाए संघडे संणिवतिए पेहाए, तंजहा; कुक्कुडजातियं वा, सूयरजातिय वा, अग्गपिंडंसि वा वायसा संघडा संणिवडिया पेहाए सति परक्कमे संजयामेव नो उज्जुयं गच्छेज्जा । | સાધુ અને સાધ્વી ગોચરીએ જતાં ઘણાં જ પ્રાણીઓને આહારની શોધમાં ભૂમિ પર એકત્રિત થયેલાં દેખે, જેમકે કુકડાની જાતિના અર્થાત્ દ્વિપદ, અને શૂકરજાતીય અર્થાત ચતુષ્પદ, અથવા અગ્રપિંડ માટે કાગડા આદિ નીચે એકત્રિત થયેલા સામે દેખીને, બીજો માર્ગ હોય તો બીજા માર્ગથી જ યતનાપૂર્વક જાય. તેઓને ભય અને અંતરાય ઉત્પન્ન કરવા વાળા તે સીધા માર્ગે ન જાય (અર્થાત્ માર્ગ બદલી નાંખે) |
| ૫૮૦. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे नो गाहावतिकुलस्स दुवार-साहं अवलंबिय (२) चिट्ठेज्जा, नो गाहावतिकुलस्स दगच्छड्डणमत्तए चिट्ठेज्जा, नो गाहावतिकुलस्स चंदणिउयए चिट्ठेज्जा, णो गाहाव- | ભિક્ષા માટે ગૃહસ્થના ઘરમાં ગયેલા સાધુ અથવા સાધ્વીએ ગૃહસ્થના ઘરના બારસાખનો વારંવાર સહારો લઇને ઊભા રહેવુ નહિ ગૃહસ્થના ઘરના પાણી ફેંકવાના ભાગ પર કે આચમન અર્થાત્ કોગળા કરવાના સ્થાન પર અથવા ગૃહસ્થના ઘરના સ્નાનના કે શૌચ જવાના સ્થાન |

इकुलस्स सिणाणस्स वच्चस्स वा सलोए सपडिदुवारे चिट्ठेज्जा, णो गाहावतिकुलस्स आलोयं वा थिग्गलं वा संधिं वा दगभवणं वा वाहाउ पगिज्झिय [ २ ] अंगुलियाए वा उद्दिसिय [२] ओणमिय (२) उण्णमिय (२) णिज्झाएज्जा; णो गाहावतिं अंगुलियाए उद्दिसिय (२) जाएज्जा; णो गाहावतिं अंगुलियाए चालिए (२) जाएज्जा; णो गाहावतिं अंगुलियाए तज्जिय (२) जाएज्जा; णो गाहावतिं अंगुलियाए उक्खुलंपिय (२) जाएज्जा; णो गाहावतिं वंदिय (२) जाएज्जा, णो वयणं फरुसं वदेज्जा ।

પર કે ત્યાંથી નીકળવાના માર્ગ પર ઊભા રહેવું નહિ; વળી ગૃહસ્થના ઘરની નારીઓને, કોઈ સમારેલ ભાગને, ચોરે પાડેલ આતરને, જલગૃહ, બાથરૂમને, હાથ ફેલાવી ફેલાવીને, આંગળીથી ચીંધી–ચીંધીને, પોતે નીચા નમીને કે ઊંચું મુખ કરીને મુનિએ અવલોકવા નહિ. વળી ગૃહ–સ્થની પાસે તેના પ્રત્યે આંગળી ચીંધીને યાચવું નહિ. ગૃહસ્થને આંગળીથી પ્રેરણા કરી યાચવું નહિ, આંગળીથી તેને ધમકાવીને યાચવું નહિ, તેના શરીરને આંગળીથી સ્પર્શ કરીને કે ગૃહસ્થની પ્રશંસા કરીને યાચવું નહિ. કદાચિત્ ગૃહસ્થ ન આપે તો કઠોર વચન કહેવા નહિ.

५८१. अह तत्थ कंचि भुंजमाणं, पेहाए तंजहा; गाहावइयं वा जाव कम्म–करिं वा से पुव्वामेव आलोएज्जा;– "आउसो–त्ति वा, भइणित्ति वा, दाहिसि मे एत्तो अन्नयरं भोयण–जातं ।" से एवं वदंतस्स परो हत्थं वा, मत्त वा, दव्वि वा, भायणं वा, सीतोदगवियडेण वा, उसिणोदग-वियडेण वा, उच्छोलिज्ज वा, पहो–एज्ज वा, से पुव्वामेव आलोएज्जा आउसोत्ति वा भगिणी-ति वा, मा एयं तुमं हत्थं वा, मत्तं वा, दव्विं वा, भायणं वा, सीतोदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेहि वा पहोएहि वा । अभिकंखसि मे दातुं, एमेव दलाहि ।" से सेवं वदंतस्स परो हत्थं वा (४) सीओ-

ભિક્ષા માટે ગયેલા સાધુ અથવા સાધ્વી ગૃહ–સ્વામીને, તેની પત્નીને, પુત્રને, પુત્રીને, પુત્રવધૂને દાસ-દાસીને, કર્મચારીને, યાવત્ કર્મચારિણીને, ભોજન કરતા દેખીને પહેલાં જ કહે-હે આયુષ્ય મતી અથવા આયુષ્મન્ ! હે ભગિની અથવા ભાઇ ! આમાંથી મને થોડો આહાર આપશો ? એમ કહેનાર મુનિને તે ભોજન કરનાર અથવા ભોજન કરનારી હાથ, થાળી, કડછી અથવા અન્ય પાત્ર સચિત્ત પાણીથી અથવા ગરમ પાણીથી ધોવા લાગે અથવા વિશેષ ધોવા લાગે તો તે પહેલાંજ સાધુએ તેને કહી દેવું જોઇએ કે આયુષ્મન્ ! તમે તમારા હાથને યાવત્ પાત્રને ઠંડા અથવા ગરમ પાણીથી ધૂઓ નહિ, વિશેષ રૂપથી ધૂઓ નહિ મને આપવા ઇચ્છતા હો તો એમ જ આપો. સાધુના એમ કહેવા પર પણ હાથ આદિ ઠંડા અથવા ગરમ પાણીથી ધોઇને અથવા વિશેષ પ્રકારથી ધોઇને ભોજન આદિ લાવીને આપે તો એવા પૂર્વકર્મ (દેતા પહેલાં થતા આરંભ-સમારંભ) વાળા હાથ આદિથી

दगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेत्ता पधोइत्ता आहट्टु दलएज्जा, तहप्पगारेण पुरेकम्मएण हत्थेण वा [४] असणं वा [४] अफासुयं अणेसणिज्जं जाव णो पडिगाहेज्जा । अह पुण एवं जाणेज्जा णो पुरेकम्मएणं उदउल्लेणं, ससिणिद्धेणं मेसं तं चेव । एव ससरक्खे, उदउल्ले ससिणिद्धे मिट्टिया ऊसे, हरियाले, हिंगुलए, मणोसिला, अंजणे लोणे, गेरुयवण्णिय सेढियसोरट्ठिय-पिट्ठ-कुक्कस उक्कुट्ठ संसट्ठेणं ।

અશન આદિ લેવું તે અપ્રાસુક છે, અનેષણીય છે. યાવત્ લાભ થવા પર પણ ગ્રહણ કરવું ન જોઈએ. કદાચિત્ સાધુને પ્રતીત હોય કે મને ભિક્ષા દેવા માટે નહિ પરંતુ અન્ય કારણથી દાતાના હાથ આદિ ભીના છે (અને તેમાથી પાણી ટપકી રહ્યુ છે) તો પણ એવા હાથ આદિથી દેવાતા અશન આદિને ગ્રહણ ન કરે. એવી રીતે સ્નિગ્ધ હાથ, સચિત્ત રજવાળા હાથ અને જેમાંથી પાણી ટપકી રહ્યું છે એવા હાથ કે ભીના હાથ આદિથી તથા સચિત્ત માટી, ખાર, હડતાલ, હિંગળો, મણુસિલ, અંજન, મીઠું, ગેરુ, પીળી માટી, સફેદ માટી. ફટકડી, તાજો લોટ અથવા તાજા કુટેલા (ખાંડેલા) ચોખા આદિનો લોટ કે કણકી આદિ કોઈપણ સચિત્ત પદાર્થથી ખરડાયેલા હાથ આદિથી અશન આદિ ગ્રહણ ન કરે.

૫૮૨. अह पुण एवं जाणेज्जा, णो असंसट्ठं संसट्ठं तहप्पगारेण संसट्ठेण हत्थेण वा (४) असणं वा (४) फासुयं जाव पडिगाहेज्जा ।

જો એમ જાણે કે દેનારના હાથ આદિ અચિત્ત ચીજોથી ખરડાયેલા છે તો તેવા હાથ આદિથી દેવાતાં અશન આદિને પ્રાસુક તથા એષણિક જાણીને ગ્રહણ કરે

૫૮૩. से भिक्खू वा (२) सेज्जं पुण जाणेज्जा, पिहुयं वा बहुरयं वा जाव चाउलपलंबं वा, असंजए भिक्खुपडियाए चित्तमंताए सिलाए जाव मक्कडासंताणाए कुट्टिंसु वा कुट्टन्ति वा, कुट्टिस्संति वा, उप्फणिंसु वा (३) तहप्पगारं पिहुयं वा जाव चाउलपलंबं वा अफासुयं जाव णो पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી એમ જાણે કે કોઈ અસંયમી ગૃહસ્થે સાધુના નિમિત્તે ધાણી, પૌવા, મમરા, પોંક આદિ તથા ચોખાને અર્ધપકવ કણ સચિત્ત શિલા પર અથવા બીજવાળી, વનસ્પતિવાળી, કીડી-મકોડાવાળી, ઓસવાળી, સચિત્ત જલવાળી, સચિત્ત માટીવાળી અથવા જીવવાળી (શિલાપર) કુટીને તૈયાર કરેલ છે અથવા તૈયાર કરી રહ્યા છે અથવા કરશે અથવા તો સૂપડાથી ઝાટકી રહ્યા છે, ઝાટકશે તો એવા પૌવા આદિ વસ્તુને અશુદ્ધ જાણીને ગ્રહણ ન કરે.

५८४. से भिक्खू वा ( २ ) जाव समाणे सेज्जं पुण जाणेज्जा, विलं वा लोणं उब्भियं वा लोणं, अस्संजए भिक्खू-पडियाए चित्तमंताए सिलाए जाव ससंताणाए भिंदिंसु वा, भिंदिंति वा, भिंदिस्सति वा, रुच्चिंसु वा, [३] विलं वा लोणं, उब्भियं वा लोणं, अफासुयं जाव णो पडिग्गाहेज्जा।

સાધુ–સાધ્વી ગોચરી માટે જતા એમ જાણે કે બિલ (ખાણમાથી નીટળતું એક પ્રકારનું મીઠું) ઉદ્‌ભિજ (સમુદ્ર કિનારે અથવા એવા કોઈ અન્ય સ્થાને ખારા પાણીથી બનાવેલું) મીઠું, તથા અન્ય પ્રકારનુ મીઠું અસંયમી ગૃહસ્થે સાધુના નિમિત્તે સચિત્ત યાવત્ જીવજન્તુવાળી શિલા પર વાટેલ છે, વાટે છે અથવા વાટશે, પીસ્યું છે, પીસી રહ્યા છે. અથવા પીસશે અને એવું આપવા લાગે તો અપ્રાસુક જાણીને ગ્રહણ કરે નહિ.

५८५. से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) अगणिणिक्खित्तं तहप्पगारं असणं वा (४) अफासुयं लाभे संते णो पडिगाहेज्जा। केवली बूया— "आयाणमेयं"। अस्संजए भिक्खु-पडियाए उस्सिंचमाणे वा, निस्सिंच-माणे वा, आमज्जमाणे वा, पमज्ज-माणे वा, ओयारमाणे वा, उव्वत्त-माणेवा अगणिजीवे हिंसेज्ज। अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पइण्णा, एस हेऊ, एस कारणे, एसु-वएसे, जं तहप्पगारं असणं वा ( ४ ) अगणिणिक्खित्तं अफासुयं अणेसणिज्जं लाभे संते णो पडिग्गाहेज्जा।

ભિક્ષા માટે ગયેલા સાધુ અથવા સાધ્વીને ખબર પડે કે અશનાદિ આહાર અગ્નિ પર રાખેલ છે તો એવા પ્રકારના અશનાદિકને અપ્રાસુક જાણીને ગ્રહણ ન કરે કેવળી ભગવાનનું આ કથન છે કે એવો આહાર ગ્રહણ કરવો તે કર્મબંધનનું કારણ છે. અસંયમી ગૃહસ્થે સાધુના નિમિત્તે અગ્નિ પર રાખેલા આહારમાથી થોડો ભાગ કાઢેલ છે અથવા તેમા નાખે છે, હાથ લૂંછે છે અથવા વિશેષ રૂપથી સાફ કરે છે, પાત્રને નીચે ઉતારે છે અથવા ચડાવે છે તો અગ્નિકાયના જીવોની હિંસા થાય છે એટલા માટે નિર્ગ્રંથ મુનિઓની એજ પ્રતિજ્ઞા છે, એ જ હેતુ, એજ કારણ, એજ ઉપદેશ છે, કે તે અગ્નિ પર રાખેલ અશનાદિ ને હિંસાનું કારણ જાણી ગ્રહણ ન કરે.

५८६. एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं।

સાધુ અથવા સાધ્વીનો આ આચાર છે. એનું પાલન કરતાં સંયમમાં યતનાવાન્ બનવું જોઇએ.

## સાતમો ઉદ્દેશ

### [ આહાર કેમ અને કેવો લેવો તથા કેમ અને કેવો ન લેવો ]

५८७. से भिक्खू वा (२) जाव समाणे से ज्ज पुण जाणेज्जा, असणं वा (४) खंधंसि वा, थंभंसि वा, मंचंसि वा, मालंसि वा, पासायंसि वा, हम्मियतलंसि वा, अन्नयरंसि वा तहप्पगारंसि अंतलिक्खजायंसि उवाणिक्खित्ते सिया, तहप्पगारं मालोहडं असणं वा (४) जाव अफासुयं णो पडिगाहेज्जा। केवली बूया "आयाण मेतं"। अस्सजए भिक्खुपडियाए पीढं वा, फलगं वा, णिस्सेणिं वा, उदूहल वा, आहट्टु उस्सविय दुरूहेज्जा। से तत्थ दुरूहमाणे पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा हत्थ वा, पायं वा, वाहुं वा, ऊरुं वा, उदरं वा, सीसं वा, अण्णयरं वा कायंसि इदियजाय लूसेज्ज वा, पाणाणि वा भूयाणि वा जीवाणि वा सत्ताणि वा अभिहणेज्ज वा वत्तेज्ज वा लेसेज्ज वा संघसेज्ज वा संघट्टेज्ज वा परियावेज्ज वा किलामेज्ज वा ठाणाओ ठाणं संकामेज्ज वा। तं तहप्पगारं मालोहडं असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जा।

ગૃહસ્થના ઘેર ભિક્ષા માટે ગયેલ સાધુ-સાધ્વીને એમ જાણવામાં આવે કે અશન આદિ દીવાલ પર, સ્થંભ પર, માંચડા પર, (શીકા પર) પ્રાસાદ પર, હવેલીની છત પર, અથવા એવા કોઇ બીજા ઉંચા સ્થાન પર રાખેલ છે. તો એવા સ્થાનોથી લાવીને અપાતું અશનાદિ અપ્રાસુક છે તેથી તેવો આહાર ગ્રહણ કરે નહિ. કેવળી કહે છે એ કર્મબંધનનુ કારણ છે. કેમ કે અસંયમી ગૃહસ્થ સાધુના નિમિત્તે બાજોઠ, પાટ, પાટિયુ, નીસરણી અથવા (ખાયણી કે ઘોડી) લાવીને તેને ઉંચા કરીને ઉપર ચડશે. સંભવ છે તે ત્યાથી લપસી જાય અથવા પડી જાય, જો લપસે કે પડે તો તેના હાથ, પગ, બાહુ, જાંઘ, ઉદર, મસ્તક, અથવા શરીરનો કોઇ પણ અવયવ અથવા કોઈ ઇન્દ્રિય કે અંગોપાંગ તૂટી ફૂટી જશે અને પ્રાણી, ભૂત, જીવ, તથા સત્વની હિંસા કરશે તેઓને ત્રાસ થશે અથવા કચડાઈ જશે તેઓના અંગોપાગ તૂટી જશે, ટકરાશે, મસળાશે, અથડાશે, ઘસાશે, સંતાપ પામશે, પીડાશે, કિલામના પામશે, ઉપદ્રવ પામશે, એક જગ્યાથી બીજી જગ્યા પર પડશે. એટલા માટે આ પ્રકારની માલાહૃત ભિક્ષા મળવા પર પણ સાધુ ગ્રહણ કરે નહિ,

५८८. से भिक्खु वा (२) जाव समाणे से ज्जं पुणं जाणेज्जा असणं वा (४) कोट्ठियातो वा कोलेज्जातो वा अस्संजए भिक्खुपडियाए उक्कु-

અશન આદિ માટે ગૃહસ્થના ઘેર ગયેલ સાધુ અથવા સાધ્વી જાણે કે આ અશન-આદિ કોઠીમાંથી અથવા કોલેજજ કોઠલામાંથી સાધુના નિમિત્તે ઊંચા થઇને, નીચે નમીને, શરીરને સંકોચીને અને

ज्जिया अवउज्जिया ओहरिया आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) मालोहडंति णच्चा लाभे सते णो पडिगाहेज्जा।

આડા પડીને આહાર લાવીને આપે છે તો તે અશન આદિનો લાભ થવા પર પણ ગ્રહણ ન કરે.

५८९. से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा [४] मट्टिओलित्त तहप्पगारं असणं वा [४] जाव लाभे सते णो पडिगाहेज्जा। केवली बूया-"आयाण-मेयं"। असजए भिक्खु-पडियाए मट्टिओलित्तं असणं [४] उब्भिदमाणे पुढविकायं समारंभेज्जा, तहा आऊ तेऊ-वाऊ-वणस्सति-तस-कायं सतारंभेज्जा, पुणरवि ओलिंपमाणे पच्छाकम्मं करेज्जा। अह भिक्खूण पुव्वोवदिट्ठा जाव ज तहप्पगार मट्टिओलित्तं असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जा।

અશન આદિને માટે ગૃહસ્થને ઘેર ગયેલ સાધુ અથવા સાધ્વી જાણે કે આ અશનાદિ માટલાદિમાં માટી આદિથી લીંપી રાખેલ છે તો તે અશનાદિ મળવા છતા ગ્રહણ ન કરે. કેવળી ભગવાનનું કથન છે કે એવો આહાર લેવો કર્મબંધનનું કારણ છે કેમકે અસયમી ગૃહસ્થ સાધુના નિમિત્તે માટી આદિથી લિપ્ત અશનાદિને ઉઘાડતા થકા પૃથ્વીકાયની હિંસા કરશે, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાયની હિંસા કરશે ત્યાર પછી ફરી તેને લીંપીને પશ્ચાત્કર્મ કરશે. એટલા માટે સાધુનો આ પૂર્વોપદિષ્ટ આચાર છે કે તે માટીથી બંધ કરેલ ભાજન આદિમાંથી તેને ઉઘાડીને આપવામા આવતો આહાર મળવા છતા પણ ગ્રહણ ન કરે.

५९०. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा, असणं वा (४) पुढविकायपतिट्ठियं, तहप्पगारं असणं वा (४) अफासुयं जाव णो पडिगाहेज्जा।

ગૃહસ્થના ઘરમા ભિક્ષા માટે ગયેલ સાધુ સાધ્વી જાણે કે આ અશન આદિ પૃથ્વીકાય ઉપર રાખેલ છે તો એવા અશન આદિને અપ્રાસુક જાણીને યાવત ગ્રહણ ન કરે.

५९१. से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा, असणं वा (४) आउकायपतिट्ठियं तह चेव एवं अगणिकाय-पतिट्ठियं लाभे संते णो पडिगाहेज्जा। केवली बूया-"आयाण-मेयं"। अस्संजए भिक्खुपडियाए अगणिं उस्सक्किय (२) णिस्सक्किय [२]

ભિક્ષા માટે ગૃહસ્થના ઘરમાં ગયેલ સાધુ સાધ્વી જાણે કે અશન આદિ જલકાય ઉપર રાખેલ છે, અથવા અગ્નિકાય ઉપર રાખેલ છે, તો તે અશન આદિ અપ્રાસુક છે મળવા છતા પણ તેને ગ્રહણ ન કરે કેવળી ભગવાનનું કથન છે કે એવો આહાર લેવો કર્મબંધનનુ કારણ છે અસયમી ગૃહસ્થ સાધુના નિમિત્તે અગ્નિને તેજ કરશે, અથવા લાકડા વગેરે બહાર કાઢશે અથવા

ओहरिय (२) आहट्टु दलएज्जा अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव णो पडिगाहेज्जा ।

પાત્રને ઉપરથી ઉતારીને તેમાંથી આહાર લઇને આપશે તેથી એવો આહાર દૂષિત છે. સાધુઓને માટે આ પૂર્વોપદિષ્ટ આચાર છે કે આવા પ્રકારનો આહાર અપ્રાસુક જાણીને, લાભ થવા છતાં પણ ગ્રહણ ન કરે.

५९२. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा, असणं वा [४] अच्चुसिणं असंजए भिक्खू-पडियाए सूवेण वा, विधणेण वा, तालियंटेण वा, पत्तेण वा, पत्तभंगेण वा, साहाए वा, साहाभगेण वा, पिहुणेण वा, पिहुणहत्थेण वा, चेलेण वा, चेलकन्नेण वा, हत्थेण वा, मुहेण वा, फुमेज्ज वा, वीएज्ज वा; से पुव्वामेव आलोएज्जा "आउसोत्ति वा, भगिणि-त्ति वा, मा एयं तुमं असणं वा (४) अच्चुसिणं सूवेण वा जाव फुमाहि वा वीयाहि वा । अभिकंखसि मे दातुं, एमेव दलयाहि ।" से सेवं वदंतस्स परो सूवेण वा जाव वीइत्ता आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) जाव णो पडिगाहेज्जा ।

ભિક્ષાને માટે ગૃહસ્થના ઘરમાં ગયેલ સાધુ અથવા સાધ્વી જાણે કે આ આહાર અતિ ઉષ્ણ છે અસયમી (ગૃહસ્થ) સાધુને આપવાના અભિપ્રાયથી સૂપડાથી, પખાથી, તાડપત્રથી કે કોઇ અન્ય પાનથી, પાનના ટુકડાથી, શાખાથી, શાખાના ટુકડાથી, મયૂર પંખથી, મયૂર પિચ્છીથી, વસ્ત્રથી, વસ્ત્રના ટુકડાથી, હાથથી અથવા મુખથી ફૂંકે છે, હવા નાંખે છે તો તેમ કરતાં પહેલાં કહી દેવું જોઇએ કે હે આયુષ્મન્! અથવા હે બહેન! આ અતિઉષ્ણ આહાર આદિને સૂપડાદિથી વીંજો મા જો આપવાની ઇચ્છા હોય તો એમ જ આપો એમ કહેવા છતા પણ ગૃહસ્થ તે આહારને સૂપડા વિગેરેથી વીંજીને આપે તો આ પ્રકારનાં અશન, પાણી, ખાદિમ, સ્વાદિમને અપ્રાસુક જાણી સાધુ ગ્રહણ ન કરે.

५९३. से भिक्खू वा [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) वणस्सइकायपतिट्ठियं, तहप्पगारं असणं वा [४] वणस्सइकायपतिट्ठियं अफासुयं अणेसणिज्जं लाभे सते णो पडिगाहेज्जा । एवं तसकाएवि ।

સાધુ અથવા સાધ્વી ભિક્ષા માટે પ્રવિષ્ટ થઇ એમ જાણે કે અશનાદિ વનસ્પતિકાય પર રાખેલ છે, તો એવો અશનાદિ અપ્રાસુક અનેષણીય છે તે આહારાદિનો લાભ હોવા છતા પણ ગ્રહણ ન કરે એવી જ રીતે ત્રસકાય પર રાખેલ આહાર પણ અપ્રાસુક છે તેને પણ ગ્રહણ ન કરે.

# પેયાધિગાર

५९४. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणं से ज्जं पुण पाणगजातं जाणेज्जा, तजहा- उस्सेइम वा, संसेइम वा, चाउलोदगं वा, अण्णतरं वा तहप्पगार पाणगजातं अहुणाधोतं अणविलं अवोक्कंतं अपरिणतं अविद्धत्थ अफासुयं अणेसणिज्जं मण्णमाणे णो पडिगाहेज्जा।

ગૃહસ્થના ઘરમા ગયેલ સાધુ અથવા સાધ્વી જે પેયને (પીવા યોગ્ય જલ, ધોવણ આદિ વસ્તુને) જાણે કે-આ લોટનુંધોવણ, તલનું ધોવણ, ચોખાનું ધોવણ, અથવા એવા પ્રકારનું-બીજુ કોઈપણ ધોવણ તુર્તનું ધોયેલુ છે, જેનો સ્વાદ બદલ્યો ન હોય, જે અચિત્ત થયેલુ ન હોય, શસ્ત્રપરિણુત ન થયુ હોય, જે પૂર્ણ રૂપથી અચિત્ત થયું ન હોય. તે અપ્રાસુક છે. માટે લાભ થવા પર પણ તેને ગ્રહણ કરવું ન જોઈએ.

५९५. अह पुण एवं जाणेज्जा चिराधोत अंबिल वोक्कंतं परिणतं विद्धत्थं फासुयं जाव पडिगाहेज्जा।

જો એમ જાણે કે આ ધોવણ લાંબા સમયનું ધોયેલું છે, તેનો સ્વાદ બદલી ગયો છે, તે અચિત્ત થઈ ગયુ છે, શસ્ત્રપરિણુત થઈ ચૂક્યુ છે, જીવરહિત થઈ ગયુ છે, તો તે પ્રાસુક છે. દાતા આપે તો ગ્રહણ કરી લેવું જોઈએ.

५९६. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण पाणगजातं जाणेज्जा, तंजहा- तिलोदगं वा, तुसोदगं वा, जवोदग वा, आयाम वा, सोवीरं वा, सुद्धवियडं वा, अण्णतरं वा तहप्पगार पाणगजात पुव्वामेव आलोएज्जा, "आउसोत्ति वा, भगिणित्ति वा, दाहिसि मे एत्तो अन्नतरं पाणगजातं ?" से सेवं वदंत परो वएज्जा 'आउसतो समणा, तुमं चेवेद पाणगजातं पडिग्गहेण वा उस्सिंचियाणं ओवत्तियाण वा गिण्हाहि," तहप्पगारं पाणगजायं सयं वा गिण्हिज्जा, परो वा से दिज्जा, फासुयं लाभे संते पडिगाहेज्जा।

સાધુ અથવા સાધ્વી કોઈ પેયના વિષયમા એમ જાણે કે તલનું ધોવણ, તુષનું ધોવણ (ફોતરાનુ ધોવણ, ઓસામણ, પરાસ-છાશની ઉપરનું પાણી) કાજીનું પાણી છે, તે શુદ્ધ ઉકાળેલુ પાણી છે કે અન્ય પ્રકારનુ પાણી છે, તો તે પ્રકારના પાણી દેખીને પહેલા જ કહી દે, આયુષ્મન્ ! આ અથવા એવા પ્રકારનુ કોઈ પાણી મને આપશો ? એમ કહેવાવાળા સાધુને કદાચિત્ દાતા એમ કહે કે હે આયુષ્મન્ શ્રમણ ! તમે પોતે જ તમારા પાત્રથી અથવા પાણીના પાત્રને ઉંચુ કરીને અથવા નમાવીને લઈ લ્યો. તો એવુ પ્રાસુક પાણી મળવા પર પોતે લઇ લે અથવા બીજા આપે તો પણ લઈ લે

५९७. से भिक्खू वा [२] से ज्जं पुण पाणगं जाणेज्जा अणंतरहियाए पुढवीए जाव संताणए ओहट्टु निक्खित्ते सिया, अस्संजए भिक्खुपडियाए उदउल्लेण वा ससिणिद्धेण वा सकसाएण वा मत्तेण वा, सीओदएण वा संभोएत्ता आहट्टु दलएज्जा, तहप्पगारं पाणगजातं अफासुयं लाभे संते णो पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી પાણીના વિષયમાં એમ જાણે કે-અચિત્ત જલ, સચિત્ત પૃથ્વી યાવત્ પાણી, અગ્નિ, વનસ્પતિ અથવા લીલણ-ફૂલણ પર અથવા કીડી આદિ પ્રાણીઓ પર રાખેલ છે અથવા સચિત્ત પદાર્થથી યુકત પાત્રમાંથી અન્ય પાત્રમાં કાઢી રાખેલ છે, હાથમાંથી સચિત્ત પાણીના ટીપા ટપકી રહેલ છે તેના હાથ સચિત્ત પાણીથી ભીના છે તો તેવા હાથથી અથવા સચિત્ત પૃથ્વી આદિથી યુકત પાત્રમાંથી અથવા પ્રાસુક પાણી અને સચિત્ત પાણી મેળવી આપે તો તે પ્રકારના પાણીને અપ્રાસુક જાણી ગ્રહણ ન કરે.

५९८. एव खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ।

એ સાધુ અને સાધ્વીની સમાચારી છે. એમા હમેશાં સમતા અને યતનાસહિત પ્રવૃત્તિ કરવી જોઇએ. એમ હું કહું છું.



## આઠમો ઉદ્દેશ

५९९. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे सेज्ज ज्जं पुण पाणगजातं जाणेज्जा तंजहा- अंबपाणगं वा, अंबाडगपाणगं वा, कविट्ठपाणगं वा, मातुलिंगपाणगं वा, मुद्दियापाणगं वा, दाडिमपाणगं वा, खज्जूरपाणगं वा, णालिएरपाणगं वा, करीरपाणगं वा, कोलपाणगं वा, आमलगपाणगं वा, चिंचापाणगं वा, अण्णतरं वा तहप्पगारं पाणगजातं सअट्ठियं सकणुयं सबीयगं, अस्संजए भिक्खुपडियाए छब्बेण वा, दूसेण वा, वालगेण वा, आवीलियाण पवीलियाण परिसाइयाण आहट्टु दलएज्जा, तहप्पगारं पाणगजातं अफासुयं लाभे संते णो पडिगाहेज्जा ।.

ગૃહસ્થના ઘરમાં પ્રવિષ્ટ સાધુ અથવા સાધ્વીને પેયના વિષયમાં એમ પ્રતીત હોય કે-આંબાનું ધોવણ, અંબાડાનું ધોવણ, કોઠાનું ધોવણ, બિજોરાનું ધોવણ, દ્રાક્ષનું ધોવણ, દાડમનું ધોવણ, ખજૂર (ખારેક) નું ધોવણ, નાળિયેરનું પાણી કે ધોવણ, કેર [કેરડા] નું ધોવણ, બોરનુ ધોવણ, આમળાનું ધોવણ, આમલીનું ધોવણ, અથવા એવી જાતનું કોઈ બીજું ધોવણ સચિત્ત ગોઠલી સહિત, છાલ સહિત, વનસ્પતિ-બીજ સહિત, ફોતરા સહિત હોય અને ગૃહસ્થ સાધુને માટે ચાળણીથી કપડાથી- અથવા વાળની ચાળણીથી કે ગરણીથી-મસળીને અથવા વારંવાર મસળીને, છણીને અને બીજાદિ અલગ કરીને લાવે અથવા આપે તો એવુ ધોવણ-પાણી અપ્રાસુક છે. દાતા આપે તો પણ તેને ગ્રહણ ન કરે

[વિશેષ-કેવુ ધોવણ-પાણી લઇ શકાય છે,] તે વિષયમા સાતમાં ઉદ્દેશકમાં સ્પષ્ટીકરણ કરેલ છે.

६००. से भिक्खु वा ( २ ) जाव पविट्ठे समाणे से आगतारेसु वा, आरामागारेसु वा, गाहावतिकुलेसु वा, परियावसहेसु वा, अन्नगंधाणि वा, वा पाणगंधाणि वा सुरभिगंधाणि वा आघाय (२) से तत्थ आसायवडियाए मुच्छिए गिद्धे गढिए अज्झोववण्णे "अहो गंधो" ( २ ) णो गंधमाघाएज्जा ।

સાધુ અથવા સાધ્વી આગંતુકાલયો (ધર્મશાળાઓ) માં, ઉદ્યાન–ગ્રહોમા, ગૃહસ્થોના ઘરોમા અથવા ભિક્ષુકાદિના મઠોમાં, અન્નની અથવા પાણીની સુગંધ સૂંઘી–સૂંઘીને, તેમાં મૂર્છિત–આસક્ત. ગૃદ્ધ અને લોલુપ થઈને 'અહા ! કેવી સુંદર ગંધ છે' એમ વિચારીને સુગંધ ગ્રહણ ન કરે.

६०१. से भिक्खू वा ( २ ) जाव समाणे से ज्ज पुण जाणेज्जा सालुयं वा, विरालियं वा, सासवनालियं वा अण्णतरं वा तहप्पगारं आमग असत्थपरिणयं अफासुयं जाव लाभे संते णो पडिगाहेज्जा ।

ગૃહસ્થના ઘરમાં પ્રવેશેલાં સાધુ અથવા સાધ્વીને જાણવામાં આવે કે સાલુક (જલમાં ઉત્પન્ન થનાર) કન્દ, વિરાલી નામનો સ્થલ કન્દ, સરસવની દાંડલી અથવા એવા પ્રકારની અન્ય વસ્તુ, જે સચિત્ત હોય, શસ્રપરિણુત ન હોય તે બધી અપ્રાસુક છે, દાતા આપે તો પણ તેને ગ્રહણ ન કરે.

६०२. से भिक्खू वा ( २ ) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा पिप्पलिं वा, पिप्पलिचुन्नं वा, मिरियं वा, मिरियचुन्नं वा, सिंगवेरं वा, सिंगवेरचुन्नं वा, अन्नतरं वा तहप्पगा आमगं असत्थपरिणतं अफासुयं जाव णो पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરીને જાણે કે પીપર અથવા પીપરનું ચૂર્ણ, મરી અથવા મરીનું ચૂર્ણ, આદુ અથવા આદુના ટુકડા અથવા એવી જ કોઇ વનસ્પતિ અથવા તેનાં ટુકડા કાચા હોય, શસ્રપરિણુત ન હોય તોં તેને અપ્રાસુક જાણી મળવા છતાં પણ ગ્રહણ ન કરે.

६०३. से भिक्खू वा [ २ ] जाव पविट्ठे समाणे सेज्जं पुण जाणेज्जा पलवजात तंजहा–अंबपलवं वा, अंबाडगपलवं वा, तालपलंवं वा, झिज्झिरिपलंवं वा, सुरभिपलवं वा, सल्लइपलंव वा, अन्नतर वा तहप्पगारं पलंवजातं आमग असत्थपरिणतं अफासुयं अणेसणिज्जं जाव लाभे संते णो पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમા પ્રવિષ્ટ થઈ ફળના વિષયમાં એમ જાણે કે આ આમ્રફળ (કેરી), અંબાડા (બહુ બીજવાળા વૃક્ષની એકજાત) નુ ફળ, રાણુનુ ફળ, તાડનું ફળ, (તાડગોલા) ઝિઝરી [વલ્લીખાખરાની વેલ] નું ફળ, સુરભિ ફળ ( જાયફળ ), સલ્લકી (શાલેડું–ધુપેડો–એક જાતનું ઝાડ) નું ફળ તથા બીજું કોઈ ફળ સચિત્ત હોય, શસ્રપરિણુત થયેલ ન હોય તો તે અપ્રાસુક છે અનેષણિક છે. દાતાના દેવાપર પણ તેને લેવું નહિ

६०४. से भिक्खू वा (२) जाव पविट्ठे-समाणे से ज्जं पुण पवालजात जाणेज्जा, तजहा—आसोत्थपवालं वा, णग्गोहपवाल वा, पिलक्खुपवालं वा, णीयूरपवालं वा, सल्लइपवालं वा, अन्नतर वा तहप्पगारं पवाल-जात आमगं असत्थपरिणयं अफा-सुयं अणेसणिज्ज जाव णो पडि-गाहेज्जा ।

ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરીને સાધુ અથવા સાધ્વી કુંપળોના વિષયમાં એમ જાણે કે- પીપળાની કૂંપળ, વડલાની કૂંપળ, પિલખુ (ફ઼ેંકર) ની કૂંપળ, નન્દી વૃક્ષની કુંપળ, શલ્લકી વેલની કૂંપળ તથા એવા પ્રકારની અન્ય કોઈ પણ કૂંપળો સચિત્ત હોય, શસ્રપરિણત ન હોય તો તે અપ્રાસુક-અનેષણીક છે. યાવત્ લેવું જોઇએ નહિ.

६०५. से भिक्खू वा (२) जाव समाणे से ज्ज पुण सरडुयजायं जाणेज्जा, तजहा—अंबसरडुयं वा, कविट्ठसर-डुय वा, दाडिमसरडुयं वा, बिल्ल-सरडुयं वा, अण्णतर वा तहप्पगारं सरडुयजातं आमं असत्थपरिणतं अफासुयं जाव णो पडिगाहेज्जा :

સાધુ અથવા સાધ્વી, ગૃહસ્થના ઘરમાં જઇને કોમળ-જેનામાં ગોઠલી પડી ન હોય-ફળોના વિષયમાં-જાણે, જેમ કે, કેરી, કોઠા, દાડમ, કે બિલ્વના અથવા એવી જાતના બીજા કોમળ ફળો સચિત્ત અને શસ્રપરિણત ન હોય તો અપ્રાસુક છે. યાવત્ ન લીએ

६०६. से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे सेज्जं पुण मंथुजात जाणेज्जा तंजहा—उंबरमंथुं वा, णग्गोहमंथुं वा पिलक्खुमंथु वा, आसोत्थमंथु वा, अण्णतरं वा तहप्पगारं मंथुजातं आमयं दुरुक्कं साणुबीयं अफासुयं जाव णो पडिगाहेज्जा

ગૃહસ્થના ઘરમા ગયેલ સાધુ સાધ્વી જાણે કે, ઉંબરાનુ ચૂર્ણ, વડનું ચૂર્ણ પિલંખુ [પીપર] નું ચૂર્ણ અથવા પીપળાનું ચૂર્ણ અથવા એવી જાતના બીજા કોઇ ચૂર્ણ કાચા હોય કે થોડાં પીસેલા હોય, અથવા તેની બીજ યોનિ નષ્ટ થઇ ન હોય તો તે ચૂર્ણ અપ્રાસુક છે. યાવત્ તેને ગ્રહણ કરવું ન જોઇએ

६०७. से भिक्खू वा (२) जाव समाणे सेज्जं पुण जाणेज्जा, आमडाग वा पूतिपिण्णागं वा, महुं वा, मज्जं वा, सप्पिं वा, खोल वा, पुराणं; एत्थ पाणा अणुप्पसूता, एत्थ पाणा जाया, एत्थ पाणा सवुड्ढा, एत्थ पाणा अवु-क्कता, एत्थ पाणा अपरिणता, एत्थ पाणा अविद्धत्था, णो पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વીને ગૃહસ્થના ઘરમા જવા પર જાણવામાં આવે કે ભાજીનાં કાચા પાન સરસવાદિનો સડેલો ખોળ, જૂનુ મધ, મદ્ય [આસવ], ઘી અથવા મધ આદિની નીચે એકઠો થયેલો કચરો હોય, જેમા જીવોની ઉત્પત્તિ થયેલ છે જીવો ઉત્પન્ન થઇ રહ્યા છે અને વૃદ્ધિ પામી રહ્યા છે, અચિત્ત નથી, શસ્ર પરિણત થયેલ નથી જેમાં જીવ વિદ્યમાન છે તે સર્વ અપ્રાસુક છે લાભ થવા પર પણ તેને લેવું ન જોઇએ,

६०८. से भिक्खू वा ( २ ) जाव समाणे सेज्जं पुण जाणेज्जा उच्छुमेरगं वा, अंकक्करेलुयं वा, कसेरुगं वा, सिंघाडगं वा, पूतिआलुगं वा, अन्नतरं वा तहप्पगारं आमगं असत्थपरिणयं जाव णो पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી જાણે કે શેરડીના ટુકડા અંકકારેલા (પાણીમાની એક જાતની વનસ્પતિ) કસેરું. [પાણીમાં ઊગતી એક જાતની વનસ્પતિ] અથવા સિંઘોડા અથવા પૂતિઆલુક અથવા તેવા પ્રકારની બીજી કોઇ વનસ્પતિ સચિત્ત હોય, શસ્ત્રપરિણુત ન હોય તો અપ્રાસુક છે. દાતા આપે તો પણ તેને ગ્રહણ ન કરે.

६०९. से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा, उप्पलं वा, उप्पलनाल वा, भिस्सं वा, भिसमुणाल वा, पोक्खल वा, पोक्खलविभंगं वा, अण्णतर वा तहप्पगारं जाव णो पडिगाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી ને જાણવામાં આવે કે ઉત્પલ–સૂર્ય વિકાસી કમળ, કમળની દાંડી, પદ્મ કંદમૂલ, પદ્મની દાંડી, પુષ્કર કમળ અથવા તેના ટુકડા અથવા તેવા પ્રકારના બીજા કમળ સચિત્ત હોય તો અપ્રાસુક છે. લેવા ન જોઇએ.

६१०. से भिक्खू वा (२) जाव समाणे सेज्जं पुण जाणेज्जा, अग्गबीयाणि वा, मूलबीयाणि वा, खंधबीयाणि वा, पोरबीयाणि वा, अग्गजाताणि वा, मूलजाताणि वा, खंदजाताणि वा, पोरजाताणि वा, णण्णत्थ तक्कलिमत्थएण वा, तक्कलिसीसेण वा, णालिएरमत्थएण वा, खज्जूरमत्थएण वा, तालमत्थएण वा, अन्नतरं वा तहप्पगारं आमं असत्थपरिणयं जाव णो पडिगाहेज्जा ।

સાધુ અને સાધ્વીને જાણવામાં આવે કે અગ્રબીજ [જેના અગ્ર ભાગમાં બીજ હોય, તે જપાફૂલ વનસ્પતિ મૂલાદિ], મૂળ બીજ [ જેના મૂળ ભાગમાં બીજ હોય, કેળાદિ ]સ્કંધ બીજ [જેનો સ્કંધમા બીજ હોય વટ આદિ), પર્વબીજ (જેની ગાંઠમાં બીજ હોય, શેરડી આદિ ); અથવા–અગ્રજત, મૂળજાત, સ્કંધજાત, પર્વજાત, અથવા અન્યત્ર નહિ પરંતુ એજ વૃક્ષોપર ઉત્પન્ન થયેલા કંદલી–ગર્ભ અથવા કંદલીગુચ્છો, નાળિયેરના ઉપરનો ગર્ભ, નાળિયેરનો ગુચ્છો, ખજૂરનો ઇપરનો ગર્ભ [અથવા ગુચ્છો ], તથા તેવા પ્રકારના બીજા જે સચિત્ત હોય અને શસ્ત્ર પરિણુત ન હોય તો તે અપ્રાસુક છે તે સર્વ મળવા પર પણ ગ્રહણ ન કરે.

६११. से भिक्खू [२] जाव समाणे से ज्जं पुण जाणेज्जा, उच्छुं वा काणगं वा अंगारियं वा सम्मिस्सं विगदूमितं, वेत्तग वा कदलिऊसुयं वा, अण्ण तरं वा तहप्पगार आमं असत्थपरिणयं जाव तहप्पगारं आमं असत्थपरिणयं जाव णो पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વીને જાણવામાં આવે કે–શેરડી, છિદ્રવાળી પોલી–સડેલી શેરડી, અંગાર (રોગના કારણે બદલેલા રંગની શેરડી), ફાટેલા છોતાવાળી શેરડી] શિયાળ આદિની થોડી–થોડી ખાધેલી શેરડી, વેતનો [નેતરનો] અગ્રભાગ કદલી ગર્ભ અથવા તેવા પ્રકારની અન્ય વસ્તુઓ સચિત્ત હોય, શસ્ત્રપરિણુત ન હોય તો અપ્રાસુક છે. પ્રાપ્ત હોવાપર પણ ગ્રહણ ન કરે.

| | |
|---|---|
| ६१२. से भिक्खू वा, (२) जाव समाणे से ज्ज पुण जाणेज्जा लसुणं वा लसुणपत्त वा, लसुणनालं वा, लसुणकंदं वा, लसुणचोयं वा, अण्णयरं वा तहप्पगारं आमं असत्थपरिणतं जाव णो पडिगाहेज्जा। | સાધુ અથવા સાધ્વીને એમ જણાય કે લસણ, લસણનાં પાન, લસણની દાંડી, લસણનો કંદ, લસણની છાલ અથવા તેવા પ્રકારની કોઈ અન્ય વસ્તુ સચિત્ત છે, તેમા શસ્ત્ર પરિણત થયું નથી, તો તે અપ્રાસુક છે અને અનેષણીય છે. દાતા આપે તો પણ તેને ગ્રહણ ન કરે. |
| ६१३. से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, अत्थिअ वा, कुंभिपक्कं तिंदुगं वा, विलुयं वा, पलगं वा, कासवणालियं वा, अण्णतरं वा, तहप्पगार आमं असत्थपरिणतं जाव णो पडिगाहेज्जा। | સાધુ અથવા સાધ્વી એમ જાણે કે કુંભીમા પકાવેલ અસ્થિય ફલ [રંગવાના કામમા આવતું એક પ્રકારનું ફળ] તેંદુ [ટિંબરૂ] વિલ્વ-બેલ, ફણસ અથવા શ્રીપર્ણીનું ફળ તથા તેવા પ્રકારના અન્ય ફળ સચિત્ત હોય અને શસ્ત્ર-પરિણત ન હોય તો તે અપ્રાસુક છે. દાતા આપે તો પણ લેવું ન જોઈએ. |
| ६१४. से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणिज्जा कणं वा, कणकुंडगं वा, कणपूयलिं वा, चाउल वा, चाउलपिट्ठं वा, तिलं वा, तिलपिट्ठ वा, तिलपप्पडगं वा, अन्नतरं वा तहप्पगारं आमं असत्थपरिणतं जाव लाभे संते णो पडिगाहेज्जा। | સાધુ અથવા સાધ્વી જાણે કે ધાન્યના દાણા, દાણાથી ભળેલા કુસકા, દાણાવાળી રોટલી, ફોતરાંવાળા ચોખા, અથવા ચોખાનો તાજો લોટ [તાત્કાલિક પીસેલો], તલ, તલનો લોટ, તલસાકળી અથવા એવા પ્રકારની બીજી દાણાવાળી વસ્તુ પાકી થઈ ન હોય, શસ્ત્ર પરિણત ન હોય તો તે અપ્રાસુક છે લાભ થવા પર પણ તેને ગ્રહણ ન કરે |
| ६१५. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए या सामग्गियं। | સાધુ અને સાધ્વીનો આ આચાર છે. યતનાપૂર્વક તેનું પાલન કરવું જોઈએ |



## નવમો ઉદ્દેશ

| | |
|---|---|
| ६१६. इह खलु पाईणं वा, पडीणं वा, दाहिणं वा, उदीणं वा, संतेगतिया सड्ढा भवंति; गाहावती वा जाव कम्मकरी वा तेसिं च णं एवं वुत्तपुव्वं भवति-जे इमे भवंति | આ જગતમા પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામા કોઇ શ્રદ્ધાવાન્ ગૃહસ્થ [ગૃહસ્થ-પત્ની, ગૃહસ્થપુત્ર, પુત્રી, પુત્રવધૂ, દાસ, દાસી, કર્મચારી] યાવત્ કર્મચારિણીઓ છે, જે ઘર પર આવેલા સાધુ-સાધ્વીને દેખીને પહેલા એમ કહે |

समणा भगवंता, सीलमंता, वयमंता, गुणमंता, संजता, संवुडा, बंभचारी, उवरया मेहुणाओ धम्माओ, णो खलु एतेसिं कप्पति आहाकम्मिए असणं वा, [४] भोइत्तए वा पाइत्तए वा, सेज्जं पुण इमं अम्हं अप्पणो अट्ठाए णिट्ठितं, तंजहा; असणं वा (४) सव्वमेयं समणाणं णिसिरामो । अवियाइं वयं पच्छावि अप्पणो सअट्ठाए असणं वा [ ४ ] चेतिस्सामो, एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म तहप्पगारं असणं वा (४) अफासुयं अणेसणिज्जं लाभे संते णो पडिगाहेज्जा ।

છે- આ શ્રમણ છે, ભાગ્યવાન્ છે, શીલવાન્ છે, વ્રતી છે, ગુણી છે, સંયમી છે, સંવરવાન્ છે, બ્રહ્મચારી અને મૈથુન પ્રવૃત્તિના ત્યાગી છે. આધાકર્મ આદિ દોષોથી દૂષિત અશન આદિ આહાર ખાવો-પીવો એના આચારમર્યાદાથી પ્રતિકૂળ છે એટલા માટે આ ભોજન અમે અમારા માટે બનાવ્યુ છે તે સઘળું ભોજન એઓને આપી દો આપણા માટે ફરી બનાવી લેશુ આ પ્રકારના વચન સાભળીને અને સમજીને એવા અશન-પાન આદિને અપ્રાસુક અને અનેષણીય સમજીને દાતાના દેવા પર પણ લેવું ન જોઇએ.

६१७. से भिक्खू वा (२) जाव समाणे वसमाणे वा गामाणुगामं वा दूइज्जमाणे सेज्जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा, इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसि वा संतेगतियस्स भिक्खुस्स पुरेसंथुया वा पच्छासंथुया वा परिवसंति, तंजहा- गाहावती वा जाव कम्मकरी वा; तहप्पगाराइं कुलाइं णो पुव्वामेव भत्ताए वा पाणाए वा णिक्खमेज्ज वा पविसेज्ज वा । केवली बूया- "आयाण-मेयं । पुरा पेहाए तस्स परो अट्ठाए असणं वा (४) उवकरेज्ज वा उवक्खडेज्ज वा; अह भिक्खूणं पूव्वोवइट्ठा ( ४ ) ज णो तहप्पगाराइ कुलाइं पुव्वामेव भत्ताए वा पाणाए वा पविसेज्ज वा णिक्ख-

સાધુ અથવા સાધ્વી કોઈ ગામમા નિવાસ કરી રહ્યા હોય અથવા એક ગામથી બીજે ગામ જઈ રહ્યા હોય અને કોઈ ગામ અથવા રાજધાનીમા પહોંચે તે ગામ અથવા રાજધાનીમા સાધુના માતા-પિતા આદિ પૂર્વ સંબંધી અથવા સસરા આદિ પશ્ચાત્ સંબંધી નિવાસ કરે છે-જેમ ગૃહસ્થ યાવત્ કર્મચારી-કર્મચારિણી આદિ. તો એવા ઘરોમાં ભિક્ષાના કાળ પહેલા જ આહાર-પાણી માટે ન નીકળે કે ન પ્રવેશ કરે કેવળી ભગવાનનુ કથન છે કે એમ કરવામા કર્મબંધનનુ કારણુ છે કેમકે સાધુને પહેલા આવેલા જોઇને તે ગૃહસ્થ, તે સાધુ માટે રસોઈની સામગ્રી એકઠી કરશે અથવા રસોઇ બનાવશે. એટલે જ સાધુને માટે આ પૂર્વોપદિષ્ટ મર્યાદા છે કે તે આ પ્રકારના ઘરોમા આહાર-પાણીને માટે ભિક્ષાના સમય પહેલા ન જાય અથવા ન નીકળે કદાચિત્ પહેલા જવાનો પ્રસગ આવી જાય અને આહાર આદિનો સમય ન થયો હોય તો તુરત પાછા ફરી અને જ્યાં સબધીજનોના

मेज्ज वा। सेत्तमायाय एगंत-मवक्क-मित्ता अणावायमसंलोए चिट्ठेज्जा। से तत्थ कालेणं अणुपविसेज्जा (२) तत्थितरेतरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं एसित्ता आहार आहारेज्जा।

આવાગમન ન હોય અને દેખાય નહિ, એવા એકાન્ત સ્થાનમાં ઉભા રહે. તથા ભિક્ષાના સમયે જ પ્રવેશ કરે અને તે ઘરમાં તથા અન્ય ઘરોમાં નિર્દોષ આહાર થોડો થોડો ગ્રહણ કરીને આહારનું સેવન કરે.

६१८. सिया से परो कालेण अणुपविट्ठस्स आधाकम्मियं असणं वा (४) उवक्करेज्ज वा उवक्खडेज्ज वा, तं चेगतिओ तुसणीओ उवेहेज्जा "आहाडमेव पच्चाइक्खिस्सामि" माइट्ठाणं सफासे। णो एव कदेज्जा, से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भगिणी-त्ति वा णो खलु मे कप्पत्ति आहाकम्मियं असणं वा (४) भोत्तए वा पायए वा। मा उवक्करिज्जा, मा उवक्खडेहि।" से सेवं वदंतस्स परो आहाकम्मियं असणं वा (४) उवक्खडेत्ता आहट्टु दलएज्जा तहप्पगारं असणं वा (४) अफासुयं लाभे संते णो पडिगाहेज्जा।

કદાચિત્ સાધુ ભિક્ષાના સમયે તે સંબંધીઓના ઘરે પહોંચે અને તે તેના માટે આધાકર્મી અશન આદિ બનાવવાની તૈયારી કરે અથવા બનાવે અને એકલો આવેલો સાધુ ઉપેક્ષા કરે-અર્થાત્ એમ વિચારે કે જ્યારે મને આપશે ત્યારે મનાઇ કરીશ, તો તે મુનિ માતૃસ્થાનનો સ્પર્શ કરે છે. તેથી સાધુએ એવું કરવું ન જોઇએ. સાધુ પહેલા જ દેખે અને કહી દે કે-હે આયુષ્મન્ અથવા ભગિની! આધાકર્મી-આહાર-પાણી ખાવા-પીવા મને કલ્પે નહિ, આ કારણથી ભોજનની સામગ્રી એકઠી કરો નહિ, તેમજ ભોજન બનાવો નહિ. સાધુના એમ કહેવા પર પણ ગૃહસ્થ તેને માટે આધાકર્મી અશન આદિ તૈયાર કરીને અને લાવીને આપે તો તે અશન આદિ અપ્રાસુક છે, દૂષિત છે. યાવત્ ગ્રહણ ન કરે

६१९. से भिक्खू वा (२) जाव समाणे से ज्ज पुण जाणेज्जा मंस वा मच्छं वा भज्जिज्जमाणं पेहाए तेल्लपूययं वा आएसाए उवक्खडिज्जमाणं पेहाए णो खद्धं खद्धं उवसंकमित्तु ओभासेज्जा। णन्नत्थ गिला-।

સાધુ અને સાધ્વી માંસ [ગૂદા], અથવા મત્સ્ય (વનસ્પતિ વિશેષ), ભૂંજાતા દેખીને અથવા અતિથિને માટે તેલમાં તળેલ પુરી કે પુડલા બનતા દેખીને લોલુપ થઇને જલદી-જલદી જઇ યાચના ન કરે, બીમાર સાધુને ગરમ પુરીની આવશ્યકતા હોય તો લઇ શકે છે અભિપ્રાય એ છે કે બીમારી આદિ કારણો સિવાય એવા કુળોમા જવું ન જોઈએ. કદાચિત્ જવું પડે તો નિર્દોષ અને મર્યાદાનુકૂળ વસ્તુ જ ગ્રહણ કરવી જોઇએ.

६२०. से भिक्खू वा जाव समाणे अण्णतर भोयणजायं पडिगाहेत्ता सुब्भिं सुब्भिं भोच्चा दुब्भिं दुब्भिं परिट्ठवेति; माइट्ठाणं संफासे । णो एवं करेज्जा । सुब्भिं वा दुब्भिं वा सव्वं भुंजे, न छड्डए नो किंचि परिट्ठवे ।

સાધુ અથવા સાધ્વી ગૃહસ્થના ઘરમાં જઇને અને કોઇ પણ પ્રકારના આહાર લઇને સ્વાદિષ્ટ-સ્વાદિષ્ટ ખાઈ જાય અને નિસ્વાદ પરઠી દે તો તે માતૃસ્થાનનો સ્પર્શ કરે છે. સાધુએ એવું કરવું ન જોઇએ. સરસ અને નિરસ બધું ખાવું જોઇએ છોડવું ન જોઇએ અને છાંડવું ન જોઇએ.

६२१. से भिक्खू वा (२) जाव समाणे अन्नतरं वा पाणयजायं पडिगाहेत्ता पुप्फं आसाइत्ता कसायं परिट्ठवेति, माइट्ठाणं संफासे, णो एवं करेज्जा । पुप्फं पुप्फेति वा, कसायं कसाएत्ति वा, सव्वमेयं, भुंजेज्जा, णो किंचिवि परिट्ठवेज्जा ।

સાધુ અથવા સાધ્વી સારું-નરસું કોઈ પણ પ્રકારનુ પાણી લઈને સારા વર્ણ,ગંધ વાળું પાણી પીવે અને અમનોજ્ઞવર્ણ-ગંધવાળાને પરઠી દે તો સંયમમા દોષ લાગે છે તેથી સાધુએ એવું કરવુ ન જોઇએ. સારા વર્ણગંધવાળું હોય કે ખરાબ વર્ણ-ગંધવાળું હોય, બધાંને પીવે, પરઠે નહિ

६२२. से भिक्खू वा ( २ ) वहुपरियावण्णं भोयणजायं पडिगाहेत्ता, वहवे साहम्मिमा तत्थ वसंति संभोइया समणुन्ना अपरिहारिया अदूरगया, तेसिं अणालोइय अणामंतिय परिट्ठवेति, माइट्ठाणं संफासे, णो एवं करेज्जा । से तमादाय तत्थ गच्छेज्जा, (२) से पुव्वामेव आलोएज्जा "आउसंतो समणा, इमे मे असणे वा (४) वहुपरियावण्णे तं भुंजह च णं" से सेयं वदंतं परो वदेज्जा "आउसंतो समणा, आहार-मेतं असणं वा [४] जावतियं (२) परिसडति तावतियं (२) भोक्खामो वा पाहामो वा, सव्व-मेयं परिसडड सव्वमेयं भोक्खामो वा पाहामो वा ।"

સાધુ અથવા સાધ્વી પ્રાપ્ત થયેલા ઘણા ભોજનાદિને ગ્રહણ કરીને લાવેલ હોય અને તે પોતાની આવશ્યકતાથી અધિક હોય અને ત્યાં ઘણા સંભોગી, પોતાના જ ગચ્છના, મૂલોત્તર ગુણોનાં ધારક મુનિ બિરાજમાન હોય, તેઓને કહ્યા વિના તેમ જ ભોજનને માટે આમંત્રિત કર્યા વિના પરઠી દે તો તે માતૃસ્થાનને સ્પર્શ કરે છે, સાધુએ એવું કરવું ન જોઇએ બચેલો આહાર લઇને તે મુનિઓની પાસે જાય અને પહેલા બતાવે ત્યાર પછી કહે આયુષ્મન્ શ્રમણો ! આ ભોજન પાણી મને જાઝુ થાય છે, તો આપ એનો ઉપભોગ કરો જો તે મુનિ કહે-આયુષ્મન્ શ્રમણ ! અમારે આટલું જોઇએ છે. આટલું આપી દીઓ અમે એને વાપરી લેશું અથવા તે કહે-આ સઘળો આહાર અમારે વરી જશે, તો તે પ્રમાણે આપી દે. ( એમ કહેવા પર તેઓની આવશ્યકતાનુસાર આપી દે છતા પણ જો વધી પડે તો યતના પૂર્વક પરઠી દે. )

६२३. से भिक्खू वा (२) सेज्जं पुण जाणेज्जा असणं वा, [४] परं समुद्दिस्स वहिया णीहडं तं परेहिं असमणुन्नातं अणिसिट्ठं अफासुयं जाव णो पडिगाहेज्जा, तं परेहिं समणुन्नातं संणिसिट्ठं फासुयं, लाभे संते जाव पडिगाहेज्जा ।

સાધુ અને સાધ્વી જાણે કે-આ અસણ પાણી આદિ કોઇ બીજાને ઉદ્દેશીને બહાર લાવેલ છે અને તેણે મને આપવાની અનુમતિ આપી નથી, અથવા આપનાર અને લેનાર બન્નેમાંથી એકની ઇચ્છા નથી. તો એવું અસણ પાણી આદિ અપ્રાસુક છે-માટે મળવા છતા લેવું ન જોઇએ. જો તે આહાર-પાણી જેના માટે લાવ્યા હતા તેની આજ્ઞાથી આપે અથવા તો તેનો ભાગ તેને આપી દેવામાં આવે અને પછી દાતા આપે તો તે પ્રાસુક છે, ગ્રહણ કરી લેવો જોઇએ.

६२४. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ।

સાધુ અને સાધ્વીને આ સમાચારી છે. એનું યતનાપૂર્વક પાલન કરવું જોઇએ.



## દસમો ઉદ્દેશ

६२५. से एगतिओ साधारणं वा पिंडवायं पडिगाहेत्ता, ते साहम्मिए अणापुच्छित्ता जस्स जस्स इच्छइ तस्स तस्स खद्धं खद्धं दलाति, माइट्ठाणं संफासे, नो एवं करेज्जा । से तमायाए तत्थ गच्छेज्जा (२) पुव्वमेव आलोएज्जा "आउसंतो समणा, सति मम पुरेसंथुया वा पच्छासंथुया वा, तंजहा-आयरिए वा, उवज्झाए, वा, पवत्ती वा, थेरे वा, गणी वा, गणहरे वा, गणावच्छेइए वा, अवियाइं एतेसिं खद्धं खद्धं दाहामि" से सेवं वयंतं परो वएज्जा "कामं खलु आउसो अहापज्जतं णिसराहि, जावइयं (२) परो वदति तावइयं

કોઇ સાધુ બધા સાધુઓને માટે સાધારણ (સહિયારો) આહાર લાવ્યો હોય પરંતુ તે સઘળા સાધર્મીઓને પૂછયા વિના પોતાની ઇચ્છાનુસાર જેને ઇચ્છે તેને ઉત્તમ-ઉત્તમ અથવા ઘણુ-ઘણું આપે તો તે દોષપાત્ર થાય છે, એમ કરવું ન જોઇએ. એ આહાર લઇને સાધુએ જ્યા આચાર્ય આદિ બિરાજમાન હોય ત્યાં જવું જોઇએ. ત્યા જઇને અને આહાર દેખાડીને કહેવું જોઇએ-આયુષ્મન્ શ્રમણો! મારા પૂર્વ સંબધી છે (કારણ કે પ્રારંભમાં દીક્ષા આપી છે) અને મારા પશ્ચાત્ સંબધી છે (કારણ કે ત્યારબાદ મને જ્ઞાનજ્ઞાન આપેલ છે) તે આ પ્રમાણે-આચાર્ય અથવા ઉપાધ્યાય અથવા ગણિ અથવા ગણધર કે ગણાવચ્છેદક, એઓને હું ઉત્તમ-ઉત્તમ અથવા પર્યાપ્ત-પર્યાપ્ત આહાર આપુ ? એ પ્રમાણે આજ્ઞા માંગનાર તે સાધુને (આચાર્ય આદિમાથી જે કોઇપણ હોય તે) એમ કહે-હે આયુષ્મન્! ભલે-જેટલો તેઓને આવશ્યક હોય તેટલો આપો એ પ્રમાણે તે જેટલો દેવાની આજ્ઞા આપે તેટલો આપવો જોઇએ, સઘળો દેવાનો કહે તો સઘળો આપી

(२) णिसिरेज्जा, सव्वमेयं परो वदति सव्वमेव णिसिरेज्जा ।"

દેવો જોઇએ. તાત્પર્ય એ છે કે. સમાનરૂપથી બધાને માટે લાવેલ આહારનો સ્વેચ્છાનુસાર ઉપયોગ કરવો ન જોઇએ. જેના માટે લાવેલ હોય તેની અનુમતિ લેવી આવશ્યક છે. આચાર્યાદિ-વડીલોની આજ્ઞા વિના પોતાના મનથી કોઇને કંઈ ન આપે.

६२६. से एगतिओ मणुन्न भोयणजायं पडिगाहित्ता पंतेण भोयणेण पलिच्छाएति "मामेत दाइयं संतं दट्ठूणं सय-मायए आयरिए वा जाव गणावच्छेइए वा णो खलु मे कस्सवि किंचि दायव्वं सिया," माइट्ठाणं संफासे, णो एवं करेज्जा, से तमायाए तत्थ गच्छेज्जा ( २ ) पुव्वामेव उत्ताणए हत्थे पडिग्गहं कट्टु "इमं खलु (२) त्ति" आलोज्जा, णो किंचिवि णिगूहेज्जा ।

એકલો ભિક્ષાને માટે ગયેલો સાધુ મનોજ્ઞ ભોજન ગ્રહણ કરીને તે આહારને લૂખા-સૂકા ભોજનથી ઢાંકી દે અને એમ વિચારે કે આ મનોજ્ઞ આહારને દેખાડીશ તો આચાર્ય યાવત્ ગણાવચ્છેદક રખેને પોતે જ લઈ લે ! આ ઉત્તમ ભોજન કોઇને દેવું ન પડે એમ વિચારનાર અને કરનાર સાધુ માતૃસ્થાનનો સ્પર્શ કરે છે તેથી સાધુએ તેવું કરવુ ન જોઇએ. મુનિ તે ભોજનને લઇને આચાર્ય આદિની સમીપે જાય. ત્યા જઇને પાત્ર ખુલ્લા રાખીને હાથથી આહારને ઉંચા કરે, 'આ છે, આ છે' એમ કહી કહીને સઘળું દેખાડે, જરા પણ ન છુપાવે

६२७. से एगतिओ अण्णतरं भोयणजायं पडिगाहेज्जा, भद्दयं ( २ ) भोच्चा विवन्नं ( २ ) समाहरति, माइट्ठाणं संफासे । णो एव करेज्जा ।

કોઈ મુનિ એકલો આહાર લાવીને ( માર્ગમા અથવા કોઈ બીજા સ્થાને જઇને ) સારું સારું ખાઈ લે અને વિવર્ણ [ જોવામાં ખરાબ ] તથા વિરસ [રસરહિત] આહાર લાવીને ગુરુ આદિને દેખાડે તો તે પોતાના સયમને દૂષિત કરે છે. સાધુએ એમ કરવુ ન જોઇએ.

६२८. से भिक्खू वा, ( २ ) से ज्जं पुण जाणेज्जा, अंतरुच्छुयं वा, उच्छुगंडियं वा, उच्छुचोयगं वा, उच्छुमेरगं वा, उच्छुसालगं वा, उछुडालगं वा, सिंवलिं वा, सिवलिवालगं वा; अस्सिं खलु पडिग्गहयंसि अप्पे सिया भोयणजाए, वहु उज्झियधम्मए-तहप्पगारं अंतरुच्छुयं जाव सिंवलिवालगं वा अफासुयं जाव णो पडिगाहेज्जा ।

સાધુ અને સાધ્વી જાણે કે- શેરડીની ગાઠનો મધ્યભાગ, શેરડીની કાતળી, ગાઠવાળી ગંડેરી, પીળી પડેલ શેરડીના કકડા, શેરડીનુ પૂંછડુ [આગળું ભાગ] અથવા આખી શેરડી અથવા તેનો કકડો અથવા મગાદિની ભૂંજેલ ફળી ( શીંગ ), મગફળી (બાફેલી અથવા શેકેલી) અથવા ઓળા, એ સઘળા તથા એવા પ્રકારના કોઈ પદાર્થ જેમા ખાવા યોગ્ય થોડુ હોય અને ફેંકી દેવા જેવુ ઘણુ હોય તે અપ્રાસુક છે યાવત્ તેને ગ્રહણ કરવું ન જોઇએ

६२९. से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा, वहुअट्ठियं मंसं वा, मच्छं वा, वहुकंटगं;–अस्सिं खलु पडिगाहितंसि अप्पे सिया भोयणजाए, वहु उज्झियधम्मिए–तहप्पगारं वहुअट्ठियं मंसं मच्छं वा वहुकंटग लाभे संते जाव णो पडिगाहेज्जा ।

સાધુ અને સાધ્વી જાણે કે ઘણા બીજવાળા ફળોનો ગિર–દળ [ગર્ભ–ફળના અંદરનો કોમળ ભાગ–ગૂદો] અને ઘણા કાંટાવાળી મત્સ્ય નામની વનસ્પતિ, જેમાં ખાવું થોડું અને નાંખી દેવું જાજું હોય, એવા ઘણા બીજવાળા ગિરને [દળીને] અને ઘણા કાંટાવાળી મત્સ્ય–વનસ્પતિને દાતા આપે તો પણ લેવી ન જોઇએ.

६३०. से भिक्खू वा, (२) जाव समाणे सिया णं परो वहुअट्ठिएण मंसेण वा वहुकंटएण मच्छेण वा उवणिमंतेज्जा "आउसंतो समणा, अभिकंखसि वहुअट्ठियं मंसं वहुकंटयं मच्छं वा पडिगाहेत्तए ?" एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा, "आउसो त्ति वा भइणित्ति वा, णो खलु मे कप्पइ से वहुअट्ठियं मंसं वहुकंटगं मच्छं वा पडिगाहेत्तए । अभिकखसि मे दाउं, जावइयं तावइयं पोग्गलं दलयाहि, मा अट्ठियाइं ।" से सेवं वयंतस्स परो अभिहट्टु अंतो पडिग्गहगंसि वहुअट्ठियं मंसं परिभाएत्ता णिहट्टु दलएज्जा; तहप्पगारं पडिग्गहगं परहत्थंसि वा परपायंसि वा अफासुयं अणेसणिज्जं लाभे संते जाव णो पडिगाहेज्जा । से आहच्च पडिगाहिए सिया, तं णो हि त्ति वएज्जा, णो अणहि त्ति वइज्जा । से–त्तमायाए एगंत–मवक्कमेज्जा, (२) अहे आरामंसि वा अहे उवस्सयंसि वा अप्पंडए जाव अप्पसंताणए मसग मच्छग भोच्चा अट्ठियाइं कंटए गहाय से तमायाए एगंत–मवकमेज्जा (२) त्ता अहे ज्झामथंडिलंसि वा जाव पमज्जिय [२] परिट्ठवेज्जा ।

સાધુ અથવા સાધ્વીને કોઇ ગૃહસ્થ ઘણી ગોઠલીવાળા દળ અથવા મત્સ્ય વનસ્પતિને માટે આમંત્રણ કરે કે–હે આયુષ્મન્ ! શ્રમણ ! આ ઘણા ગોઠલા છોતરાયુક્ત ભોજન અથવા ઘણા કાંટાવાળી મત્સ્ય વનસ્પતિ લેવા આપ ઇચ્છો છો ? તો એવા શબ્દ સાંભળી અને સમજીને મુનિ પહેલાજ કહી દે કે-હે આયુષ્મન્ અથવા ભગિની ! વાસ્તવમાં [ ઘણા ગોઠલાવાળો ] ઘણા ઠળિયાવાળો અને ઘણા કાંટાવાળી વનસ્પતિ લેવી મને કલ્પે નહીં. દેવા ઇચ્છતા હો તો આ જેટલો ગરભ છે, તેટલો મને આપો. ઠળીયા ન આપો એમ કહેવા પર પણ ગૃહસ્થ પોતાના પાત્રમા ઘણા ઠળિયાવાળા ગરભને લાવીને દેવા લાગે તો આ પ્રકારની વસ્તુ ગૃહસ્થના હાથમા અથવા પાત્રમાં જોઇને કહી દેવુ જોઇએ કે આ અપ્રાસુક છે. યાવત્ તેને ગ્રહણ કરવું ન જોઇએ. કદાચ ગૃહસ્થ આગ્રહ–પૂર્વક જબરદસ્તીથી આપી દીએ તો ન તેના ઉપર આસકિત રાખે કે ન તેના ઉપર દ્વેષ કરે, સાધુ તે લઇને એકાંતનાં જાય અને ત્યં જઇને ઉદ્યાન અથવા ઉપાશ્રયમા બેસી, ઇંડાથી રહિત અને જીવ જંતુઓથી રહિત ભૂમિ જોઇને તે લાવેલ ગરભ અને મત્સ્ય વનસ્પતિનો ઉપયોગ કરીને, તેમાંથી કાઢેલ ઠળિયા તથા કાંટાને લઇને એકાંતમાં જાય એકાંતમા જઇને દગ્ધાદિ અચિત્ત ભૂમિમા યાવત્ પ્રમાર્જન કરીને પરઠી દે

६३१. से भिक्खू वा (२) जाव समाणे सिया, से परो अभिहट्टु अंतो पडिग्गहए बिल वा लोणं, उब्भियं वा लोणं, परिभाएत्ता णीहट्टु दलएज्जा; तहप्पगारं पडिग्गहगं परहत्थंसि वा परपायंसि वा अफासुयं जाव णो पडिगाहेज्जा। से आहच्च पडिग्गाहिते सिया, तं च णातिदूरगए जाणेज्जा से तमायाए तत्थ गच्छेज्जा (२) पुव्वामेव आलोएज्जा, "आउसो–त्ति वा, भगिणि त्ति वा, इमं ते किं जाणता दिन्नं, उदाहु अजाणता ?" सो य भणेज्जा "णो खलु मे जाणता दिन्नं, अजाणता दिन्न। काम खलु आउसो इदाणिं णिसिरामि। त भुंजह च णं, परिभाएह च णं।" तं परेहिं समणुन्नायं समणुसिट्टं ततो संजयामेव भुंजेज्ज वा पीएज्ज वा। जं च णो संचाएति भोत्तए वा पायए वा, साहम्मिया तत्थ वसंति संभोइया समणुन्ना अपरिहारिया अदूरगया तेसिं अणुप्पदायव्वं। सिया णो जत्थ साहम्मिया जहेव बहुपरियावन्ने कीरति तहेव कायव्वं सिया।

સાધુ અથવા સાધ્વી (વિશેષ પ્રયોજનથી સાકર જેવી કોઈ વસ્તુને) યાચવા જતાં ગૃહસ્થ પોતાના પાત્રમાં વિટલૂણ–સિંધા [ ખાણુથી નીકળેલ અથવા ઉદ્‌ભિજ (આગરથી બનાવેલ) મીઠું લાવીને, તેમાથી થોડો ભાગ દેવા લાગે (અને સાધુને જાણ થઇ જાય તો) જ્યારે તે નિમક આદિ ગૃહસ્થના પાત્રમાં અથવા હાથમા હોય ત્યારે જ સાધુએ કહી દેવું જોઇએ કે આ અપ્રાસુક છે. મને નહિ કલ્પે.

કદાચિત્ અજાણુતા લેવાઈ જાય તો અને થોડું દૂર ગયા પછી ખ્યાલ આવે તો તેને લઇને ગૃહસ્થના ઘેર પાછા ફરી એ વસ્તુ પહેલા બતાવીને પૂછે– આયુષ્મન્! અથવા ભગિની! તમે આ જાણી જોઇને આપ્યુ છે કે અજાણુતાં? ગૃહસ્થ ઉત્તર આપે કે મેં જાણીને નથી આપ્યું પરંતુ હવે હું આ વસ્તુ આપને આપું છું. આપ એનો ઉપયોગ કરો અથવા વહેંચી લેજો. આ પ્રમાણે જે વસ્તુને માટે ગૃહસ્થે અનુમતિ આપી હોય, અથવા જણાવી દીધું હોય તો તેને યતનાની સાથે ભોગવે અથવા પીવે અથવા એને પોતે ખાઈ–પીઈ ન શકે તો ત્યા જે સ્વધર્મી, સંભોગી, સમનોજ્ઞ અને વ્રતધારી હોય તેમને આપી દીએ અથવા સ્વધર્મી સંત ત્યાં ન હોય તો વધારે આહાર પરઠવાની વિધિ અનુસાર પરઠી દે.

६२२. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं।

મુનિ અને આર્યાનો આ આચાર છે, તેનું યતનાપૂર્વક પાલન કરવું જોઇએ.



## અગિયારમો ઉદ્દેશ

६३३. भिक्खागा णामेगे एवमाहंसु समाणे वा वसमाणे वा गामाणुगामं दूइज्जमाणे मणुण्णं भोयणजातं लभित्ता; "से भिक्खू गिलाई, से हंदह णं

એક સ્થાનમા રહલા અથવા વિચરતાં આવેલા, સંભોગી અથવા વિસંભોગી સાધુઓએ, મનોજ્ઞ ભોજન પ્રાપ્ત કરીને કોઈ સાધુઓને કહ્યું– 'આ આહાર આપ લઈ લેજો અને આપની

तस्साहरह से य भिक्खू णो भुंजेज्जा, तुमं चेव ण भुंजेज्जासि" सेगतितो "भोक्खामि त्ति" कट्टु पलिउंचिय पलिउंचिय आलोएज्जा, तंजहा; इमे पिंडे, इमे लोए, इमे तित्तए, इमे कडुए, इमे कसाए, इमे अंबिले, इमे महुरे, णी खलु एत्तो किंचि गिलाणस्स सदति त्ति; माइट्ठाणं संफासे, णो एवं करेज्जा। तहेव तं आलोएज्जा जहेव त गिलाणस्स समति, तंजहा; तित्तयं तित्तएत्ति वा, कडुयं कडुएत्ति वा, कसायं कसाएत्ति वा, अंबिल अंबिले त्ति वा, महुरं महुरेत्ति वा।

સાથે જે બીમાર મુનિ છે તેમને આપજો. જો બીમાર મુનિ તેનો ઉપભોગ ન કરે તો–આપ ઉપભોગ કરી લેજો' તે મુનિ મનોજ્ઞ ભોજન લઈને જો એવો વિચાર કરે કે હું જ એકલો આ આહાર ખાઈ લઉં અને તેને છુપાવી બીમાર મુનિને કહે આ ભોજન લૂખ્ખું છે, સૂકું છે, તીખું છે, કડવું છે, તુરું છે, ખાટું છે, મીઠું છે, આ બીમાર માટે યોગ્ય નથી. તો તેવા પાપાચારી સાધુ માતૃ સ્થાનનો સ્પર્શ કરે છે. એમ કરાય નહિ. પરંતુ જેવું ભોજન લાવ્યા હોય તેવું બીમારને બતાવે અને હોય તેવું જ કહે, તીખું હોય તો તીખું, કડવું હોય તો કડવું, તુરું હોય તો તુરું કહે ખાટાને ખાટું, મીઠાને મીઠું કહે.

६३४. भिक्खागा णामेगे एवमाहंसु समाणे वा वसमाणे वा गामाणुगामं दूइज्जमाणे वा मणुन्नं भोयणजातं लभित्ता; से भिक्खू गिलाइ, से हंदह णं तस्साहरह, से य भिक्खू णो भुंजेज्जा, आहरेज्जा, से णं "णो खलु मे अंतराए, आहरिस्सामि" इच्चेयाइं आयतणाइं उवतिक्कम्म।

એક સ્થાનપર થિર રહેલા અથવા ગ્રામાનુગ્રામ વિચરતાં આવેલા સંભોગી અને વિસંભોગી સાધુઓમાં કોઇ ભિક્ષુએ મનોજ્ઞ–મનોજ્ઞ આહાર પાણી પ્રાપ્ત કરીને કહ્યું–આપના સાથી કોઇ મુનિ બીમાર છે, આ મનોજ્ઞ આહાર લઈ તેને આપજો. જો બીમાર મુનિ તેનો ઉપયોગ ન કરે તો તમે અમારી પાસે પાછો લઇ આવજો. આહાર લેવાવાળા મુનિએ ઉત્તર દીધો–જો કોઇ અંતરાય નહિ હોય તો પાછો. લાવીને આપને આપી જઇશ. (એમ કહીને આહાર લઈ જાય અને બીમાર મુનિને સાચું ખોટું સમજાવીને પોતે જ લોલુપતાવશ ખાઇ જાય અને જ્યારે સમય વીતી જાય ત્યારે બહાનુ કાઢીને 'ચમક કારણસર આહાર પાછો લાવી શકયો નથી' એમ કહેવું તે કર્મબંધનું કારણ છે. આ દોષો ત્યાગીને યતનાપૂર્વક સંયમમા સ્થિર રહેવું જોઇએ.

६३५. अह भिक्खू जाणेज्जा सत्त पिंडेसणाओ सत्त पाणेसणाओ। तत्थ खलु इमा पढमा पिंडेसणा–असंसट्ठे हत्थे असंसट्ठे मत्ते; तहप्पगारेण असंसट्ठेण हत्थेण वा मत्तएण वा, असणं वा

સંયમશીલ સાધુ સાત પિંડૈષણાઓ તથા સાત પાનૈષણાઓ જાણે તે આ પ્રમાણે–

(૧) પહેલી પિંડૈષણા-અચિત્ત ચિજોથી હાથ લિપ્ત ન હોય અને પાત્ર પણ લિપ્ત ન હોય, તેવા પ્રકારના અલિપ્ત હાથ અને અલિપ્ત પાત્રથી

पाणं वा खाइमं वा साइमं वा, सयं वा णं जाएज्जा, परो वा से दिज्जा; फासुयं जाव पडिगाहेज्जा इति पढमा पिंडेसणा ।

અશનાદિ ચાર પ્રકારના આહારની યાચના પોતે કરે અથવા ગૃહસ્થ આપે તો તેને પ્રાસુક જાણીને ગ્રહણ કરી લે.

६३६. अहावरा दोच्चा पिंडेसणा:- संसट्ठे हत्थे संसट्ठे मत्तए; तहेव दोच्चा पिंडेसणा इति दोच्चा पिंडेसणा ।

[૨] બીજી પિંડૈષણા–અચિત્ત વસ્તુથી હાથ અને ભોજન લિપ્ત હોય તો પૂર્વવત્ પ્રાસુક જાણી ગ્રહણ કરી લે.

६३७. अहावरा तच्चा पिंडेसणा;- इह खलु पाइणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति; गाहावती वा जाव कम्मकरी वा, तेसिं च णं अण्णतरेसु विरूवरूवेसु भायणजा-तेसु उवणिक्खित्तपुव्वे सिया, तंजहा- थालंसि वा, पिंठरंसि वा, सरगंसि वा, परगंसि वा, वरगंसि वा । अह पुण एवं जाणेज्जा-असंसट्ठे हत्थे संसट्ठे मत्ते, संसट्ठे हत्थे असंसट्ठे मत्ते सेय पडिग्गहधारी सिया पाणिपडिग्गहिए वा,से पुव्वामेव आलोएज्जा,"आउसो त्ति वा, भगिणि त्ति वा, एतेणं तुमं असंसठेट्ठेण हत्थेण संसठेट्ठेण मत्तेण, संसट्ठेण वा हत्थेण संसट्ठेण मत्तेण अस्सिं पडिग्गहगंसि वा पाणिंसि वा णिहट्टु उचित्तु दल-याहि" तहप्पगार भोयणजायं सयं वा णं जाएज्जा परो वा से देज्जा, फासुयं जाव पडिगाहेज्जा तच्चा पिंडेसणा ।

[૩] ત્રીજી પિંડૈષણા–આ સંસાર અથવા ક્ષેત્રમા પૂર્વાદિ ચારેય દિશાઓમા ઘણા પુરુષો છે: તેમાંથી કોઇ શ્રદ્ધાવાન્ પણ હોય, જેમ કેઃ- ગૃહપતિ–ગૃહપત્ની યાવત્ દાસ દાસી આદી. તેને ત્યાં વિવિધ ભાજનોમા ભોજન રાખેલા હોય છે જેમ કે·– થાળમા, તપેલીમા, કથરોટમાં, તાટમાં. સરજાતનાં ઘાસમાથી બનાવેલ સૂપડા વગેરેમા, છાબડીમાં અથવા ઉત્તમ મૂલ્યવાન ભાજનમા– મણિજડિત ભાજન–વગેરેમા. તેમા રાખેલ આહાર જોઈ સાધુ એમ જાણે કે ગૃહસ્થના હાથ લિપ્ત નથી. ભાજન લિપ્ત છે, અથવા હાથ લિપ્ત છે–ભાજન લિપ્ત નથી, ત્યારે તે પાત્ર રાખનાર અગર પાણિપાત્ર સાધુ પ્રથમજ તેને દેખીને કહે–હે આયુષ્મન્ ગૃહસ્થ ! અથવા ભગિની ! તમે મને આ ભોજન અલિપ્ત હાથથી અને લિપ્ત ભાજનથી અમારા પાત્રમાં કે હાથમાં લાવીને આપો તથા પ્રકારનું ભોજન સ્વયં યાચી લે અથવા યાચ્યા વિના ગૃહસ્થ લાવીને આપે તો તે પ્રાસુક જાણી ગ્રહણ કરી લે

| | |
|---|---|
| ६३८. अहावरा चउत्था पिंडेसणा; से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण जाणेज्जा-पिहुअं वा जाव चाउल-पलंबं वा, अस्सि खलु पडिगहितंसि अप्पे पच्छाकम्मे अप्पे पज्जवजाते-तहप्पगारं पिहुअं वा चाउलपलवं वा सयं वा णं जाएज्जा जाइत्ता पडिगा-हेज्जा । चउत्था पिंडेसणा । | (૪) ચોથી પિંડૈષણા–તુષરહિત મમરા, પૌંવી, ચોખા વગેરેને યાવત્ ખાંડેલા શાલ્યાદિના ચોખાને, જેમાં પશ્ચાત્કર્મ દોષ લાગતો નથી અને ફોતરા ઉડાડવા પડે તેમ ન હોય (તેજ ગ્રહણ કરીશ) એવી પ્રતિજ્ઞા કરનાર ભિક્ષુ અથવા ભિક્ષુણી આ પ્રકારનું ભોજન સ્વયં યાચી લે અગર યાચ્યા વિના ગૃહસ્થ આપે તો પ્રાસુક જાણી ગ્રહણ કરી લે. |
| ६३९. अहावरा पंचमा पिंडेसणा; से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे उग्गहितमेव भोयणजात जाणेज्जा, तंजहा;-सरावंसि वा, डिंडिमंसि वा कोसगंसि वा अह पुण एवं जाणेज्जा-वहुपरियावन्ने पाणि-सु उदगलेवे-तहप्पगारं असणं वा पाणं वा खाइमं वा साइमं वा सयं वा णं जाएज्जा जाव पडिगाहेज्जा । पंचमा पिंडेसणा । | (૫) પાંચમી પિંડૈષણા–ગૃહસ્થે પોતાના માટે, શકોરામાં, કાંસાની થાળીમાં, અથવા માટીના કોઇ ભાજનમાં ભોજન કાઢેલ હશે તે જ ગ્રહણ કરીશ. એવી પ્રતિજ્ઞા કરનાર સાધુ સચિત્ત જલથી ધોયેલ હસ્ત અચિત્ત થઇ ચૂકયા હોય તો તેવા પ્રકારનાં અશનાદિ આહાર પ્રાસુક જાણી ગહણ કરી લે. |
| ६४०. अहावरा छट्ठा पिंडेसणा,- से भिक्खू वा भिक्खुणी वा उग्गहियमेव भोयणजायं जाणेज्जा जं च सयट्ठाए पग्गहियं, जं च परट्ठाए पग्गाहियं तं पायपरियावन्न पाणिपरियावन्न फासुयं जाव पडिगाहेज्जा । छट्ठा पिंडेसणा । | (૬) છઠ્ઠી પિંડૈષણા–ગૃહસ્થે પોતાં માટે અથવા કોઇ બીજા માટે વાસણમાથી ભોજન કાઢી રાખેલ હશે પરંતુ જેને માટે કાઢેલ છે તેણે ગ્રહણ કરેલ ન હોય, તે જ ગ્રહણ કરીશ, એવી પ્રતિજ્ઞા કરનાર સાધુ તેવા પ્રકારનું ભોજન ગૃહસ્થના પાત્રમાં હોય અથવા હાથમા હોય તે પ્રાપ્ત થવા પર પ્રાસુક જાણી ગ્રહણ કરી લે. |
| ६४१. अहावरा सत्तमा पिंडेसणा,—से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे वहु उज्झियधम्मियं भोयणजायं जाणेज्जा-जं चन्ने वहवे दुपय—चउप्पय—समण—माहणं — अतिहि- किवण- वणीमगा णावकखंति, तहप्पगारं उज्झिय—धम्मियं भोयणजायं सयं वा णं जाएज्जा परो वा से दिज्जा जाव फासुयं पडिगाहेज्जा । सत्तमा पिंडे-सणा । इच्चेयाओ सत्त पिंडेसणाओ । | (૭) સાતમી પિંડૈષણા–સાધુ, અથવા સાધ્વી, જેને ઘણા પશુ, પક્ષી, મનુષ્ય, શ્રમણ (બૌદ્ધ ભિક્ષુ) બ્રાહ્મણ, અતિથિ, કૃપણ અને ભિખારી લોકો ઇચ્છે નહી, તેવા પ્રકારનો ફેંકી દેવા યોગ્ય આહાર ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા કરે છે. એવા આહારની યાચના સ્વયં કરે અથવા ગૃહસ્થ આપે તો તેને પ્રાસુક જાણી ગ્રહણ કરી લે. |

६४२. अहावराओ सत्त पाणेसणाओ। तत्थ खलु इमा पढमा पाणेसणा; असंसट्ठे हत्थे, तं चेव भाणियव्वं। नवरं चउत्थाए णाणत्तं। से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे सेज्जं पुण पाणगजायं जाणेज्जा, तंजहा; तिलोदगं वा, तुसोदगं वा, जवोदगं वा, आयाम वा, सोवीरं वा, सुद्धवियडं वा, अस्सिं खलु पडिग्गाहियंसि अप्पे पच्छाकम्मे, तहेव पडिग्गाहेज्जा।

આ પ્રમાણે સાત પિંડૈષણાઓ કહી છે તથા બીજી સાત પાનૈષણાઓ છે, જેમ કે- અલિપ્ત હાથ અને અલિપ્ત ભાજન હોય આદિ, શેષ સર્વ વર્ણન પૂર્વની જેમ સમજવું. ચોથી પાનૈષણમા વિશેષમાં છે – તે સાધુ કે સાધ્વી પાણીના વિષયતાં જાણે કે–જે તલ આદિના ધોવણને ગ્રહણ કર્યા પછી પશ્ચાત્કર્મ ન લાગે તેને પ્રાસુણ જાણી ગ્રહણ કરી લે શેષ પાનૈષણા પિંડૈષણાની જેમ જાણી લેવી.

६४३. इच्चेतासिं सत्तण्हं पिंडेसणाणं सत्तण्हं पाणेसणाणं अण्णतर पडिम पडिवज्जमाणे णो एवं वदेज्जा;- 'मिच्छा पडिवन्ना खलु एते भयंतारो। अहमेगे सम्मं पडिवन्ने। जे एते भयंतारो एयाओ पडिमाओ पडिवज्जित्ताण विहरंति, जो व अहमंसि एयं पडिमं पडिवज्जित्ताणं विहरामि सव्वे ते जिणाणाए उवट्ठिता अन्नोन्नसमाहिए एवं च णं विहरंति।

આ સાત પિંડૈષણાઓ અને પાનૈષણાઓમાંથી કોઇપણ એક પ્રતિમાને ધારણ કરનાર મુનિ એવું ન કહે કે બીજા સાધુઓ સમ્યક્ પ્રકારથી પ્રતિમા વહન કરતા નથી. હું એકલો જ શુદ્ધ પ્રતિમાને વહન કરું છું ! તેણે એમ બોલવું જોઇએ–આ સર્વ સાધુઓ જિનાજ્ઞા પ્રમાણે વિચરે છે. તે સર્વ જિનાજ્ઞામાં ઉદ્યત થતા પરસ્પર સમાધિ ઉત્પન્ન કરીને વિચરી રહ્યા છે. અભિપ્રાય એ છે કે પ્રતિમાધારી સાધુ અભિમાની થઇને પડિમા વહન ન કરનાર મુનિઓની નિંદા ન કરે તેમજ પોતાની ઉત્કૃષ્ટતા પ્રગટ કરી અહંકાર ન કરે.

६४४. एयं खलु तस्स भिक्खुस भिक्खुणीए या सामग्गियं।

આ સાધુ–સાધ્વીઓનો સમગ્ર આચાર છે. એનુ સમ્યક્ પ્રકારથી યતનાપૂર્વક પાલન કરવું.



## અગિયારમું અધ્યયન

# શ ય્યૈ ષ ણા

આધ્યાત્મિક ચિન્તન અને સાધના માટે શરીર પ્રથમ સાધન છે. શરીરને સાધનાક્ષમ અને સ્વસ્થ રાખવા માટે આહાર ગ્રહણ કરવાની જરૂર રહે છે, એટલે દશમા અધ્યયનમાં બતાવેલ છે કે સાધુએ કેવી જાતનો આહાર કેવી રીતે ગ્રહણ કરવો જોઈએ, આહાર ગ્રહણ કર્યા પછી પણ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે તે આહાર કેવા સ્થાને કરવો જોઈએ અને કયાં રોકાવું જોઈએ ? કયા વિહાર કરવો જોઇ એ ? આ બધા પ્રશ્નોનું સમાધાન આ શય્યૈષણા અધ્યયનમાં મળશે.

શય્યા એટલે ઉપાશ્રય, વસતિ અથવા આધુનિક ભાષામાં સ્થાનક.

શય્યાના ચાર પ્રકાર છે · [૧] દ્રવ્ય શય્યા [૨] ક્ષેત્ર શય્યા [૩] કાળ શય્યા [૪] ભાવ શય્યા.
[૧] દ્રવ્ય શય્યા – દ્રવ્ય શય્યાના ત્રણ પ્રકાર છે.

[૧] સચિત્ત–સજીવ પૃથ્વી આદિને સચિત્ત દ્રવ્ય શય્યા કહે છે.
[૨] અચિત્ત–નિર્જીવ પૃથ્વી આદિને નિર્જીવ દ્રવ્ય શય્યા કહે છે.
[૩] મિશ્ર– અર્ધપરિણત–હજુ સંપૂર્ણપણે અચિત્ત થઈ ન હોય તેવી પૃથ્વી આદિને મિશ્ર દ્રવ્યશય્યા કહે છે

[૨] ક્ષેત્ર શય્યા :– ગામ, નગર આદિ સ્થાન વિશેષમાં કરવામાં આવતી શય્યા.
[૩] કાળ શય્યા :– ઋતુબદ્ધ કાળમાં કરવામા આવતી શય્યા
[૪] ભાવ શય્યા – તેના બે ભેદ છે.–

[૧] કાય વિષયક ભાવ શય્યા--ગર્ભસ્થ જીવોની માતાના શરીર-ઉદરમાંશય્યા ને ભાવ શય્યા.

[૨] ભાવવિષયક ભાવ શય્યા–જીવ જે સમયે ઔદયિક આદિ જે ભાવમાં પરિણમન કરે છે. તે સમયે તે તેની ભાવ વિષયક ભાવ શય્યા કહેવાય છે. જેમકે–

'शयनं शय्या આ ભાવપ્રધાન વ્યુત્પત્તિ અહીં સમજવી. આવી રીતે આ અધ્યયનાં શય્યાના ગુણ–દોષનું વર્ણન કર્યું છે અને આધાકર્માદિ દોષયુક્ત શય્યાનો ત્યાગ કરીને નિર્દોષ શય્યાનો સ્વીકાર કરવાનો આદેશ કરતા સૂત્રકાર ફરમાવે છે.

## પ્રથમ ઉદ્દેશ

६४५. जे भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा उवस्सयं एसित्तए, से अणुप्रविसित्ता गामं वा नगरं वा जाव रायहाणिं वा ।

સાધુ કે સાધ્વી ગ્રામ નગર યાવત્ રાજધાનીમાં પ્રવેશ કરી ત્યાં રહેવાની ઇચ્છા હોવાથી ઉપાશ્રયની ગવેષણા કરે.

६४६. सेज्जं पुण उवस्सयं जाणेज्जा सअंडं सपाणं जाव ससताणयं तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्ज वा निसीहियं वा चेतेज्जा ।

જે ઉપાશ્રય, ઇંડા કે કીડી, મકોડા વગેરેથી યુક્ત હોય તેમાં ન રહે, શય્યા કે સ્વાધ્યાયાદિ પણ ન કરે

६४७. से भिक्खू वा भिक्खुणी वा सेज्जंपुण उवस्सयं जाणेज्जा अप्पंड अप्पपाणं जाव अप्पसंताणयं तहप्पंगारे उवस्सए पडिलेहेत्ता पमज्जेत्ता ततो संजयामेव ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा ।

સાધુ કે સાધ્વી જે ઉપાશ્રયને ઇંડા યાવત જીવ જંતુઓથી રહિત જાણે તેનું સારી રીતે પ્રતિલેખન-પ્રમાર્જન કરી વસે, બેસે-શય્યા પાથરે અને સ્વાધ્યાયાદિ કરે.

६४८. से ज्जं पुण उवस्सयं जाणेज्जा अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं भूताइं जीवाइं सत्ताइं समारम्भ समुद्दिस्स कीयं पामिच्च अच्छेज्जं अणिसट्ठ अभिहडं आहट्टु चेएति, तहप्पगारे उवस्सए पुरिसांतरकडे वा अपुरिसांतरगडे वा जाव अणासेविते वा णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा । एवं बहवे साहम्मिया एगं साहम्मिणिं बहवे साहम्मिणीओ ।

સાધુ કે સાધ્વી જે ઉપાશ્રય વિષે એમ જાણે કે આ સ્થાન કોઈ એક સાધુના નિમિત્તે ગૃહસ્થે પ્રાણીઓ, ભૂતો, જીવો, સત્ત્વોનો આરંભ કરી બનાવેલ છે, ખરીદેલ છે, ઉધાર લીધેલ છે, બળજબરીથી છિનવી લીધેલ છે અથવા તેના માલિકની આજ્ઞા વિના પ્રાપ્ત કરેલ છે, (તમ્બૂ આદિ હોય તો) સન્મુખ લાવેલ છે, આવા પ્રકારનો ઉપાશ્રય કદાચ તેના માલિકે બીજાને સોંપી દીધેલ હોય તે વ્યકિતએ તેનુ સેવન હજુ કરેલ ન હોય તો તે દૂષિત છે, માટે તેમાં રહેવું કે સ્વાધ્યાયાદિ કરવા કલ્પે નહી
એવી જ રીતે ઘણા સાધ્વીઓ માટે તેમ જ એક સાધ્વી માટે અથવા ઘણાં સાધ્વીઓ માટે બનાવેલ, ખરીદેલ વગેરે હોય તો તેણુ તેમાં રહેવું, શય્યા કરવી કે સ્વાધ્યાયાદિ કાર્યો કરવા યોગ્ય નથી.

६४९. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा अस्संजए भिक्खुपडियाए किवणवणीमए पगणिय पगणिय समुद्दिस्स पाणाइं भूयाइं जीवाइं सत्ताइं जाव चेएई तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव अणासेविए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा । अह पुण एवं जाणेज्जा पुरिसंतरगडे जाव आसेविते पडिलेहित्ता पमज्जित्ता ततो संजयामेव ठाणं वा सेज्ज वा णिसीहियं वा चेतेज्जा ।

સાધુ કે સાધ્વી ઉપાશ્રય વિષે એમ જાણે કે આ ઉપાશ્રય ઘણા અન્ય તીર્થિઓ કે દરિદ્રો વગેરેને ગણી-ગણીને, તેઓના નિમિત્તે પ્રાણી ભૂતાદિનો આરંભ-સમારંભ કરીને બનાવેલ છે, તે પણ અકલ્પનીય છે. તેમાં સ્વાધ્યાયાદિ કાર્યો ન કરે. સાધુ-સાધ્વી ઉપાશ્રયના વિષયમાં એવુ જાણે કે આ ઘણા શ્રમણાદિ ને ઉદ્દેશીને પ્રાણી-ભૂતાદિ નો સમારંભ કરીને બનાવેલ છે, અને જે ગૃહસ્થ આપી રહ્યો છે, તે ગૃહસ્થને હજુ ઉપાશ્રયના માલિકે સુપ્રત કરેલ નથી, તો તે સ્થાન રહેવા યોગ્ય નથી. તેથી ત્યા વાસ સ્વાધ્યાયાદિ કરે નહી. વળી જો સાધુ એમ સમજે કે આ ઉપાશ્રય બીજા લોકોએ કામમાં લઇ લીધેલ છે તો [સ્વામીની આજ્ઞા પ્રાપ્ત કરી] સારી રીતે પ્રતિલેખન-પ્રમાર્જન કરી ઉપયોગમા લે, તેમ જ યતનાપૂર્વક સ્વાધ્યાયાદિ ક્રિયાઓ કરે.

६५०. से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सय जाणेज्जा अस्संजए भिक्खुपडियाए कडिए वा उक्कंपिए वा छन्ने वा लित्ते वा घट्ठे वा मट्ठे वा सम ट्ठे वा संपधूमिए वा तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव अणासेविए णो ठाणं वा सेज्ज वा णिसीहियं वा चेतेज्जा, अह पुण एवं जाणेज्जा पुरिसतरगडे जाव आसेविते, पडिलेहित्ता पमज्जित्ता ततो संजयामेव जाव चेतेज्जा ।

સાધુ કે સાધ્વી એમ સમજે કે આ ઉપાશ્રય કોઇ ગૃહસ્થે ભિક્ષુના નિમિત્તે બનાવેલ છે, પાટિયાની દીવાલથી અથવા વાસની ખપારીથી બનાવેલ છે, દર્ભ આદિથી છજાવેલ છે, ગોબરથી લીપેલ છે, ચૂના આદિ લગાવીને ઠીક કરેલ છે, ભીત આદિ ઘસીને સ્વચ્છ કરેલ છે, પાલિશ કરેલ છે, ધૂપથી સુગંધિત કરેલ છે, અને એ પ્રકારનો સાફ સુથરા અને મરામત કરેલ ઉપાશ્રય સ્વામી દ્વારા કામમાં લીધેલ ન હોય તો સેવન કરવા યોગ્ય નથી. તેમા સ્થિતિ, શય્યા; સ્વાધ્યાય ન કરે જો એમ જણાય કે આ રીતે તૈયાર કરેલ મકનાદિને તેનો સ્વામી કામમા લઈ ચૂકયો છે તો પ્રતિલેખન-પ્રમાર્જન કરી તેવા સ્થાનમા વાસ કરે.

६५१. से भिक्खू वा भिक्खूणी वा से ज्जं पुण उवसयं जाणेज्जा-असंजए भिक्खुपडियाए खुड्डियाओ दुवारियाओ

સાધુ કે સાધ્વી એમ જાણે કે કોઈ ગૃહસ્થે સાધુના નિમિત્તે આ ઉપાશ્રયના નાના દરવાજા ને મોટા કર્યા છે, વગેરે વર્ણન પિંડૈષણા

महल्लिआओ कुज्जा, जहा पिंडे-सणाए, जाव संथारगं संथरेज्जा, वहिया णिणक्खु तहप्पगारे उव-स्सए अपुरिसांतरगडे जाव अणासे-विते णो ठाणं वा सेज्जं वा णिसी हियं वा चेतेज्जा । अहपुण एवं जाणेज्जा-पुरिसांतरगडे जाव आसे-विते-पडिलेहित्ता पमज्जित्ता ततो संजयामेव जाव चेतेज्जा ।

અધ્યયનનાં સૂત્રની સમાન સમજવું * જોઈએ. સાધુ અહી સંસ્તારક બિછાવશે. એમ વિચારી ગૃહસ્થ વિષમ ભૂમિને સમ કરે, અથવા વનસ્પતિ વગેરેને બહાર કાઢે તો જ્યાં સુધી આવો ઉપાશ્રય બીજા પુરુષે કામમાં લીધો ન હોય, ત્યા સુધી મુનિ માટે સેવન કરવા યોગ્ય નથી. માટે તેવા ઉપાશ્રયમાં રહે નહિ, શય્યા કરે નહિ, સ્વાધ્યાય કરે નહિ. હા, જો એમ સમજે કે ઉપાશ્રય બીજાને આપી દીધેલ છે, અને તેને ઉપયોગમા લઇ લીધેલ છે, તો પ્રતિલેખન અને પ્રમાર્જન કરીને યતનાપૂર્વક નિવાસ, શયન, સ્વાધ્યાય કરે.

६५२. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा अस्सं-जए भिक्खुपडियाए उदगपसूयाणि कंदाणि वा, मूलाणि वा, पत्ताणि वा, पुप्फाणि वा, फलाणि वा, वीयाणि वा हरियाणि वा, ठाणातो ठाणं साह-रति, वहिया वा णिणक्खु-तहप्पगारे उवस्सए अपुरिसांतरकडे जाव णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। अह पुण एवं जाणेज्जा पुरिसांतरगडे जाव चेतेज्जा ।

સાધુ અથવા સાધ્વી એમ જાણે કે ગૃહસ્થ, મુનિના ઉદ્દેશથી જલમાં ઉત્પન્ન થવાવાળા કંદ, મૂળ, પાન, પુષ્પ, ફળ, બીજ, અથવા બીજી કોઈપણ વનસ્પતિને એક જગ્યાથી બીજી જગ્યાએ લઈ જાય છે, બહાર કાઢે છે અને એ ઉપાશ્રય હજુ બીજાએ કામમા લીધેલ ન હોય તો તે સેવન કરવા યોગ્ય નથી તેથી ત્યાં રહેવું ન જોઈએ. અગર કોઇએ કામમા લીધેલ હોય તો સેવન કરી શકાય છે. માટે પ્રતિલેખન પ્રમાર્જન કરી યતનાપૂર્વક તેમા રહે અને શયનાદિ કરે

६५३. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण जाणेज्जा-अस्संजए भिक्खुपडि-याए पीढं वा, फलग वा, णिस्सेणिं वा, उदूखलं वा, ठाणातो ठाणं साहरति, वहिया वा णिणक्खु, तहप्पगारे उवस्सए अपुरिसांतरगडे जाव णो ठाणं वा सेज्जं वा णिसी-हियं वा चेतेज्जा । अह पुण एवं जाणेज्जा पुरिसांतरगडे जाव चेतेज्जा।

સાધુ કે સાધ્વી ઉપાશ્રય વિષે એમ જાણે કે ગૃહસ્થ સાધુ માટે બાજોઠ, પાટિયુ, નિસરણી અથવા ખાંડણિયો વગેરે પદાર્થો એક સ્થાનથી બીજા સ્થાનમા લઇ જાય છે. અથવા બહાર કાઢે છે તો તેવા પ્રકારનો ઉપાશ્રય, જે અપુરુષાન્તરકૃત અને અનાસેવિત છે-તેમા સાધુ કાયોત્સર્ગાદિ ક્રિયા ન કરે પરન્તુ તે એમ જાણે કે બીજાએ ઉપયોગમાં લીધેલ છે, તો પ્રતિલેખન-પ્રમાર્જન કરી યતનાપૂર્વક ઉપરોક્ત બધા કાર્યો કરે..

---

* જુઓ દસમું અધ્યયન, દ્વિતીય ઉદ્દેશક સૂત્ર ૫૪૮.

६५४. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा, तं जहा;- खधंसि वा, मंचंसि वा, मालंज्जिया पासायंसि वा, हम्मियतलसि वा, अण्ण- तरंसि वा तहप्पगारंसि अंतलिक्खजा- यंसि, णण्णत्थ आगाढा-गाढेहिं कार- णेहिं, ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा ।

સાધુ કે સાધ્વી જાણે આ કે ઉપાશ્રય સ્થંભપર, માંચડાપર, માળપર, પ્રાસાદપર, મંજીલપર, અથવા ભોંયરામાં કે કોઇ ઉંચા સ્થાનપર બનાવેલ છે. તો વિશેષ કારણ વિના તેમાં વાસ ન કરે. તથા ઉપર્યુકત કાર્યો પણ ન કરે.

६५५. से आहच्च चेतिते सिया, णो तत्थ सीओदगवियडेण वा उसिणोदग- वियडेण वा २ हत्थाणि वा, पादाणि वा, अच्छीणि वा, दताणि वा, मुहं वा, उच्छोलेज्ज वा पहोएज्ज वा; णो तत्थ ऊसढं पगरेज्जा, तंजहा; उच्चारं वा, पासवणं वा, खेलं वा, सिंघाणं वा, वंतं वा, पित्तं वा पूतिं वा, सोणियं वा, अन्नतरं वा सरीरावयवं वा । केवली बूया 'आयाण मेयं' । से तत्थ ऊसढं पगरेमाणे पय- लेज्ज वा । पवडेज्ज वा । से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा हत्थं वा जाव सीसं वा अन्नतरं वा कायंसि इंदियजातं लूसेज्जा पाणाणि वा अभिहणेज्ज वा जाव ववरोवेज्ज वा । अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पइन्ना जाव जं तहप्पगारे उवस्सए अतलिक्खजाते णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा ।

કારણવશાત્ કદાચિત્ એવા સ્થાનમાં વસવું પડે તો ત્યાં ઠંડા પાણી આદિથી હાથ, પગ, આંખ, દાંત, મુખ વિગેરે સાફ ન કરે. વારંવાર ધોઇ સાફ ન કરે. તથા મળ-મૂત્ર, કફ, લીંટ, ઉલટી, પીત, પરૂ, રૂધિર વગેરે શરીરના અવયવોમાંથી નીકળતી કોઇપણ પ્રકારની અશુચિનો ત્યાગ ત્યાં ન કરે. કારણ કે સર્વજ્ઞ ભગવાને કહ્યું છે કે આ બધું કરવું તે કર્મબંધનનું કારણ છે. અને સંભવ છે કે ઉપરથી ફેંકવા જતાં સાધુ પડી જાય, લપસી જાય, અને લપસવાથી કે પડવાથી હાથ-પગ-મસ્તક અગર શરીરનો કોઇ પણ ભાગ તૂટી જાય-નષ્ટ થાય. ઉપરાંતમાં ત્યા રહેલાં પ્રાણી, ભૂત, જીવ, સત્ત્વ વગેરેની ઘાત થાય અને તેઓ પ્રાણરહિત થઇ જાય. તેથી આ સાધુ-સાધ્વીનો ઉપદિષ્ટ આચાર છે કે આવા ઉચા ઉપાશ્રયમાં રહેવું નહીં, શયન સ્વાધ્યાયાદિ કરવા નહી.

६५६. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-सइत्थियं सखुड्डं सपसुभत्तपाणं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा । आयाण मेयं भिक्खुस्स गाहावति-

સાધુ-સાધ્વી ને એમ જણાય કે આ ઉપાશ્રય સ્ત્રીઓથી યુકત છે, (સાધ્વીઓને જણાય કે પુરૂષથી યુકત છે) તેમજ તેમા બાળક, બિલાડી, કૂતરા આદિ ક્ષુદ્ર જીવો રહે છે, પશુઓથી યુકત, ભોજનપાણીથી યુકત, અથવા પશુઓના ભોજન પાણીથી યુકત છે; તો આવા ગૃહસ્થના સંસર્ગ વાળા મકાનમાં વાસ-શયન-સ્વાધ્યાદિ ન કરે એમ

कुलेण सद्धिं संवसमाणस्स। अलसए वा विसूइया वा छड्डी वा णं उव्वाहिज्जा अन्नतरे वा से दुक्खे रोगातंके समुप्पजेज्जा, असंजए कलुणवडियाए तं भिक्खुस्स गातं तेलेण वा, घएण वा, णवणीतेण वा, वसाए वा, अब्भंगेज्ज वा मक्खिज्ज वा सिणाणेण वा कक्केण वा लोद्धेण वा वन्नेण वा चुण्णेण वा पउमेण वा आघंसेज्ज वा पघंसिज्ज वा उव्वलेज्ज वा उवट्टेज्ज वा; सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पच्छोलेज्जा वा पहोएज्ज वा सिणाविज्ज वा सिंचेज्ज वा दारुणा वा दारुपरिणामं कट्टु अगणिकायं उज्जालेज्ज वा पयालिज्ज वा उज्जलित्ता पज्जलित्ता कायं आयावेज्ज पयावेज्जा वा, अह भिक्खूण पुव्वोवदिट्ठा एस पतिन्ना जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा।

કરવાથી કર્મ બંધન થાય છે. (કર્મબંધન કેમ થાય તે દર્શાવે છે) ગૃહસ્થ કુલ સાથે નિવાસ કરનાર સાધુને જો અલસગ (હાથ પગ શૂન્ય થવાથી થનારી વિશેષ પ્રકારની બીમારી) વિશૂચિકા, વમન, અથવા બીજી કોઈ વ્યાધિ થઇ જાય, અચાનક શૂલ ઉપડી જાય, તે સમયે સાથે વસનાર ગૃહસ્થ કરૂણાથી પ્રેરાઈને સાધુની સેવા કરવા માટે, તેલથી, ઘીથી, માખણથી, અથવા ચર્બીથી સાધુને માલિશ કે મર્દન કરશે, સ્થાન કરાવશે કે કવાથાદિ ઉકાળો વિગેરે બનાવશે, અથવા લોધ્ર–વર્ણ–ચૂર્ણ કે પદ્મ વગેરેથી ઘસી ઘસીને માલિશ કરશે, મમળશે, પીઠી આદિથી મર્દન કરશે, ઠંડા કે ગરમ જલથી પ્રક્ષાલન કરશે, મસ્તકથી પગ સુધી નવરાવશે, સિંચન કરશે, લાકડા સાથે લાકડાને ઘસીને અગ્નિ પ્રગટાવશે, પ્રજ્વલિત કરશે. આગ જલાવીને શરીરને શેકશે કે તપાવશે આ સઘળા કર્મ–બંધનના કારણો છે. આ દોષોથી બચવા માટે સાધુનો પૂર્વોપદિ આચાર છે કે ગૃહસ્થ સાથે તેના મકાનમા સાધુ–સાધ્વીઓએ નિવાસ, શય્યા, સ્વાધ્યાયાદિ ન કરવુ

६५७. आयाणं-मेयं भिक्खुस्स सागारिए उवस्सए वसमाणस्स;-इह खलु गाहावती वा जाव कम्मकरी वा अन्नमन्नं अक्कोसंति वा वयंति वा रुभंति वा उद्दवति वा, अह भिक्खूण उच्चावयं मणं णियच्छेज्जा:-एते खलु अन्नमन्नं अक्कोसंतु जाव मा वा उद्दवंतु। अहे भिक्खूणं पुव्वोवदिट्ठा एस पइन्ना जाव जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा।

ગૃહસ્થના સંસર્ગવાળા મકાનમા રહેવુ તે સાધુ માટે કર્મબંધનનુ કારણ છે. કારણ કે ગૃહસ્થથી માંડી કર્મચારિણીઓ વગેરે એક બીજા આપસ આપસમા ઝગડતા હોય, કુવચન બોલતા હોય, એકબીજાને રોકતા હોય, બંધ કરતા હોય, મારતા હોય, આવુ બધુ દેખીને મુનિનુ મન ઉંચુ નીચું થઈ જાય અને મનમા વિચાર આવે કે આ લોકો ઝગડે તો સારૂ, અગર ન ઝગડે તો સારૂં, યાવત્ મારે તો સારૂં કે ન મારે તો સારૂ વગેરે વગેરે. માટેજ મુનિઓનો આ આચાર છે, પ્રતિજ્ઞા છે અને તેના માટે એજ હિતકર છે, કે ગૃહસ્થના મકાનમા વાસ શયન આદિ ન કરે.

૬૫૮. आयाणमेयं भिक्खुस्स गाहावईहिं सद्धिं संवसमाणस्स । इह खलु गाहावई अप्पणो सअट्ठाए अगणिकायं उज्जालेज्ज वा पज्जालिज्ज वा विज्जाविज्ज वा, अह भिक्खू उच्चावयं मणं ' नियंछेज्जा–एतेखलु अगणिकायं उज्जालेंतु वा, मा वा उज्जालिंतु, पज्जालिंतु वा मा वा पज्जालिंतु, विज्झविंतु वा मा वा विज्झविंतु । अह भिक्खूणं पुव्वोवइट्ठा जाव जं तहप्पगारे उवस्सए नो ठाणं वा चेइज्जा ।

ગૃહસ્થ સાથે વાસ કરનાર સાધુને કર્મબંધન થાય છે. જેમ કેઃ– ગૃહસ્થ પોતા માટે, આગ જલાવશે પ્રગટાવશે, તે જોઈ મુનિનું મન ઉચુ–નીચું થશે અને વિચારશે, આ આગ સળગાવે કે ન સળગાવે, જલાવે કે ન જલાવે, અથવા ઠારે કે ન ઠારે તો સારૂં, વગેરે વગેરે. તેથી જ સાધુ માટે પૂર્વોપદિષ્ટ આચાર-પ્રતિજ્ઞા– અને એ જ હિતકર છે કે ગૃહસ્થના સંસર્ગ વાળા એક જ મકાનમાં રહેવું. શય્યા–સ્વાધ્યાયાદિ કાર્યો કરવાં નહીં.

૬૫૯. आयाणमेयं भिक्खुस्स गाहावईहिं सद्धिं संवसमाणस्स इह खलु गाहावतिस्स कुंडले वा, गुणं वा, मणी वा, मोत्तिए वा, हिरन्नेसु वा, सुवण्णेसु वा कडगाणि वा, तुडियाणि वा, तिसराणि वा, पालंबाणि वा, हारे वा, अद्धहारे वा, एगावली वा, मुत्तावली वा, कणगावली वा, रयणा वली वा तरुणीयं वा कुमारिं अलंकियविभूसियं पेहाए, अह भिक्खू उच्चावयं मणं, णियच्छेज्जा, " एरिसिया वा, सा, णो वा एरिसिया " इति वा णं बूया, इति वा णं मणं साएज्जा । अह भिक्खूणं पुव्वोवइट्ठा जाव जं तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा ।

ગૃહસ્થ સાથે નિવાસ કરનાર સાધુને કર્મ બંધાય છે. જેમકે·– મકાનમાં રહેનાર ગૃહસ્થના કુંડળ, કંદોરો, મણિ, મોતી, સોનું ચાંદી, કડા, બાજુબંધ, ત્રણ સરો, નવસરો, અઢાર સરોહાર અર્ધહાર, લાંબી માળા, એકાવલી, કનકાવલી, મુકતાવલી કે રત્નાવલી હાર વગેરે આભૂષણોને તથા વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત તરૂણી અગર કુમારીને દેખી મુનિનું મન ઉંચુ–નીચું થઇ જશે અથવા તેણીને જોઇ આવા પ્રકારની વાતો કરશે–આ તરૂણી આવી લાગે છે. આવી નથી લાગતી, ઘણી સુંદર દેખાય છે. અથવા સુંદર નથી લાગતી વગેરે વગેરે, અથવા તો સઘળી વસ્તુઓનો ઉપભોગ કરવાની ઇચ્છા કરશે માટે સાધુનો આ પૂર્વોપદિષ્ટ આચાર છે, પ્રતિજ્ઞા છે અને તેને માટે એજ હિતકર છે કે તે ગૃહસ્થના નિવાસવાળા મકાનમાં વાસ, શય્યા, સ્વાધ્યાય વગેરે ન કરે.

૬૬૦. आयाणमेयं भिक्खुस्स गाहावतिहिं सद्धिं संवसमाणस्स । इह खलु गाहावतिणीओ वा, गाहावतिधूयाओ वा गाहावतिसुण्हाओ वा, गाहावति–

ગૃહસ્થ સાથે રહેવાથી સાધુને કર્મબંધન થાય છે જેમકેઃ— તે સ્થાનમા વસનાર ગૃહસ્થની પત્નીઓ, પુત્રીઓ, પુત્ર વધુઓ, ગૃહસ્થધાત્રી, દાસીઓ, અને ગૃહસ્થની કર્મચારિણીઓ અરસૂ

धाईओ वा गाहावतिदासीओ वा, गाहावतिकम्मकरीओ वा, तर्सि च णं एवं वुत्तपुव्वं भवति– "जे इमे भवंति समणा भगवंतो जाव उवरया मेहुणाओ धम्माओ, णो खलु एतेसिं कप्पइ मेहुणधम्मं परियारणाए आउट्टित्तए। जा य खलु एतेसिं सद्धिं मेहुणधम्मं परियारणाए आउट्टाविज्जा, पुत्तं खलु सा ओलभिज्जा ओयस्सिं तेयस्सिं वच्चसिं जससिं संपराइयं आलोयणदरिसिणिज्जं", एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म तासिं च णं अण्णयरी सड्ढि तं तवस्सिं भिक्खुं मेहुणधम्मपरियारणाए आउट्टाविज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे सागरिए उवस्सए णो ठाणं वा णिसीहियं वा चेत्तेज्जा।

પરસ મુનિને દેખી વાર્તાલાપ કરશે કે—આ શ્રમણ ભગવંત છે, મૈથુન કર્મથી વિરત થયેલા છે, તેઓને મૈથુન સેવન, કે તેની અભિલાષા કરવી પણ કલ્પતી નથી આવા સંત સાથે કોઈ સ્ત્રી કદાચ મૈથુન સેવે તો તેણીને પુત્રની પ્રાપ્તિ થાય, અને તે પુત્ર ઓજસ્વી, તેજસ્વી, વર્ચસ્વી, યશસ્વી, સુંદર, વિજયી હોય. આવા પ્રકારની વાત ચીત સાભળતી સ્ત્રીઓમાંથી કોઈ સ્ત્રીને પુત્ર પ્રાપ્તિની ઇચ્છા થઈ જાય, અથવા તે કામાતુર થઈ જાય, તે કામ શાન્તિ માટે અભિલાષા કરતી નારી મુનિને મૈથુન સેવન માટે પ્રલોભન આપી આકર્ષિત કરશે. માટે સાધુનો પૂર્વોપદિષ્ટ આચાર છે, પ્રતિજ્ઞા છે, અને તેને માટે એ જ હિતકર છે કે આવા સ્થાનોમાં સાધુ ન રહે, ન સ્વાધ્યાયાદિ કાર્યો કરે

६६१. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिए सया जए त्ति बेमि।

સાધુ કે સાધ્વીનો આ આચાર છે જ્ઞાનાદિથી યુક્ત થઇને તેનું પૂર્ણ રૂપથી પાલન કરતાં યત્નવાન બને એમ હુ કહુ છું.

## બીજો ઉદ્દેશ

६६२. गाहावई णामेगे सुइसमायारा भवंति, से भिक्खू य असिणाणए मोयसमायारे से तग्गंधे दुग्गंधे पडिकूले पडिलोमे यावि भवति। जं पुव्वकम्मं तं पच्छाकम्मं, जं पचछाकम्मं तं पुरेकम्मं तं भिक्खुपडियाए वट्टमाणा करेज्जा वा नो करिज्जा वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सये णो ठाणं वा जाव चेतेज्जा।

કોઇ ગૃહસ્થ શુચિ સમાચાર [બાહ્ય શુદ્ધિનું પાલન કરનાર] હોય, અને સાધુ તો સ્નાનત્યાગી હોય, તેમા વળી કોઇક સાધુ મોક પ્રતિમાધારી પણ હોય ગૃહસ્થને તે ગંધ દુર્ગંધરૂપ લાગે અથવા પ્રતિકુળ પણ લાગે અને સાધુના કારણે ગૃહસ્થ પહેલાં કરવાનુ કાર્ય પછી કરે અને પછી કરવાનું કાર્ય પહેલાં કરી લે, એમ કાર્યક્રમમાં પરિવર્તન કરે, વળી ભોજનાદિ કાર્ય વહેલું પતાવી દે અથવા ન પણ કરે માટે મૂનિનો આચાર છે કે તે ગૃહસ્થની સાથે નિવાસાદિ ન કરે.

૬૬૩. आयाणमेयं भिक्खुस्स गाहावईहिं सर्द्धि संवसमाणस्स, इहखलु गाहावतिस्स अप्पणो सअट्ठाए विरूवरूवे भोयणजाए उवखडिए सिया, अह पच्छा भिक्खुपडियाए असणं वा पाणं वा खाइम वा साइमं वा उवक्खडेज्ज वा उवकरेज्ज वा तं च भिक्खू अभिकंखेज्जा भुत्तए वा पीत्तए वा वियट्टित्तए वा । अह भिक्खुणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए नो ठाणं वा चेतेज्जा ।

ગૃહસ્થ સાથે રહેનાર મુનિને કર્મબંધ થાય છે. ગૃહસ્થે પોતા માટે વિવિધ પ્રકારનું ભોજન બનાવ્યું હશે. તેમાં વળી પોતા સાથે વસતાં મુનિ ને દેખી તેના માટે પણ વિવિધ પ્રકારનાં અશનાદિ આહાર પાણી બનાવશે ને લાવશે. મુનિને તે અશનાદિને ખાવા-પીવાની ઇચ્છા થશે. ઉપરાત લોલુપ થઇને ત્યાં રહેવાની કામના જાગશે, તેનાથી સંયમ દૂષિત થશે. માટે સાધુનો એજ આચાર છે કે ગૃહસ્થ સાથે એક જ મકાનમાં નિવાસાદિ ન કરે.

૬૬૪. आयाणमेयं भिक्खुस्स गाहावईणा सर्द्धि संवसमाणस्सः—इह खलु गाहावईस्स अप्पणो सयट्ठाए विरूवरूवाइं दारुयाइं भिन्नपुव्वाइं भवंति अह पच्छा दरुयाइ भिक्खुपडियाए विरूवरूवाइं भिंदेज्ज वा किणेज्ज वा पामिच्चेज्ज वा दारुणा वा दारुपरिणामं कट्टु अगणिकायं—उज्जालेज्ज वा पज्जालेज्ज वा तत्थ भिक्खू अभिकंखेज्ज वा आतावेत्तए वा पयावेत्तए वा वियट्टित्तए वा । अह भिक्खूणं पुव्वो वदिट्ठा जाव जं तहप्पगारे उवसए णो ठाणं चेतेज्जा ।

ગૃહસ્થ સાથે રહેનાર મુનિને કર્મબંધ થાય છે. ગૃહસ્થ પોતા માટે વિવિધ પ્રકારના કાષ્ઠ પહેલાથી કાપીને રાખે છે વળી પોતા સાથે વસતા સાધુને નિમિત્તે વિવિધ પ્રકારના કાષ્ઠ કાપે અથવા ખરીદે અથવા ઉધાર લે, લાકડા સાથે લાકડું ઘસીને આગ સળગાવે અથવા પ્રજ્વલિત કરે. આ જોઇ સાધુને પોતાનુ શરીર સેકવાની અથવા તપાવવાની ઇચ્છા થઇ જાય. અને ત્યાં રહેવાની કામના કરે, માટે મુનિઓ આ પૂર્વોપદિષ્ટ આચાર, પ્રતિજ્ઞા અને તેના માટે એજ હિતકારી છે કે તે ગૃહસ્થની સાથે નિવાસાદિ ન કરે.

૬૬૫. से भिक्खू वा भिक्खुणी वा उच्चार पासवणेण उव्वाहिज्जमाणे राओ वा वियाले वा गाहावतिकुलस्स दुवार वाहं अवगुणेज्जा, तेणे य तस्संधिचारी अणुपविसेज्जा, तस्स भिक्खुस्स नो कप्पइ एवं वदित्तए—"अयं तेणो पविसइ वा, णो वा पविसइ, उव-

ગૃહસ્થ સાથે એક મકાનમાં રહેનાર સાધુ અથવા સાધ્વી દીર્ઘશંકા અથવા લઘુશંકાથી બાધિત થઇને રાત્રિમાં અથવા વિકાલના સમયે મકાનનું દ્વાર ખોલી બહાર જાય. ત્યારે કદાચિત્ અવસર શોધતો ચોર અંદર પ્રવેશી જાય. ત્યારે મુનિથી એમ કહી શકાય નહીં કે 'આ ચોર પ્રવેશી રહ્યો છે અથવા પ્રવેશ કરતો નથી. છુપાઇ ગયો છે અથવા છુપાયો નથી, આવે છે કે આવતો

ल्लियइ वा, णो वा उवलियति, आवयइ वा, णो वा आवयइ, वयइ वा नो वा वदति, तेण हडं अण्णेण हडं तस्स हडं अणस्स हडं अयं तेणे, अयं उवचरए, अयं हंता अयं एत्थ मकार्सी," तं तव्वर्स्सि भिक्खुं अतेणं तेणंति संकति । अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव णो चेतेज्जा ।

નથી, જાય છે કે જતો નથી, તેણે ચોરી કરી અગર બીજાએ કરી, આ ચોર છે, અથવા ચોરનો સાથી છે, આ ઘાતક છે, એમણે આ કર્યું છે'. મુનિ પોતાના આચારાનુસાર કંઇ પણ કહી શકે નહીં, તેથી ગૃહસ્થ તે મુનિ પર ચોર ન હોવા છતા પણ ચોર હોવાની શંકા રાખે, તેથી મુનિનો એજ આચાર, પ્રતિજ્ઞા અને તેજ કલ્યાણરૂપ છે કે ગૃહસ્થ સાથે નિવાસાદિ ન કરે.

६६६. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा, तंजहाः— तणपुंजेसु वा पलालपुंजेसु वा सअंडे जाव ससंताणए, तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं णिसिहियं वा चेएज्जा ।

સાધુ અથવા સાધ્વી ઉપાશ્રયમાં જાણે કે ઘાસની કે પરાળની ગંજીઓ છે તે ગંજીઓ ઇંડા, સચિત્ત પાણી સચિત્ત પૃથ્વી, કીડી આદિ જીવજંતુઓ સહિત છે. તો તેવા ઉપાશ્રયમાં સ્થિતિ શય્યાદિ ન કરે.

६६७. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा–तणपुंजेसु वा-पलालपुंजेसु अप्पंडे जाव चेतेज्जा ।

સાધુ કે સાધ્વી કોઈ ઉપાશ્રયને એવો જાણે કે જેમા ઘાસ, પરાળની ગંજીઓમાં ઇંડા, યાવત્ જીવ જંતુ વિગેરે નથી, તો તેવા ઉપાશ્રયમાં પ્રતિલેખન–પ્રમાર્જન કરીને યતનાથી નિવાસાદિ કરે.

६६८. से आगंतागारेसु वा आरामागारेसु वा गाहावतिकुलेसु वा परियावसहेसु वा अभिक्खणं साहम्मिएहिं ओवय-माणेहिं णो ओवएज्जा ।

મુનિને ધર્મશાળા, મુસાફરખાના, અથવા ઉદ્યાન ગૃહો કે ગૃહસ્થના ઘરો કે મઠોમાં, જ્યાં વારંવાર સાધર્મિક સાધુ આવી વસે છે તેવા સ્થાનમા ઉતરવું ન જોઇએ અભિપ્રાય એજ છે કે ઉપાશ્રયમાં બીજા સાધર્મિક સાધુઓનું પ્રાયઃ આવાગમન તેમજ નિવાસાદિ થયા કરતા હોય તેવા સ્થાનમાં રહીને કોઈ સાધુ જો માસ કલ્પાદિ કરે તો આવાગમન કરનાર અન્ય સાધુઓને સ્થાન ભિક્ષા આદિની કઠિનાઇ ઉભી થાય તેમ વિચારીને સાધુએ તે સ્થાનમાં રહેવું યોગ્ય નથી.

६६९. से आगंतागारेसु वा जाव परियावसहेसु वा जे भयंतारो उडुबद्धियं वा वासा-वासियं वा कप्पं उवातिणित्ता तत्थेव भुज्जो भुज्जो संवसंति, अय माउसो ! कालाइक्कंतकिरिया भवति ।

ધર્મશાળાદિ સ્થાનોમા જે મુનિ ઋતુબદ્ધ–શીત કે ગ્રીષ્મ કાળમાં માસ કલ્પ સ્થિર રહીને, ફરી ત્યાં ચાતુર્માસ કરે છે, તેઓને હે આયુષ્મન્ શ્રમણો ! કાલાતિક્રમ દોષ લાગે છે.

६७०. से आगंतारेसु वा जाव परियावसहेसु वा जे भयंतारो उउवद्धियं वा वासावासियं वा कप्पं उवातिणावेत्ता तं दुगुणा त्तिगुणेण वा अपरिहरित्ता तत्थेव भुज्जो भुज्जो संवसंति अयमाउसो इतरा उवट्ठाणकिरिया यावि भवति ।

જે ભિક્ષુ ધર્મશાળા મુસાફરખાનાદિમાં જેટલો સમય રહ્યાં હોય, તેટલો સમય કરતાં બીજા સ્થાને બમણો, ત્રણ ગણો સમય વ્યતીત કર્યા વિના ત્યાં ચોમાસુ કરે, અથવા માસકલ્પ કરે તો હે આયુષ્મન્ શ્રમણો, તેને ઉપસ્થાન ક્રિયા દોષ લાગે છે. તાત્પર્ય એ છે કે જે જગ્યામાં માસકલ્પ કરેલ હોય, ત્યાં ઓછામાં ઓછું બે મહિના બહાર વ્યતીત કર્યા વિના ફરી માસકલ્પ ન કરવું જોઈએ. જ્યાં ચોમાસું કરેલ છે, ત્યાં બીજા સ્થાને બે ચોમાસા કર્યા વિના ફરી ચોમાસુ કરવું ન જોઇએ

६७१. इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं णं वासंतेगतिया सड्ढा भवंति, तंजहा, गाहावती वा, जाव कम्मकरीओ वा, तेसिं च णं आयारगोयरे णो सुणिसंते भवति । तं सद्दहमाणेहिं पत्तियमाणेहिं रोयमाणेहिं वहवे समण–माहण–अतिहि–किवण–वणीमए समुद्दिस्स, तत्थ–तत्थ अगारीहिं अगाराइं चेइआइं भवंति, तंजहाः— आएसणाणि वा, आयतणाणि वा, देवकुलाणि वा, सहाओ वा, पवाणि वा, पणियगिहाणी वा, पणियसालाओ वा, जाणगिहाणि वा, जाणसालाओ वा, सुहाकम्मताणि वा दब्भकम्मंताणि वा, वद्धकम्मंताणि वा, वक्कयकम्मंताणि वा, इंगालकम्मंताणि वा, कट्ठकम्मंताणि वा, सुसाणकम्मंताणि वा, संतिकम्मंताणि वा, सुण्णागारकगिरिकंदरसंतिसेलोवट्ठाणकम्मंताणि वा, भवणगिहाणि वा, जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा तेहिं ओवयमाणेहिं ओवयंति, अय–माउसो अभिक्कंतकिरियाणि भवति ।

આ જગતમાં પૂર્વાદિ દિશાઓમાં કેટલાક શ્રદ્ધાળુ હોય છે, જેમ કે-ગૃહસ્થ, ગૃહસ્થપત્ની, પુત્રવધૂ, કર્મચારિણી આદિ તેઓએ સાધુના આચાર-વિચાર સારી રીતે સાંભળેલ હોવાથી તેઓને સમ્યગ્ જાણપણું હોતુ નથી. તે શ્રદ્ધા પ્રતીતિ અને પ્રીતિ રાખતાં સામાન્યત બધા પ્રકારના શ્રમણો, બ્રાહ્મણો, અતિથિઓ, ભિક્ષુકો અને દરિદ્રીઓ વિગેરેને રહેવા માટે સ્થાનાદિ તૈયાર કરાવે છે. જેમકે.– લુહારશાળા, દેવમંદિરની બાજુમા ઓરડાઓ, દેવકુળ, સભાઓ, પરબો, દુકાનો, વખારો, ગોદામો, વાહનઘરો, વાહનશાળાઓ, ચુંનાના કામ માટેની જગ્યા, દર્ભશાળા, ચર્માલયો, વલ્કલ શાળાઓ, અંગારાના કારખાનાઓ–કોલસા પાડવાનું કારખાનુ, લાકડાના કારખાનાઓ શ્મશાનઘર, શૂન્યાગાર, પર્વતના શિખરપર બનાવવામા આવેલા ઘરો, પર્વતની ગુફા પાષાણ મંડપ વગેરે વગેરે. આવા તૈયાર કરાવેલા સ્થાનોમા જો શાક્યાદિ કે બીજા શ્રમણ બ્રાહ્મણાદિ પહેલા આવીને રહી જાય અને ત્યાર પછી સાધુ નિવાસાદિ ક્રિયા કરે તો હે આયુષ્મન્ શ્રમણો ! તેને 'અભિક્રાંત ક્રિયા' ઉપાશ્રય કહેવાય છે. (આ ઉપાશ્રય અલ્પ દોષવાળો છે )

| | |
|---|---|
| ६७२. इहखलु पाईणं वा पडोणं वा दाहिणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति–जाव रोयमाणेहिं बहवे समण–माहण–अतिहि– किवण -वणी–मए समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवति; तंजहाः– आएसणाणि वा जाव भवणगिहाणि वा जे भयंतारो तहप्पगाराइं आए–सणाणि वा जाव भवणगिहाणि वा तेहिं अणोवयमाणेहिं ओवयंति, अय माउसो, अणभिक्कतकिरिया वि भवति । | આ લોકમા પૂર્વાદિ ચારેય દિશાઓમાં કોઇ શ્રદ્ધાળુ ગૃહસ્થ વસતા હોય છે. (શેષ પૂર્વ સુત્રાનુસાર સઘળું કહેવું) વિશેષમાં એટલું કે એવા બનાવેલાં સ્થાનોમાં શાકયાદિએ વાસ કર્યો ન હોય, તેનો ઉપભોગ પણ કર્યો ન હોય તે પહેલા જ સંયમ શીલ સાધુઓ નિવાસાદિ કરે તો તે 'અનભિક્રાન્ત વસતિ' કહેવાય છે. (આવો ઉપાશ્રય ઘણા દોષવાળો હોય છે) |
| ६७३. इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगइआ सड्ढा भवंति, तंजहाः- गाहावई वा जाव कम्मकरीओ वा, तेसिं च णं एवं वुत्तपुव्वं भवति– –"जे इमे भवति समणा भगवंतो जाव उवरया मेहुणाओ धम्माओ, णो खलु एएसिं भयंताराणं कप्पति आहाकम्मिए उवस्सए वत्थए । से जाणि इमाणि अम्हं अप्पणो सअट्ठाए चेइयाइं भवंति, तंजहा – आएसणाणि वा जाव भवणगिहाणि वा, सव्वाणि ताणि समणाणं णिसिरामो, अवि–याइ वयं पच्छा अप्पणो सयट्ठाए चेतिस्सामो, तंजहाः–आएसणाणि वा जाव भवणगिहाणि वा एयप्पगार णिग्घोसं सोच्चा णिसम्म जे भयंतारो तहप्पगाराइ आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति, इतरातरेहिं पाहुडेहिं वट्टंति, अय–माउसो, वज्जकिरिया वि भवति । | આ લોકમાં પૂર્વ આદિ ચારેય દિશાઓમા કેટ–લાક શ્રદ્ધાળુ વ્યક્તિ રહે છે જેમ ગૃહસ્થ યાવત કર્મચારિણિઓ. તેઓનું કહેવું એમ છે કે આ શ્રમણ છે, શ્રેષ્ઠ છે, યાવત મૈથુનસેવનના ત્યાગી છે. આ મુનિઓને તેના ઉદ્દેશથી બનાવેલા ઉપા-શ્રયમા રહેવુ કલ્પતું નથી માટે જે ગૃહો અમારા માટે બનાવ્યાં છે, જેમકે–લુહારશાળા વગેરે પૂર્વોક્ત સઘળા ઘર તે સઘળા ઘરો અમે તે મુનિઓને રહેવા માટે દઇએ છીએ અને અમે અમારા માટે પૂર્વોકત શાળા વગેરે પછી નવા બનાવી લેશું આવી રીતના તેના શબ્દો સાંભળી સમજીને જે મુનિ તે શાળા યાવત્–ઘરોમાં નિવાસ કરે અથવા એવી રીતે બીજાના આપેલા મકાનમા રહે તો હે આયુષ્મન્! તે વર્જ્યક્રિયા વસતિ છે (તે સર્વથા અકલ્પનીય છે). |

૬૭૪. इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उडीणंवा संतेगइया सड्ढा भवंति, तेसिं च ण आयारगोयरे णो सुणिसंते भवइ जाव तं रोयमाणेहिं बहवे-समण-माहण-अतिहि-किवण-वणीमगे पगणिय पगणिय समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवंति, तंजहाः- आएसणाणि वा जाव भवणगिहाणि वा, जे भयंतारो तहप्पगाराइ आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति इतरातरेहिं पाहुडेहिं वट्टति, अय-माउसो, महावज्जकिरिया या वि भवइ ।

આ જગતમાં પૂર્વ આદિ ચારેય દિશાઓમાં કેટલાક શ્રદ્ધાળુ હોય છે. તેઓને સાધુના આચાર-ગોચરનું જાણુ પણુ નથી હોતું. તે યાવત્ સાધુ પર શ્રદ્ધા, પ્રતીતિ અને રૂચિ કરતાથકા શ્રમણો, બ્રાહ્મણો યાવત દરિદ્રોની ગણુના કરી કરીને. તેના માટે મકાન બનાવે છે, જેમ શાળા યાવત્ ગૃહ આદિ. મુનિ જો એવી શાળા અથવા ગૃહ આદિમા નિવાસ કરે છે, એક બીજાના આપેલામા રહે છે. તો હે આયુષ્મન્ ! તે મહા વર્જ્ય વસતિ છે. ( એ વર્જનીય ઉપાશ્રય છે).

૬૭૫. इह खलु पाइण वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगइया सड्ढा भवंति, जाव तं रोयमाणेहिं बहवे समणजाए समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराहं चेइयाइं भवति, तं जहा-आएसाणि वा जाव भवणगिहणि वा जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणयिहाणि वा उवागच्छंति इयरायरेहिं पाहुडेहिं वट्टंति, अय-माउसो सावज्जकिरिया या वि भवइ ।

આ સંસારમાં પૂર્વ આદિ દિશાઓમાં કેટલાક શ્રદ્ધાશીલ એવા હોય છે, જેઓ સાધુના આચાર ગોચર જાણુતા નથી. તે ગૃહસ્થ શ્રદ્ધા, પ્રતીતિ અને રૂચિ કરતાથકા (પાંચ પ્રકારના-નિર્ગ્રંથ, શાકય, તાપસ, ગૈરિક અને આજીવિક ] શ્રમણોને માટે મકાન બનાવે છે, જેમકે શાળા, યાવત ગૃહ આદિ, જે સાધુ આવી શાળા, ગૃહ આદિ કોઇ પણુ પ્રકારના ગૃહસ્થના આપેલા નિવાસ-સ્થાનમાં નિવાસ કરે છે તે સાવદ્યક્રિયા વસતિ છે [તેમા વસી શકાય નહી.]

૬૭૬. इहखलु पाईणं वा पडीणं वा दाहिण वा उदीणं वा सतेगइया सड्ढा भवंति, तंजहाः- गाहावई वा जाव कम्मकरी वा तेसिं च णं आयारगोयरे णो सुणिसते भवति, जाव तं रोयमाणेहिं एक्कं समणजायं समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवति, तंजहाः- आएसणाणि वा जाव भवणगिहाणि वा महया

આ લોકમા પૂર્વ આદિ ચારે દિશાઓમાં કોઈ કોઈ શ્રદ્ધાવાન્ ગૃહસ્થ તથા તેમના નોકર-ચાકર આદિ હોય છે તેઓને-સાધુના આચાર-ગોચર સમ્યક્-રીતે જ્ઞાત નથી હોતા. તેઓ સાધુ પ્રત્યે શ્રદ્ધા, પ્રતીતિ અને રુચિ રાખતા થકા કોઈ એક સાધુના ઉદ્દેશ્યથી, શાળા યાવત ભવન, ગૃહ આદિ બનાવે છે પૃથ્વીકાયનો મહાન્ સમારભ કરીને તથા અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિ-કાય અને ત્રસકાયનો મહાન્ સમારભ કરીને, મહાન્ સરંભ તથા મહાન આરંભ કરીને,

पुढविकायसमारंभेणं एवं महया आउ- तेउ- वाउ- वणस्सइतसकायसमारभेणं, महया सरंभेण महया आरंभेणं, महया विरुवरुवेहिं पावकम्मे किच्चेहिं तंजहाः छायणओ, लेवणओ, संथार-दुवारपिहणओ, सीओदय वा परट्ठ-वियपुव्वे भवति, अगणिकाए वा उज्जालियपुव्वे भव्वति, जे भयंतारो तहप्पगाराइ आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छति, इतगतरेहिं पाहुडेहिं वट्टति, दुपक्ख ते कम्मं सेवंति, अय-माउसो, महासा-वज्जकिरिया या वि भवइ।

વિવિધ પ્રકારના પાપકર્મોનું આચરણ કરીને, જેમકે તેને આચ્છાદિત કરીને લીંપીને એકક અથવા દ્વાર બંધ કરીને, [શાળા આદિ તૈયાર કરાવે છે.] ત્યા સચિત્ત પાણી પડેલું હોય છે, અગ્નિ સળગાવેલી હોય છે. જે સાધુ આવા પ્રકારની શાળા આદિમાં રહે છે, એક-બીજાના દાન ભેટ આપેલામા રહે છે, તેઓ દ્વિપક્ષક્રિયાનુ સેવન કરે છે, અર્થાત્ સાધુ થઈને પણ ગૃહસ્થની જેમ કાર્ય કરે છે. હે આયુષ્યમન આ મહાસાવદ્ય ક્રિયા નામની વસતી છે.

६७७. इहखलु पाईणं वा जाव तं रोयमाणेहिं अप्पणो सयट्ठाए तत्थ तत्थ अगारीहिं जावअगाराइं चेइयाइं भवंति, तंजहाः- आएसणाणि वा जाव भवणगिहाणि वा महया पुढविकायसमारंभेणं जाव अगणिकायं वा उज्जालियपुव्वे भवति जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहणि वा उवागच्छंति इतरातरेहिं पाहुडेहिं वट्टंति, एगपक्खं ते कम्म सेवंति अय-माउंसो! अप्पसावज्जा किरिया वि भवति।

આ જગતમાં પૂર્વઆદિ ચારે દિશાઓમાં [યાવત્] સાધુઓ પ્રત્યે શ્રદ્ધા, પ્રતીત અને રુચિ રાખતા કોઈ કોઇ ગૃહસ્થ-પોતાને માટે મહાન પૃથ્વીકાયનો સમારંભ કરીને, અપકાય યાવત્ ત્રસકાયનો સમારંભ સરભ અને આરંભ કરીને મકાન બનાવે છે. ત્યા સચિત્ત પાણી હોય છે, આગ સળગતી રહે છે જે મુનિ આવા સ્માનમાં જાય છે, એક-બીજાના આપવાથી તેમા ઉતરે છે, તે એકપક્ષી કર્મનુ સેવન કરે છે હે આયુષ્મન્! આ અલ્પસાવદ્યક્રિયા વસતિ છે. (તેમાં રહેવામાં દોષ નથી. પૂર્વોક્ત નવ પ્રકારની વસતિઓમાં અભિક્રાતક્રિયાવાળી અને અલ્પપક્રિયાવાળી વસતિ સાધુને ઉતરવા યોગ્ય છે; શેષ સાત અયોગ્ય છે)

६७८. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गिगं।

આ મુનિનો તથા આર્યાનો આચાર છે. તેનુ યથાવિધિ પુર્ણરૂપથી પાલન કરતા મુનિએ સયમમા યતનાશીલ થવું જોઇએ.

## ત્રીજો ઉદ્દેશ

६७९. "से य णो सुलभे फासुए उंच्छे अहेसणिज्जे ! णो य खलु सुद्धे इमेहिं पाहुडेहिं तंजहा–छायणओ, लेवणओ संथारदुवारपिहणओ, पिंडवायेसणाओ, से य भिक्खू चरियारए ठाणरए निसीहियारए सिज्जासंथार–पिंडवातेसणारए," संति भिक्खुणो एव मक्खाइणो उज्जुया णियागपडिवन्ना अमायं कुव्वमाणा वियाहिया ।

[કોઇ ગૃહસ્થ સાધુને એમ કહે કે– ભગવન્! અહી આહારપાણી ની સુલભતા છે. તેથી આપ કૃપા કરીને અહીં રહો. તેનો ઉત્તર આપતા સાધુ કહે કે] અહીં આહારપાણીની તો સુલભતા છે. પરંતુ નિર્દોષ ઉપાશ્રય દુર્લભ છે કારણ કે સાધુ માટે કોઇક સ્થાનમા છત બનાવેલ હોય છે, તો વળી કોઇ સ્થાન લીપેલ હોય, કયાક સંસ્તારક બિછાવવા માટે વિષમ ભૂમિને સમ કરેલ હોય અને વળી કોઇક જગ્યાએ દ્વાર નાના–મોટા કર્યા હોય, ઇત્યાદિ દોષોના કારણે શુદ્ધ નિર્દોષ ઉપાશ્રય મળવો કઠીન છે. અને બીજી વાત એ છે કે શય્યાતરનો આહાર સાધુને કલ્પતો નથી, અને જો ન લે તો ઘણા શય્યાતર ગૃહસ્થો રુષ્ટ થઇ જાય છે. જો કયારેક ઉકત દોષોથી રહિત ઉપાશ્રય મળી પણ જાય, તો પણ સાધુની આવશ્યક ક્રિયાને યોગ્ય ઉપાશ્રય મળવો મુશ્કેલ છે કારણ કે સાધુ ચર્યાવાન, કાયોત્સર્ગ કરનાર, એકાતમાં સ્વાધ્યાય કરનાર તથા શય્યા સંસ્તારક અને પિંડપાત ની શુદ્ધ ગવેષણા કરનાર છે. તેથી ઉકત ક્રિયા યોગ્ય ઉપાશ્રય મળવો મુશ્કેલ છે. એમ કેટલાક સરલ, નિષ્કપટી તેમજ મોક્ષ પથ ગામી ભિક્ષુ ઉપાશ્રયના દોષ બતાવે છે.

६८०. संतेगइया पाहुडिया उक्खित्तपुव्वा भवति, एवं णिक्खित्तपुव्वा भवति, परिभाइयपुव्वा भवति, परिभुत्तपुव्वा भवति, परिट्ठवियपुव्वा भवति । एवं वियागरेमाणे समियाए वियागरेति ? हंता, भवति ।

કેટલાક ગૃહસ્થ સાધુની સાથે છલ કરે છે, અને કરે છે કે આ મકાન ઉપર છત પહેલો કરેલ હતી, આપને માટે નથી કરી ત્યાર પછી આ ખાલી રાખેલ છે, અથવા આ ભાગમાં આવેલ છે, અથવા અમે પહેલા તેને કામમા લઇ ચૂકયા છીએ હવે અમે તેને ત્યાગી દીધેલ છે. આપને કલ્પે તેમ છે અને જો ઉપયોગમા લેશો નહિ તો ખાલી પડયું રહેશે આવા પ્રકારના ગૃહસ્થના છલ–કપટો સાધુ સમજે અને સ્થાનને દૂષિત જાણી તેના દોષો કહી દે. શિષ્ય પૂછે છે કે સ્થાનના દોષ કહી દેનાર મુનિ શુ સમ્યક્ વકતા છે? આચાર્ય કહે છે– હા, વાસ્તવિક દોષ બતાવનારા મુનિ સમ્યક્ વકતા છે.

६८१. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुणं उवस्सयं जाणेज्जा–खुड्डियाओ,

સાધુ અને સાધ્વી જે ઉપાશ્રય વિષે એમ જાણે કે આ ઉપાશ્રય નાનો છે નાના દરવાજા

खुड्डुवारियाओ, निययाओ, संनिरुद्धाओ भवंति–तहप्पगारे उव्वस्सए राओ वा वियाले वा णिक्खममाणे वा पविसमाणे वा पुरा हत्थेण पच्छा पाएण वा ततो संजतामेव णिक्खमेज्ज वा पविसेज्ज वा । केवली बूया "आयाण मेयं ।" जे तत्थ समणाण वा माहणाण वा छत्तए वा, मत्तए वा, दंडए वा, लट्ठिआ वा, भिसिया वा, नालिया वा चेल वा, चिलि–मिली वा, चम्मकोसए वा, चम्मच्छेदणए वा, दुब्बद्धे दुण्णिक्खित्ते अणिकपे चलाचले; भिक्खू य राओ वा वियाले वा णिक्खम्ममाणे वा पविस्समाणे वा पयलेज्ज वा पवडिज्ज वा । से तत्थ पयलम्माणे वा पवडमाणे वा हत्थं वा पायं वा जाव इंदियजायं वा लूसेज्ज वा पाणाणि वा भूयाणि वा जीवाणि वा सत्ताणि वा । अभिहणेज्ज वा जाव ववरोवेज्ज वा अह भिक्खुणं पुव्वोवइट्ठा जाव जं तहप्पगारे उवस्सए पुरा हत्थेणं पच्छा पाएणं ततो संजयामेव णिक्खमेज्ज वा पविसेज्ज वा ।

વાળો છે અથવા નીચો છે, કે બીજા અતિથિના સામાનથી રોકાયેલ છે, તો આવા પ્રકારના ઉપાશ્રયમાં રાત્રિએ અથવા વિકાળે, નીકળતા કે પ્રવેશ કરતા આગળ હાથ પ્રસારીને પછી પગ સાવધાની પૂર્વક મૂકીને બહાર નીકળવું કે પ્રવેશવું જોઇએ. કેવળી ભગવાનનું કથન છે કે આવો ઉપાશ્રય કર્મબંધનનું કારણ છે. કેમકે તેવા ઉપાશ્રયમાં અન્યતીર્થિકો અથવા બ્રાહ્મણાદિના છત્ર, પાત્ર, દંડ, લાકડી, આસન, વાંસની લાબી લાકડીઓ, વસ્ત્ર, મૃગછાલ, પડદો, ચામડાની કોથળી, ચામડા કાપવાના ઓજાર, અવ્યવસ્થિત જ્યાં ત્યાં વિખરાયેલા હોય, અને સાવધાની રાખ્યા વિના સ્ખલિત થતો સાધુ રાત્રે અથવા વિકાલે ત્યાથી નીકળે કે પ્રવેશ કરે; તો કદા લપસી પડે, લપસતો કે પડતે. પોતાનો હાથ–પગ ભાંગે અને પ્રાણી, ભૂત જીવ, સત્વની હિંસા કરે. એટલા માટે સાધુનો એજ પૂર્વોપદિષ્ટ આચાર છે, કે તેને તેવા ઉપાશ્રયમાં આગળ હાથ પ્રસારીને પાછળ પગ સભાળીને યતનાપૂર્વક પ્રવેશવુ કે નીકળવુ જોઇએ.

६८२. से आगंतारेसु वा अणुवीइ उवस्सयं जाएज्जा । जे तत्थ ईसरे जे तत्थ समहिट्ठाए, ते उवस्सयं अणुण्णवेज्जा "कामं खलु आउसो, अहालंदं अहापरिण्णायं वसिस्सामो, जाव आउसतो, जाव आउसंतस्स उवस्सए जाव साहम्मियाइं, तावता उवस्सयं गिण्हिस्सामो तेण परं विहरिस्सामो ।

સાધુ સારી રીતે વિચારીને ધર્મશાળામા સ્થાનની યાચના કરે ત્યા સ્થાનનો જે સ્વામી હોય અથવા અધિકારી કાર્યકર્તા હોય, તેઓ પાસે સ્થાનની યાચના કરતા કહે કે હે આયુષ્મન્! તમારી આજ્ઞાનુસાર સમય અને ભૂભાગ સુધી અમે અહિંયા નિવાસ કરીશું. આજ્ઞા આપનાર કહે–ભલે આયુષ્મન્ બ્રાહ્મણ! અહિંયા નિવાસ કરો. ત્યારે મુનિએ કહેવું જોઇએ કે જેટલા સ્વધર્મી સાધુઓ આવશે તે પણ અહીંયા રહેશે. અને ત્યાર બાદ સમયપૂર્ણ થતા અમે બધા અન્યત્ર વિહાર કરશુ.

| | |
|---|---|
| ६८३. से भिक्खू वा भिक्खुणी वा जस्सु-वस्सए संवसेज्जा तस्स पुव्वामेव णामगोयं जाणेज्जा । तओ पच्छा तस्स गिहे णिमतेमाणस्स वा अणिमंते माणस्स वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा। | સાધુ-સાધ્વી જેના સ્થાન-મકાનમાં રહે, તેનું નામ ગોત્ર પહેલા જાણી લે. ત્યાર પછી તેના ઘરનું આમંત્રણ મળે કે ન મળે તો પણ ચાર પ્રકારનો આહાર લેવો તે અપ્રાસુક છે. જો તે આપે તો પણ ગ્રહણ કરવો ન જોઈએ. |
| ६८४. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-ससागारियं सागणियं सउदयं णो पण्णस्स णिक्खमणपवेसाए जाव अणु चिंताए-तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा । | સાધુ-સાધ્વી જે ઉપાશ્રયને એવો સમજે કે આ ગૃહસ્થના સંસર્ગવાળો છે, અગ્નિકાય, જલકાયથી યુક્ત છે, તેમાં પ્રજ્ઞાવાન્ સાધુને નિષ્ક્રમણ, પ્રવેશ, વાચના કે મનન ચિંતનાદિમાં વિઘ્ન આવશે એમ જાણી એવા ઉપાશ્રયમાં નિવાસ કરવો ન જોઈએ, શય્યા-આસન આદિ ન કરવા જોઇએ અને સ્વાધ્યાય માટે પણ ન બેસવું જોઈએ. |
| ६८५. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-गाहावइ-कुलस्स मज्झं मज्झेणं गंतुं पथए पडिवद्धं णो पण्णस्स णिक्खमण जाव चिंताए तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा । | સાધુ-સાધ્વી જે ઉપાશ્રયને એવો જાણે કે ગૃહસ્થના ઘર વચ્ચેથી આવાગમન કરવાનો માર્ગ છે અને આવવા જવામાં પ્રતિબંધ થાય છે. સ્વાધ્યાય આદિમા વિઘ્ન પડે છે, તેવા ઉપાશ્રયમાં બુદ્ધિમાન્ સાધુએ શય્યા, સ્વાધ્યાય; આદિ માટે નિવાસ કરવો ન જોઈએ. |
| ६८६. से भिक्खू भिक्खुणी वा से ज्जं पुणं उवस्सयं जाणेज्जा इह खलु गाहावई वा जाव कम्मरीओ वा अण्णमण्ण-मक्कोसंति वा जाव उद्दवंति वा, णो पण्णस्स जाव चिंताए, सेयं णच्चा तहप्पगारे उवसए णो ठाणंवा जाव चेतेज्जा । | સાધુ અથવા સાધ્વી જે ઉપાશ્રયના વિષયમાં એમ જાણે કે અહીં ગૃહસ્થ, ગૃહસ્થ-પત્ની પુત્રી, પુત્રવધૂ, યાવત્, કર્મચારિયા આદિ લડાઈ ઝઘડા કરે છે યાવત મારપીટ કરે છે અને ધર્મચિંતનમા વિઘ્ન થાય છે. તો બુદ્ધિમાન્ સાધુએ ત્યા નિવાસ-આદિ કરવો ન જોઈએ. |
| ६८७. से भिक्खु वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा, इह खलु गाहावई वा जाव कम्मकरीओ वा | સાધુ-સાધ્વી જે ઉપાશ્રય વિશે એમ જાણે કે અહીં ગૃહસ્થ યાવત તેની કર્મચારિણીઓ પરસ્પર તેલ, માખણ, ઘી અથવા ચરબીથી |

अण्णमण्णस्स गायं तेल्लेण वा घएण वा णवणीएण वा वसाए वा अब्भगेंति वा मक्खेंति वा णो पणस्स जाव चिंताए–तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा ।

શરીરનું માલિશ કરે છે. અથવા લગાવે છે. તેથી ધર્મ ચિંતનમા બાધા થાય છે, તો એવા ઉપાશ્રયમાં સાધુએ નિવાસાદિ કરવો ન જોઈએ.

६८८. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा–इह खलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णस्स गायं सिणाणेण वा कक्केण वा लोद्धेण वा वण्णेण वा चुण्णेण वा पउमेण वा आघसंति वा पघंसंति वा उवलेवंति वा उवट्टिंति वा णो पण्णस्स णिक्खमण जाव चिंताए–तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा ।

સાધુ–સાધ્વી જે ઉપાશ્રય વિશે એમ જાણે કે અહીં ગૃહસ્થ યાવત્ કર્મચારિણી આદિ પરસ્પરમાં સ્નાન, સુગંધિત પદાર્થ, લોધ્ર, ચૂર્ણ પદ્મ આદિ લગાવે છે, મસળે છે, મસળીને મેલ ઉતારે છે, પીઠી ચોળે છે, અથવા એવી કોઈ બીજી પ્રવૃત્તિ કરે છે જેથી ધર્મધ્યાનમાં બાધા પડે છે, તો બુદ્ધિમાન્ મુનિ એ એવા ઉપાશ્રયમા નિવાસ, શય્યા, સ્વાધ્યાય આદિ ન કરવા જોઇએ.

६८९. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा–इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णस्स गायं सीओदगविय–डेण वा उसिणोदगवियडेण वा उच्छो-लंति वा सिंचंति वा सिणावंति वा णो पण्णस्स जाव णो ठाणं वा जाव चेतेज्जा ।

સાધુ સાધ્વી જે ઉપાશ્રય વિષે એમ જાણે કે અહી ગૃહસ્થ યાવત કર્મચારિણી આદિ પરપસ્પર શીતલ જલથી કે ગરમ જલથી, અધિક જલ લઈને કે જલ ઉછાળી શરીર સાફ કરે છે, એક બીજા પર સીંચન કરે છે, સ્નાન કરાવે છે, તેવા ઉપાશ્રયને ધર્મધ્યાનમાં બાધક જાણી, બુદ્ધિમાન્ સાધુ તેમા નિવાસ શય્યા સ્વાધ્યાય–આદિ ન કરે

६९०. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा णिगिगा ठिया णिगिगा उल्लीणा मेहुणम्छमं विण्णवेंति रहस्सियं वा मंतं मंतंति णो पण्णस्स जाव णो ठाणं वा जाव चेतेज्जा ।

સાધુ સાધ્વી જે ઉપાશ્રય વિષે એમ જાણે કે–અહી ગૃહસ્થ યાવત કર્મચારિણીઓ આદિ નગ્ન થઇને સ્થિત છે અથવા નગ્ન થઇને છૂપાયેલ છે, એકાન્તમા મૈથુન સેવન કરે છે, અથવા કોઇ ગુપ્ત વિચાર કરે છે, તેવા ઉપાશ્રયને ધર્મ ધ્યાનમાં બાધક સમજી મુનિ ત્યાં નિવાસ આદિ ન કરે.

६९१. से भिक्खू भिक्खुणी वा से ज्जं पुण उयस्सयं जाणेज्जा आइण्णसंलेखं, णो पण्णस्स जाव चिंताए जाव णो ठाणं वा से ज्जं वा निसीहियं वा चेतेज्जा ।

સાધુ સાધ્વી જે ઉપાશ્રયને, ચિત્રવાળો જાણે અને તે ચિત્રોમાં સ્ત્રી આદિ દેખીને પહેલા કરેલ વિષય ક્રીડાનું સ્મરણ થાય, ધર્મધ્યાનમાં વિઘ્ન પડે એમ સમજી એવા ઉપાશ્રયમાં બુદ્ધિમાન્ મુનિ નિવાસ આદિ ન કરે.

## સસ્તારક નો વિચાર

६९२. से भिक्खू या भिक्खुणी वा अभिकखेज्जा संथारगं एसित्तए,–

સાધુ અથવા સાધ્વીને જ્યારે સસ્તારક (સૂવાની શય્યા) ની એષણા કરવાની ઇચ્છા હોય ત્યારે આ રીતે ગવેષણા કરે.

६९३. सेज्जं पुण संथारगं जाणेज्जा सअंडं जाव स संताणगं तहप्पगारं संथारगं लाभे संते णो पडिग्गाहेज्जा ।

જે સંસ્તારક ઇંડાથી યાવત્ કરોળિયાના જાળા આદિથી યુક્ત હોય તો એવા પ્રકારના સંસ્તારકને, દૂષિત જાણીને મળે તોય ગ્રહણ કરવું ન જોઇએ.

६९४. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण संथारगं जाणेज्जा अप्पंडं जाव अप्पसंताणं गरुयंतहप्पगारं लाभे संते णो पडिग्गाहेज्जा ।

સાધુ યા સાધ્વી જે સંથારાને ઇંડા આદિથી રહિત જાણે પરન્તુ જો વજનદાર હોય તો તેને ( આત્મ વિરાધનાનું કારણ છે એમ જાણીને ) મળે તોય ગ્રહણ ન કરે.

६९५. से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण संथारगं जाणेज्जा अप्पंडं जाव अप्पसंताणं लहुयं अप्पडिहारियं तहप्पगारं संथारयं लाभे संते णो पडिग्गाहेज्जा ।

સાધુ યા સાધ્વીને સંથારો ઇંડા આદિ યાવત્ કરોળિયાના જાળા આદિથી રહિત પ્રતીત હોય, પરન્તુ અપડિહારી હોય, અર્થાત્ તેના સ્વામી પાછું લેવા ઇચ્છિતા ન હોય, એવો સંથારો ( બિછાનું ) મળે તોય ગ્રહણ ન કરે.

६९६. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण संथारगं जाणेज्जा–अप्पडं जाव अप्पसंताणगं लहुयं पडिहारियं णो अहावद्धं–तहप्पगारं लाभे संते णो पडिग्गाहेज्जा ।

સાધુ યા સાધ્વીને જે સંથારો ઇંડાથી યાવત્ જાળા આદિથી રહિત પ્રતીત હોય, હલકા (હળવા) પણ હોય, પડિહારી પણ હોય, પરંતુ સારી રીતે બનાવેલ ન હોય–તૂટી જાય અથવા વિખાઈ જાય, કે ડગમગતુ હોય, તે મળે તોય ગ્રહણ ન કરે.

६९७. से भिक्खू वा भिक्खुणी वा से ज्ज पुण संथारगं जाणेज्जा–अप्पड जाव अप्पसंताणं लहुयं पडिहारियं अहावद्धं तहप्पगारं संथारगं जाव लाभे संते पडिग्गाहेज्जा ।

સાધુ અથવા સાધ્વી જે સંથારાને ઇંડા તથા જીવ–જંતુઓ આદિથી રહિત, હલકા પડિહારી અને ઠીક બનાવેલ જાણે, અને તે જો દાતા આપતા હોય તો ગ્રહણ કરે.

६९८. इच्चेयाइं आयतणाइं उवातिकम्म । अहभिक्खू जाणेज्जा इमाइं चउहिं पडिमाहिं संथारगं एसित्तए; तत्थ खलु इमा पढमा पडिमा–से भिक्खू वा, भिक्खुणी वा उद्दिसिय उद्दिसिय संथारगं जाएज्जा, तंजहा; इक्कडं वा, कढिणं वा, जतुयं वा, परगं वा, मोरगं वा, तणगं वा, सोरगं वा, कुसं वा, कुच्चगं वा, पव्वगं वा; पिप्पलगं वा; पलालगं वा; से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा, भगिणी त्ति वा, दाहिसि मे एत्तो अण्णयरं संथारगं ?" तहप्पगारं संथारगं जाएज्जा परो वा से देज्जा, सयं वा णं फासुयं एसणिज्जं लाभे संते पडिग्गाहेज्जा । पढमा पडिमा ।

આ પૂર્વોક્ત દોષો ને ત્યાગી સાધુ, સંસ્તારકની એષણા ની આ ચાર પ્રતિજ્ઞાઓ (અભિગ્રહો) જાણે. તે ચારમાંથી પહેલી પ્રતિજ્ઞા આ છેઃ– સાધુ અથવા સાધ્વી નામનો ઉલ્લેખ કરી સંસ્તારક ની યાચના કરે, અર્થાત્ કોઇ નિશ્ચિત સંસ્તારકનુ નામ લઇને યાચના કરે, જેમકે– ઈકકડ નામના ઘાસનો સંથારો, ( પાથરણુ ), વાંસની છ લથી બનેલ સંથારો, જંતુક નામના ઘાસનો સથારો; પરગ નામના ઘાસનો સંથારો. મોર પીંછનો સંથારો, સાધારણ ઘાસનો સંથારો, સોર નામના ઘાસનો સંથારો, દૃણનો સંથારો; શર નામના ઘાસ ( જેનો કૂચ બને છે, તે ) નો સંથારો, પીપળાના પાનનો સંથારો અથવા પરાળનો સંથારો આ સંથારાઓમાંથી જે સંથારો લેવો હોય, તેનો સાધુ પહેલા જ વિચાર કરી લે અને કહે–હે આયુષ્મન્ ! આ પૂર્વોક્ત માથી કોઇ એક [જે મનમાં વિચારેલ હોય, તેનું નામ લઇને કહે] સંસ્તારક મને આપશો ? આ પ્રકારના સંસ્તારકને સ્વય યાચના કરી ગ્રહણ કરે અથવા બીજા મુનિ લાવીને આપે તો તે જો પ્રાસુક અને એષણીય હોય તો ગ્રહણ કરે. આ પહેલી પ્રતિજ્ઞા છે

६९९. अहावरा दोच्चा पडिमा – से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए संथारगं जाएज्जा, तंजहा; गाहावई वा जाव कम्मकरी वा; से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भगिणी ति वा, दाहिसि मे एत्तो अण्णयरं संथारगं ?" तहप्पगारं संथारगं सयं वा णं जाएज्जा परो वा से देज्जा फासुयं एसणिज्जं जाव पडिग्गाहेज्जा । दोच्चा पडिमा ।

બીજી પ્રતિજ્ઞા–સાધુ અથવા સાધ્વી સંસ્તારક જોઇને યાચના કરે. ગૃહસ્થ યાવત્ કર્મચારિણીને ઉપર કહેલ સંસ્તારક બતાવી દે અને પછી કહે–હે આયુષ્મન્ અથવા ભગિની ! આમાંથી કોઇ સથારો મને આપશો ? જો આપે તો પ્રાસુક જાણીને ગ્રહણ કરે લે. શેષ પહેલી પ્રતિજ્ઞાનુસાર સમજી લેવું આ બીજી પ્રતિજ્ઞા.

७००. अहावरा तच्चा पडिमाः– से भिक्खू वा भिक्खुणी वा जस्सुवस्सए संवसेज्जा, जे तत्थ अहासमण्णागते, तंजहा; इक्कडे वा जाव पलाले वा; तस्स लाभे संवसेज्जा; तस्स अलाभे

ત્રીજી પ્રતિજ્ઞા સાધુ અથવા સાધ્વી જે ઉપાશ્રયમાં રહ્યા હોય તેને ત્યાં પૂર્વોક્ત સંસ્તારકોમાંથી જે પ્રકારના હશે, તે પ્રકારના લઇશ. બીજાને ત્યાંથી લઇશ નહીં; જેમ– ઇકકડ નામના ઘાસનો યાવત્ પરાળ આદિનો. જો તેને ત્યાં સંસ્તારક મળી

| | |
|---|---|
| उक्कुडुए वा निसज्जिए वा विहरिज्जा तच्चा पडिमा । | જાય તો ગ્રહણ કરે, ન મળે તો ઉકડૂ અથવા પલાંઠી આદિ આસનથી સ્થિત રહીને વિચરે. આ ત્રીજી પ્રતિજ્ઞા છે. |
| ७०१. अहावरा चउत्था पडिमाः– से भिक्खू वा भिक्खुणी वा अहासंथड-मेव संथारगं जाएज्जा, तंजहा, पुढविसिलं वा, कट्ठसिलं वा अहासंथडमेव; तस्स लाभे संते संवसेज्जा तस्स अलाभे उक्कुडए वा निसज्जिए वा विहरेज्जा । चउत्था पडिमा । | ચોથી પ્રતિજ્ઞા.–મુનિ અથવા આર્યા પહેલાથી જ બીછાવેલ સંસ્તારકની યાચના કરે. જેમ–પૃથ્વી-શિલા, અથવા કાષ્ટ શિલા આદિ. એવું સંસ્તારક મળી જાય તો ગ્રહણ કરે, ન મળે તો ઉકડૂ આસન કરી કે પલાંઠી વાળી બેસે. આ ચોથી પ્રતિજ્ઞા છે. |
| ७०२. इच्चेयाणं चउण्हं पडिमाणं अण्णयरं पडिमं पडिवज्जमाणे तं चेव जाव अन्नोन्नसमाहीए एवं च णं विहरंति । | આ ચાર પ્રતિજ્ઞાઓમાંથી કોઇ પ્રકારની પ્રતિજ્ઞા ગ્રહણ કરનારા અન્યોન્ય સમાધિપૂર્વક વિચરે, અર્થાત્ કોઈ પ્રકારની પ્રતિજ્ઞા ન લેનારા અથવા હળવી પ્રતિજ્ઞા લેનારા સાધુની નિન્દા ન કરે અને પોતાના ઉત્કૃષ્ટાચાર માટે અભિમાન ન કરે. |
| ७०३. से भिक्खू भिक्खुणी वा अभिकंखेज्जा संथारगं पच्चार्पिणित्तए, से ज्जं पुण संथारगं जाणेज्जा सअंड जाव स संताणगं तहप्पगारं संथारगं णो पच्चप्पिणिज्जा । | કોઇ સાધુ અથવા સાધ્વી સંથારક પાછું આપવાની ઇચ્છા કરે, પરંતુ તેને પ્રતીત હોય કે આ ઇંડાવાળુ અથવા જીવજંતુવાળુ છે, તો એવુ સંસ્તારક પાછું ન આપે. |
| ७०४. से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्ज संथारगं पच्चप्पिणित्तए; से ज्जं पुण संथारगं जाणेज्जा अप्पंडं जाव असंताणग, तहप्पगारं संथारगं पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय आयाविय आयाविय विहुणिय विहुणिय तओ संजयामेव पच्चप्पिणिज्जा । | સાધુ અથવા સાધ્વી સંસ્તારક પાછુ આપવાની ઇચ્છા કરે અને તે સમયે જાણે કે આ ઇંડા અને જીવ–જંતુઓથી રહિત છે, તો તેને સમ્યક્ પ્રકારથી વારંવાર જોઈ, પૂંજી સંભાળી, આતાપના આપી, ઝાટકી [ ખંખેરી ] યતના પૂર્વક પાછું આપે. |
| ७०५. से भिक्खू वा भिक्खुणी वा समाणे वा वसमाणे वा गामाणुगामं दूइज्जमाणे पुव्वामेव णं पण्णस्स उच्चार- | સ્થિરવાસ કરનારા માસકલ્પ કરનારા અથવા એક ગ્રામથી બીજે ગામ વીચરતા સાધુ અથવા સાધ્વીને મળ–મૂત્ર ત્યાગ કરવાનું સ્થાન (ઉપાશ્રયમા ) પહેલાજ જોઇ લેવું જોઇએ. એમ |

पासवणभूमिं पडिलेहेज्जा । केवली वूया " आयाण मेयं " । अपडिलेहियाए उच्चारपासवणभूमीए भिक्खू वा भिक्खुणी वा, राओ वा वियालेवा उच्चारपासवणं परिट्ठवेमाणे पयलेज्ज वा । से तत्थ पयलमाणे वा पयडमाणे वा हत्थं वा पायंवा जाव लूसिज्ज, पाणाणि वा जाव ववरोवेज्जा । अह भिक्खूणं- पुव्वोवदिट्ठा जाव जं पुव्वामेव पणस्स उच्चारपासवणभूमिं पडिलेहेज्जा ।

કરવામા ન આવે તો કેવળ જ્ઞાનિઓનું કથન છે કે કર્મબંધનું કારણુ ઉપસ્થિત થાય છે. મળ-મૂત્ર-ત્યાગ કરવાની ભૂમિ પહેલાં ન જોઈ હોય તો સાધુ અથવા સાધ્વી રાત્રિમા અથવા અથવા વિકાલ (સંધ્યા સમય) માં મળ-મૂત્ર પરઠતા સમયે (કદાચિત) લપસી જાય અથવા પડી જાય લપસતા અથવા પડતા સમયે તે પોતાનો હાથ-પગ વગેરે કોઈ અંગોપાગ ભાંગશે અથવા પ્રાણી ભૂતો જીવો સત્વોની હિંસા કરશે. તેથી સાધુના આ પૂર્વોપદિષ્ટ આચાર છે કે તે પહેલાંથી જ બુદ્ધિમત્તાપૂર્વક મળ-મૂત્ર ત્યાગવાના સ્થાનને જોઈ લે.

७०६. 'से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा सेज्जासंथारगभूमिं पडिलेहिए, णन्नत्थ आयरिएण वा उवज्झाएण वा जाव गणावच्छेइएण वा वालेण वा वुड्ढेण वा सेहेण वा गिलाणेण वा आएसेण वा अंतेण वा मज्झेण वा समेण वा विसमेण वा पवाएण वा निवाएण वा तओ संजयामेव पडिलेहिय पडिलेहिय पमज्जिय तओ संजयामेव वहुफासुयं सेज्जासंथारगं संथरेज्जा ।

સાધુ અથવા સાધ્વી શય્યા બિછાવવા માટે ભૂમિ જોવા ઈચ્છે તો આચાર્યે, ઉપાધ્યાયે, યાવત ગણાવચ્છેદક કે, બાળ-સાધુએ, વૃદ્ધ સાધુએ, નવદીક્ષિતે, બીમારે. અથવા નવા આવેલા મુનિ એ જે ભૂમિ રોકી હોય, તેને છોડી કિનારા પર, મધ્ય ભાગમાં સમ કે વિષમ ભૂમિમા પવનવાળી કે પવનરહિત ભૂમિમા, યતના પૂર્વક પ્રતિલેખન કરી કરીને પ્રમાર્જન કરી-કરીને, યતના પૂર્વક શય્યા બિછાવે, તાત્પર્ય એ જ છે કે આચાર્ય, ઉપાધ્યાય આદિ માટે શાતાકારી ભૂમિ છોડીને પોતે બીજા નિર્દોષ સ્થાનમા શય્યા કરે.

७०७. से भिक्खू वा भिक्खुणी वा वहुफासुयं सेज्जासंथारगं संथरित्ता अभिकखेज्जा वहुफासुए सेज्जासंथारए दुरुहित्तए ।

સાધુ અથવા સાધ્વી પૂર્વોક્ત વિધિ અનુસાર સંથારો બિછાવીને તે પ્રાસુક સંથારાપર યતના પૂર્વક શયન કરે

७०८. से भिक्खू वा भिक्खुणी वा वहुफासुए सेज्जासंथारगं दुरुहमाणे से पुव्वामेव ससीसोवरियं कायं पाए य पमज्जिय पमज्जिय ततो संजयामेव वहुफासुए सेज्जासंथारगे दुरुहेज्जा तओ संजयामेव वहुफासुए दुरुहित्ता सेज्जासंथारए सुएज्जा ।

સાધુ-સાધ્વી બિછાનાપર સૂતી વખતે શરૂઆતમા જ મસ્તકથી પગ સુધી આખું શરીર રજોહરણથી પૂજીને, પછી યતના પૂર્વક પ્રાસુક સંસ્તારક પર આરૂઢ થાય આરૂઢ થઈને યતના પૂર્વક તે પ્રાસુક સંસ્તારક પર શયન કરે.

૭૦૯. से भिक्खू वा भिक्खुणी वा बहुफासुए सेज्जासंथारए सयमाणे णो अण्णमण्णस्स हत्थेण हत्थ पाएण पायं काएण कायं आसाएज्जा । से अणासायमाणे तओ संजयामेव बहुफासुए सेज्जासंथारए सएज्जा ।

સાધુ અથવા સાધ્વી પ્રાસુક સંથારા પર શયન કરતા સમયે એવી રીતે શયન કરે કે એક સાધુના હાથથી બીજા સાધુનો હાથ, પગથી પગ અને શરીરથી શરીર ન અડકે. તેમ જ સાધ્વી પણ એવી રીતે શયન કરે કે બીજી સાધ્વીનાં હાથ, પગ એમ જ શરીરથી સ્પર્શ ન થાય. એવી રીતે બીજાની અશાતના ન કરતા યતનાપૂર્વક પ્રાસુક શય્યા પર શયન કરે.

૭૧૦. से भिक्खू वा भिक्खुणी वा ऊस्सासमाणे वा णीसासमाणे वा कासमाणे वा छीयमाणे वा जंभायमाणे वा उड्डोए वा वातणिसग्गं वा करेमाणे पुव्वामेव आसयं वा पोसयं वा पाणिणा परिपेहित्ता तओ संजयामेव ऊससेज्जा वा जाव वायणिसग्गं वा करेज्जा ।

શયન કર્યા પછી સાધુ કે સાધ્વી ઉચ્છવાસ લેતા, નિશ્વાસ મુકતા, ખાંસી આપતા, છીંક ખાતા, બગાસુ ખાતા, ઓડકાર ખાતા, અથવા વાયુ-નિસર્ગ કરતા સમયે, પહેલેથી મુખ અથવા અપાન-દેશને હાથથી ઢાંકી પછી યતના પૂર્વક ઉચ્છવાસ લે યાવત્ વાત- નિસર્ગ કરે.

૭૧૧. से भिक्खू वा, भिक्खुणी वा, समावेगया सेज्जा भवेज्जा, विसमा वेगया सेज्जा भवेज्जा, पवाता वेगया सेज्जा भवेज्जा, णिवाता वेगया सेज्जा भवेज्जा, ससरक्खा वेगया सेज्जा भवेज्जा, अप्पससरक्खा वेगया सेज्जा भवेज्जा, सदंसमसगा वेगया सेज्जा भवेज्जा, अप्पदंसमसगा वेगया सेज्जा भवेज्जा, सपरिसाडा वेगया सेज्जा भवेज्जा, अपरिसाडा वेगया सेज्जा भवेज्जा, सउवसग्गा वेगया सेज्जा भवेज्जा, णिरुव-

સાધુ કે સાધ્વીને ક્યારેક સમ વસતિ મળે, ક્યારેક વિષમ વસતિ મળે, ક્યારેક હવાવાળી મળે, ક્યારેક હવા રહિત મળે, ક્યારેક રજવાળી મળે કે રજરહિત મળે, ક્યારેક ડાંસ-મચ્છરોવાળી મળે કે ડાંસ મચ્છરોથી રહિત મળે, ક્યારેક પડી જાય તેવી મળે, ક્યારેક ન પડે તેવી મળે, ક્યારેક ઉપસર્ગવાળી મળે, ક્યારેક ઉપસર્ગ રહિત મળે, એમાંથી જેવી મળે તેવી ને સમભાવથી ગ્રહણ કરી લેવી જોઈએ. પ્રતિકૂલ ઉપા-

सग्गा वेगया सेज्जा भवेज्जा, तहप्प-
गाराहिं सेज्जाहिं संविज्जमाणाहिं
पग्गहियतरागं विहारं विहरेज्जा,
णो किंचिवि गिलाएज्जा ।

શ્રય મળવા પર પણ હૃદયમાં લેશમાત્ર ગ્લાનિ
ન ધરે.

७१२, एयं खलु तस्स भिक्खुस्स भिक्खु-
णीए वा सामग्गियं, ज सव्वट्ठेहिं
सहिते सया जएज्जासि त्ति वेमि ।

આ સાધુસાધ્વીનો આચાર છે. એમા સદા યતના
પૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ.



## બારમું અધ્યયન

# ઈર્યા

પ્રસ્તુત અધ્યયનમાં ઇર્યા સમિતિનું વર્ણન કરેલ છે. આહાર આદિ લેવા માટે તથા એક ગામથી બીજા ગામમા જવા માટે સાધુને ગમન કરવું પડે છે. તેથી સાધુને કયારે, કયાં અને , કેમ ગમન કરવું જોઇએ, તે આ અધ્યયનમાં દેખાડેલ છે. એક સ્થાનથી બીજા સ્થાન પર જવાની આવશ્યકતા પડે ત્યારે વિવેક તેમજ યતના પૂર્વક ગમન કરવાની ક્રિયાને આગમિક ભાષામા ઇર્યા સમિતિ કહે છે. આ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવના ભેદથી ચાર પ્રકારની હોય છે. સચિત્ત, અચિત્ત એવં મિશ્રિત પદાર્થોની ગતિક્રિયાને દ્રવ્ય ઇર્યા કહે છે ક્ષેત્રમાં ગમન કરે તે ક્ષેત્ર ઈર્યા અને જે કાલમાં ગતિ કરે તે કાલ ઇર્યા કહેવાય છે. ભાવ ઈર્યા સંયમ એને ચરણના ભેદથી બે પ્રકારની છે. ૧૭ પ્રકારના સંયમમાં ગતિ કરવી તે સંયમ ઈર્યા છે અને ચરણ ઈર્યા આલમ્બન, કાલ, માર્ગ અને યતનાંના ભેદથી ચાર પ્રકારની છે. શાસન, સંઘ ગચ્છ આદિની સેવાના પ્રયોજનથી ગતિ કરવી તે આવમ્બન છે. ગતિ કરવા યોગ્ય કાળમાં ગમન કરવું તે કાલ ઇર્યા છે, સુમાર્ગ પર વિવેક એવં યતના પૂર્વક ગતિ કરવી તે યતના ઇર્યા છે. યતના અને વિવેકની સાથે ચાલવાવાળા સાધક પાપકર્મનો બન્ધ કરતા નથી.

આ ઈર્યા–એષણા અધ્યયનના ત્રણ ઉદ્દેશક છે. પ્રથમ ઉદ્દેશકમાં બતાવવામાં આવ્યું છે કે સાધુ ને કયારે વિહાર કરવો જોઇએ અને માર્ગમાં નદી આદિ હોય તો તેને કેવી રીતે પાર કરવી જોઇએ. બીજા ઉદ્દેશકમાં અભિવ્યકત કરવામાં આવેલ છે કે નૌકાથી નદી પાર કરતા સમયે જો નાવિક છલ–કપટથી વર્તાવ કરે તો તે સમયે સાધુ એ શુ કરવું જોઇએ. વગેરે. અને ત્રીજા ઉદ્દેશકમાં ગતિ કરવાના સમયે અહિંસા, સત્ય, આદિની રક્ષા કેમ કરવી, તેનું વિસ્તૃત વર્ણન કરવામાં આવેલ છે. પ્રસ્તુત ઉદ્દેશકમાં વર્ષાવાસ કલ્પ સમાપ્ત થાય પછી વિહાર કરવાનો આદેશ આપતાસૂત્ર કાર ફરમાવે છે.:—

## પ્રથમ ઉદ્દેશ

७१३. "अब्भुवगते खलु वासावासे अभिपवुट्ठे बहवे पाणा अभिसंभूया, बहवे बीया अहुणुभिन्ना, अतरा से मग्गा बहुपाणा बहुबीया जाव ससंताणगा, अणभिकंता पंथा, णो विण्णाया मग्गा," सेवं णच्चा णो गामाणुगामं दूइज्जिा तओ संजया मेव वासावासं उवल्लिइज्जा ।

સાધુ અને સાધ્વી જાણે છે કે વર્ષાઋતુ આવી ગઇ વર્ષા થઇ ગઇ. ઘણા જીવ-જન્તુઓ ઉત્પન્ન થઈ ગયા. ઘણા બીજ ઉગી નીકળ્યા–અંકુરિત થઇ ગયા માર્ગમાં ઘણા પ્રાણી, ઘણા બીજ અને કીડા મકોડા આદિ હોય. માર્ગમાં ચાલવુ કઠિન હોય ઘાસ આદિ ઉગી નીકળવાના કારણે માર્ગ ઠીક રીતે દેખાતો પણ ન હોય. એમ જાણીને એક ગામથી બીજે ગામ વિહાર કરવો ન જોઇએ. યતના પૂર્વક વર્ષાવાસ (ચાતુર્માસ) મા એક જ ગામમા નિવાસ કરવો જોઇએ.

७१४. से भिक्खू वा भिक्खुणी वा से जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसि वा णो महई विहारभूमी, नो महई वियारभूमी, णो सुलभे पीढ—फलग–सेज्जा–संथारए, णो सुलभे फासए उंछे अहेसणिज्जे, जत्थबहवे समण माहण–अतिहि–किवण–वणीमगा उवागया उवागमिस्संति य, अच्चाइण्णा वित्ती, णो पण्णस्स णिक्खमणपवेसाए जाव धम्माणुओगचिंताए, सेव णच्चा तहप्पगारं गामं वा णगरं वा जाव रायहाणिं वा, णो वासावासं उवल्लिइज्जा ।

સાધુ અથવા સાધ્વી જે ગામ યાવત્ રાજધાનીના વિષયમા એમ જાણે કે આ ગામ કે રાજધાનીમાં વિશાલ સ્થંડિલ ભૂમિ નથી, વિશાલ સ્વાધ્યાય-ભૂમિ નથી, બાજોઠ, પાટ, પાટલા, શય્યા, સસ્તારક આદિ સરલતાથી મળી શકતા નથી, અથવા પ્રાસુક એષણીક આહાર–પાણી સુલભ નથી, શાકયાદિ અન્યતીર્થી સાધુ, બ્રાહ્મણ, ભિખારી એવ દરિદ્ર આદિની ઘણી ભીડ છે અથવા તે આવવાના છે, વસ્તી સઘન છે. સાધુ માટે સ્વાધ્યાયાદિના નિમિત્તે અવર જવર સુગમ નથી તે ગામાદિ કે રાજધાનીમાં ચાતુ-ર્માસ કરવુ ન જોઇએ.

७१५. से भिक्खू भिक्खुणी वा से जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा इमंसि खलु गामंसि वा रायहाणिंसी वा महती वियारभूमी महती विहारभूमी, सुलभे जत्थ पीढफलग सेज्जा–संथारए, सुलभे फासुए उंछे

સાધુ અથવા સાધ્વી જે ગામયાવત રાજધાનીનાં સબધમા એમ જાણે કે આ ગામ કે રાજધા-નીમાં વિશાલ સ્થડિલ ભૂમી છે, વિશાલ સ્વાધ્યાય ભૂમિ છે, પાટ, પાટલા, શય્યા, સંસ્તા-રક સુલભ છે, પ્રાસુક એષણીક ભિક્ષા મળી શકે છે. જ્યાં અન્યતીર્થી શ્રમણાદિ ઘણા આવ્યા

अहेसणिज्जे, णो जत्थ बहवे समण जाव उवागया उवागमिस्संति वा, अप्पाइण्णा वित्ती, जाव रायहाणिं वा ततो संजयामेव वासावासं उवल्लिएज्जा ।

નથી ને આવવાના પણ નથી. જ્યાં વસ્તી સઘન નથી, અવર જવર કરવી સુગમ છે, એવા ગામ કે રાજધાની આદિમાં યતના પૂર્વક-ચાતુર્માસ કરવું જોઇએ.

૭૧૬. अह पुण एवं जाणेज्जा,-चत्तारि मासा वासावासाणं वीइक्कंता, हेमंताण य पंच दसरायकप्पे परिवुसिते, अंतरा से मग्गा बहुपाणा जाव ससंताणगा;णो जत्थ बहवे जाव उवागमिस्स ति-सेवं णच्चा णो गामाणुगामं दूइज्जेज्जा ।

સાધુ અને સાધ્વી એમ જાણે કે- વર્ષાવાસ (ચોમાસા) ના ચાર માસ વીતી ચૂકયા છે અને હેમન્ત ઋતુના પણ પાંચ-દસ દિવસ વ્યતીત થઇ ગયા છે, પરંતુ માર્ગમાં ઘણા જ પ્રાણી યાવત્ જીવજન્તુઓ છે, ઘણા-અન્યતીર્થી શ્રમણ બ્રાહ્મણાદિ આવ્યા-ગયા નથી, આવવા જવાવાળા પણ નથી, તો એમ જાણીને સાધુ કે સાધ્વી ગ્રામાનુગ્રામ વિહાર ન કરે.

૭૧૭. अह पुण एवं जाणेज्जा, चत्तारि मासा वासाणं वीईकता, हेमंताण य पंचदसरायकप्पे परिवुसिए, अतरा से मग्गा अप्पंडा जाव असंताणगा, बहवे जत्थ समण जाव उवागमिस्संति वा, सेवं णच्चा संजयामेव गामाणु गामं दूइज्जेज्जा ।

હવે વળી એમ જાણે કે ચાર માસ વ્યતીત થઇ ચૂકયા છે અને હેમન્તના પણ પાંચ દસ દિવસ વ્યતીત થઇ ગયા છે, માર્ગમાં ઇંડા તથા જીવ-જન્તુ આદિ નથી, લોકોની અવર-જવર થઇ ગઈ છે તો સાધુ અથવા સાધ્વી યતના પૂર્વક ગ્રામાનુગ્રામ વિહાર કરે ( તાત્પર્ય એજ છે કે ચોમાસાના ચાર મહિના વીતી જવા પર પણ માર્ગમાં જો ઇંડા એવં જીવ - જન્તુઓની પ્રચુરતા હોય અને પાથિકોનું આવાગમન ચાલુ ન હોય તો સાધુ માગસર સુધી રહી જાય. એમ ટીકાકાર કહે છે. ત્યારબાદ વિહાર કરી જ દેવો જોઈએ )

૭૧૮. से भिक्खु वा भिक्खुणी वा गामाणु-गामं दूइज्जमाणे पुरओ जुगमागं पेहमाण दट्ठूण तसे पाणे उद्धट्टु पायं रीएज्जा, साहट्टु पायं रीएज्जा, वितिरिच्छं वा कट्टु पादं रीएज्जा, सति परक्कमे संजयामेव परक्-मेज्जा, णो उज्जुयं गच्छेज्जा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ।

સાધુ અથવા સાધ્વી એક ગામથી બીજે ગામ જતાં યુગ પરિમિત-ચાર હાથ ભૂમિ દેખાતા, ત્રસ આદિ પ્રાણીઓને જોઇને, પગ ઉંચા કરીને તેને ઉલધીને આગળ પગ રાખે અથવા પગ પાછો હટાવી લે અથવા ત્રિછો કરીને રાખે. બીજો માર્ગ હોય તો યતના પૂર્વક બીજા માર્ગથી જાય, સીધા માર્ગથી ન જાય. એ પ્રમાણે યતના પૂર્વક જ એક ગામથી બીજે ગામ વિહાર કરે.

७१९. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाणाणि वा वीयाणि वा हरियाणि वा उदए वा मट्टिया वा अविद्धत्थे सइ परक्कमे णो उज्जुयं गच्छेज्जा । तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ।

સાધુ અથવા સાધ્વી એક ગામથી બીજે ગામ જતા હોય અને માર્ગમાં પ્રાણી, બીજ, હરિતકાય, સચિત્ત પાણી, સચિત્ત માટી હોય તો બીજો માર્ગ હોવાપર તે સીધા માર્ગથી ન જાય. એ પ્રમાણે યતના પૂર્વક જ ગ્રામાનુગ્રામ વિચરણ કરે

७२०. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से विरूवरूवाणि पच्चंतिगाणि, दस्सुगायतणाणि, मिलक्खूणि, दुस्सन्नप्पाणि, दुप्पणवणिज्जाणि अकालपडिवोहीणि अकालपरिभोईणि, सति लाढे विहाराए संथरमाणेहिं णो जाणवएहिं विहारवइयाए पवज्जेज्जा गमणाए । केवली बूया 'आयाणमेयं' ते णं वाला "अयं तेणे, अयं उवचरए, अयं तओ आगए" त्ति कट्टु तं भिक्खुं अक्कोसेज्ज वा जाव उद्दवेज्ज वा. वत्थ पडिग्गहं कंवलं पायपुछणं अच्छिदेज्ज वा भिंदेज्ज वा अवहरेज्ज वा परिट्ठवेज्ज वा, । अह भिक्खुणं पुव्वोवइट्ठा पतिण्णा जं णो तहप्पगाराइं विरुवरुवाणि पच्चंतियाणि दस्सुगायतणाणि, जाव विहारवत्तियाए णो पवज्जेज्ज वा गमणाए, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ।

એક ગામથી બીજે ગામ જતાં સાધુ-સાધ્વી માર્ગમાં વિવિધ પ્રકારના સીમાવર્તી આદિ સ્થળોમાં બનેલા ચોરોના સ્થાનોમાં, અથવા મ્લેચ્છો, અનાર્યો, દુરાર્યો (જેને કઠિનાઇથી સમજાવી શકાય) અકાળે જાગવા વાળા અને અકાળે ખાવાવાળાના પ્રદેશમા થઇને ન જાય, જો બીજો રસ્તો આર્ય પ્રદેશમા થઇને જતો હોય તો કેવળી ભગવાનનુ કથન છે કે એમ કરવાથી કદાચિત્ કર્મ બધનનુ કારણ ઉપસ્થિત થાય છે અજ્ઞાની અનાર્ય લોક મુનિને 'આ ચોર છે' આ ચોરનો સહાયક છે, અથવા આ ત્યાંથી (અમારા શત્રુઓ પાસેથી) આવેલ છે [જાસુસ છે]' આ પ્રમાણે કહીને સારૂ-નરસુ કહેશે, મારશે, પીટશે, યાવત્ પ્રાણ પણ લઇ લેશે અથવા વસ્ત્ર, પાત્ર, કબલ અને રજોહરણ છીનવી લેશે અથવા તેને તોડી નાખશે લૂટી લેશે. કે ફેકી દેશે. એટલા માટે સાધુ-સાધ્વીના આ પૂર્વોપદિષ્ટ આચાર છે કે જ્યાં ચોરો, અનાર્યો આદિના સ્થાન હોય, ત્યાં થઇ વિહાર કરવાની ઇચ્છા ન કરે અને ગ્રાગ્રાનુગ્રામ ન વિચરે પરતુ આર્ય પ્રદેશમા યતના પૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે

७२१. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा सेअरायाणि वा, गणरायाणि वा जुवरायाणि वा, दोरज्जाणि वा विरुद्धरज्जाणि वा, संति लाढे विहाराए

એક ગામથી બીજે ગામ જતાં સમયે સાધુ કે સાધ્વી, આર્યદેશમાં થઇને જવાનો રસ્તો વિદ્યમાન હોય તો આવા પ્રકારના પ્રદેશમાં થઇને ન જાય જેમકે જ્યા રાજાનાં મરી જવા પર અરાજકતા હોય જ્યા કોઈ રાજા જ ન હોય, જ્યાં ઘણા રાજા

संथरमाणेहिं, जणवएहिं णो विहार- वडियाए पवज्जेज्ज गमणाए । केवली बूया 'आयाणमेयं' । ते णं वाला "अयं तेणे," तं चेव जाव णो विहारवडियाए पवज्जेज्जा गमणाए, तओ संजयामेव गामाणुगामं दूइ- ज्जेज्ज ।

હોય; જ્યાં યુવરાજ જ હોય-રાજ્યાભિષેક ન થયો હોય, જ્યા બે રાજ્યોમાં વૈર હોય અથવા જ્યાં વિરોધિઓનું રાજ્ય હોય. સાધુ કે સાધ્વી ભલે ચક્કર ખાઇને જાય પરંતુ એવા પ્રદેશની વચ્ચેથી ન જાય. કેવળી ભગવાન કહે છે કે ત્યાં જવાથી કર્મબંધનની સંભાવના છે. ત્યાના અજ્ઞાની જન મુનિને 'આ ચોર છે' એમ કહીને સાચી ખોટી વાતો કહેશે ઇત્યાદિ પહેલાની જેમ જ કહેવું જોઇએ તેથી મુનિ એવો દેશ છોડી બીજા નિરૂપદ્રવ દેશમાં વિહાર કરે.

७२२. से भिक्खु वा भिक्खुणी वा गामाणु- गामं दूइज्जमाणे अंतरा से विहं सिया, से जं पुण विहं जाणेज्जा एगाहेण वा, दुवाहेण वा, तिआहेण वा, चउआहेण वा, पंचाहेण वा, पाउणेज्ज वा, णो पाउणेज्ज वा तहप्पगारं विहं अणेगाहगमणिज्जं सति लाढे जाव णो विहारवत्तियाए पवज्जेज्ज गमणाए । केवली बूया- 'आयाण- मेयं' । अतरा से वासेसिया, वा पाणेसु वा पणएसु वा वीएसु वा, हरिएसु उदएसु वा मट्टियाए वा अविद्धत्थाए । अह भिक्खूणं पुव्वोवइट्ठा जाव ज तहप्पगारं अणेगाहगमणिज्जं जाव णो गमणाए । ततो संजयामेव गामाणु- गामं दूइज्जेज्जा गमणाए ।

એક ગામથી બીજે ગામ જતા સાધુ કે સાધ્વીને માર્ગમાં લાંબી અટવી આવી પડે તો તેને જાણવું જોઇએ કે આ અટવી એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, ચાર દિવસ, પાંચ દિવસમાં પાર કરી શકાશે, અથવા પાર નહિ કરી શકાય ? જો બીજો માર્ગ હોય તો આ પ્રકારની અનેક દિનોમા પાર કરી શકાય તેવી અટવીમાં થઇને જવું ન જોઇએ. કેવળી કહે છે કે ત્યાં જવું તે કર્મબંધનનું કારણ છે. ત્યા જતાં વચ્ચે વાસ કરવો પડે કારણ કે વર્ષા આવી જાય તો પ્રાણી લીલણ ફૂલણ, બીજ, હરિત અને સચિત્ત જલ તથા કીચડ થઇ જશે. તેથી સાધુઓનો આ પૂર્વોપ- દષ્ટિ આચાર છે કે એવી અનેક દિનોમા પાર કરી શકાય તેવી અટવીમા થઇને ગમન ન કરે, પરંતુ બીજા માર્ગથી યતના પૂર્વક ગમન કરે.

## નૌકા પ્રકરણ

७२३. से भिक्खू वा भिक्खुणी वा गामाणु- गामं दूइज्जमाणे अतरा से णावा- संतारिमे उदए सिया । से ज पुण णावं जाणेज्जा-असंजए अ भिक्खुपडि- याए किणेज्ज वा; पामिच्चेज्ज वा, णावाए वा णावं परिणामं कट्टु थलाओ वा णावं जलंसि ओगाहेज्जा

સાધુ કે સાધ્વી એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે માર્ગમા નૌકાથી પાર કરી શકાય તેટલું પાણી હોય — એવી સ્થિતિમા સાધુ જે નૌકાના વિષયમા એમ સમજે કે આ નૌકા ગૃહસ્થે સાધુના નિમિત્તે ખરીદેલી, કે ઉધાર લીધેલી, કે નૌકા બદલે નૌકા લીધેલી, કે સ્થળ માથી જળમાં ઉતારેલી છે, કે જલમાંથી સ્થળમાં કાઢી છે, ભરેલી ને પાણી ઉલેચી ખાલી કરેલ

जलाओ वा णावं थलंसि उक्कसेज्जा पुण्णं या णावं उस्सिंचेज्जा, सण्णं वा णावं उप्पीलावेज्जा, तहप्पगारं णावं उड्ढगामिणिं वा अहोगामिणिं वा तिरियगामिणि वा, परं जोयणमेराए अद्धजोयणमेराए अप्पतरे वा भुज्जतरे वा णो दुरुहेज्ज गमणाए ।

છે, ફસાયેલીને બહાર ખેંચી કાઢી છે, એવા પ્રકારની નૌકા ભલે પછી ઉપર કે નીચે કે ત્રીછી ચાલવા વાળી હોય, અર્થાત્ પ્રવાહની સામે, પ્રવાહને અનુકૂળ, સમપાણીમાં ચાલવા વાળી હોય, તે પછી ભલે એક યોજન, અર્ધયોજન અથવા તેનાથી ઓછી કે વધારે જવાવાળી હોય, તો પણ તેવી નૌકા પર સાધુ-સાધ્વીએ આરૂઢ થવું ન જોઇએ.

७२४. से भिक्खु वा भिक्खुणी वा पुव्वामेव तिरिच्छसंपातिमं णाव जाणेज्जा, जाणित्ता से तमायाए एगंतमवक्कमिज्जा एगंतमवक्कमित्ता भंडगं पडिलेहेज्जा, पडिलेहित्ता एगओ भोयणभंडग करेज्जा, करित्ता ससीसोवरियं कायं पाए पमज्जेज्जा, पमज्जित्ता सागारियं भत्तं पच्चक्खाइज्जा, एगं पायं जले किच्चा एगं पायं थले किच्चा, तओ संजयामेव णावं दुरुहेज्जा ।

સાધુ અથવા સાધ્વી જાણે કે આ નૌકા પહેલે પાર જવાની છે એમ જાણીને પોતાના ઉપકરણ લઇને એકાંતમાં જાય, એકાંતમાં જઇને પોતાના ઉપકણુરનું પ્રતિલેખન કરે, પ્રતિલેખન કરીને તે એકત્ર કરે, એકત્ર કરીને મસ્તકથી લઇ પગ પર્યંત સંપૂર્ણ શરીરનું પ્રમાર્જન કરે, ત્યારબાદ આગાર રાખી આહારના પ્રત્યાખ્યાન કરે અને પછી એક પગ જલમા અને એક પગ સ્થળમાં રાખી યતનાપૂર્વક નૌકા ઉપર ચઢે. અભિપ્રાય એ છે કે જલમાં એ પ્રમાણે ધીમે-ધીમે એક એક પગ મુકે કે પાણી હલે નહીં.

७२५. से भिक्खू या भिक्खुणी वा णावं दुरुहमाणे णो णावाओ पुरओ दुरुहेज्जा । णो णावाए अग्गओ दुरुहेज्जा, णो णावाए मज्झतो दुरुहेज्जा, णो वाहाओ पगिज्झिय पगिज्झिय, अगुलीयाए उवदंसिय उवदंसिय ओणमियं ओणमिय उण्णमिय उण्णमिय णिज्झाइज्जा ।

સાધુ કે સાધ્વી નૌકા પર ચઢે ત્યારે નૌકાના આગલા ભાગથી ન ચઢે અથવા નૌકામાં સૌથી આગળ ન બેસે. પાછળના ભાગથી નૌકા પર ન ચઢે અને મધ્યમાંથી પણ ન ચઢે. પરંતુ ચઢવાના રસ્તેથી જ ચઢે. ત્યારબાદ નૌકા બાજુના ભાગને પકડી-પકડીને, આંગળીથી વારંવાર સંકેત કરીને, શરીરને ઉચુ-નીચું કરીને જુએ નહીં.

७२६. से णं परो णावागतो णावागयं वएज्जा 'आउसंतो समणा ! एयं तुमं णावं उक्कसाहिज्जा वा वोक्कसाहि वा खिवाहि वा, रज्जुयाए वा गहाय आकसाहि णो से यं परिन्नं परियाणेज्जा, तुसिणीओ उवेहेज्जा ।

—તે નોકા પર સ્થિત કોઇ (નાવિક યા પથિક) નૌકામા બેઠેલા સાધુને કદાચિત્ આ પ્રમાણે કહે કે—'હે આયુષ્મન્ શ્રમણ ! આ નૌકાને આગળ ખેંચો કે પાછળ ખેંચો કે ચલાવો અથવા દોરડાઓ ખેંચો. આ સાંભળીને મુનિ લક્ષ ન આપે, માન રહે.

७२७. से णं परो णावागतो णावागयं वएज्जा 'आऊसंतो सयणा एवं णो संचाएसि तुमं णावं उक्कसित्तए वा वोक्कसित्तए वा खिवित्तए वा रज्जु-याए वा गहाय आकसित्तए, आहर एतं णावाए रज्जूयं, सयं चेव वयं नाव उक्कसिस्सामो वा जाव रज्जूए वा गहाय आकस्सिस्सामो,'' णो से यं परिन्न परिजाणेज्जा, तुसि-णीओ उवेहेज्जा ।

નૌકામાં બેઠેલા મુનિને નાવિક કે નૌકાપથિક કોઇ કહે–હે આયુષ્મન્ શ્રમણુ ! તમે નૌકાને આગળ પાછળ ખેંચવામાં કે ફેંકવામા અથવા દોરડાથી ખેંચવામાં સમર્થ ન હો તો નૌકાનું દોરડું લાવી આપો. અમે પોતે જ નૌકાને આગળ પાછળ ખેંચી લેશું તેવા પ્રકારના કથ-નનું મુનિ અનુમોદન ન કરે અને મૌન રહે.

७२८. से णं परो णावागओ णावागयं वएज्जा आउसंतो समणा ! एयं ता तुमं णावं आलित्तेण वा पीढएण वा वंसेण वा वलएण वा अवल्लुएण वा वाहेहि;' णो से तं परिण्णं परिजाणेज्जा, तुसिणीओ उवेहेज्जा ।

નાવમાં બેઠેલા પથિકો, નાવમાં બેઠેલા મુનિને કહે–આયુષ્યમન્ શ્રમણુ ! આ નાવને હલેસાથી પાટિયાથી, વાંસથી, વળીથી અથવા દોરડાથી, ચાટવા આદિથી ચલાવો તો મુનિ આ કથનનો સ્વીકાર ન કરે. મૌન રહે.

७२९. से ण परो णावागओ णावागायं वएज्जा 'आउसंतो समणा ! एयं ता तुमं णावाए उदयं हत्थेण वा, पाएण वा, मत्तेण वा, पडिग्गहेण वा, णावा-उस्सिंचणेण वा उस्सिंचाहि, णो से तं परिण्णं परिजाणेज्जा तुसिणीओ उवेहेज्जा ।

કોઈ નાવિક, નૌકામાં બેઠેલા મુનિને કહે–આયુ-ષ્મન્ શ્રમણુ ! નાવમા ભરાયેલા પાણીને હાથથી, પગથી, વાસણુથી, પાત્રથી અથવા કોઇ સાધનથી ઉલેચી નાંખો. સાધુ તે કથનનો સ્વીકાર ન કરે, પરંતુ મૌન રહે.

७३०. से णं परो णावागतो णावागतं वएज्जा 'आउसंतो समणा, एतं तुमं उत्तिंगं हत्थेण वा, पाएण वा, बाहुणा वा, ऊरुणा वा, उदरेण वा, सीसेण वा, काएण वा, णावाउस्सिंचणेण वा, चेलेण वा, मट्टि-याए वा कुसपत्तेण वा, कुरुविंदेण वा, पिहेहि, णो से तं परिण्णं परिजाणेज्जा ।

કોઇ નૌકામાં બેઠેલા નૌકામાં બેઠેલા મુનિને કહે–આયુષ્મન્ શ્રમણુ ! આ છિદ્રથી પાણી ભરાઇ રહ્યું છે, તેને તમે હાથથી, પગથી, ભુજાથી, જાંઘથી, પેટથી, શરીરથી અથવા શરીરના કોઇપણુ અવયવથી, અથવા વસ્ત્રથી, માટીથી,ડાભથી અથવા કુરુવિંદ–કમલપત્રથી ઢાંકી દીઓ બંધ કરી દીઓ તે કથનનો સાધુ સ્વીકાર ન કરે, પરંતુ મૌન રહે.

७३१. से भिक्खू वा भिक्खुणी वा णावाए उत्तिंगेणं उदयं आसवमाणं पेहाए उवरुवरिं णावं कज्जलावेमाणिं पेहाए णो परं उवसंकमित्तु एव बूया 'आउसंतो गाहावइ ! एयं ते णावाए उदयं उत्तिंगेण आसवति, उवरुवरिं वा णावा कज्जलावेइ ' एतप्पगारं मणं वा वायं वा णो पुरओ कट्टु विहरेज्जा । अप्पुस्सुए अबहिल्लेसे एगंतगएणं अप्पाणं विउसेज्जा समाहीए । तओ संजयामेव णावासंतारिमे उदए अहारियं रीज्जा ।

સાધુ અથવા સાધ્વી નૌકાના છિદ્રમાંથી ભરાતું પાણી જોઈને અને તે પાણીથી નૌકા હાલક-ડોલક દેખી નાવિક અથવા બીજા કોઇ પાસે જઈને એમ ન કહે કે-આયુષ્મન્ ગાથાપતિ ! તારી આ નાવના છિદ્રમાથી પાણી ભરાઈ રહ્યું છે અને નાવ ડૂબી રહી છે પોતે ગભરાય નહિ અને બીજા ગભરાઈ જાય તેવા વચન ન કહે પરંતુ તે સંકટ સમયે જરા માત્ર ગભરાયા વિના, ચિત્ત સંયમમાં રાખીને આત્મ સ્વરૂપમાં રમણ કરતો, મોહ ત્યાગીને સમાધિમાં લીન થાય. આ સઘળો નૌકામા બેઠેલા મુનિનો આચાર બતાવ્યો છે તેનુ સારી રીતે પાલન કરે પછી યતના પૂર્વક નૌકામાંથી ઉતરવા યોગ્ય પાણીમાં પૂર્વોકત વિધિનુસાર ઉતરે.

७३२. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ज सव्वट्ठेहिं सहिते सदा जएज्जासि त्ति बेमि ।

સાધુ અને સાધ્વીનો આ આચાર છે મુમુક્ષુ જ્ઞાનાદિથી યુક્ત થઇને સદા તેનું પાલન કરે, એમ હું કહું છું.



## બીજો ઉદ્દેશ

७३३. से णं परो णावागओ णावागयं वएज्जा—आउसंतो समणा ! एयं ता तुमं छत्तगं वा जाव चम्मछेयणगं वा गिण्हाहि, एयाणि तुमं विरूवरुवाणि सत्थजायाणि धारेहि । एयं ता तुमं दारगं वा पज्जेहि, ' णो से तं परिण्णं परिजाणेज्जा, तुसिणीओ उवेहेज्जा ।

નૌકામા રહેલા કોઇ નૌકામા બેઠેલા મુનિને કહે- આયુષ્મન્ શ્રમણ ! તમે આ છત્ર યાવત્ ચર્મ છેદનક [ચામડા કાપવાનુ ઓજાર] ને પકડો, આ વિવિધ પ્રકારના શસ્ત્રો ધારણ કરો અથવા આ બાળકને પાણી આદિ પાઈદીઓ, તો મુનિ આ કથન ન સ્વીકારે, ને મૌન રહે.

७३४. से णं परो णावागओ णावागयं वएज्जा आउसंतो एस णं समणे णावाए भंडभारिए भवति से णं बाहाए

કદાચિત્ નૌકામા રહેલા કોઇ વ્યકિત નૌકામાં બેઠેલ કોઇ બીજી વ્યકિતને કહે-આયુષ્મન્ ! આ મુનિ નાવનો બોજો વધારનાર છે (કારણ કે કંઈ પણ કામ કરતો નથી) તેથી તેને બાહુથી

गहाय णावाओ उदगंसि पक्खिविज्जा एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से य चीवरधारी सिया खिप्पामेव चीवराणि उव्वेढिज्ज वा णिवेढेज्ज वा, उप्फेसं वा करेज्जा ।

પકડી પાણીમાં ફેંકી દીએ. આ પ્રકારના શબ્દ સાંભળી ને તેનો આશય સમજી જો મુનિ વસ્રધારી હોય તો, શીઘ્ર ભારે વસ્ત્રો અલગ કરી હળવા વસ્રો શરીર પર ધારણ કરે, તેમજ મસ્તક પર વીંટી લીએ.

७३५. अहं पुण एवं जाणेज्जा—अभिक्कंतकूर कम्मा खलु वाला वाहाहिं गहाय नावाओ उदगंसि पक्खिवेज्जा, से पुव्वामेव वाएज्जा 'आउसंतो गाहावई, मा मेत्तो बाहाए गहाय णावाओ उदगंसि पक्खिवह; सयं चेव णं अहं णावातो उदगंसि ओगाहिस्सामि ।' से णेवं वयंतं परो सहसा वलसा वाहाहिं गहाय उदगंसि पक्खिवेज्जा, तं णो सुमणे सिया णो दुम्मणे सिया, णो उच्चावयं, मणं णियंछेज्जा, णो तेसिं बालाणं घायाए वहाए समुट्ठेज्जा, अप्पुस्सुए जाव समाहीए ततो संजयामेव उदगंसि पवज्जेज्जा ।

પૂર્વોકત તૈયારી કર્યા પછી જાણે ક્રૂર કર્મો લોક મારી પાસે પહોચ્યા છે, તેઓ બાહુથી પકડી પાણીમાં ફેકે તે પહેલાજ મુનિ તેને કહીદીએ–હે આયુષ્મન્ ગૃહસ્થો ! મને બાહુથી પકડી નાવમાથી પાણીમા ન ફેકો, હુ પોતેજ નાવમાંથી પાણીમાં ઉતરી જાઉ છું. એમ કહે છતા પણ તે અજ્ઞાની કદાચિત્ એકાએક બલપૂર્વક બાહુમા પકડી પાણીમાં ફેંકી દીએ તો પણ મુનિ પ્રસન્ન કે અપ્રસન્ન થાય નહિ, સંકલ્પ કે વિકલ્પ પણ કરે નહિ. તેમજ તે અજ્ઞાની જનોની ઘાત કે વધ કરવા તૈયાર થાય નહિ. શાન્ત ચિત્ત રાખી ગભરાયા વિના સમાધિ પૂર્વક પાણીમાં યતનાથી પ્રવેશ કરે.

७३६. से भिक्खू वा भिक्खुणी वा उदगंसि पवमाणे णो हत्थेण हत्थं, पाएण पायं, काएण कायं आसाएज्जा से अणासायणाए अणासायपाणे तओ संजयामेव उदगंसि पवजेज्जा ।

તે સાધુ અથવા સાધ્વી પાણીમાં તણાતા હોય ત્યારે હાથથી હાથ કે પગથી પગ કે શરીરથી શરીરનો સ્પર્શ ન કરે. સાધુ જલ–કાયના જીવોની વિરાધનાથી બચવા માટે યતના પૂર્વક પાણીમા તણાય

७३७. से भिक्खू वा भिक्खुणी वा उदगंसि पवमाणे णो उम्मुग्गणिम्मुग्गियं करेज्जा, मामेयं उदगं कण्णेसु वा अच्छीसु वा णक्कंसि वा मुहंसि वा परियावज्जेज्जा, तओ संजयामेव उदगंसि पविज्जा ।

સાધુ કે સાધ્વી જલમા તણાતા હોય ત્યારે ઉપર આવવાની અને નીચે જવાની ક્રિયા ન કરે, અર્થાત ડૂબકી મારી મારીને ઉપર ન આવે. તે પાણી કાનમા, આંખમાં, નાકમા કે મુખમા પ્રવેશીને વિનાશ ન કરે; તે પ્રમાણે યતના–પૂર્વક પાણીમા તણાય.

| | |
|---|---|
| ७३८. से भिक्खू वा भिक्खुणी या उदगंसि पवमाणे दुब्बलियं पाउणेज्जा, खिप्पामेव उवहिं विगिंचेज्ज वा विसोहेज्ज वा, णो चेव णं साति–ज्जेज्जा अह पुण एवं जाणेज्जा, पारए सिया उदगाओ तीरं पाउणि–त्तए तओ संजयामेव उदउल्लेण वा ससिणिद्धेण वा काएण उदगतीरे चिट्ठेज्जा । | સાધુ કે સાધ્વી જલમાં તરતાં થાકી જાય તો શીઘ્ર જ વસ્ત્ર પાત્ર આદિ ઉપધિ છોડી દીએ અથવા નિસ્સાર ને ફેંકી દીએ આસકિત ન રાખે. જો જલાશયના કિનારે પહોંચી જાય તો જ્યાં સુધી શરીર પાણીથી ભીંજાયેલું રહે કે નિગ્ધ રહે ત્યાં સુધી યતના પૂર્વક કિનારે જ સ્થિર રહે. |
| ७३९. से भिक्खू वा भिक्खुणी वा उदउल्लं वा ससिणिद्ध वा कायं णो आमज्जेज्जा वा णो पमज्जेज्जा वा संलिहेज्जा वा, णिल्लेहिज्जा वा, उव्वलेज्जा वा उव्वट्टेज्जा वा आयावेज्ज पयावेज्ज वा । अह पुण एवं जाणेज्जा, विगओदओ मे काए, वोच्छिण्णसिणेहे काए,तहप्पगार कायं आमजेज्ज वा जाव पयावेज्ज वा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा । | સાધુ કે સાધ્વી પાણીથી ભીંજાયેલા શરીરને લુછે નહી, પૂંજે નહીં, દબાવે નહીં, સુકાવે નહીં, ઓછું કરવાનો પ્રયત્ન કરે નહીં, મસળે નહી, ઘસે નહીં, તપાવે નહીં, અને વિશેષ રૂપથી તપાવે નહીં. જ્યારે સાધુને પ્રતીતિ થાય કે હવે શરીર સુકાઈ ગયુ છે, પાણી બિલકુલ રહ્યું નથી, ત્યારે શરીર લુછે, પૂજે અને તડકામા તપાવે, ત્યારબાદ યતના પર્વક ગ્રામાનુગ્રામ વિચરે. |
| ७४०. से भिक्खू वा भिक्खुणी वा गामाणु-गामं दूइज्जमाणे णो परेहिं सद्धिं परिजविय परिजविय गामाणु–गामं दूइज्जेज्जा । तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा । | એક ગામથી બીજે ગામ જતા સાધુ કે સાધ્વી બીજા સાથે વાતો કરતાં ન ચાલે, પરંતુ યતના (ઇર્યા સમિતિ) પૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે. |
| ७४१. से भिक्खू वा भिक्खुणी वा गामाणु–गामं दूइज्जमाणे अंतरा से जंघा–संतारिमे उदए सिया, री पुव्वामेव ससीसोवरियं कायं पाए य पम–ज्जेज्जा, पमज्जित्ता एगं पायं जले किच्चा एग पायं थले किच्चा तओ संजयामेव जंघासंतारिमे उदए अहारियं रीएज्जा । | સાધુ કે સાધ્વી ગ્રામાનુગ્રામ વિચારતાં માર્ગમા જાઘ [ગોઠણ] સુધી પાણી ઉતરવાનું હોય તો પહેલા માથાથી લઇ પગ સુધી–સમસ્ત શરીરનું પ્રમાર્જન કરે. ત્યારબાદ એક પગ જલમો અને એક પગ સ્થળમાં રાખતા, યતના પૂર્વક જઘાઃ–પ્રમાણ જળમાં આર્યજનો ચિત વિધિથી ચાલે. |

७४२. से भिक्खू वा भिक्खुणी वा जंघा-संतारिमे उदगे अहारिहं रीयमाणे णो हत्थेण वा हत्थं पाएण वा पायं, काएण वा कायं आसाएज्जा । से अणासायए अणासायमाणे, तओ संज-यामेव जंघासंतारिमे उदए अहारियं रीएज्जा ।

જંઘા પ્રમાણ પાણીમાં, આર્યજનોની યોગ્ય વિધિથી ચાલતાં સાધુ કે સાધ્વી હાથથી હાથ, પગથી પગ અને શરીરના કોઈપણ અવયવથી કોઈપણ અવયવ સાથે ન જોડતા તથા જલકાયની વિરાધના ન કરતાં, યતના પૂર્વકજ જંઘા સુધી પાણીમાં આર્યજનો ચિતવિધિથી ચાલે.

७४३. से भिक्खू वा भिक्खुणी वा जंघासं-तारिमे उदए अहारियं रीयमाणे णो सायावडियाए णो परिदाहवडियाए महतिमहालयंसि उदगंसि कायं विउसेज्जा । तओ संजयामेव जंघा-संतारिमे उदए अहारिय रीएज्जा । अह पुण एवं जाणेज्जा पारए सिया उदगाओ तीर पाउणित्तए, तओ संजयामेव उदउल्लेण वा ससिणिद्धेण वा काएण उदगतीरे चिट्ठेज्जा ।

સાધુ અથવા સાધ્વી જંઘા સુધી ઉંડા પાણીમાં મુનિજન–યોગ્ય વિધિથી ચાલતાં આનંદ માટે અથવા ગરમી દૂર કરવા માટે ઉંડા પાણીમાં શરીર ન ઝબોળે. યતના પૂર્વક જ જંઘા સુધી પાણીમાં ચાલે. જ્યારે એમ પ્રતીત થાય કે કિનારો આવી ગયો છે ત્યારે યતના પુર્વક પાણીમાંથી નીકળી શરીર ભીંજાયેલુ હોય ત્યાં સુધી કિનારે સ્થિર રહે.

७४४. से भिक्खू भिक्खुणी वा उदउल्लं वा कायं ससिणिद्धं वा कायं णो आम-ज्जेज्ज वा पमज्जेज्ज वा । अह पुण एवं जाणेज्जा, विगतोदए से काए छिन्नसिणेहे, तहप्पगारं कायं आम-ज्जेज्ज वा जाव पयावेज्ज वा तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ।

સાધુ અથવા સાધ્વી પાણીથી ભીંજાયેલા શરીરને રગડે નહીં, પૂંજે નહી, મસળે નહીં, જ્યારે પ્રતીતિ થાય કે શરીર પાણીથી રહિત થઇ ગયુ, ગીલું નથી, ત્યારે શરીર સાફ કરે પૂંજે, તાપમાં તપાવે, અધિક તપાવે અને પછી યતના પૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે

७४५. से भिक्खू वा भिक्खुणी वा गामा-णुगामं दूइज्जमाणे णो मट्टियाग-एहिं पाएहिं हरियाणि छिंदिय २, विकुज्जियं २, विफालिय २, उम्मग्गेण हरियवहाए गच्छेज्जा । जमेयं पाएहिं मट्टियं खिप्पामेव हरियाणि

સાધુ અથવા સાધ્વી જયારે ગ્રામાનુગ્રામ વિચરી રહ્યુ હોય અને પગ કીચડથી ખરડાઇ જાય તો તેને સાફ કરવા માટે ઉન્માર્ગમા જઈ સચિત્ત વનસ્પતિ છેદી, વારં–વાર છેદી અથવા લીલા પાન એકઠા કરી, કે કચડી, ઉખેડી પગ સાફ ન કરે. જ્યા વનસ્પતિની હિંસા થાય તે માર્ગે

पासायाणि वा, णूमगिहाणी वा, रुक्खगिहाणी वा, पव्वयगिहाणि वा, रुक्खं वा, चेतियकडं वा थूमं वा चेइय-कडं. आएसणाणि वा जाव भव-णगिहाणि वा णो बाहाओ पगिज्झिय पगिज्झिय पगिज्झिय अगुलीयाए उद्दिसिय (२) ओण्णमिय ( २ ) उण्णमिय ( २ ) णिज्झाएज्जा । ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ।

ઘર અથવા ભૂગૃહ, વૃક્ષો નીચે બનેલા ઘર, પર્વતગૃહ, વૃક્ષ, ચૈત્યસ્તૂપ યાવત્ ભવન-ગૃહ આદિ જોઇને હાથ ઊંચાનીચા કરી, આંગળી આદિથી ઈશારા કરી, નીચે ઝુકી, ઊંચા થઈ જુએ નહીં, યતનાપૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે.

७५३. सेभिक्खू वा भिक्खुणी वा गामाणु-गामं दूइज्जमाणे अंतरा से कच्छा-णि वा, दवियाणि वा, णूमाणि वा वलयाणि वा गहणाणि वा गहणविदु-ग्गाणि वा वणाणि वा वणविदुग्गाणि वा पव्वयाणि वा पव्वतविदुग्गाणि वा अगडाणि वा तलागाणि वा दहाणि वा णदीओ वा वावीओ वा, पुक्खरि-णीओ वा दीहियाओ वा गुंजालि-याओ वा सराणि वा सरपंतियाणि वा सरसरपंतियाणि वा णो बाहाओ पग-ज्झिय जाव णिज्झाइज्जा केवली बूया 'आयाणमेयं' । जे तत्थ मिगा वा पसू वा, पंखी वा, सरीसिवा वा, सीहा वा, जलचरा वा, थलचरा वा खहचरा वा सत्ता ते उत्तसेज्ज वा वित्तसेज्ज वा वाड वा सरणं वा कंखेज्जा ' चारि त्ति मे अयं समणे ।' अह भिक्खूणं पुव्वोवदिट्ठा पइण्णा जं णो बाहाओ पगिज्झिय जाव णिज्झाइज्जा । तओ संजयामेव आयरियउवज्झाएहिं सद्धिं गामाणुगामं दूइज्जेज्जा ।

સાધુ કે સાધ્વી ગ્રામાનુગ્રામ વિચરતા હોય ત્યારે માર્ગમા કચ્છ (નદી કિનારાનો નીચો પ્રદેશ ), ઘાસની વીડ, તળેટી, નદી આદિથી ઘેરાયેલ પ્રદેશ, નિર્જલ પ્રદેશ, નિર્જનભૂમિમાં રહેલ કીલ્લો, વન અથવા ઝાડીમાં રહેલ કીલ્લો, પહાડો, પહાડો પર બનેલ કીલ્લો, કૂપ, તળાવો હૃદો, નદીઓ, વાવડીઓ, પુષ્કરિણીઓ, [કમલ-વાળી વાવડી] દીર્ઘિકાઓ [લાંબી વાવડીઓ] , ગુંજાલિકા (ઘણી ઊંડી વાવડીઓ), સરોવરો, સરોવરની પંક્તિઓ, ઘણા સરોવરોની પંક્તિઓ આદિને હાથ ઊંચા કરી કરીને યાવત નીચે નમી અથવા ઉંચા થઇ ન જુએ. એવું કેવળ જ્ઞાનીઓનું કથન છે કે એમ કરવામાં કર્મ બંધનું કારણ છે. પૂર્વોકત સ્થળોને આ પ્રમાણે જોવાથી ત્યાં રહેલ મૃગ, પશુ, પક્ષી, સર્પ, સિંહ, જલચર, સ્થલચર, ખેચર અથવા સત્ત્વ ત્રાસ પામશે કે વિશેષ રૂપથી ત્રાસ પામશે રક્ષા માટે ખેતરની વાડ અથવા ઝાડી આદિનો આશ્રય લેવાની ઇચ્છા કરશે આ શ્રમણ અમને ભગાડવા ઇચ્છે છે એમ સમજશે. માટે સાધુનો આ જ પુર્વોલ્લિખિત આચાર છે કે તે હાથ ફેલાવી-ફેલાવીને ન જુએ, ન ઈશારા કરે. પરંતુ યતના-પૂર્વક આચાર્ય ઉપાધ્યાયની સાથે ગ્રામાનુગ્રામ વિચરે.

| | | |
|---|---|---|
| ૭૫૪. | से भिक्खू वा भिक्खुणी वा आयरियउवज्झाएहिं सद्धिं गामाणुगामं दूइज्जमाणे णो आयरियउवज्झायस्स हत्थेण वा हत्थं जाव अणासायमाणे तओ संजयामेव आयरियउवज्झाएहिं सद्धिं जाव दूइज्जेज्जा। | સાધુ, આચાર્ય કે ઉપાધ્યાયની સાથે અને સાધ્વી પ્રવર્તિની આદિ સાથે, એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે, આચાર્ય-ઉપાધ્યાય અથવા પ્રવર્તિનીના હાથ ભીડી ચાલે નહિ, પગથી પગ લગાવે નહિ, શરીરથી શરીર ટકરાવે નહિ. એ પ્રમાણે આશાતના ન કરતા થકા યતનાપૂર્વક આચાર્ય ઉપાધ્યાયની સાથે યાવત્ ગ્રામાનુગ્રામ વિચરતા રહે. |
| ૭૫૫. | से भिक्खू वा भिक्खुणी वा आयरियउवज्झाएहिं सद्धिं दूइज्जमाणे अंतरा से पाडिपहिया उवागच्छेज्जा। तेण पाडिपहिया से एवं वदेज्जा "आउसंतो समणा के तुब्भे? कओ वा एह? कहिं वा गच्छिहिह?" जे तत्थ आयरिए उवज्झाए वा से भासेज्ज वा वियागरेज्ज वा। आयरियोवज्झायस्स भासमाणस्स वा वियागरेमाणस्स वा णो अंतराभासं करेज्जा। तओ संजयामेव अहारातिणियाए दूइज्जेज्जा। | સાધુ અથવા સાધ્વી આચાર્ય કે ઉપાધ્યાયની સાથે ગ્રામાનુગ્રામ વિચરતા હોય ત્યારે માર્ગમાં પ્રતિપથિક (સામેથી આવવાવાળા રાહગીર) મળી જાય અને તે પ્રતિપથિક આ પ્રમાણે કહે કે આયુષ્મન્ શ્રમણો! તમે કોણ છો? ક્યાંથી આવો છો? અથવા ક્યા જઇ રહ્યા છો? આવા પ્રશ્નો પૂછે ત્યારે સાથે રહેલા જે આચાર્ય કે ઉપાધ્યાય હોય [અથવા બીજા મોટા સંત હોય] તે વાર્તાલાપ કરે અને ઉત્તર આપે. આચાર્ય કે ઉપાધ્યાય જ્યારે વાર્તાલાપ કરી રહ્યા હોય ત્યારે વચ્ચે સાધુએ બોલવું ન જોઇએ. એ જ પ્રમાણે દીક્ષામાં વડીલોનાં ક્રમથી ગ્રામાનુગ્રામ વિહાર કરે. |
| ૭૫૬. | से भिक्खू वा भिक्खुणी वा अहारातिणिय गामाणुगाम दूइज्जमाणे णो अहारातिणियस्स हत्थेण हत्थं जाव अणासायमाणे ततो सजयामेव अहारातणियं गामाणुगामं दूइज्जेज्जा। | સાધુ કે સાધ્વી દીક્ષામાં મોટા [સાધુ કે સાધ્વી] ના ક્રમથી સાથે સાથે ગ્રામાનુગ્રામ વિચરતા હોય ત્યારે રત્નાધિકના હાથથી હાથને ન ટકરાવે; યાવત્ તેની અશાતના ન કરતાં યતના-પૂર્વક રત્નાધિક-ક્રમથી ગ્રામાનુગ્રામ વિચરે. |
| ૭૫૭. | से भिक्खू वा भिक्खुणी वा अहारातणियं गामाणुगामं दूइज्जमाणे अतरा से पाडिपहिया उवागच्छेज्जा। ते णं पाडिपहिया एवं जाः– 'आउसंतो समणा, के तुब्भे?' कओ वा एह? कहिं वा गच्छिहिह? जे तत्थ सव्वरातिणिए से भासेज्ज वा वागरेज्ज | સાધુ કે સાધ્વી રત્નાધિકના ક્રમાનુસાર ગ્રામાનુ-ગ્રામ વિચરતાં જઇ રહ્યા હોય ત્યારે માર્ગમા સામેથી આવી રહેલા પથિકોનો સમાગમ થઈ જાય અને તે પ્રતિપથિક આ પ્રમાણે પૂછે-આયુષ્મન્ શ્રમણો! તમે કોણ છો? ક્યાથી આવો છો? ક્યા જઇ રહ્યા છો? ત્યારે દીક્ષામાં |

अवहरंतु. माइट्ठाणं संफासे । णो एवं करेज्जा । से पुव्वामेव अप्प-हरियं मग्गं पडिलेहेज्जा, तओ संज-मेव गामाणुगामं दूइज्जेज्जा ।

ન જાય. પગમાં કીચડ લાગવા પર શીઘ્ર વનસ્પતિથી લુછે તો સંયમમાં દોષ લાગે છે. માટે સાધુએ એમ ન કરવું. પહેલાજ લીલોતરી-રહિત માર્ગ જોઇ યતના પૂર્વક એક ગામથી બીજે ગામ જવુ જોઇએ.

૭૪૬. से भिक्खू वा भिक्खुणी वा गामाणु-गामं दूइज्जमाणे अंतरा से वप्पाणि वा, फलिहाणि वा, पागाराणि वा, तोरणाणि वा, अग्गलाणि वा, अग्गल-पासगाणि वा, गड्डाओ वा, दरीओ वा, सति परक्कमे संजयामेव परक्क-मेज्जा, णो उज्जुयं गच्छेज्जा । केवली बूया-आयाण मेयं से तत्थ परक्कममाणे पयलेज्ज वा पवडेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી ગ્રામાનુગ્રામ વિચરી રહ્યા હોય ત્યારે માર્ગમાં ખાડા ટેકરા, ખાઇ, (ઉચી-નીચી ભૂમિ) કિલ્લો, તોરણ, આગળિ-યાદિ-અથવા ખાડો, ગુફા, દરાદિ હોય, અને બીજો માર્ગ સારો હોય તો સીધા તે માર્ગથી ન જાય-ચક્કર લેવો પડે તો પણ તે માર્ગે યતના પૂર્વક જાય. કેવળી ભગવાનનું કથન છે કે વિષમ માર્ગથી જવામાં કર્મ બંધનનું કારણ છે. વિષમ માર્ગે જતા લપસી જવાય કે પડી જવાય.

૭૪૭. से तत्थ पयलमाणे वा पवडमाणे वा रुक्खाणि वा गुच्छाणि वा, गुम्माणि, वा लयाओ वा, वल्लीओ वा, तणाणि वा, गहणाणि वा, हरियाणि वा, अव-लंबिय अवलंबिय उत्तरेज्जा जे तत्थ पडिपहिया उवागच्छंति ते पाणी जाएज्जा, जाएत्ता तओ संजयामेव अवलंबिय — अवलंबिय उत्तरेज्जा, तओ गामाणुगामं संजयामेव दूइज्जेज्जा ।

લપસતા કે પડતા તે વૃક્ષો, ગુચ્છો, ગુલ્મો, લતાઓ, અને વેલોને, તથા સચિત્ત ઘાસાદિ પકડી અથવા વારંવાર અવલંબન લઇને ઉતરશે. તે સાધુ માટે યોગ્ય નથી. વિશેષ કારણ હોય અને તેજ માર્ગે જવું પડે તો યતના પૂર્વક વૃક્ષ, વેલ આદિનો સહારો લેતો અથવા કોઇ પથિક જતો હોય તો તેના હાથના* સહારે જાય અને ફરી યતના પૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે.

૭૪૮. से भिक्खू वा भिक्खूणी वा गामाणु-गामं दूइज्जमाणे अंतरा से जवसाणि वा सगडाणि वा रहाणी वा सच-क्काणि वा परचक्काणि वा से णं वा विरूवरूवं संणिरुद्धं पेहाए सति

સાધુ કે સાધ્વી એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે રસ્તામા ઘઉ આદિ ધાન્ય અથવા ગાડીઓ, રથ કે સ્વચક્ર- પરચક્ર (ફોજના પડાવ) આદિ હોય અને તે રસ્તો રોકાયેલો હોય તો

---

* આ વિષયમાં વિશેષ જાણકારી બહુશ્રુત મુનિરાજ પાસેથી પ્રાપ્ત કરવી જોઇએ.

परक्कमे संजयामेव, णो उज्जुयं गच्छेज्जा ।

બીજા માર્ગેથી યતનાપૂર્વક જાય. પરંતુ સીધે માર્ગે ન જાય.

૭૪૯. से णं परो सेणागतो वइज्जा, आउसंतो ! एस णं समणे सेणाए अभिनिवारियं करेइ, से णं वाहाए गहाय आगसह, से णं परो वाहाहिं गहाए आगसिज्जा, तं णो सुमणे सिया जाव समाहीए, तओ संजयामेव गामाणुगाम दूइज्जेज्जा ।

કદાચિત્ બીજો માર્ગ ન હોવાથી તે માર્ગે જવું પડે અને સેનામાંથી કોઈ કહે હે–આયુષ્મન્! આ સાધુ સેનાનો માર્ગ રોકી રહ્યો છે. માટે હાથ પકડી એક તરફ ખેંચી હટાવી દો અને કોઇ હાથ પકડી ખસેડી મૂકે તો મુનિ પ્રસન્ન કે અપ્રસન્ન ન થાઉ. રાગ–દ્વેષ ન કરે. તેની ઘાત પણ ન ઇચ્છે, અને તેવો પ્રયત્ન પણ ન કરે, પોતાના ચિત્તને સમાધિમાં મગ્ન રાખે ને એક ગામથી બીજે ગામ જાય.

૭૫૦. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिवहिया उवागच्छेज्जा, ते णं पाडिवहिया एवं वइज्जा आउसंतो समणा ! केवतिए एस गामे जाव रायहाणी वा ? केवइया एत्थ आसा, हत्थी, गागपिंडोलगा, मणुस्सा, परिवसंति ? से वहुभत्ते वहुउदय वहुजणे वहुजवसे ? अप्पुदए अप्पभत्ते अप्पजणे अप्पजवसे ? एय–प्पगाराणि पसिणाणि पुच्छिज्जा णो आइखेज्जा; एतप्पगाराणि पसि–णाणि पुट्ठो वा अपुट्ठो वा नो वागरिज्जा ।

સાધુ અથવા સાધ્વી એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે માર્ગમાં સામે કોઇ પથિક મળે તે પ્રતિ પથિક સાધુને પૂછે–આયુષ્મન્ શ્રમણ ! આ ગામ કે રાજધાની કેવી છે ? અહિંયા ઘોડે, હાથી, ભિક્ષાજીવી મનુષ્ય કેટલા છે? આ ગામમાં ભોજન, પાણી, મનુષ્યો અને ઘઉં આદિ ધાન્યોની પ્રચુરતા છે કે ભોજન, પાણી મનુષ્યો તથા ધાન્યની કમી છે ? તે પથિક એવા પ્રશ્નો પુછે તો સાધુ તેવા પ્રશ્નોના જવાબ ન આપે, તેમ વગર પૂછયે કંપ ન કહે.

૭૫૧. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ।

સાધુ અને સાધ્વી ગ્રામાનુગ્રામ વિચરવાનો આ આચાર છે યતના પૂર્વક તેનુ પાલન કરવું જોઈએ.

## ત્રીજો ઉદ્દેશ

૭૫૨. से भिक्खू वा भिक्खुणी वा गामाणु–गामं दूइज्जमाणे अंतरा से वप्पाणि वा, जाव दरीओ वा, जाव कूडागाराणि वा

એક ગામથી બીજે ગામ જતાં સાધુ સાધ્વી માર્ગમાં કોઇ ટેકરા અથવા ગુફા વગેરે યાવત્ પર્વત પર બનેલા ઘર, પ્રાસાદ, તળેટીમાં બનેલા

वा। अहारातिणियस्स भासमाणस्स वियागरमाणस्स वा णो अंतराभासं भासेज्जा। ततो संजयामेव अहाराइणियाए गामाणुगामं दूइज्जेज्जा।

બધાથી મોટા હોય તે બોલે કે ઉત્તર આપે તે રત્નાધિક બોલતા કે ઉત્તર આપતા હોય ત્યારે બીજા સંતો વચ્ચે બોલે નહીં. એ પ્રમાણે યતનાપૂર્વક રત્નાધિક ક્રમથી ગ્રામાનુગ્રામ વિચરે

૭૫૮. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया आगच्छेज्जा। ते णं पाडिपहिया एवं वदेज्जाः-'आउसतो समणा, अवि याइं एत्तो पडिपहे पासह, तंजहा, मणुस्स वा गोणं वा महिसं वा पसु वा पक्खि वा सिरिसिवं वा जलचर वा, से आइक्खह दंसेह। तं णो आइक्खेज्जा, णो दसेज्जा, णो तेसिं तं परिण्णं परिजाणेज्जा, तुसिणीतं उवेहेज्जा, जाणं वा णो जाणंति वएज्जा। तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा।

સાધુ કે સાધ્વી એક ગામથી બીજે ગામ જઇ રહ્યા હોય ત્યારે માર્ગમાં પ્રતિપથિક મળી જાય. તે આ પ્રમાણે પૂછે- આયુષ્મન્ શ્રમણ! તમે માર્ગમાં મનુષ્ય, સાંઢ, પાડો, પશુ, પક્ષી, સર્પ જલચરાદિ વગેરે જોયા છે? કહો, દેખાડો (પ્રશ્નકર્તા તે મનુષ્યાદિને પીડા પહોંચાડે તેવો સંભવ છે, માટે) મુનિ ઉત્તર ન આપે, કે ન દેખાડે. તેના કથનનું સમર્થન ન કરે. મૌન અંગીકાર કરે. હું જાણું છું, * એમ ન કહે. આ પ્રમાણે યતનાપૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે.

૭૫૯. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया आगच्छेज्जा। ते णं पाडिपहिया एवं वदेज्जाः-'आउसंतो समणा, अवि याइं एत्तो पडिपहे पासए उदग-

સાધુ અથવા સાધ્વી એક ગામથી બીજે ગામ જતા હોય અને માર્ગમાં પ્રતિપથિક મળે અને તે પૂછે કે આયુષ્મન્ શ્રમણ! આ માર્ગમાં તમે જળમાં ઉત્પન્ન થવા વાળા કંદ, મૂળ, છાળ, પત્ર, પુષ્પ, ફળ, બીજ, લીલોતરી, અથવા

---

* 'जाणं वा नो जाणंति वइज्जा' આ વાકયના અર્થના વિષયમા અનેક અભિપ્રાય છે. કોઇ-કોઇનાં મત પ્રમાણે 'જાણતા છતાં પણ હું નથી જાણતો, એમ કહે.' આ અર્થ છે. આ પ્રમાણે અર્થ કરવાથી અભિપ્રાય એ નીકળે છે કે સાધુ વિપરીત ભાષણ કરે. પરંતુ એવો અર્થ કરવા-વાળાનો મત છે કે આ અપવાદ સૂત્ર છે બીજાનો અભિપ્રાય છે કે 'હું જાણતો નથી, આ કથન મૃષાવાદ નથી, સાધુએ જવાબ ન આપવાની ઉપેક્ષા સૂચક છે. સાધારણતયા જ્યારે કોઇને કોઇ વિષયમા સાફ-સાફ કહેવાની ઇચ્છા હોતી નથી તો પણ તે કહી દીએ છે-'હું કંઇ જાણતો નથી!' આ કથન ઉત્તર ન દેવાનું સૂચન કરે છે કોઇના અભિપ્રાયથી 'જાણતા થકા પણ હું જાણું છું, એમ ન કહે,' આ અર્થ થાય છે આ અર્થમાં મૌન રહેવાનું તાત્પર્ય ફલિત થાય છે. કોઇ કોઇ કહે છે કે 'જાણતા હોય તો હું જાણું છું,' એમ કહે તે વાકયમા આવેલ 'णो' પદને ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ કહે છે.

पसूयाणि कंदाणि वा मूलाणि वा पुप्फाणि वा फलाणि वा बीयाणि वा हरिताणि वा, उदगं वा संनिहियं अगणिं वा संणिक्खित्त, सेसं तं चेव, से आइक्खह, जाव दूइज्जेज्जा ।

એકત્રિત કરેલ જલ કે અગ્નિ આદિ જોયાં છે? તેનો જવાબ સાધુ ન આપે તેમજ તે કથનનું સમર્થન ન કરે. મૌન સ્વીકારે. હું જાણું છું એમ ન કહે. આ પ્રમાણે ગ્રામાનુગ્રામ વિચરે.

૭૬૦. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया उवागच्छेज्जा । तणं पाडिपहिया एवं वदेज्जाः- 'आउसंतो समणा, अवियाइं एत्तो पडिपहे पासह जवसाणिं वा जाव सेणं वा विरूवरुवं संणिविट्ठं; से आइक्खह जाव दूइज्जेज्जा ।

એક ગામથી બીજે ગામ જતા સાધુ કે સાધ્વીને પ્રતિપથિક મળે. તે પ્રતિપથિક આ પ્રમાણે પૂછે—આયુષ્મન્ શ્રમણ! તમે માર્ગમાં યવસ-ઘઉં આદિ યાવત્ વિવિધ પ્રકારના ધાન્ય અથવા સેનાદિના તંબુ આદિ જોયા છે? કહો, બતાવો. તો સાધુ જવાબ ન આપે કે ન બતાવે. યાવત્ મૌન સ્વીકારે અને યતનાપૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે.

૭૬૧. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया जाव 'आउसंतो समणा, केवतिए एत्तो गामे वा जाव रायहाणी वा, से आइक्खह जाव दूइज्जेज्जा ।

સાધુ કે સાધ્વી ગ્રામાનુગ્રામ વિચરી રહ્યો હોય. તેને માર્ગમાં પ્રતિપથિક મળે અને આ પ્રમાણે પૂછે—આયુષ્મન્ શ્રમણ! ગ્રામ-નગર કે રાજધાની કેટલી દૂર છે? બતાવો. તો સાધુ ન બતાવે, મૌન રહે, જાણતા છતાં પણ હું જાણું છું. એમ ન કહે. યતનાસહિત ગ્રામાનુગ્રામ વિચરે.

૭૬૨. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया जाव 'आउसतो समणा, केवतिए एत्तो गामस्स वा णगरस्स वा जाव रायहाणीए वा मग्गे, मे आइक्खह, तहेव जाव दूइज्जेज्जा ।

એક ગામથી બીજે ગ્રામ જતાં સાધુ કે સાધ્વીને પ્રતિપથિક મળે અને કહે કે—આયુષ્મન્ શ્રમણ! ગ્રામ, નગર યાવત્ રાજધાનીનો માર્ગ કયો છે? તે બતાવો. તો મુનિ તેનો ઉત્તર ન આપે, ન બતાવે, મૌન રહે યાવત યતનાપૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે

૭૬૩. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से गोणं वियालं पडिपहे पेहाए जाव चित्तचिल्लडं वियालं पडिपहे पेहाए णो तेसिं भीतो उम्मग्गेणं गच्छेज्जा, णो मग्गाओ मग्गं संकमेज्जा, णो गहणं

ગ્રામાનુગ્રામ વિચરતા સાધુ કે સાધ્વીને માર્ગમા મદોન્મત્ત સાઢ દેખાય અથવા પાગલ શિયાળ દેખાય તો તેને જોઈ ભયભીત થઇ બીજા માર્ગે ન જાય, માર્ગ છોડી કુમાર્ગે ન જાય. ગહન, વન અથવા કિલ્લામા પ્રવેશ ન કરે. વૃક્ષ પર

वा वणं वा दुग्गं वा अणुपविसेज्जा, णो रुक्खंसि दुरुहेज्जा, णो महति महालयंसि उदयंसि कायं विउसेज्जा, णो वाडं वा सरणं वा सेणं सत्थं वा कंखेज्जा। अप्पुसुए जाव समाहिए तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा।

ન ચઢે. ઊંડા પાણીમાં શરીર ન છુપાવે ન ડુબાડે. વાડમા ન છુપાય. સેના અથવા કોઇના શરણની ઇચ્છા ન કરે. શસ્ત્રની પણ ઈચ્છા ન કરે, ગભરાયા વિના સમાધિમાં લીન રહે* યાવત્ ગ્રામાનુગ્રામ વિચરે.

૭૬૪. से भिक्खू वा भिक्खुणि वा गामाणुगाम दूइज्जमाणे अंतरा से विहं सिया। सेज्जं पुण विहं जाणेज्जा, इमंसि खलु विहंसि बहवे आमोसगा उवगरणपडियाए संपिंडिया गच्छेज्जा, णो तेसिं भीओ उम्मग्गं चेव जाव समाहीए ततो संजायामेव गामाणुगामं दूइज्जेज्जा।

સાધુ કે સાધ્વી એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે જો કોઈ રેગિસ્તાન કે લાંબુ મેદાન જાણે અને એમ પણ જાણે કે આમાં ઘણા ચોર ઉપકરણોની ઇચ્છાથી એકઠા થઈ રહ્યા છે, તો તેનાથી ભયભીત થઇ ઉન્માર્ગમાં ન જાય. યાવત્ સમાધિ સહિત, યતનાપૂર્વક ગ્રામાનુગ્રામ વિચરે.

૭૬૫. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से आमोसगा संपिंडिया गच्छेज्जा, ते णं आमोसगा एवं वदेज्जाः- "आउसंतो समणा, आहर एयं वत्थं वा पायं वा कंवलं वा पायपुच्छणं वा, देहि, णिक्खिवाहि;" तं णो देज्जा, णिक्खिवेज्जा, णो वंदिए वंदिय जाएज्जा, णो अंजलिं कट्टु जाएज्जा, णो कलुणपडियाए खाएज्जा, धम्मियाए जाएज्जा, तुसिणीयभावेण वा उवेहिज्जा। से णं आमोसगा "सय करणिज्जं" ति कट्टु अक्कोसंति वा, जाव उवद्दवति वा वत्थं वा, पाय वा, कंवलं वा, पायपुंछणं वा अच्छिदेज्ज वा,

સાધુ અથવા સાધ્વી એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે રસ્તામાં ચોર એકઠા થઇ ને કહે કે આયુષ્મન્ શ્રમણ! લાવો, આ વસ્ત્ર પાત્ર, કંબલાદિ અમને આપી દીઓ. ભૂકી દીઓ. તો સાધુ ન આપે. જો તે જબરદસ્તી કરે તો નીચે ભૂકી દીએ. તેઓ લઈ લીએ તો તેઓની પ્રશંસા કરી યાચના ન કરે, હાથ જોડીને ન માગે. હાં... ધર્મનો ઉપદેશ આપી યાચના કરે અથવા મૌન કરી ઉભા રહે. ચોરોને જે કરવું હોય તે કરે. સાચું-જૂઠું કહે, માર મારે અથવા વસ્ત્રાદિ છીનવી લે તો ત્યાં છોડી દીએ. ચોરોના આ કાર્યની ગામમા ચર્ચા ન કરે. રાજાને ફરિ યાદ ન કરે અને બીજા કોઈ પાસે જઇને ન કહે કે આયુષ્મન્ ગૃહસ્થ! આ ચોરોએ અમારા

---

* આ સૂત્ર જિન કલ્પી સાધુઓ માટે છે–એમ ટીકાકાર કહે છે.

जाव परिट्ठवेज्ज वा; तं णं णो गामसंसारियं कुज्जा, णो रायसंसारियं कुज्जा, णो परं उवसंकमित्तु बूया "आउसंतो गाहावई, एते खलु मे आमोसगा उवकरणपडियाए 'सयं करणिज्जं' त्ति कट्टु अक्कोसंति वा जाव परिट्ठवेंति वा । एतप्पगारं मणं वा वयं वा णो पुरओ कट्टु विहरेज्जा, अप्पुस्सुए जाव समाहीए ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ।

ઉપકરણાદિ આક્રોશ આદિ કરીને લૂંટી લીધા છે. આદિ. મનમાં ચિંતા ન કરે અને વચનથી દુઃખ પણ પ્રગટ ન કરે, પરંતુ ઉર્યા વિના ગભરાયા વિના, સમાધિ સહિત યતનાપૂર્વક એક ગામથી બીજે ગામ વિચરે.

७६६. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ज सव्वट्ठेहिं सहिते सया जएज्जासि त्ति वेमि ।

આ સાધુ અને સાધ્વીનો ઇર્યા સંબંધી આચાર છે. સમતાયુક્ત થઇ સાવધાની સહિત આમાં પ્રવૃત્તિ કરે. એમ હું કહું છું.



# તેરમું અધ્યયન

# ભા ષા જા ત

બારમા અધ્યયનમાં મુનિની ગમન-વિધિનુ વિશદ વિવેચન કરવામાં આવ્યુ છે. પણ મુનિ પ્રશ્નોના ઉત્તર આપે છે, તથા અન્ય પ્રસંગોપર પણ પ્રવચન કરવું આવશ્યક હોય છે. ભાષણ કરવું માનવ-જીવનની એક અનિવાર્ય આવશ્યકતા છે પરન્તુ ભાષણમાં જો વિવેક ન હોય, સંયમ ન હોય કે મર્યાદા ન હોય તો તેનાથી અનેક અનર્થો ઉત્પન્ન થાય છે. આ કારણથી મુનિ માટે ભાષણ સબંધી અનેક પ્રકારના વિધિ-નિષેધો બતાવેલ છે. આ અધ્યયનમાં તેનું વર્ણન કરેલ છે

## પ્રથમ ઉદ્દેશ

७६७. से भिक्खू वा भिक्खुणी वा इमाई वयआयाराइं सोच्चा णिसम्म इमाइं अणायाराइं अणायरियपुव्वाइं जाणेज्जा : जे कोहा वा वायं विउंजंति, जे माणा वा, जे मायाए वा, जे लोभा वा वायं विउजति, जाणओ वा फरुसं वयंति, अजाणओ वा फरुसं वयंति, सव्वमेतं सावज्जं वज्जेज्जा विवेगमायाए ।

સાધુ અને સાધ્વી વચન સંબંધી આચાર સાંભળી અને સમજીને, પુરાતન મુનિઓ દ્વારા અનાચીર્ણ અનાચારો ને પણ જાણે. જે ક્રોધથી, માનથી, માયાથી, લોભથી વચન બોલે છે; જે જાણી જોઈને કઠોર વચન બોલે છે અથવા અજાણતા કઠોર વચન બોલે છે, આવી ભાષાને સાવદ્ય કહે છે. સાવદ્યભાષાનો ત્યાગ કરી વિવેકપૂર્વક નિરવદ્ય ભાષાનો પ્રયોગ કરવો જોઈએ.

७६८. धुवं चेयं जाणेज्जा, अधुवं चेयं जाणेज्जा, असणं वा पाणं वा खाइमं वा साइमं वा लभियं णो लभियं, भुंजिय णो भुंजिय अदुवा आगते अदुवा नो आगते अदुवा एति अदुवा णो एति, अदुवा एहिति, अदुवा णो एहिति; एत्थवि आगते, एत्थवि नो आगते, एत्थवि एति एत्थवि णो एति; एत्थवि एहिति एत्थवि णो एहिति ।

સાધુ ધ્રુવભાષા ( નિશ્ચયકારીભાષા ) અને અધ્રુવભાષા પિછાણે. જેમ–(પૂરી જાણકારી ન હોય તો પણ એમ કહે કે અમુક મુનિ આદિને) અસણ આદિ મળ્યું છે કે નથી-મળ્યુ, તેણે આહારનો ઉપભોગ કર્યો છે અથવા નથી કર્યો, તે આવ્યો અથવા નથી આવ્યો, તે આવે છે અથવા નથી આવતો, તે આવશે અથવા નહિ આવે. આ બધી ધ્રુવભાષા છે અને ત્યાજ્ય છે. આ પ્રમાણે લૌકિક વાતોમાં પણ જેમ–તે આવ્યા, અથવા નથી આવ્યા, આવે છે કે નથી આવવાના, આવશે યા નહિ આવે, આ ધ્રુવ ભાષાનો પણ ત્યાગ કરવો જોઈએ.

७६९. अणुवीइ णिट्ठाभासी समियाए संजए भासं भासेज्जा;तंजहा एगवयणं, (१) दुवयणं (२) वहुवयणं, (३) इत्थिवयणं (४) पुरिसवयणं, (५) णपुंसगवयणं (६) अज्झत्थवयणं, (७) उवणीतवयणं, (८) अवणीतवयणं, (९) उवणीयावणीयवयणं, (१०) अवणीय–उवणीयवयणं (११) तीयवयणं, (१२) पडुप्पन्नवयणं, (१३) अणागतवयणं, (१४)

મુનિ સારી રીતે વિચારી, પ્રયોજન હોવા પર અતિશય અથવા શ્રુતોપદેશથી નિર્ણય કરીને નિષ્ઠાભાષી બને સમિતિ યુક્ત ભાષાનો પ્રયોગ કરે,– જેમ કે– (૧) એકવચન (૨) દ્વિવચન (૩) બહુ વચન (૪) સ્ત્રીલિંગ (૫) પુલિંગ (૬) નપુંસકલિંગ (૭) અધ્યાત્મવચન ( જેવુ દિલમા હોય તેવુ મુખમાં ) આવે) (૮) ઉપનીત વચન (પ્રશંસા વચન), (૯) અપનીત વચન (અપ્રશંસાવચન), (૧૦) ઉપનીત અપનીતવચન (જેમાં પ્રશંસાને અપ્રશંસા બન્ને હોય જેમ કે તે રૂપવાન્ હોવા પર પણ દુરાચારી છે), (૧૧) અપનીત–ઉપનીત વચન) જેમા અપ્રશંસાની સાથે પ્રશંસા હોય જેમ તે કુરૂપ છે પણ સુશીલ છે) [૧૨] અતીત વચન

पच्चक्खवयणं, [१५] परोक्खवयणं। [१६]

(ભૂતકાલીનભાષા), (૧૩) વર્તમાન વચન (વર્તમાન કાલ સંબંધી ભાષા), (૧૪) અનાગત વચન (ભવિષ્યત્ કાલીન ભાષા), (૧૫) પ્રત્યક્ષ વચન (જેમ-આ દેવદત્ત), અને (૧૬) પરોક્ષ વચન (તે દેવદત્ત)

૭૭૦. से एगवयणं वदिस्सामित्ति एगवयणं वदेज्जा, जाव परोक्ख-वयणं वदिस्सामीति परोक्खवयणं वदेज्जा, इत्थी वे-स, पुरिस वे-स, णपुंसग वे-स, एव वा चेयं, अण्णहा वा चेयं, अणुवीइ णिट्ठाभासी समियाए संजए भासं भासेज्जा, इच्चेयाइं आयतणाइं उवातिकम्म।

ઉકત સોળ વચનોને જાણી મુનિ જ્યાં એકવચન બોલવા યોગ્ય હોય ત્યા એકવચન જ બોલે, યાવત્ જ્યાં પરોક્ષ વચન બોલવા યોગ્ય હોય ત્યા પરોક્ષ વચન જ બોલે. એ પ્રમાણે- આ સ્ત્રી છે, આ પુરૂષ છે, આ નપુસક છે, આ વાત એમજ છે અથવા અન્યથા જ છે, એ રીતે યથાર્થ નિર્ણય કરી મુનિએ ભાષાસમિતિ પૂર્વક, વિચારી-ધારીને, ભાષાના દોષો ટાળીને ભાષણ કરવું જોઈએ.

૭૭૧. अह भिक्खू णं जाणेज्जा चत्तारि भासाजायाइं; तंजहा, सच्चमेगं पढमं भासजायं, वीय मोसं तइयं सच्चामोसं, जं णेव सच्चं णेव मोसं णेव "असच्चामोसं णाम तं चउत्थं भासज्जातं।

મુનિએ ચાર પ્રકારની ભાષા જાણવી જોઇએ. તે આ પ્રમાણે- (૧) ભાષાનો પહેલો પ્રકાર છે સત્ય, જેમ ગાય ને ગાય અને અશ્વને અશ્વ કહેવો. (૨) બીજો પ્રકાર અસત્ય, જેમ ગાયને ઘોડો કહેવો. (૩) ત્રીજો પ્રકાર છે સત્યમૃષા અર્થાત કંઈક સત્ય કંઇક અસત્ય, જેમ કે ઘોડા પર સવાર થઇને આવતા દેવદત્તને 'ઉંટ પર સવાર થઈને આવે છે' એમ કહેવુ (૪) ચોથો પ્રકાર છે અસત્યામૃષા જે સત્ય, અસત્ય અથવા સત્યમૃષા ન કહી શકાય, જેમ પુસ્તક લઇ આવો. મુનિ આ ભાષાના ચાર પ્રકાર સમજે

૭૭૨. से बेमि जे अतीता जे य पडुप्पण्णा जे य अणागता अरहंता भगवंतो, सव्वे ते एयाणि चेव चत्तारि भासज्जायाइं भासिंसु वा, भासंति वा, भासिस्संति वा पण्णविंसु वा, पण्णविंति वा पण्णविस्संति वा। सव्वाइं च ण एयाणि अचित्ताणि वण्णमंताणि गंधमंताणि रसमंताणि फासमंताणि चओवचइयाइं विपरिणामधम्माइं भवंतीत्ति समक्खायाइं।

હવે હુ કહું છું- હે જમ્બૂ! ભુતકાલીન, વર્તમાન કાલીન અને ભવિષ્યત્ કાલીન-સર્વ અરિહંત ભગવંતોએ ભાષાના આ જ ચાર ભેદ કહેલ છે, કહે છે, અને કહેશે, આ ચાર ભેદ સમજાવ્યા છે, સમજાવે છે, સમજાવશે ચારેય પ્રકારની ભાષાના પુદ્ગલ અચિત્ત છે, વર્ણયુકત, ગંધયુકત, રસયુકત, સ્પર્શયુકત છે, ચય-ઉપચય ધર્મવાળા છે અને નાના પ્રકારના પરિણમનવાળા કહેલ છે.

| | |
|---|---|
| ७७३. से भिक्खू वा भिक्खुणी वा से जं पुण जाणिज्जा-पुव्वं भासा अभासा, भासिज्जमाणी भासा भासा, भासासमयवितिक्कंता भासिया भासा अभासा। | સાધુ અને સાધ્વીએ જાણવું જોઇએ કે બોલ્યા પહેલાની ભાષા તે અભાષા છે, બોલાતી ભાષા તે ભાષા છે, અને બોલ્યા પછીની ભાષા તે અભાષા છે. |
| ७७४. से भिक्खू वा भिक्खुणी वा० जा य भासा सच्चा, जा य भासा मोसा, जा य भासा सच्चामोसा, जा य भासा असच्चामोसा, तहप्पगारं भासं सावज्जं सकिरियं कक्कसं कडुयं णिट्ठुरं फरुसं अण्हयकरिं छेदकरिं भेयकरिं परितावणकरिं उवद्दवकरिं भूतोवघाइयं,अभिकंख णो भासं भासेज्जा। से भिक्खू वा भिक्खुणी वा से जं पुण जाणिज्जा जा य भासा सच्चा सुहुमा, जा य भासा असोच्चामोसा-तहप्पगारं भासं असावज्जं जाव अभूओवघाइयं अभिकंख भासं भासिज्जा। | સાધુ અને સાધ્વી જાણે કે– આ જે સત્ય ભાષા છે, અસત્ય-ભાષા છે, સત્યમૃષા [મિશ્ર] ભાષા છે અને અસત્યામૃષા ભાષા છે, એમાંથી પણ સાવદ્ય, સક્રિય [અનર્થ દંડમાં પ્રવૃત્તિ કરાવવાવાળી],-કર્કશ, કટુ, નિષ્ઠુર, કઠોર, આસ્રવજનક, છેદકારી ભેદકારી, પરિતાપ ઉત્પન્ન કરવાવાળી, ઉપદ્રવ કરવાવાળી અને ભૂતો- પ્રાણીઓની ઘાત કરવાવાળી ભાષા છે, સત્ય હોવા છતાં પણ તે બોલવાની ઇચ્છા ન કરે. સાધુ અને સાધ્વીએ જાણવું જોઇએ કે સુક્ષ્મ બુદ્ધિથી વિચાર કરતાં જે ભાષા સત્ય હોય, અને જે ભાષા અસત્યામૃષા હોય, આ પ્રકારની નિરવદ્ય યાવત્ જે પ્રાણીઓની ઘાત કરવાવાળી ન હોય, તેનો જ વિચાર કરી બોલવી તાત્પર્ય એ જ છે કે ચાર પ્રકાની ભાષાઓમાંથી સત્ય અને અસત્યામૃષા ભાષા બોલવી જોઇએ, પરન્તુ સત્ય–ભાષામાં પણ જે સાવદ્ય અને પ્રાણઘાતક હોય, તે બોલવા યોગ્ય નથી. કારણ કે એ સત્ય ભાષા પણ અસત્યમાં ગણાય છે. |
| ७७५. से भिक्खू वा भिक्खुणी वा पुमं आमंतेमाणे, आमंतिते वा अपडिसुणमाणे णो एवं वदेज्जा;-होले-ति वा, गोले–ति वा, वसुले ति वा, कुप्पक्खे ति वा, घडदास त्ति वा तेणे ति वा, चारिए ति वा, माई ति वा, मुसावादी ति वा, एयाइ तुमं ते जणगा वा एतप्पगारं भासं सावज्ज जाव अभिकंख णो भासेज्जा। | સાધુ અથવા સાધ્વી કોઇ પુરુષને બોલાવે ત્યારે અને બોલાવવા પર સાભળે નહિ ત્યારે આ પ્રમાણે ન કહે–અરે હોલ, ગોલ, ચાડાલ, કુજાતિ ભિસ્તી, [ઓઘઠ] કૂતરા, ચોર, વ્યભિચારી, કપટી, જૂઠા, ઈત્યાદિ, અથવા તું આવો છે,- તારા મા-બાપ આવા છે, તેવા છે, ઇત્યાદિ. આ પ્રકારની ભાષા પાપમય છે, સક્રિય છે યાવત્ ભૂત-ઘાતિની છે. એટલા માટે વિચારી સમજીને આવી ભાષાનો પ્રયોગ ન કરે |
| ७७६. से भिक्खू वा भिक्खुणी वा पुमं आमंतेमाणे आमंतिए वा अपडिसुणमाणे एवं वदेज्जाः–अमुगेति वा, | સાધુ અથવા સાધ્વી કોઇ પુરૂષને બોલાવે ત્યારે અને બોલાવવા છતાં પણ તે સાભળે નહિ ત્યારે એમ કહે-હે અમુક અર્થાત તેના નામનો |

आउसंतो ति वा, सावगेति वा, उपासगेति वा, धम्मिएति वा. धम्म-पियेति वा । एयप्पगारं भासं असावज्जं जाव अभूतोवघातियं अभिकंख भासेज्जा ।

પ્રયોગ કરે, અથવા હે આયુષ્મન્, હે શ્રાવક, હે ધાર્મિક અથવા હે ધર્મપ્રિય, ઇત્યાદિ. આ પ્રકારની નિરવદ્ય યાવત્ અહિંસક ભાષાનો વિચારી પ્રયોગ કરે.

७७७. से भिक्खू वा भिक्खुणी वा इत्थिं आमंतमाणे आमंतिते य अपडिसुणमाणीं नो एवं वदेज्जाः–होलेति वा, गोलेति वा, इत्थिगमेणं णेतव्वं ।

સાધુકે સાધ્વી સ્ત્રીને સંબોધીને બોલાવે ત્યારે અથવા બોલાવતા ન સાંભળે ત્યારે આ પ્રમાણે ન કહે–અરી હોલી, અરી ગોલી આદિ સૂત્ર ૭૭૫ મા આવી ગયેલા શબ્દોને સ્ત્રીલિંગમાં સમજી લેવા જોઇએ.

७७८. से भिक्खू वा भिक्खुणी वा इत्थियं आमंतेमाणे आमंतिए य अपडिसुणमाणीं नो एवं वदेज्जाः–आउसो त्ति वा, भगिणी त्ति वा, भगवती ति वा, सावगे ति वा, उवासिए त्ति वा, धम्मिए त्ति वा, धम्मप्पिए त्ति वा एतप्पगारं भासं असावज्जं जाव अभिकंख भासेज्जा ।

સાધુ અથવા સાધ્વી કોઇ સ્ત્રીને બોલાવે અને બોલાવતા તે ન સાંભળે ત્યારે આ પ્રમાણે કહે– હે આયુષ્મતી, હે ભગિની, હે ભાગ્યવતી, હે શ્રાવિકા, હે ઉપાસિકા, હે ધાર્મિકા ! હે ધર્મપ્રિયે ! આદિ. આ પ્રકારની ભાષા પણ નિરવદ્ય અને વિચારપૂર્વક બોલે.

७७९. से भिक्खू वा भिक्खुणी वा णो एवं वइज्जा–णभो देवे ति वा, गज्जदेवे ति वा, विज्जुदेवे ति वा, पवुट्ठदेवे ति वा, निवुट्ठदेवे ति वा; पडउ वा वासं, मा वा पडउ, णिप्फज्जउ वा सस्सं, मा वा णिप्फजउ; विभायउ वा रयणी, मा वा विभायउ; उदेउ वा सूरिए, मा वा उदउ; सो वा राया जयउ मा वा जयउ । णो एतप्पगारं भासं भासेज्ज ।

સાધુ અથવા સાધ્વીએ ભાષાનો નીચે મુજબ પ્રયોગ ન કરવો જોઇએ, જેમ કે– "ગગન દેવ, દેવ [બાદલ] ગરજે છે, વિદ્યુત દેવ, દેવ વરસ્યા, દેવ ખૂબ વરસ્યા, વરસાદ થાય તો સારું, ન થાય તો સારું, ધાન્ય નિપજે તો સારુ, ધાન્ય ન નિપજે તો સારું, રાત્રિ પ્રકાશવાળી હોય તો સારું અથવા પ્રકાશવાળી ન હોય તો સારું, સૂર્ય ઉગે તો સારું અથવા ન ઉગે તો સારું, અમુક રાજાનો વિજય થાય તો સારુ અથવા વિજય ન થાય તો સારુ" કારણ કે આકાશ મેઘ આદિને દેવ કહેવા તે લોકમૂઢતા છે અને શેષ વચનો આરંભાદિજનક છે.

७८०. पण्णवं मे भिक्खु वा भिक्खुणी वा अंतलिक्खे ति वा, गुज्झाणुचरिएति वा,

પ્રજ્ઞાવાન્ સાધુ અથવા સાધ્વી [આકાશને] પ્રયોજન હોવાપર અન્તરિક્ષ કહે, ગુહ્યાનુચરિત

समुच्छिए वा णिवइए वा पओए एवं वदेज्ज वा, वुट्ठे वलाहगे त्ति वा ।

કહે. વરસાદ વરસે છે, વરસાદ વરસ્યો, ઇત્યાદિ કહે. તાત્પર્ય એજ છે કે વાદળ ગરજતા હોય તો પ્રયોજન પર વાદળ ગરજે છે,' એમ કહે, વીજળી ચમકતી હોય તો 'વીજળી ચમકે છે,' એમ કહે પરન્તુ તેને દેવ ન કહે અને આ પણ ન કહે કે વરસાદ થાય અથવા ન થાય.

૭૮૧. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं० ।

સાધુ અને સાધ્વીના આ ભાષા સંબંધી આચાર છે. જ્ઞાનાદિથી યુકત થઇને યતના સહિત સદા સંયમમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. એમ હું કહું છું.



## બીજો ઉદ્દેશ

૭૮૨. से भिक्खू वा भिक्खुणी वा जहा वेगइयाइ रुवाइं पाणेज्जा तहावि ताइं णो एवं वदेज्जा, तंजहा, गंडी गडीति वा, कुट्ठी कुट्ठीति वा, जाव महुमेहीति वा, हत्थछिन्नं हत्थछिण्णे त्ति वा, एवं पाद-णक्क-कण्ण-उट्ठच्छिण्णे त्ति वा । जे यावन्ने तहप्पगारा एयप्पगाराहि भासाहि वुइया वुइया कुप्पंति माणवा, ते यावि तहप्पगाराहिं भासाहिं अभिकंख णो भासेज्जा ।

સાધુ અને સાધ્વી કોઇ પણ પુરુષ અથવા સ્રીને (રોગી કે વિકલાંગ રૂપ) દેખીને તેને આવા પ્રકારના સંબોધન કરીને ન બોલાવે. જેમ કે-ગંડ રોગવાળાને ગંડી, કોઢ રોગવાળાને કોઢી યાવત્ મધુમેહના રોગીને મધુમેહી કહેવું જેના હાથ કપાઇ ગયા હોય તેને હાથકટા અથવા ઠૂંઠા, જેના પગ કપાઇ ગયા હોય તેને પગકટા અથવા લંગડા, જેનું નાક કપાઇ ગયું હોય તેને નકટા, એ પ્રમાણે કાનકટા, હોઠકટા, ઇત્યાદિ આ પ્રકારની ભાષાથી મનુષ્યોને ક્રોધ ઉત્પન્ન થાય છે તેથી તે સર્વ ભાષાને વિચારી સમજીને ન બોલે.

૭૮૩. से भिक्खू वा भिक्खुणी वा जहा वेगइयाइं रुवाइं पासेज्जा तहावि ताइ एवं वदेज्जा ओयंसी ओयंसीति वा, तेयंसी तेयंसीति वा, जसंसी जयंसीइ वा, वच्चंसी वच्चंसीति वा, अभिरुवं अभिरुवेति वा, पडिरूवं पडिरूवेति वा, पासादियं पासादियेति वा, दरिसणिज्जं दरिसणीएति वा । जे यावण्णे तहप्पगारा एयप्पगाराहि भासाहि वुइया वुइया णो कुप्पंति माणवा, तेयावि तहप्पगारा एयप्पगाराहि भासाहिं अभिकंख भासेज्जा । तहप्पगार भासं असावज्जं भासेज्जा ।

સાધુ અથવા સાધ્વી કોઇ પ્રકારનાં રૂપ દેખે અને બોલવાનુ પ્રયોજન હોય તો તેના વિષયનાં આ પ્રમાણે બોલે-કોઈનું મનોબળ જોઇને ઓજસ્વી, તેજસ્વીને તેજસ્વી, યશસ્વીને યશસ્વી, સારૂ બોલવા વાળા ને વકતા, મનોહર ને મનોહર, રૂપવાન ને સ્વરૂપવાન, પ્રાસાદિક ને પ્રાસાદિક તથા દર્શનીય ને દર્શનીય કહે એના સિવાય પણ જે જેવા છે, તેઓને તે પ્રમાણે કહેવાથી તે મનુષ્ય કુપિત ન થાય, એ પ્રકારની ભાષા વિચારીને બોલવી જોઇએ.

७८४. से भिक्खू वा भिक्खुणी वा जहा वेगतियाइं रुवाइं पासेज्जा, तंजहा, वप्पाणि वा जाव भवणगिहाणि वा, तहावि ताइ णो एगं वदेज्जा, तंजहा, सुकडे इ वा, सुट्ठु कडे इ वा, साहु कडे इ वा, कल्लाणे इ वा, करणिज्जे इ वा । एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ।

સાધુ અથવા સાધ્વી કોઇ પ્રકારના રૂપ જુએ, જેમ–કોટ, કિલ્લો યાવત્ ગૃહાદિ, તો પણ તેના વિષયમાં એમ ન કહે કે–સારું બનાવ્યું છે, ઉત્તમ બનાવ્યું છે, સુન્દર કાર્ય કર્યું છે, કલ્યાણકારી છે અથવા કરવા યોગ્ય કર્યું છે. આ પ્રકારની સાવદ્ય ભાષા બોલવી ઉચિત નથી.

७८५. से भिक्खू वा भिक्खुणी वा जहावेग–इयाइं रुवाइ पासेज्जा, तंजहा–वप्पाणि वा जाव भवणगिहाणि वा, तहावि ताइं एगं वदेज्जा, तंजहा–आरंभकडे ति वा, सावज्जकडे ति वा, पयत्तकडे ति वा, पासाईयं पासादिए ति वा, दरिसणीयं दरिसणीए त्ति वा, अभिरुवं अभिरुवेति वा, पडिरुवं पडिरुवे ति वा एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा ।

સાધુ અથવા સાધ્વી કોઇ રૂપ દેખે જેમ કે કોટ, કિલ્લો, ગૃહાદિ, તેના વિષયમા બોલવાનું પ્રયોજન હોય તો આ પ્રમાણે બોલે–આ આરંભ કરીને બનાવેલ છે, પાપ કરીને બનાવેલ છે, પ્રયત્ન કરી બનાવેલ છે, તથા પ્રાસાદિકને પ્રાસાદિક, દર્શનીય ને દર્શનીય કહે, અભિરૂપ ને અભિરૂપ અને પ્રતિરૂપ ને પ્રતિરૂપ કહે, આ પ્રમાણે નિરવદ્ય ભ.ષા વિચારી–સમજી બોલે,

७८६. से भिक्खू वा भिक्खुणी वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडियं पेहाए, तहावि तं णो एगं वदेज्जा, तंजहा–सुकडे ति वा, सुट्ठुकडे ति वा, साहुकडे ति वा, कल्लाणे ति वा, करणिज्जे ति वा । एयप्पगार भासं सावज्जं जाव णो भासेज्जा ।

સાધુ અથવા સાધ્વી અશન, પાન, ખાદિમ, અને સ્વાદિમ આહાર (સારા) બનાવેલ દેખે તોપણ એમ ન બોલે–સારો બનાવ્યો, ઉત્તમ બનાવ્યો, સુંદર બનાવ્યો, કલ્યાણકર બનાવ્યો છે અથવા બનાવવા યોગ્ય બનાવ્યો છે ! સાધુ–સાધ્વી ને આ પ્રકારની સાવદ્ય ભાષાનો પ્રયોગ કરવો ન જોઇએ (સાધુ–સાધ્વીએ એવી ભાષા બોલવી ન જોઇએ, જેનાથી આરંભ–સમારંભનું અનુમોદન થાય અથવા તેને ઉત્તેજન મળે)

७८७. से भिक्खू वा भिक्खुणी वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडियं पेहाए एगं वदेज्जा, तंजहा–आरंभकडे ति वा, सावज्ज–

સાધુ તથા સાધ્વી ઉત્તમ આહારાદિ બનેલો દેખી (કહેવાનુ પ્રયોજન હોય તો) આ પ્રમાણે કહે આરંભ કરી તૈયાર કરેલ છે, સાવદ્ય વ્યાપાર કરી તૈયાર કરેલ છે, પ્રયત્નથી કરેલ છે. તે

| | | |
|---|---|---|
| | कडे ति वा, पयत्तकडे ति वा, भद्दं भद्दएति वा, ऊसढं ऊसढे ति ति वा, रसियं रसिए ति वा, मणुण्णं मणुण्णे ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा। | ભદ્ર હોય તો ભદ્ર કહે, તાજો હોય તો તાજો કહે, રસવાળો હોય તો રસવાળો કહે, મનોજ્ઞ હોય તો મનોજ્ઞ કહે. આ પ્રમાણે વિચાર કરી નિરવદ્ય ભાષા બોલે. |
| ૭૮૮. | से भिक्खू वा, भिक्खुणी वा मणुस्सं वा, गोणं वा, महिसं वा, मिगं वा, पसुं वा, पक्खि वा, सरीसिवं वा, जलयरं वा,- से त्तं परिवूढकायं पेहाए णो एवं वदेज्जा-थुल्ले ति वा, पमेतिले ति वा, वट्टे ति वा, बज्झे ति वा, पाइमे ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। | સાધુ અથવા સાધ્વી કોઈ મનુષ્ય, બળદ-સાંઢ, પાડો, મૃગ, પશુ, પક્ષી, સર્પ સરીસૃપ આદિ ને અથવા જલચર પ્રાણીને પુષ્ટ દેખી એમ ન કહે-આ મોટો તાજો છે, બહુ મેદવાળો છે, ગોળ મટોળ થઇ રહેલ છે, આ વધ કરવા યોગ્ય છે, આ પકાવવા યોગ્ય છે. આ પ્રકારની સાવદ્ય ભાષા ન બોલે. |
| ૭૮૯. | से भिक्खू वा भिक्खूणी वा मणुस्सं जाव जलयरं वा से त्तं परिवूढकायं पेहाए एवं वदेज्जा; परिवूढकाए ति वा, उवचितकाए ति वा, थिरसंघयणे ति वा, उवचितमंससोणिए ति वा, बहुपडिपुण्णइंदिए ति वा, एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा। | સાધુ અને સાધ્વી મનુષ્ય યાવત્ જલચરને પુષ્ટ દેખીને પ્રયોજન હોય તો આ પ્રમાણે બોલે- આ શરીરથી વધેલો છે, પુષ્ટ શરીરવાળો છે, સ્થિર સંહનનવાળો છે, માંસ રુધિરથી સુધરેલો છે પરિપૂર્ણ ઇન્દ્રિયવાળો છે, આ પ્રકારની ભાષા નિરવદ્ય છે. પ્રયોજન હોવાપર યાવત્ બોલે. |
| ૭૯૦. | से भिक्खू वा भिक्खुणी वा विरूवरूवाओ गाओ पेहाए णो एवं वदेज्जा, तंजहा-गाओ दोज्झा ति वा, दम्मा इ वा, गोरहत्ति वा, वाहिमा ति वा, रहजोग्गा ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा। | સાધુ અને સાધ્વી વિવિધ પ્રકારની ગાયો (તથા બળદો) દેખી એમ ન કહે-આ ગાય દોહવા યોગ્ય છે, આ ( વાછરડા આદિ) જોડવા યોગ્ય છે. આ દમન કરવા યોગ્ય છે, અથવા આ રથમાં જોડવા યોગ્ય છે આ પ્રકારની ભાષા સાવદ્ય ભાષા છે. સાધુ-સાધ્વીએ એવી ભાષા બોલવી ન જોઇએ. |
| ૭૯૧. | से भिक्खू वा भिक्खुणी वा विरूवरूवाओ गाओ पेहाए एवं वदेज्जा, तंजहा-जुवं गवे ति वा, धेणू ति | સાધુ અથવા સાધ્વી વિવિધ પ્રકારની ગાયો, બળદો દેખી પ્રયોજન પડે તો આ પ્રમાણે બોલે- આ બળદ યુવાન છે, આ ધેનુ છે, આ દુઝણી |

वा, रसवती ति वा; हस्से ति वा, मह्ल्लए ति वा, महव्वए तिवा, संवाहणे ति वा । एयप्पगारं भासं असावज्जं जाव अभिकंख भासेज्जा ।

છે, આ વાછરડો નાનો છે, આ મોટો છે, અથવા તેના અવયવ મોટા છે. આ ભાર વહન કરવામાં સમર્થ છે. આ પ્રકારની નિરવદ્ય ભાષા વિચારી–વિચારીને બોલે.

७९२. से भिक्खू वा भिक्खुणी वा तहेव गंतुमुज्जाणाइं पव्वयाइं वणाणि वा, रुक्खा महल्ला पेहाए णो एवं वदेज्जा, तंजहा–पासायजोग्गा ति वा, तोरणजोग्गा ति वा, गिह–जोग्गा ति वा फलिह जोगा वा, अग्गल–णावा–उदग–दोणि–पीठ–चंग–वेर–णंगल–कुलिय–जंतलट्ठी णाभि–गंडी–आसण–जाण–उवस्सय–जोग्गा ति वा । एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ।

સાધુ અથવા સાધ્વી ઉદ્યાન, પર્વત તથા વનમાં જઈને મોટા મોટા વૃક્ષો જોઇ એમ ન કહે– આ પ્રાસાદ બનાવવા યોગ્ય છે; આ તોરણ યોગ્ય છે અથવા ગૃહ યોગ્ય છે, પાટ યોગ્ય છે, આગળિયા યોગ્ય છે, નૌકા યોગ્ય છે, હોડી યોગ્ય છે અથવા બાજોઠ, છાબડા, હલ, કુલિય (એક પ્રકારનું હલ), નાભિ, એરણીની લાકડી, અથવા આસન આદિ બનાવવા યોગ્ય છે; આ પલંગ–ખાટ, રથ–ગાડી અથવા ઉપાશ્રય બનાવવા યોગ્ય છે. એવી ભાષા સાવદ્ય છે. તેથી ન બોલાય.

७९३. से भिक्खू वा भिक्खुणी वा तहेव गंतुमुज्जाणाइं पव्वयाणि वणाणि य, रुक्खा महल्ला पेहाए एवं वदेज्जा, तंजहा, जातिमंता ति वा, दीहवट्टा ति वा, महालया ति वा, पयाय–साला ति वा, विडिमसाला ति वा, पासादिया ति वा, जाव एयप्पगारं भासं असावज्जं जाव अभिकंख भासेज्जा ।

સાધુ અથવા સાધ્વી ઉદ્યાન આદિમાં જઈને જો બોલવાનું પ્રયોજન પડે તો આ પ્રમાણે બોલે– આ વૃક્ષ ઉત્તમ જાતિના છે, આ લાંબા છે. આ ઘેરદાર (ગોળ) છે, વિસ્તૃત છે, શાખાઓથી યુકત છે, દર્શનીય છે યાવત્ સુંદર છે, વગેરે

७९४. से भिक्खू वा भिक्खुणी वा बहु–संभूता वणफला अंबा पेहाए तहावि ते णो एवं वदेज्जा, तंजहा;– पक्का ति वा, पायखज्जा ति वा, वेलोचिया ति वा, टाला ति वा, बेहिया ति वा । एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ।

વન્ય ફળો એવં આંબા ને દેખે ત્યારે આ પાકી ગયા છે. (ખાવા યોગ્ય છે), હમણાં તોડવા યોગ્ય છે, કોમળ છે. અથવા વિદારવા યોગ્ય છે, એવી સાવદ્ય ભાષા સાધુ–સાધ્વી ન બોલે

૭૯૫. से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूतफला अंबा पेहाए एवं वदेज्जा, तंजहाः-असंथडा ति वा, बहुणिव्विट्टिमफला ति वा, बहुसंभूया ति वा, भूतरूवा ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा।

સાધુ અથવા સાધ્વી ઘણા ઉત્પન્ન થયેલા વન્ય ફળ અથવા આંબા પર બહુ ફળ દેખી, પ્રયોજન હોય તો આ પ્રકારે કહે—આ વૃક્ષ ફળોનો ભાર સહવામાં અસમર્થ છે, ઘણા ફળ ઉત્પન્ન થયા છે, ઘણા ફળ રહેલા છે, પુરા પાકયા નથી વગેરે વિચારપૂર્વક નિર્દોષ ભાષા બોલે.

૭૯૬. से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूयाओ ओसहीओ पेहाए तहावि ताओ णो एवं वदेज्जा, तंजहाः-पक्का ति वा, नीलिया ति वा, छवी इ वा, लाइमा इ वा, भज्जिमा इ वा, बहुखज्जा इ वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा।

ધાન્ય અથવા બીજી વનસ્પતિઓ ઘણી ઉત્પન્ન થયેલી જોઇ આ પ્રમાણે ન બોલે—આ પાકી ચૂકી છે, કાચી છે, છાલવાળી છે, આ કાપવા યોગ્ય છે, ભુંજવા યોગ્ય થઇ ગઇ છે અથવા ખૂબ ખાવા યોગ્ય છે. એ ભાષા સાવદ્ય છે. સાધુ-સાધ્વીએ બોલવી ન જોઇએ.

૭૯૭. से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूयाओ ओसहीओ पेहाए तहा वि एवं वदेज्जा, तंजहाः-रूढा ति वा, बहुसंभूता ति वा, थिरा ति वा, ऊसढा ति वा, गब्भिया ति वा, पसूया ति वा,ससारा ति वा। एयप्पगारं असावज्जं जाव भासेज्जा।

સાધુ અથવા સાધ્વી અનેક પ્રકારની ઔષધીઓ [ધાન્ય આદિ] પાકી દેખીને પ્રયોજન હોવાપર એમ કહે—ઉગી છે, અંકુર નીકળે છે, સ્થિર અવસ્થા થઇ ગઇ છે, વધી ગઈ છે, બીજ પડેલ છે, બહાર નીકળી આવી છે. કણથી ભરાઇ ગઈ છે વગેરે નિર્દોષ ભાષા બોલે.

૭૯૮. से भिक्खू वा भिक्खुणी वा तहप्पगाराइं सद्दाइं सुणेज्जा तहावि एयाइं णो एवं वदेज्जा, तंजहाः-सुसद्दे ति वा दुसद्दे ति वा। एयप्पगारं सावज्जं जाव णो भासेज्जा। से भिक्खू वा भिक्खुणी वा तहप्पगाराइं सद्दाइं सुणिज्जा तहावि एयाइं एवं वदेज्जा, तंजहाः-सुसद्दं सुसद्दे ति वा दुसद्दं दुसद्दे ति वा। एयप्पगारं असावज्जं जाव भासेज्जा।

સાધુ અને સાધ્વીને વિવિધ પ્રકારના શબ્દો સંભળાય છે. તો પણ તે તેના વિષયમાં એમ ન કહે—આ માંગલિક છે, આ અમાંગલિક છે, એ ભાષા સાવદ્ય છે યાવત્ સાધુ ન બોલે. સાધુ-સાધ્વી વિવિધ પ્રકારના શબ્દ સાભળી સુશબ્દને સુશબ્દ અને ખરાબ શબ્દને ખરાબ શબ્દ કહે. આ નિર્દોષ ભાષા છે. સાધુ યાવત્ વિચારી-વિચારીને નિર્દોષ ભાષા બોલે.

૭૯૯. एवं रूवाइं कण्हे ति वा; गंधाइं सुब्भिगंधे ति वा; रसाइं तित्ताणि वा; फासाइं कक्खडाणि वा।

આ પ્રકારના રૂપો દેખી કૃષ્ણ આદિ જેવા હોય તેવા કહે, ગંધ સૂંઘવામા આવે તો સુગંધ કે દુર્ગંધ જેવી હોય તેવી કહે, રસ ચાખવામાં

આવે તો તીખો આદિ જેવો હોય તેવો કહે. સ્પર્શ અનુભવમાં આવે તો કર્કશ આદિ જેવો હોય તેવો કહે. તાત્પર્ય એ છે કે રૂપાદિના વિષયમાં રાગ–દ્વેષની બુદ્ધિથી ભાષાનો પ્રયોગ ન કરે, જ્યારે બોલવાની આવશ્યકતા હોય ત્યારે વસ્તુ સ્વરૂપ બતાવવા માટે યથાર્થ રૂપથી બોલે

८००. से भिक्खू वा भिक्खुणी वा वंता कोहं च माणं च मायं च लोभं च, अणुवीइ णिट्ठाभासी निसम्मभासी अतुरियभासी विवेगभासी समियाए संजते भास भासेज्जा।

સાધુ કે સાધ્વી ક્રોધ, માન, માયા, અને લોભનો ત્યાગ કરી, વિચાર કરી નિશ્ચયપૂર્વક જેવું સાંભળ્યું તેવું ઉતાવળ કર્યા વગર યતના સહિત નિર્દોષ ભાષા બોલે.

८०१. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ति वेमि।

આ સાધુ અને સાધ્વીના ભાષા સંબંધી આચાર છે. મુમુક્ષુ મુનિ પૂર્ણ રૂપથી એમનુ પાલન કરી સંયમમાં યત્નશીલ રહે. એમ હું કહું છું.



## અધ્યયન ચૌદમું

# વ સ્ત્રૈ ષ ણા

તેરમા અધ્યયનમાં ભાષા સંબંધે પ્રકાશ નાંખવામાં આવ્યો છે. જ્યારે આ અધ્યયનમાં સાધુ-સાધ્વીઓએ કેવા પ્રકારનાં વસ્ત્રો ગ્રહણ કરવાં જોઇએ, તેનું વર્ણન છે.

આ અધ્યયનમાં બે વિભાગ છે. પહેલા વિભાગમાં વસ્ત્રનો કેમ ઉપયોગ કરવો તે જણાવ્યું છે. વસ્ત્રના દ્રવ્ય અને ભાવ એવા બે પ્રકાર બતાવ્યા છે વળી પાછા દ્રવ્યના પણ ત્રણ પ્રકાર બતાવ્યા છે.—

(૧) એકેન્દ્રિય જીવોના શરીરમાંથી ઉત્પન્ન થતા કપાસ, શણ, આદિના તારથી બનેલાં વસ્ત્રો.

(૨) વિકલેન્દ્રિય જીવો એટલે એકેંદ્રિય તથા પંચેન્દ્રિય સિવાયના જીવોએ બનાવેલા તારોમાંથી વણાયેલા રેશમ જેવા વસ્ત્રો.

(૩) પંચેન્દ્રિય જીવોના વાળમાંથી એટલે કે ઉનમાંથી બનતાં ધાબળા વગેરે વસ્ત્રો.

દ્રવ્યના વિભાગ સમજ્યા પછી ભાવ વિભાગનું વર્ણન નીચે મુજબ સમજવું:—

બ્રહ્મચર્યના શાસ્ત્રકારે અઢાર હજાર ગુણો કહ્યા છે તેને ધારણ કરવું તે ભાવવસ્ત્ર કહેવાય. વસ્ત્રો વિકૃતિ ઉત્પન્ન કરનાર ગુપ્ત અંગને ઢાંકવા વાળા છે, તથા ટાઢ તડકાથી બચવા માટેનું સાધન છે.

મનુષ્યના મનમાં ઉઠતા અનેક વિકારી ભાવોને ઢાકવા માટે તથા સાધકના વિચારોને શિથિલ તથા ઉગ્ર તેમજ અનુકૂળ તથા પ્રતિકૂળ પ્રાત્યાઘાતોથી બચાવ માટે બ્રહ્મચર્યના અઢાર હજાર ગુણો ફરમાવવામાં આવેલ છે. આ ગુણો આત્માના વિકાસમાં અતિ ઉપયોગી છે તેથી તેને ભાવવસ્ત્ર કહેલ છે. પરંતુ આ અધ્યયનમાં તો દ્રવ્યવસ્ત્રનું વર્ણન છે, ભાવવસ્ત્રનું નથી. આત્મામાં રહેલો સ્થિર અને અનંત વીર્યનો ગુણ તે જ ભાવવસ્ત્ર છે અને તે ભાવવસ્ત્ર માગ્યું મળતુ નથી. માત્ર આત્મસાધનાથી જ પ્રાપ્ત થાય છે.

એટલા પ્રાટે સૂત્રકારે એ સબધમાં કંઇપણ ન કહેતાં માત્ર સાધકે દ્રવ્યવસ્ત્રની યાચના કેમ કરવી તે જ બતાવ્યું છે. સાધુઓને તેમના વસ્ત્રની જરૂરિયાતનો ઉલ્લેખ હવે પછી કરવામાં આવે છે.

## પ્રથમ ઉદ્દેશ

८०२. से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं एसित्तए । सेज्जं पुणं वत्थ जाणेज्जा, तंजहा, जंगियं वा, भंगियं वा, साणयं वा, पोत्तयं वा, खोमियं वा, तूलकडं वा, तहप्पगारं वत्थं ।

સાધુ–સાધ્વીને વસ્ત્ર ગ્રહણ કરવાની અભિલાષા હોય તેમને માટે નીચે મુજબની સૂચના છેઃ ઉનમાંથી બનેલા વસ્ત્ર, વિકલેન્દ્રિય જીવોના શરીરના તારથી વણાયેલ રેશમાદિ વસ્ત્ર, શણથી બનેલ વસ્ત્ર, તાડ આદિના પાંદડાથી બનેલ વસ્ત્ર, કપાસ તથા આકોલિયાના સૂતરથી બનેલું અપ એવા અન્ય જાતના બનેલા વસ્ત્રો મુનિ ગ્રહણ કરી શકે.

८०३. जे णिग्गंथे तरुणे जुगवं वलवं अप्पायंके थिरसंघयणे, से एगं वत्थं धारेज्जा, णो वितियं । जा णिग्गंथी सा चत्तारि संघाडीओ धारेज्जा; एगं दुहत्थवित्थार, दो तिहत्थवित्थाराओ, एगं चउहत्थवित्थारं । एएहि वत्थेहिं अविज्जामाणेहि अह पच्छा एगमेगं संसिविज्जा ।

જો સાધુ યુવાન હોય, યુગવાન્ (ચતુર્થકાળમાં જન્મેલ) હોય, બળવાન્ હોય, નીરોગી હોય, દૃઢ શરીરવાળો હોય, તો તેણે એક જ વસ્ત્ર ગ્રહણ કરવું જોઈએ. બીજું ગ્રહણ ન કરે. પરંતુ સાધ્વી ચાર સંઘાટી [સાડી] લઈ શકે. તેમાંની એક બે હાથ પહોળી, બે ત્રણ–ત્રણ હાથ પહોળી અને એક ચાર હાથ પહોળી. એ પ્રમાણે વસ્ત્રની પહોળાઇ ન મળે તો ગ્રહણ કર્યા પછી સીવી લે.

८०४. से भिक्खू वा भिक्खुणी वा परं अद्धजोयणमेराए वत्थपडियाए नो अभिसंधारेज्जा गमणाए ।

સાધુ કે સાધ્વી વસ્ત્રની યાચક માટે અર્ધયોજન ઉપરાંત જાય નહીં.

८०५. से भिक्खू वा भिक्खुणी वा अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं, ( जहा पिंडेसणाए ) ।

સંયમી સાધુ–સાધ્વીને એમ જણાવામાં આવે કે આ વસ્ત્ર એક સાધર્મિકના નિમિત્તે પ્રાણીઓ ભૂતો, જીવો અને સત્વોની હિંસા કરી બનાવ્યુ છે તો તે ગ્રહણ ન કરે. બાકી પિંડૈષણા અધ્યયનમાં કહ્યા મુજબ અહિંયા પણ સમજી લેવુ.

८०६. एवं–वहवे साहम्मिया, एगं साहम्मिणि, वहवे साहम्मिणीओ, वहवे समणमाहणा, तहेव पुरिसांतरकडं ( जहा पिंडेसणाए )

આવી જ રીતે ઘણા સાધર્મિઓ માટે, તેમ જ એક સાધ્વી અને અનેક સાધ્વીઓ માટે તૈયાર કરાવેલા વસ્ત્રો ગ્રહણ કરવા યોગ્ય નથી. તથા ઘણા શ્રમણો બ્રાહ્મણો આદિ માટે બનાવેલા વસ્ત્રો પણ ન લેવાય. આ બધી વિધિ આહારની વિધિ અનુસાર સમજી લેવી.

८०७. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा, अस्संजए भिक्खुपडियाए कीतं वा, धोतं वा, रत्तं वा, घट्ठ वा, मट्ठं वा, संसट्ठ वा, संपधूमिसं वा, तहप्पगारं वत्थ अपुरिसांतरकडं जाव णो पडिग्गाहेज्जा । अह पुण एवं जाणेज्जा, पुरिसांतरकड जाव पडिग्गाहेज्जा ।

સાધુ-સાધ્વી એમ જાણે કે આ વસ્ત્ર ગૃહસ્થે સાધુ માટે ખરીદેલ, ધોયેલ, રંગેલ, સાફસુફ કરેલ છે. અથવા ધૂપથી સુગંધિત કરેલ છે તેમજ તેણે ઉપયોગમા લીધુ નથી તો તેવુ વસ્ત્ર મળવા છતાં પણ ગ્રહણુ ન કરે પરંતુ વપરાશમાં તે વસ્ત્ર આવી ગયેલ હોય તો ગ્રહણુ કરે.

८०८. से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण वत्थाइं जाणेज्जा विरु- वरुवाइं महद्धणमोलाइं, तंजहा;- आईणगाणि वा, सहिणाणि वा. सहिणकल्लाणागि वा, आयाणि वा, कायकाणि वा, खोमियाणि वा, दुगुल्लाणि वा, पट्टाणि वा, मल- याणि वा, पन्नुण्णाणि वा, अंसुयाणि वा, चीणंसुयाणि वा, देसरागाणि वा, अमिलाणि वा, गज्जलाणि वा, फालियाणि वा, कोयवाणि वा, कंवलगाणि वा, पावरणाणि वा, अण्णयराणि तहप्पगाराइं वत्थाइं महद्धणमोल्लाइं लाभे संते णो पडिग्गाहेज्जा ।

સાધુ-સાધ્વી મહા મૂલ્યવાન વિવિધ પ્રકારના વસ્ત્રોની જાતોને જાણી લે, જેમ કે ઉંદર વગેરેના ચામડામાંથી બનેલા વસ્ત્રો, સુંવાળા બારીક વસ્ત્રો, વર્ણયુકત મનોહર વસ્ત્રો, વિશિષ્ટ દેશોમાં ઉત્પન્ન થયેલા બકરી-બકરાના વાળમાંથી બનાવેલા વસ્ત્રો, ઇન્દ્રનીલ વર્ણના કપાસમાંથી, સામાન્ય કપાસ- માંથી બનેલ બારીક વસ્ત્ર, ગૌડ દેશના કપાસમાથી બનેલ, રેશમમાંથી, મલયદેશના સૂતરમાંથી બનેલા વસ્ત્રો, વલ્કલના તંતુઓમાંથી બનેલા વલ્કલવસ્ત્ર, અંશુક, ચીનાશુક, અથવા દેશરાગ- વસ્ત્ર, અમલદેશના કપાસમાંથી બનેલા અમલ વસ્ત્ર, ગજ્જલ વસ્ત્ર, ફાલિક દેશના ફાલિક વસ્ત્ર, કોયબ દેશના કોયબ વસ્ત્ર, રત્ન કંબલ અથવા મલમલ આદિ તથા તેવા પ્રકારના બીજા કોઇ મૂલ્યવાન્ વસ્ત્રો મળવા છતાં પણ ગ્રહણુ ન કરે.

८०९. से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण आईणपाउरणाणि वत्थाणि जाणेज्जा, तंजहा; उद्दाणि वा, पेसाणि वा, पेसलाणि वा, किण्ह- मिगाईणगाणि वा, णीलमिगाईण- गाणि वा, वा, गोरमिगाईणगाणि वा, कणगाणि वा, कणगकताणि वा,

સંયમશીલ સાધુ-સાધ્વી ચર્મ વસ્ત્રો વિષે જાણે — જેમકે — ઉદ્ર વસ્ત્ર (સિન્ધુ દેશમા ઉદ્ર જાતના મત્સ્યના ચામડાના બનેલા) તથા પેસ (સિન્ધુ દેશમાં પાતળી ચામડીવાળા પશુઓના ચર્મથી બનેલ) પેશલ (પશુઓના ચામડામાથી તેમજ ચર્મ પર રહેલ સૂક્ષ્મ રોમોથી બનેલા), કાળા-નીલા તથા ધોળા હરણના ચામડાના બનેલા, સ્વર્ણખચિત,

कणगपट्टाणि वा, कणगखइयाणि वा, कणगफुसियाणि वा, वग्घाणि वा, विवग्घाणि वा, आभरणाणि वा, आभरणविचित्ताणि वा, अण्णयराणि वा तहप्पगाराणि आईणपाउरणाणि वत्थाणि लाभे संते णो पडिग्गाहेज्जा ।

સુવર્ણ જેવી કાંતિવાળા, સ્વર્ણ તારથી યા સોનાના પટાથી અથવા કિનખાબથી કે જરીથી ભરેલા બુટ્ટાવાળા, વાઘના ચામડાના કે વાઘના ચામડાથી મઢેલા અથવા ચમકદાર આભરણોથી જડેલા વિભૂષિત કરેલા કોઈ પણ ચામડાના વસ્ત્રો હોય તેમજ તેવા પ્રકારના અન્ય વસ્રો હોય તો મળવા છતાં પણ ગ્રહણ કરે નહિ.

८१०. इच्चेयाइं आयतणाइं उवातिकम्म अह भिक्खू जाणेज्जा चउहिं पडिमाहिं वत्थं एसित्तए ।

ઉપર કહેલા દોષોનો ત્યાગ કરીને સંયમશીલ સાધુ કે સાધ્વી આ ચાર પ્રતિમાઓ-પ્રતિજ્ઞાઓથી વસ્રની યાચના કરે. તેમાંથી પહેલી પ્રતિમા આ છે–

८११. तत्थ खलु इमा पढमा पडिमा—से भिक्खू वा भिक्खुणी वा उद्देसिय वत्थं जाएज्जा, तंजहा—जंगियं वा, भंगियं वा, साणयं वा, पोत्तयं वा, खोमियं वा, तूलकडं वा, तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा परो वा, णं देज्जा, फासुयं एसणीयं लाभे संते पडिगाहेज्जा । पढमा पडिमा ।

(૧) પ્રતિજ્ઞા પહેલી– સાધુ કે સાધ્વી, ઉનના વસ્રથી માંડી સુતરાઉ પર્યંત વસ્રોમાંથી કોઇ પણ પ્રકારના વસ્રનો સંકલ્પ કરે, તે જ પ્રકારના વસ્રની પોતે યાચના કરે. અથવા ગૃહસ્થ માંગ્યા વિના આપે તો પ્રાસુક હોય તો ગ્રહણ કરે. આ પહેલી ઉદ્દિષ્ટ પ્રતિજ્ઞા.

८१२. अहावरा दोच्चा पडिमा—से भिक्खू वा भिक्खुणी वा पेहाए वत्थं जाएज्जा, तंजहा – गाहावती वा जाव कम्मकरी वा,—से पुव्वामेव आलोएज्जा, " आउसो त्ति " वा, भगिणी त्ति" वा, " दाहिसि मे एत्तो अण्णतर वत्थं ? " तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, परो वा से देज्जा, जाव फासुयं एसणीयं लाभे संते पडिग्गाहेज्जा । दोच्चा पडिमा ।

(૨) પ્રતિજ્ઞા બીજી :– સાધુ કે સાધ્વી વસ્ર જોઇને યાચના કરે– ગૃહસ્થથી માંડીને દાસ દાસી સુધીના ગૃહસ્થોને ત્યા તે સાધુ વસ્રને જુએ અને પછી જોઇને આ પ્રમાણે-કહે–આયુષ્મન્ ગૃહસ્થ ! અથવા ભગિની ! તમે મને આ વસ્રો-માંથી કોઇ વસ્ર આપશો ? તેવા પ્રકારની માંગણી પોતે કરે અથવા ગૃહસ્થ માંગ્યા વિના ભાવના ભાવે તો પ્રાસુક તથા એષણીક જાણી મળવાપર ગ્રહણ કરે. તે પ્રેક્ષિત પ્રતિજ્ઞા.

८१३. अहावरा तच्चा पडिमाः– से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा, तंजहा–अंतरिज्जं वा उत्तरिज्जगं वा, तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, जाव पडिग्गाहेज्जा । तच्चा पडिमा ।

(૩) પ્રતિજ્ઞા ત્રીજી–સાધુ કે સાધ્વી મનમાં એવી ધારણા કરે કે મને ગૃહસ્થનું પહેરેલું કે ઓઢેલું વસ્ત્ર પ્રાપ્ત થશે તો લઇશ, ત્યાર પછી તેવા પ્રકારના વસ્ત્રની માંગણી પોતે કરે અથવા માંગ્યા વિના ગૃહસ્થ આપે તો તે નિર્દોષ જાણી ગ્રહણ કરે. તે પરિભુકત પ્રતિજ્ઞા.

८१४. अहावरा चउत्था पडिमाः– से भिक्खू वा भिक्खुणी वा उज्झियधम्मियं वत्थं जाएज्जा । जंचऽण्णे बहवे समण-माहण–अतिहि–किवण–वणीमगा णाव कंखंति, तहप्पगारं उज्झियधम्मियं वत्थं सयं वा णं जाएज्जा परो वा से देज्जा, फासुयं जाव पडिग्गाहेज्जा । चउत्था पडिमा ।

(૪) પ્રતિજ્ઞા ચોથી–સાધુ કે સાધ્વી એવી મનમાં ધારણા કરે કે નકામુ વસ્ત્ર પ્રાપ્ત થશે તો ગ્રહીશ. જેમકે.– કોઇ શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, રંક, અથવા ભીખારી પણ જેને લેવાની ઇચ્છા ન કરે એવું ફેંકી દેવા યોગ્ય વસ્ત્રની પોતે યાચના કરે અથવા ગૃહસ્થ યાચના કર્યા વિના આપે તો નિર્દોષ જાણીને ગ્રહણ કરે. તે ઉત્સૃષ્ટ–ધાર્મિક નામની ચોથી પ્રતિજ્ઞા.

८१५. इच्चेयाणं चउण्हं पडिमाणं जहा पिंडेसणाए ।

આ ચારે પ્રતિજ્ઞાઓનો વિશેષ ખુલાસો પિંડેષણા નામના અધ્યયનથી જાણી લેવો.

८१६. सिया णं एताए एसणाए एसमाणं परो वदेज्जा "आउसंतो समणा ! एज्जाहि तुमं मासेण वा, दसराएण वा, पंच–राएण वा, सुए वा सुयतरे वा, तो ते वयं आउसो अण्णयर वत्थ दासामो," तहप्पगारं णिग्घोसं सोचा णिसम्म से पुव्वामेव आलो–एज्जा 'आउसो त्ति वा, भइणि त्ति वा, णो खलु मे कप्पति, एयप्पगारे संगारे वयणे पडिसुणेत्तए । अभि–कंखसि मे दातु, इयाणिमेव दल–याहि." से णेवं वदंतं परो वदेज्जा 'आउसंतो समणा! अणुगच्छाहि तो ते वयं अण्णयर वत्थं दासामो," से पुव्वामेव आलोएज्जा. 'आउसो त्ति वा भइणि त्ति वा, णो खलु मे कप्पइ एयप्पगारे संगारे वयणे पडिसुणेत्तए।

પૂર્વોકત એષણાનુસાર વસ્ત્રની યાચના કરનાર મુનિને કદાચિત્ કોઇ ગૃહસ્થ કહે–હે આયુષ્મન્ શ્રમણ ! આપ એક મહિના–કે દસ દિવસ કે પાચ દિવસ પછી અથવા કાલે કે પરમ દિવસે પધારજો. અમે આપને કોઇ પણ વસ્ત્ર આપીશુ એવા વચન સાંભળી અને ધારીને શ્રમણ પ્રત્યુત્તર આપે–આયુષ્મન્ અથવા હે ભગિની ! અમને આ પ્રકારની મુદતવાળા વચનનો સ્વીકાર કરવો કલ્પે નહી જો તમે મને વસ્ત્ર આપવા ઇચ્છતા હો તો હમણા આપી દીઓ. એ પ્રમાણે કહ્યા પછી ગૃહસ્થ કદાચિત્ કહે–આયુષ્મન્ શ્રમણ ! પછી પધારજો અર્થાત્ થોડા સમય બાદ પધારજો. અમે આપને કોઇ વસ્ત્ર આપીશુ ત્યારે મુનિએ તે જ સમયે કહી દેવું જોઇએ–આયુષ્મન્ ગૃહસ્થ !

अभिकंखसि मे दातुं इयाणिमेव दलयाहि ।" से सेव वदंतं परो णेता वदेज्जा "आउसो त्ति वा भयणी ति वा, आहरेयं वत्थं, समणस्स दासामो; अवियाइं वयं पच्छावि अप्पणो सयट्ठाए पाणाइ भूयाइं जीवाइ सत्ताइ समारब्भ समुद्दिस्स जाव चेइस्सामो." एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिग्गाहेज्जा ।

આ પ્રકારની અવધિ પણ અમારે ન કલ્પે. એવું સાંભળી જો તે ગૃહસ્થ પોતાના ઘરના મનુષ્યોને કહે–લાવો આ વસ્ત્ર આપણે શ્રમણને આપી દઈએ અને આપણે આપણા માટે પ્રાણિ આદિનો આરંભ કરી નવું બનાવી લેશું. એવા વચન સાંભળ્યા પછી દેવામાં આવતા વસ્ત્રને સદોષ સમજી સાધુ ગ્રહણ ન કરે

८१७. सिया णं परो णेत्ता वएज्जा– "आउसो त्ति वा, आहरेयं वत्थं, सिणाणेण वा जाव आघंसित्ता वा पघंसित्ता वा समणस्स णं दास्सामो.' एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा, आउसो त्ति वा, भइणि त्ति वा ! मा एयं तुमं वत्थं सिणाणेण वा जाव पघंसाहि वा । अभिकंखसि मे दातुं, एमेव दलयाहि ।" से सेवं वदंतस्स परो सिणाणेण वा जाव पघंसित्ता दलएज्जा, तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा ।

કદાચ ગૃહસ્વામી પોતાના પરિવારને કહે–'આયુષ્મન્ ! વસ્ત્ર લાવો, તેને સ્નાનાદિકમા વપરાતા સુગંધિત દ્રવ્યો વડે સુગંધિત કરીને સંતને આપશું" આવા શબ્દો સાંભળીને સંત ગૃહસ્થને કહે-આયુષ્મન્ ! અથવા ભગિની ! આ વસ્ત્રને ઘસો નહિ, સુગંધિત કરો નહિ. આપવાની ઇચ્છા હોય તો એમજ આપી દો એમ કહેવા છતાં પણ ગૃહસ્થ આગ્રહ રાખી સુગંધિત દ્રવ્યોથી સુવાસિત કરી આપે તો તેને દૂષિત માની ગ્રહણ કરે નહિ

८१८. से णं परो णेता वदेज्जा–"आउसो त्ति वा भइणि त्ति वा, आहर एतं वत्थं, सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेत्ता वा पधोवेत्ता वा समणस्स दासामो" एयप्पगारं णिग्घोसं–तहेव, णवरं, "मा एयं तुमं वत्थं सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेहि वा पधोवेहि वा । अभिकंखसि–सेसं तहेव, जाव णो पडिग्गाहेज्जा ।

વસ્ત્ર આપનાર ગૃહસ્થ કદાચ કહે-આયુષ્મન્ ! અથવા ભગિની ! લાવો આ વસ્ત્રને ઠંડા અગર ગરમ પાણીથી ધોઈને, અથવા વધારે ધોઇને આ શ્રમણને આપીએ તો આ કથન સાંભળીને, સમજીને, કહી દેવુ જોઇએ કે-હે આયુંષ્મન્ અથવા બહેન ! તમે આ વસ્ત્ર ઠંડા કે ગરમ જલથી સાફ ન કરો, ન ધુઓ આપવા ઇચ્છતા હો તો એમજ આપો ! સાધુના એમ કહેવા છતા પણ ગૃહસ્થ જો ધોઇને આપો તો ગ્રહણ ન કરે.

८१९. से णं परो णेता वदेज्जा,– "आउसो त्ति वा भयणित्ति वा, आहरेतं वत्थं, कंदाणि वा हरियाणि वा विसोधेत्ता समणस्स णं दासामो." एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म जाव, "भइणी त्ति वा, मा एयाणि तुमं कंदाणि वा जाव विसोहेहि, णो खलु मे कप्पति एतप्पगारे वत्थे पडिग्गाहित्तए ।" से सेवं वदंतस्स परो कंदाणि वा जाव विसोहेत्ता दलएज्जा तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिग्गाहेज्जा ।

કદાચ વસ્ત્ર આપનાર ગૃહસ્થ પોતાના પરિવારને કહે–હે આયુષ્મન્! અથવા ભગિની! પેલું વસ્ત્ર લાવો, આપણે તેમના ઉપર રહેલા કંદને યાવત્ લીલોતરી વગેરેને કાઢી સાફ કરીને આ વસ્ત્ર સાધુને આપીશું. આ વાર્તાલાપ સાંભળી સમજીને સાધુ તે ગૃહસ્થને કહી દીએ–હે આયુષ્મન્! આ કંદ–લીલોતરી વગેરેને દૂર ન કરો એવું. વસ્ત્ર મને ના કલ્પે. સાધુના એમ કહેવા પર પણ જો ગૃહસ્થ કંદ અથવા વનસ્પતિ આદિ લીલોતરીને અલગ કરીને વસ્ત્ર આપે તો તેને અપ્રાસુક જાણીને ગ્રહણ ન કરે.

८२०. सिया से परो णेता वत्थं णिसिरेज्जा से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भइणी त्ति वा तुमं चेव णं संतियं वत्थं अंतोअंतेण पडिलेहिज्जिस्सामि." केवली बूया–'आयाणमेयं;'–वत्थंतेण ओबद्धे सिया कुंडले वा, गुणे वा, हिरण्णे वा, सुवण्णे वा, मणी वा, जाव रयणावली वा, पाणे वा, बीए वा, हरिए वा । अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं पुव्वामेव वत्थं अंतोअंतेण पडिलेहिज्जा ।

કદાચિત્ ગૃહસ્થ સાધુને વસ્ત્ર કાઢીને આપે તો શ્રમણ લેતા પહેલા કહે કે– હે આયુષ્મન્! અથવા બહેન! હુ તમારી સમક્ષ આ વસ્ત્ર ચારે બાજુથી જોઇ લઉ, કારણ કે કેવળી ભગવાનને પ્રતિલેખન કર્યા વિના વસ્ત્ર લેવું તે કર્મ–બંધનુ કારણ કહ્યુ છે કદાચ વસ્ત્રના છેડે કુડળ, સૂત્ર, સોનું, ચાદી, મણિ યાવત રત્નાવલીહાર, અથવા પ્રાણી, બીજ અથવા લીલોતરી બાંધી હોય, તેટલા માટે મુનિનો આ પૂર્વોક્ત આચાર છે કે પહેલેથી જ વસ્ત્ર ચારે બાજુ જોઈ લેવું

८२१. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणिज्जा सअंडं जाव– ससंताणगं, तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिग्गाहेज्जा ।

વળી સાધુ કે સાધ્વી જે વસ્ત્ર ઇંડા સહિતત જુએ તો તેવા પ્રકારનુ વસ્ત્ર અપ્રાસુક જાણી ગ્રહણ ન કરે

८२२. से भिक्खू वा भिक्खुणी वा से ज्ज पुण वत्थं जाणेज्जा अप्पंड जाव अप्प– संताणगं अणलं अथिरं अधुवं अधारणिज्जं रोइज्जतं ण रोच्चइ, तह–

સાધુ કે સાધ્વી જે વસ્ત્રને ઇંડા, જાળા તથા જીવજંતુઓથી રહિત જાણે, પરંતુ પ્રમાણમા પુરૂ નથી એટલે કે લંબાઇ– પહોળાઇ જોઇએ તેટલી નથી, ઉપયોગમા આવી શકે તેમ નથી, ઘણુ જ જૂનુ થઇ ગયુ છે, અધ્રુવ છે–એટલે

गारं वत्थं अफासुगं जाव णो पडिग्गाहेज्जा ।

કે થોડા સમય ચાલે એવું આપવામાં આવે છે, પહેરવા યોગ્ય નથી, અથવા દાતાને દેવાની રુચિ ન હોય તો તેવું વસ્ત્ર અપ્રાસુક છે માટે ગ્રહણ કરે નહી.

८२३. से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा, अप्पंड जाव असंताणगं अलं थिरं धुवं धारणिज्जं रोइज्जंतं रुच्चइ तहप्पगारं वत्थं फासुगं जाव पडिग्गाहेज्जा ।
से भिक्खू वा भिक्खुणी वा "णो णवए मे वत्थे" त्ति कट्टु णो वहु-देसिएण सिणाणेण वा जाव पघ-सेज्जा ।

સાધુ કે સાધ્વી વસ્ત્રના વિષયમાં એમ જાણે કે આ વસ્ત્ર ઇંડા, જાળા, જીવ-જંતુઓથી રહિત, પ્રમાણયુકત-ટકાઉ-ધારણ કરવા યોગ્ય-છે દાતાને દેવાની ઇચ્છા છે તેમજ અનુકૂળ છે તો નિર્દોષ જાણી ગ્રહણ કરે. મારી પાસે નવું વસ્ત્ર નથી એવા વિચારથી કોઈ સાધુ કે સાધ્વીએ જૂના વસ્ત્રને-થોડાએક સુગંધિત દ્રવ્યોથી ઘસી મસળીને તેમા સુંદરતા-લાવવાની ઇચ્છા ન કરવી.

८२४. से भिक्खू वा भिक्खुणि वा "णो णवए मे वत्थे" त्ति कट्टु णो वहु-देसीएण सीतोदगवियडेण वा जाव पधोवेज्जा ।

અમારા વસ્ત્ર નવા-સાફ-સ્વચ્છ નથી, એમ વિચારી સાધુએ થોડાકે ઘણા અથવા ઠંઠા કે ગરમ પાણીથી ધોવા જોઇએ નહીં.

८२५. से भिक्खू वा भिक्खुणी वा "दुब्भि-गंधे मे वत्थे" त्ति कट्टु णो वहु-देसिएण सिणाणेण वा तहेव, सीतो-दगवियडेण वा उसिणोदगवियडेण वा ( आलावओ )

મારું વસ્ત્ર દુર્ગંધવાળુ છે, એમ સમજી થોડા કે ઘણા સુગંધવાળા દ્રવ્યોથી અથવા ઠડા કે ગરમ પાણીથી ધોવું જોઇએ નહીં.

८२६. से भिक्खू वा भिक्खुणी वा अभि-कखेज्ज वत्थ आयावेत्तए वा पया-वेत्तए वा, तहप्पगार वत्थ णो अणंत-रहियाए पुढवीए, णो ससणिद्धाए, जाव सताणाए आयावेज्ज वा पया-वेज्ज वा ।

સાધુ અથવા સાધ્વી વસ્ત્રને સૂકવવાની ઇચ્છા કરે અથવા વારંવાર ઇચ્છા કરે તો તે વસ્ત્રને જીવ-જન્તુ વાળી, સચિત્ત જલ અથવા વનસ્પતિ આદિથી યુકત ભૂમિપર સૂકવે નહીં, વારંવાર સુકવે નહી.

८२७. से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थ आयावेत्तए वा पयावेत्तए वा तहप्पगार वत्थं थूणंसि वा, गिहेलुगंसि वा, उसुयालंसि वा, कामजलंसि वा, अणयरे वा तहप्पगारे अंतलिक्खजाए दुब्बद्धे दुन्निक्खित्ते अणिकंपे चलाचले णो आयावेज्ज वा णो पयावेज्ज वा ।

સાધુ કેસાધ્વી વસ્ત્રને એકવાર કે અનેકવાર સુકવવાની ઇચ્છા કરે તો તે વસ્ત્રને સ્થંભ ઉપર, દરવાજા ઉપર, ઉખલ ઉપર, અથવા સ્નાન કરવાના બાજોઠ ઉપર કે કોઇ બીજા ઊંચા સ્થાન ઉપર, જ્યાં બરાબર બાંધેલુ ન હોય, જે સારી રીતે ગોઠવાયેલું ન હોય, જે નિશ્ચલ ન હોય અને જે ડગમગતું હોય તેવા કોઇ પણ સ્થાન ઉપર વસ્ત્રને એકવાર કે અનેક વાર સૂકવે નહીં.

८२८. से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्तए वा, तहप्पगारं वत्थं कुलियंसि वा, भित्तिंसि वा, सिलंसि वा, लेलुंसि वा, अणणतरे वा तहप्पगारे अंतलिक्खजाए जाव णो आयावेज्ज वा पयावेज्ज वा ।

સાધુ કે સાધ્વી વસ્ત્રને સૂકવવાની ઇચ્છા કરે તો દીવાલ ઉપર, નદીના કિનારા પર, શિલાપર, ઢેફા પર અથવા એવા જ કોઇ પણ સ્થાન પર એકવાર કે વારંવાર સૂકવે નહિં.

८२९. से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्तए वा, तहप्पगारं वत्थं खंधंसि वा मंचंसि वा, मालंसि वा, पासायंसि वा, हम्मियतलंसि वा, अणणयरे वा, अंतलिक्खजाए जाव णो आयावेज्ज वा पयावेज्ज वा ।

સાધુ કે સાધ્વી વસ્ત્રને સુકવવાની ઇચ્છા કરે તો વૃક્ષના થડ ઉપર, માંચા કે પલંગ પર, માળા પર કે પ્રાસાદ પર અથવા હવેલીની છત પર કે તેવા પ્રકારના કોઇ પણ ઉંચા સ્થાન પર, એક વાર કે અનેક વાર થોડી કે ઝાઝી વાર સૂકવે નહીં.

८३०. सेत्तमादाय एगंतमवक्कमेज्जा; अहे झामथंडिलंसि वा, जाव, अणणयरंसि वा तहप्पगारंसि थंडिलसि पडिलेहिय–पडिलेहिय पमज्जिय-पमज्जिय ततो संजयामेव वत्थं आयावेज्ज वा पयावेज्ज वा ।

સાધુ કે સાધ્વી ને વસ્ત્ર સૂકવવાની આવશ્યકતા હોય તો તે વસ્ત્ર લઇને એકાતમાં જાય. એકાંતમાં જઇને બળેલી ભૂમિ અથવા તેવા પ્રકારની બીજી કોઈ અચિત્ત ભૂમિનું વારંવાર પ્રતિલેખન પ્રમાર્જન કરીને ત્યાદ પછી સાવધાનીપૂર્વક સૂકવે યા વધારે સૂકવે.

८३१. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ।

આ સાધુ સાધ્વીના વસ્ત્રગ્રહણ કરવાનો આચાર છે, મુમુક્ષુ મુનિ પૂર્ણ રૂપથી તેનું પાલન કરી સંયમમા યતનાવાન બને.

## બીજો ઉદ્દેશ

પ્રથમ ઉદ્દેશકમા વસ્ત્ર ગ્રહણ કરવાની વિધિનું વર્ણન કર્યું. પ્રસ્તુત ઉદ્દેશકમાં વસ્ત્ર ધારણ કરવાની વિધિનું વર્ણન છે.

૮૩૨. से भिक्खू वा भिक्खुणी वा अहेसणिज्जाइं वत्थाइं जाएज्जा अहापरिग्गहियाइं वत्थाइं धारेज्जा, णो धोएज्जा, णो रइज्जा, णो धोयरत्ताइं वत्थाइं धारेज्जा, अपलिउंचमाणे गामतरेसु ओमचेलिए । एयं खलु वत्थधारिस्स सामग्गियं ।

સાધુ કે સાધ્વી નિર્દોષ વસ્ત્રોની યાચના કરે જેવા ગ્રહણ કર્યા હોય તેવાજ વસ્ત્રોને ધારણ કરે. તે વસ્ત્રોને ન ધૂએ કે ન રગે. ધોએલ કે રંગેલ વસ્ત્રને પહેરે નહી. વસ્ત્રોને ગોપન ન કરીને ગ્રામ આદિમાં સુખપૂર્વક વિચરણ કરે. એવો સાધુ નિસ્સાર વસ્ત્રધારી કહેવાય. વસ્ત્રધારી મુનિનો આજ સપૂર્ણ આચાર છે.

૮૩૩. से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए पविसिउकामे सव्व चीवरमायाए गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्ज वा पविसेज्ज वा । एवं बहिया विचारभूमिं विहारभूमिं वा गामाणुगामं दूइज्जेज्जा । अह पुण एवं जाणेज्जा तिव्वदेसियं वा वासं वासमाणं पेहाए जहा पिंडेसणाए, णवरं, सव्वं चीवरमायाए ।

આહારાદિ માટે જવાવાળા સયમનિષ્ઠ સાધુ-સાધ્વી ગૃહસ્થના ઘેર જતાં પોતાના વસ્ત્ર સાથે લઇને ઉપાશ્રયમાથી નીકળે અને પ્રવેશ કરે એવી જ રીતે સ્થડિલ ભૂમિ કે સ્વાધ્યાય ભૂમિમા જતા અથવા એક ગામથી બીજે ગામ જતા સમસ્ત વસ્ત્ર સાથે રાખે. ઘણો વરસાદ વરસતો જોઇને સાધુઓ તેવુજ આચરણ કરે કે જેવું પિંડૈષણા અધ્યયનમાં કહેલુ છે વિશેષતા એ જ છે કે ત્યા બધી ઉપાધી લઇ જવા કહ્યુ છે, તો અહિં 'બધા વસ્ત્ર લઇ જાય' એમ કહેવું જોઇએ.

૮૩૪. से एगइओ मुहुत्तगं मुहुत्तगं पडिहारियं वीयं वत्थ जाएज्जा जाव एगाहेण वा दुयाहेण वा तियाहेण वा चउयाहेण पंचाहेण वा विप्पवसियर २ उवागच्छेज्जा । तहप्पगारं वत्थं णो अप्पणा गिण्हेज्जा णो अण्णमण्णस्स देज्जा, णो पामिच्चं कुज्जा, णो वत्थेण वत्थपरिणामं वा करेज्जा, णो परं उवसंकमित्तु एवं वदेज्जा-आउसंतो समणा, अभि-

કોઈ સાધુ, કોઈ સાધુ પાસેથી બે ઘડી કે એક બે, ત્રણ, ચાર કે પાચ દિવસ સુધી વાપરવા માટે પડિહારી વસ્ત્રની યાચના કરીને લઇ જાય ત્યાર પછી ગ્રામાદિ અથવા બીજી જગ્યા રહીને પાછા આવે ત્યારે કદાચિત તે વસ્ત્ર ફાટી ગયું હોય અને તે જ પાછુ આપવા ઇચ્છે તો જેણે પડિહારી આપ્યુ હતુ તે સાધુ તે ફાટેલુ વસ્ત્ર ગ્રહણ કરે નહિ બીજાને લઇને આપે નહી, ઉધાર આપે નહી અને અદલાબદલી પણ કરે નહીં બીજા મુનિ પાસે જઇને એમ પણ પુછે કે-હે આયુષ્મન્ શ્રમણ ! આપ આ વસ્ત્રને

कंखसि वत्थ धारेत्तए वा परिहरित्तए वा; थिरं वा णं संतं णो पलिच्छिदिय २ परिट्ठवेज्जा; तहप्पगारं ससंधितं वत्थं तस्स चेव णिसिरेज्जा; णो णं साइज्जेज्जा ।

ગ્રહણ કરવા કે પહેરવા ઇચ્છો છો ? જો તે વસ્ત્ર ટકાઉ હોય તો ટુકડે ટુકડા કરી તેને પરઠે નહીં તેવુ સાંધેલું વસ્ત્ર પોતે ગ્રહણ ન કરે પરંતુ લઇ જનાર મુનિને જ આપી દીએ.

८३५. से एगतिओ तहप्पगार णिग्घोसं सोच्चा णिसम्म "जे भयंतारो तहप्पगाराणि वत्थाणि ससंधियाणि मुहुत्तगं जाइत्ता जाव एगाहेण वा दुयाहेण वा तियाहेण वा चउयाहेण वा पंचाहेण वा विप्पवसिय विप्पवसिय उवागच्छंति, तहप्पगाराणि वत्थाणि णो अप्पणा गेण्हंति नोअण्णमण्णस्स दलयंति, तं चेव, जाव, णो सातिज्जंति, वहुवयणेण भासियव्वं ।

એ જ પ્રમાણે ઘણા મુનિરાજો પાસેથી વસ્ત્ર માગી જનાર બીજે ગામ એક, બે, ત્રણ ચાર કે પાંચ દિવસ રહી પાછા આવી પાછા આપવા માંડે તો ઘણા મુનિરાજાએ ફાટેલા જાણી બગડેલા હોય તો લેવા નહીં પરંતુ તેમનેજ સોંપવા પહેલા સૂત્રમાં એક સાધુ માટે એક વચનમાં જે વિધાન કરેલ છે, તે જ અહિંયા બહુ વચનમાં સમજી લેવુ.

८३६. से हंता "अहमवि मुहुत्तं पडिहारियं वत्थं जाइत्ता जाव एगाहेण वा दु-ति चउ-पंचाहेण वा विप्पवसिय विप्पवसिय उवागच्छिस्सामि, अवियाइं एयं ममेव सिया, माइट्ठाणं संफासे णो एवं करेज्जा ।

કોઇ મુનિ એમ વિચારે કે હું પણ અલ્પ સમય માટે વસ્ત્રની યાચના કરીને એક બે યાવત્ પાંચ દિવસ સુધી બહાર રહીને આવી જઇશ અને વસ્ત્ર બગાડીને પાછુ આપીશ તો તે લેશે નહિં તેથી વસ્ત્ર મારૂં થઇ જશે, આવુ વિચારનાર સાધુ પોતાના સયમને દૂષિત કરે છે માટે સાધકે કરવુ ન જોઇએ.

८३७. से भिक्खू वा भिक्खुणी वा णो वण्णमंताइ वत्थाइ विवण्णाइं करेज्जा; णो विवण्णाइं वण्णमंताइं करेज्जा; "अण्णं वा वत्थं लभिस्सामि त्ति" कट्टु णो अण्णमण्णस्स देज्जा; णो पामिच्चं कुज्जा; णो वत्थेण वत्थपरिणामं करेज्जा; णो पर उवसंकमित्तु एवं वदेज्जा,"आउसतो समणा ! अभिकंखसि मे वत्थं धारित्तए वा

સાધુ કે સાધ્વી સુદર દેખાતા વસ્ત્રને ખરાબ ન કરે, ખરાબ દેખાતા વસ્ત્રને સુંદર ન કરે તથા મને બીજા સુદર વસ્ત્ર મળશે એમ વિચારીને પોતાના જૂના વસ્ત્ર બીજાને ન આપે અને કોઇની પાસે ઉધાર પણ ન લે. પોતાના વસ્ત્રની અદલાબદલી પણ ન કરે, બીજા સાધુ પાસે જઇને એમ પણ ન કહે—હે આયુષ્યમત શ્રમણ ! આપ મારા વસ્ત્ર ગ્રહણ કરો અથવા ધારણ કરો, તથા વસ્ત્ર મજબૂત છતાં "એ વસ્ત્ર બીજાને સારુ નથી દેખાતુ" એમ વિચારી તેના ટુકડા

परिहरित्तए वा; "थिरं वा संतं णो पलिच्छिंदिय पलिच्छिंदिय परिट्ठवेज्जा, जहामेयं वत्थं पावगं परो मन्नइ। परं च णं अदत्तहारि पडिपहे पेहाए तस्स वत्थस्स निदाणे णो तेसिं भीओ उम्मग्गेण गच्छेज्जा। जाव अप्पुस्सुए ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा।

કરી પરઠે નહીં વળી રસ્તે જતાં ચોરોને જોઇ આડા માર્ગે ચાલે નહીં પરંતુ નીડરતાપૂર્વક ધીરજથી યતના સહિત એક ગામથી બીજે ગામ તે જ માર્ગે જાય.

८३८. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जेज्जा., अंतरा से विहं सिया। से जं पुण विहं जाणेज्जा 'इमंसि खलु विहंसि बहवे आमोसगा वत्थपडियाए संपिडिया,' णो तेसिं भीओ उम्मग्गेण गच्छेज्जा। जाव गामाणुगामं दूइज्जेज्जा।

સાધુ કે સાધ્વી એક ગામથી બીજે ગામ જઇ રહ્યા હોય, ત્યા વચ્ચે જંગલી રસ્તો આવો જાય અને રસ્તા સંબંધમાં એમ જાણવા મળે કે આ રસ્તામા ઘણા ચોરો વસ્ત્ર લુંટવા માટે એકઠા થઇ રહ્યા છે તો તેનાથી ભયભીત થઇ ઉન્માર્ગમાં ન જાય યાવત્ નીડરતાપૂર્વક યતના સહિત ગ્રામાનુગ્રામ જાય.

८३९. से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से आमोसगा पडियागच्छेज्जा ते णं आमोसगा एवं वदेज्जा "आउसंतो समणा, आहरेयं वत्थं, देहि निक्खिवाहि, " जहा इरियाए, णाणत्त वत्थपडियाए।

ગ્રામાનુગ્રામ વિચરતાં સાધુ અથવા સાધ્વીને માર્ગમાં લુંટારા સામે મળે અને તેઓ કહે કે આયુષ્મન્ સાધુ! આ વસ્ત્ર લાવો, મને આપી દો, મૂકી દો ત્યારે જેમ ઇર્યા અધ્યયનમાં કહેલુ છે તેમ સમજવુ. વિશેષતા એ જ છે કે ત્યાં ઉપકરણના વિષયમાં કહ્યું છે અહીં વસ્ત્ર વિષે સમજવું જોઇએ.

८४०. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिएहिं सया जएज्जासि। इति बेमि।

સાધુ-સાધ્વીનો વસ્ત્ર સંબંધી વિગત સાથેનો એવો આચાર છે મુમુક્ષ મુનિ એનું પૂર્ણરૂપથી પાલન કરતા સયમમા સદા યતનાવાન રહે!

## પંદરમું અધ્યયન

# પા ત્રૈ ષ ણા

દસમાં અધ્યયનમાં આહાર ગ્રહણ કરવાની વિધિ, અગિયારમાં અધ્યયનમાં આહાર કરવા માટેનું સ્થાન તેમજ રહેવા માટેનું સ્થાન કેવું જોઇએ તેની વિધિ, બારમામાં ગમનાગમનમાં વિવેક રાખવા માટે ઇર્યા સમિતિની વિધિ, તેરમામાં આહારાદિ માટે ગમન કરતાં તથા વિહાર કરતાં ભાષામાં વિવેક રાખવા વિષેની વિધી, અર્થાત્ ભાષાસમિતિનું વર્ણન, ચૌદમામાં સંયમસાધનામાં પ્રવર્તમાન સાધકને કેવા વસ્ત્ર ગ્રહણ કરવા જોઇએ તેનો ઉલ્લેખ વગેરે આપણે અગાઉ જોઈ ગયા છીએ. આ અધ્યયનમાં આહાર લેવા માટે કેવા પ્રકારના પાત્રો સાધુએ લેવા જોઇએ તેનો ઉલ્લેખ સૂત્રકારે કરેલ છે.

## પ્રથમ ઉદ્દેશ

८४१. से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा पायं एसित्तए । सेज्जं पुण पायं जाणेज्जा तंजहा,-अलाउपायं वा, दारुपायं वा, मट्टियापायं वा तहप्पगारं पायं जे णिग्गंथे तरुणे जाव थिरसंघयणे से एगं पायं धारेज्जाः णो बीयं ।

સાધુ કે સાધ્વીને પાત્ર ત્રણ પ્રકારના કલ્પે છે - કાષ્ઠના, તુંબડાના અને માટીના. આ ત્રણ પ્રકારમાથી કોઇ પણ પ્રકારનું એક જ પાત્ર તરૂણ યાવત્ સ્થિર સંહનનવાળો સાધક રાખે, બીજુ પાત્ર ગ્રહણ ન કરે.*

८४२. से भिक्खू वा भिक्खुणी वा परं अद्ध-जोयणमेराए पायपडियाए णो अभिसंधारेज्जा गमणाए ।

સાધુ કે સાધ્વી-અર્ધ યોજન એટલે બે ગાઉ ઉપરાંત પાત્ર લેવા માટે ન જાય.

८४३. से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण पायं जाणेज्जा, अस्सिपडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं जहा पिंडेसणाए चत्तारि आलावगा । पंचमे बहवे समणमाहणा पगणियर तहेव ।

સાધુ કે સાધ્વીને ખ્યાલમાં આવે કે આ પાત્ર એક સ્વધર્મી સાધુને ઉદ્દેશ્ય કરીને કે ઘણા સ્વધર્મીનો ઉદ્દેશ્ય કરીને-એક સ્વધર્મિકા સાધ્વી કે ઘણા સ્વધાર્મિકા-સાધ્વીઓને ઉદ્દેશ્ય કરીને બનાવવામાં આવ્યું છે. જેમાં ઘણા પ્રાણી, ભૂત, જીવો અને સત્વોની હિંસા થઇ છે. તે આ ચાર આલાપક થયા અને પાંચતા આલાપકમાં ઘણા શ્રમણો બ્રાહ્મણો આદિને ગણી-ગણીને બનાવવામાં આવ્યું છે. તેથી તેમા પણ હિંસા થઇ છે. માટે તેવા પાત્રને ગ્રહણ ન કરે ઇત્યાદિ કથન જે આહાર ગ્રહણ કરવાની વિધિ-પિંડૈષણા અધ્યયનમા બતાવેલ છે તે પ્રમાણે અહીં સમજી લેવુ

८४४. से भिक्खू वा भिक्खुणी वा अस्संजए भिक्खुपडियाए बहवे समणमाहणे ( वत्थेसणालावओ )

ગૃહસ્થે ભિક્ષુના નિમિત્તે અથવા શ્રમણ બ્રાહ્મણ વગેરે માટે જે પાત્ર બનાવ્યું હોય તે ન લેવાય, તેનુ વિશેષ વર્ણન વસ્ત્રૈષણા અધ્યયનથી જાણી લેવું.

८४५. से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण पादाइं जाणेज्जा विरूव रूवाइं- महद्धणमुल्लाइं.तंजहा, अय पादाणि वा,- तउपादाणि तंबपादाणि वा, मीस -

સાધુ કે સાધ્વીને ન લેવા યોગ્ય વિવિધ પાત્રોની જાતો બતાવી છે. તે આ પ્રમાણે.-લોખડ પાત્ર, કથીર પાત્ર, તામ્ર પાત્ર, શીશાનુ પાત્ર, ચાંદી પાત્ર, સુવર્ણ પાત્ર, પીત્તળ પાત્ર, પોલાદ

* આ સૂત્ર ચોથા આરામાં જન્મેલા સાધુ સાધ્વીજીઓ માટે છે,

ग–हिरण्ण– सुवण्ण–रीरिया–हारपुड – पायाणि वा, मणि–काय–कंस–संख–सिंग–दंत–चेल-सेल-पायाणि वा, चम्म-पायाणि वा, अण्णयराणि वा तहप्प–गाराइं विरुवरूवाइं महद्धणमोल्लाइं पायाइं अफासुयाइं जाव णो पडिग्गा-हेज्जा ।

પાત્ર, મણિપાત્ર, કાચપાત્ર, કાંસાનુ પાત્ર, શંખપાત્ર, શૃંગપાત્ર, દંતપાત્ર, વસ્રપાત્ર, પાષાણુપાત્ર, અથવા ચર્મપાત્ર, બહુમૂલ્ય કોઇ પણ બીજા વિવિધ પ્રકારનાં પાત્રો આ બધા વિવિધ પાત્રોને જાણે. અને અપ્રાસુક અને-ષણિક જાણી ગ્રહણુ ન કરે.

૮૪૬. से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण पादाइं जाणेज्जा विरुवरूवाइं महद्धणवंधणाणि वा, अयबंधणाणि वा चम्मबंधणाणि वा अन्नयराइं तहप्प–गाइ अफासुयाइं णो पडिग्गाहेज्जा । इच्चेयाइं आयतणाइं उवातिकम्म ।

સાધુ અને સાધ્વી જે પાત્રોને મૂલ્યવાન્ લોખંડ કે ચામડાનું બંધન લાગ્યું હોય અથવા અન્ય કોઇ મૂલ્યવાન્ બંધન હોય તેવા પાત્રોને દૂષિત ગણે અને ગ્રહણુ ન કરે.

૮૪૭. अह भिक्खू जाणेज्जा चउहि पडि–माहि पादे एसित्तए । तत्थ खलु इमा पढमाः– से भिक्खू वा भिक्खुणी वा उद्दिसिय पायं जाएज्जा, तजहा, लाउयपायं वा, दारुपायं वा, मट्टि–यापायं वा, तहप्पगारं पायं सयं वा णं जाएज्जा, जाव पडिगाहेज्जा । पढमा पडिमा ।

સાધુ અને સાધ્વીજીઓ આ દોષો ત્યાગી, પાત્ર ગ્રહણુ કરવાની ચાર પ્રતિજ્ઞાઓ જાણે.
પ્રતિજ્ઞા પહેલી – સાધુ કે સાધ્વી પહેલી પ્રતિજ્ઞા એમ ધારણુ કરે કે કાષ્ઠના તુંબડા કે માટીનાં આ ત્રણેય પ્રકારના પાત્રોમાંથી કોઇ એક પ્રકાર-નાંજ ગ્રહણુ કરીશ. અને ત્યાર પછી સ્વયં યાચના કરી લાવે અથવા ગૃહસ્થ આપે તો નિર્દોષ જાણી ગ્રહણુ કરે.

૮૪૮. अहावरा दोच्चाः– से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए पायं जाएज्जा, तंजहा, गाहावइं वा जाव कम्मकरिं वा, से पुव्वामेव आलो–एज्जा “आउसो त्ति वा, भइणी त्ति वा, दाहिसि मे एत्तो अण्णयरं पायं, तंजहा, लाउयपादं वा” जाव तहप्पगारं पायं सयं वा णं जाएज्जा, परो वा से देज्जा जाव पडिग्गा–हेज्जा । दोच्चा पडिमा ।

પ્રતિજ્ઞા બીજી.– સાધુ કે સાધ્વી એવી ધારણા કરે કે ગૃહસ્થને ત્યાં પાત્ર જોઇશ પછી ગ્રહણુ કરીશ જ્યારે સાધુ ગૃહસ્થના ઘેર જાય, પાત્ર જુએ અને પછી ગૃહસ્થથી માંડી દાસ દાસી કોઇ પણ હાજર હોય તો તેમને દેખાડીને કહે કે મને આ પાત્ર આપશો ? ત્યારે ગૃહસ્થ જો આપે તો નિર્દોષ જાણીને ગ્રહણુ કરે. અથવા ગૃહસ્થ સંતને યાચના વિના આપે તો નિર્દોષ જાણી ગ્રહણુ કરે

| | |
|---|---|
| ८४९. अहावरा तच्चा पडिमा–से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुणं पादं जाणेज्जा संगइयं वा, वेजइयंतियं वा, तहप्पगारं पायं सयं वा जाव पडिग्गाहेज्जा । तच्चा पडिमा । | પ્રતિજ્ઞા ત્રીજી.– સાધુ કે સાધ્વી એવી ધારણા કરે કે ગૃહસ્થનું વાપરેલું અથવા બે–ત્રણમાંથી વપરાતું પાત્ર મળશે તો ગ્રહણ કરીશ. ત્યાર પછી ગૃહસ્થના ઘેર જઈ યાચના કરે. નિર્દોષ મળે તો ગ્રહણ કરે અથવા બીજો સાધુ લાવીને આપે તો નિર્દોષ જાણી ગ્રહણ કરે. |
| ८५०. अहावरा चउत्था पडिमा.– से भिक्खू वा भिक्खुणी वा उज्झियधम्मियं पाद जाएज्जा; जं चऽण्णे बहवे समणमाहणा जाव वणीमगा णाव– कंखति, तहप्पगारं पादं सयं वा णं जाव पडिगाहेज्जा । चउत्था पडिमा । | પ્રતિજ્ઞા ચોથી.– સાધુ કે સાધ્વી એવી ધારણા કરે કે માટી, તુંબડા કે કાષ્ઠનું પાત્ર જે શ્રમણ બ્રાહ્મણ, અતિથી, રાંક, ભિખારીના પણ ઉપયોગમાં ન આવે તેવું પાત્ર યાચના કરતાં મળી જાય અથવા તો ગૃહસ્થ યાચના વિના જ આપે તો નિર્દોષ જાણી ગ્રહણ કરે. |
| ८५१. इच्चेयाणं चउण्हं पडिमाणं अण– यर पडिमं ( जहा पिंडेसणाए ) । | આ ચાર અભિગ્રહોમાંથી કોઈ પણ અભિગ્રહને ધારણ કરે. શેષ પિંડૈષણા સમાન જાણી લેવું. |
| ८५२. से णं एताए एसणाए एसमाणं परो पासित्ता वएज्जा "आउसंतो समणा एज्जासि तुमं मासेण वा" [ जहा वत्थेसणाए] । | આ રીતે પાત્રની યાચના કરતા દેખીને કદાચ ગૃહસ્થ કહે કે–આયુષ્યમાન્ શ્રમણ ! એક મહિના પછી પધારજો અમે તમને કોઈ એક પાત્ર આપીશું. ત્યારે શ્રમણ કહે કે આયુષ્મન્ ગૃહસ્થ ! અમારે આવા વાયદા કરવા કલ્પતા નથી. વગેરે જેમ વસ્ત્રૈષણામા કહ્યું છે તેમ અહીં પણ સમજી લેવુ. |
| ८५३. से णं परो णेता वदेज्जा, 'आउसो त्ति वा भइणी ति वा, आहरेयं पादं, तेल्लेण वा, घएण वा, णवणीएण वा, वसाए वा, अब्भगित्ता वा तहेव, सिणाणाइ तहेव, सीतोदगाइं कंदादि तहेव । | સાધુ કે સાધ્વી પાત્રની યાચના કરે ત્યારે ગૃહસ્થ તેમના પરિવારને કહે કે હે આયુષ્મન્ અથવા ભગિની ! પેલું પાત્ર અહી લાવો, આપણે તે પાત્રને તેલથી, ઘીથી, માખણથી, કે ચરબીથી, લેપન કરીને આપીએ અથવા કંદ, બીજ, લીલોતરી કે કોઈ પણ સચિત્ત દ્રવ્યોથી ખાલી કરીને આપીએ, તો તેવા પ્રકારનો વાર્તાલાપ સાંભળી શ્રમણે શું શું કરવું, તે વિધિ વિશે વસ્રૈષણા મા આવી ગયુ છે તે પ્રમાણે સમજી લેવુ તે પાત્રને દૂષિત જાણી ગ્રહણ ન કરે. |

૮૫૪. से णं परो णेता वदेज्जा "आउसंतो समणा, मुहुत्तगं मुहुत्तगं अत्थाहि जाव, ताव अम्हे असणं वा उव-करेंसु वा उवक्खडेसु वा, तो ते वयं आउसो सपाणं सभोयणं पडिग्गहगं दास्सामो. तुच्छए पडिग्गहए दिण्णे समणस्स णो सुट्ठु साहु भवति." से पुव्वामेव आलोएज्जा आउसो त्ति वा भइणी ति वा, णो खलु मे कप्पइ: आधाकम्मिए असणे वा पाणे वा खाइमे वा साइमे वा, भोत्तए वा पायए वा । मा उवकरेहि, मा उव-क्खडेहि; अभिकंखसि मे दातु, एमेव दलयाहि" से सेनं वयंतस्स परो असणं वा जाव उवकरेत्ता सपाणं सभोयणं पडिग्गहं दलएज्जा, तहप्पगारं पडिग्गह अफासुगं जाय णो पडिग्गाहेज्जा ।

પાત્ર આપનાર દાતા સાધુ કે સાધ્વીને કહે કે આયુષ્મન્ શ્રમણ! થોડીક વાર ઉભા રહો. અમે હમણાંજ ભોજન, પાણી પકાવી તૈયાર કરી પાત્ર ભરીને આપીએ છીએ. કારણ કે ખાલી પાત્ર આપવું તે સારું લાગે નહિ આ કથન સાંભળીને શ્રમણ તે જ સમયે કહી દે– હે આયુષ્મન્! અથવા બ્હેન! મારા માટે બનાવેલ ભોજન પાણી મને લેવા કલ્પે નહી, માટે ભોજન પાણી તૈયાર ન કરો. જો તમે મને પાત્ર દેવા ઇચ્છતા હો તો એમ જ ખાલી આપો. મુનિના એમ કહેવા છતાં પણ ગૃહસ્થ ભોજન-પાણી તૈયારી કરી ભર્યું પાત્ર આપે તો તે પાત્ર ને દોષયુકત જાણી સંત ગ્રહણ ન કરે.

૮૫૫. सिया से परो उवणेत्ता पडिग्गहं णिसिरेज्जा, ते पुव्वामेव आलो-एज्जा "आउसो त्ति वा भइणी ति वा तुमं चेव णं संतियं पडिग्गहं अंतोअंतेण पडिलेहिस्सामि ।

ગૃહસ્થ પાત્ર લાવીને આપે ત્યારે મુનિએ કહેવું જોઇએ કે–આયુષ્મન્! અથવા બ્હેન! તમારી સામેજ આ પાત્ર અંદર–બહાર તપાસી લઉં છું.

૮૫૬. केवली बूया आयाण-मेयं । अंतो पडिग्गहंसि पाणाणि वा बीयाणि वा हरियाणि वा जाव अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पतिण्णा जं पुव्वा-मेवपडिग्गहग्गं अंतोअंतेण पडिले-हिज्जा ।

સર્વજ્ઞ ભગવાને ફરમાયુ છે કે પાત્ર જોયા વિના લેવું તે કર્મબંધનુ કારણ છે. સંભવ છે કે પાત્રમાં કદાચ, પ્રાણી, બીજ, અથવા લીલોતરી હોય, માટે સાધુ સાધ્વીનો પૂર્વોપદિષ્ટ આચાર છે કે પહેલા પાત્રને અંદર બહાર તપાસી જોવુ ત્યાર પછી ગ્રહણ કરવું.

૮૫૭. सअंडादि सव्वे आलावगा जहा वत्थेसणाए; णाणत्तं–तेल्लेण वा धएण वा णवणीएण वा वसाए वा सिणाणादि जाव अण्णयरंसि वा

ઇંડા વગેરે જીવજંતુ સહિત પાત્ર હોય તો ગ્રહણ ન કરે એવી વિધિ વસ્ત્રૈષણા–અધ્યયનમાં વિસ્તા-રથી–આવી ગઇ છે તે જ સઘળી વિધિ પાત્ર માટે પણ સમજી લેવી, વિશેષતા માત્ર એટલી જ છે કે પાત્ર જો તેલથી ઘીથી, માખણથી કે ચરબીથી કે સુગંધિત દ્રવ્યોથી અથવા બીજા

तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय तओ संजयामेव आमज्जेज वा ।

કોઇ દ્રવ્યોથી ખરડાયેલુ હોય તો તે પાત્ર લઇને એકાંતમા જાય. ત્યાં જીવજંતુ રહિત ભૂમિનું પ્રતિલેખન-પ્રમાર્જન કરે અને પછી તે જગ્યામા પાત્ર ને ઘસી-ઘસીને સાફ કરે.

૮૫૮. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ज सव्वट्ठेहिं सहितेहिं सया जएज्जासि त्ति बेमि ।

સાધુ-સાધ્વીજીઓનો આ પાત્ર સંબંધી સંપૂર્ણ આચાર છે. મોક્ષના અભિલાષીઓએ તેનું પૂર્ણ રૂપથી પાલન કરવુ જોઇએ અને સંયમમા સદા યતનાવાન્ થવું જોઇએ, એમ હું કહું છું.

## બીજો ઉદ્દેશ

( પ્રથમ ઉદ્દેશકમા પાત્ર ગ્રહણ કરવાની વિધિનુ વર્ણન આવ્યુ આ ઉદ્દેશકમા પાત્રની તેમજ જીવોની રક્ષા કેમ કરવી તેની વિધિ બતાવવામા આવી છે. )

૮૫૯. से भिक्खू वा [२] गाहावइकुलं पविट्ठे समाणे पुव्वामेव पेहाए पडिग्गहगं, अवहट्टु पाणे, पमज्जिय रयं ततो संजयामेव, गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्ज वा पविसेज्ज वा ।

ગૃહસ્થને ઘેર આહાર-પાણી લેવા જતા પહેલાં સાધુ-સાધ્વી પાત્રને બરાબર જુએ, તેમાં જીવ-જંતુ હોય તો સાવધાનીપૂર્વક લઇને એક બાજુ મૂકી દે ધૂળ હોય તો ગુચ્છા દ્વારા પ્રમાર્જન કરે અને પછી આહારાદિ માટે નીકળે કે પ્રવેશ કરે.

૮૬૦. केवली बूया- 'आयाणमेयं.' अंतो पडिग्गहंसि पाणे वा, बीए वा, हरए वा परियावज्जेज्जा । अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पतिण्णा, जं पुव्वमेव पेहाए पडिग्गहं, अवहट्टु पाणे, पमज्जिय रयं, ततो संजयामेव गाहावइकुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा ।

પ્રતિલેખન-પ્રમાર્જન કર્યા વિના ગોચરી લેવા જાય તો કેવળી ભગવાને કર્મ-બંધનુ કારણ કહ્યુ છે સંભવ છે કે પાત્રમા રહેલ પ્રાણી, બીજ કે લીલી વનસ્પતિ વગેરે જીવો હોય અને તેમને પરિતાપ થાય તેથી મુનિઓનો આજ પૂર્વોદ્દિષ્ટ આચાર છે માટે પહેલા પાત્રને સારી રીતે જોઇને-પોંજીને યતનાપૂર્વક ગૃહસ્થના ઘેર ગોચરી માટે નીકળવુ અને તેના ઘરમા પ્રવેશ કરવો

૮૬૧. से भिक्खू वा भिक्खुणी वा गाहावइ जाव-समाणे सिया. से परो अभिहट्टु अंतो पडिग्गहगंसि सीओदगं परिभाएत्ता णीहट्टु दलएज्जा, तहप्पगारं पडिग्गहगं परहत्थंसि वा परपादंसि वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा ।

ગૃહસ્થના ઘેર ગયેલા સાધુ કે સાધ્વી જ્યારે આહાર-પાણીની યાચના કરે ત્યારે ગૃહસ્થ ઘરમાંથી સચિત્ત પાણી પાત્રમાં લઇને સાધુને આપવા આવે ત્યારે તે પાણી તેના હાથમાં કે પાત્રમા હોય તો અપ્રાસુક જાણી ગ્રહણ ન કરે

| | |
|---|---|
| ८६२. से य आहच्च पडिगाहिए सिया से खिप्पमेव उदगंसि साहरेज्जा, से पडिग्गह-मायाए पाणं परिट्ठवेज्जा, ससणिद्धाए च णं भूमीए णियमेज्जा। | કદાચિત્ અસાવધાનીથી ગ્રહણ કરી લેવાય તો તુર્તજ ગૃહસ્થને પાછું આપી દે. જો ગૃહસ્થ પાણી પાછું ન લે તો તે પાણી લઈને તે જાતિના પાણીમા સાવધાનીપૂર્વક પરઠી દે અથવા સ્નિગ્ધ ભૂમિમાં પરઠી દીએ. |
| ८६३. से भिक्खू वा भिक्खुणी वा उदउल्लं वा ससिणिद्धं वा पडिग्गहं णो आमज्जेज्ज वा जाव पयावेज्ज वा। | જે પાત્ર કાચા પાણીવાળું હોય તેને સાધુ–સાધ્વી લૂંછે નહીં કે તાપમાં સૂકવે નહીં. |
| ८६४. अह पुण एवं जाणेज्जा,-वियडोदए मे पडिग्गहे छिण्णसिणेहे, तहप्पगारं पडिग्गहं ततो संजयामेय आमज्जेज्ज वा जाव पयावेज्ज वा । | જ્યારે પાત્ર સ્વંય સૂકાઈ જાય ત્યાર પછી યતનાપૂર્વક સાફ કરે અને અને પ્રમાર્જન કરે. |
| ८६५. से भिक्खू वा भिक्खुणी वा गाहावइ-कुल पविसिउकामे पडिग्गहमायाए गाहावइकुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा । एवं वहिया वियारभूमि वा विहारभूमिं वा गामाणुगामं दूइज्जेज्जा । | સાધુ કે સાધ્વી ગૃહસ્થના ઘેર જાય ત્યારે, તથા શૌચ માટે, સ્વાધ્યાય માટે તથા એક ગામથી બીજે ગામ જાય ત્યારે પાત્ર સાથે રાખે. |
| ८६६. तिव्वदेसियादि जहा वीयाए वत्थे-सणाए । णवरं, एत्थ पडिग्गहतो । | સાધુ કે સાધ્વી પાત્ર લેવા માટે જતા હોય ત્યારે માર્ગમાં થોડો કે ઘણો વરસાદ વરસતો હોય તો વસ્ત્રૈષણા અધ્યયનમાં કહ્યા મુજબ કરવું. અહીં વસ્ત્રના સ્થાને પાત્ર કહેવું. |
| ८६७. एयं खलु तस्स भिक्खुस भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहि सहितेहि सया जएज्जा सि, त्ति वेमि । | સાધુ અને સાધ્વીનો આ આચાર છે. મોક્ષાભિલાષી મુનિ તેનુ સંપૂર્ણપણે પાલન કરે અને યતનાવાન્ બને, એમ હું કહું છું. |

## અધ્યયન સોળમું

# અ વ ગ્ર હ  પ્ર તિ મા

પાત્રૈષણાનું વર્ણન તો પંદરમા અધ્યયનમાં કરવામાં આવ્યુ છે. પરન્તુ સાધુ–પાત્રાદિ બધા ઉપકરણો કોઈ ગૃહસ્થની આજ્ઞાથી જ ગ્રહણ કરે છે કારણ કે તેમણે પૂર્ણતયા અદત્તાદાનનો ત્યાગ કરેલ છે. તેથી પ્રસ્તુત અધ્યયનમાં અવગ્રહનું વર્ણન કરે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષાથી અવગ્રહ ચાર પ્રકારના હોય છે અને સામાન્ય રૂપથી પાંચ પ્રકારનાં પણ અવગ્રહ મનાય છે– ૧ દેવેન્દ્ર અવગ્રહ ૨ રાજ અવગ્રહ ૩ ગૃહપતિ અવગ્રહ ૪ શય્યાતર અવગ્રહ, ૫ સાધર્મિક અવગ્રહ. તે અવગ્રહોનુ વર્ણન પ્રસ્તુત અધ્યયનમા કરવામાં આવેલછે.



## પ્રથમ ઉદ્દેશ

૮૬૮. "समणे भविस्सामि अणगारे अकिंचणे अपुत्ते अपसू परदत्तभोगी पावं कम्मं णो करिस्सामीति समुट्ठाए, सव्वं भंते अदिण्णादाणं पच्चक्खामि" ।

દીક્ષા ગ્રહણ કરતી વેળાએ સંયમાર્થી કહે છે કે – ઘર, પુત્રાદિ, સ્વજનો–પરિજનો, દ્વિપદ–ચતુષ્પદાદિ પશુઓ તથા સુવર્ણ–ચાંદી-ધન ધાન્યાદિનો ત્યાગ કરીને શ્રમણ–તપસ્વી બનીશ. ભિક્ષાજીવી સાધક બનીશ પાપ કર્મનું આચરણ ન કરીશ. હે ભદન્ત ! આ પ્રકારનાં નિશ્ચયમાં આરૂઢ થઈને આજે હુ સર્વ પ્રકારના અદત્તા–દાનના પ્રત્યાખ્યાન કરું છુ.

૮૬૯. से अणुपविसित्ता गामं वा जाव रायहाणिं वा णेव सयं अदिन्नं गिण्हिज्जा; नेवन्नेहिं अदिन्नं गिण्हावेज्जा; अदिण्णं गिण्हंते अन्ने न समणुजाणेज्जा । जेहिं वि सद्धिं संपव्वइए, तेसिंपि याइं भिक्खू छत्तयं वा दंडगं वा जाव चम्मछेदणगं वा, तेसिं पुव्वामेव उग्गहं अणण्णुविय अपडिलेहिय अपमज्जिय णो गिण्हेज्ज वा पगिण्हेज्ज वा; तेसिं पुव्वामेव उग्गहं अणुण्णविय पडिलेहियपमज्जिय तओ संजयामेव गिण्हेज्ज वा पगिण्हेज्ज वा ।

તેવો શ્રમણ ગામ યાવત્ રાજધાનીમાં પ્રવેશ કરે ત્યારે કોઈ ચીજ કોઈની રજા લીધા વિના ગ્રહણ કરે નહી, કરાવે નહીં, કોઈ ગ્રહણ કરતા હોય તો સારૂં જાણે નહીં જેઓની સાથે પ્રવ્રજિત થઇ રહે છે તેઓના છત્ર, દ ડ યાવત્ ચર્મછેદનિકા, વિગેરે ઉપકરણો પણ તેઓની આજ્ઞા લીધા વિના, જોયા પૂંજ્યા વિના ગ્રહણ ન કરે. પહેલા તેઓની આજ્ઞા લઇ, પ્રતિલેખન–પ્રમાર્જન કરી તે વસ્તુઓ યતનાપૂર્વક ગ્રહણ કરે

(સ્પષ્ટીકરણ-જો કે સાધુઓની પાસે છત્ર અગર તો ચામડું કાપવાને માટે ઉપકરણ હોતુ નથી, છતાં એનો ઉલ્લેખ જે અહીં કરવામા આવ્યો છે તે જાણવા પુરતો છે. આશય એ છે કે કોઇ પણ નાની મોટી વસ્તુ અનદત્ત-એટલે આપ્યા વિના લેવી નહી જોઇએ. બીજું કોકણ વગેરે સ્થળોએ ઘણો વરસાદ વરસે છે એટલે વિશેષ કારણે છત્ર ગ્રહણ કરવાનો ઉલ્લેખ સમજવો જોઇએ, એમ ટીકાકાર કહે છે)

૮૭૦. से आगंतरेसु वा [४] अणुवीइ उग्गहं जाएज्जाः–जे तत्थ ईसरे जे तत्थ समहिट्ठए, ते उग्गहं अणुण्णवेज्जा "कामं खलु आउसो, अहालंदं अहापरिण्णातं वसामो । जाव आऊसंतस्स उग्गहे. जाव साहम्मिया एइ, ताव उग्गहं गिण्णिस्सामो, तेण परं विहरिस्सामो ।"

સાધુ કે સાધ્વી વિચાર કરીને ધર્મશાળાદિમાં અવગ્રહની યાચના કરે તે સ્થાનના સ્વામી કે અધિષ્ઠાતા–( સ્થાનની દેખરેખ રાખનાર)ની આજ્ઞા લેવી, આ પ્રમાણે કહેવુ–હે આયુષ્મન્ ગૃહસ્થ ! અમે આપની આજ્ઞાનુસાર કલ્પકાલ સુધી અહી રહેશુ જેટલી જગ્યામા અને જેટલો સમય અહી રહેશુ તેટલા સમયમા કોઇ અમારા સમાન આચારવાળા ઉગ્રવિહારી સાધર્મિક સંતો પધારશે, તો તેઓ પણ આ ક્ષેત્રમા રહેશે અને આ ભૂમનો ઉપયોગ કરશે. સમય પૂર્ણ થયા બાદ વિહાર કરીશુ

८७१. से किं पुण तत्थोग्गहंसि ? एवोग्गहियंसि, जे तत्थ साहम्मिया संभोनिया समणुण्णा उवागच्छेज्जा, जे तेण सयमेसियए असणे वा (४) तेण ते साहम्मिया संभोइया उवणिमंतेज्जा; णो चेव णं परवडियाए उगिज्झिय [२] उवणिमंतेज्जा ।

તે સ્થાનમાં રહ્યા પછી જે કોઈ સંભોગી સમાન સમાચારીવાળા, સાધુઓ વિહાર કરીને પધાર્યા હોય ત્યારે પોતાના લાવેલ ભોજન પાણી માટે તેઓને નિમંત્રણ કરે. પરંતુ બીજા મુનિ દ્વારા અથવા બીજા મુનિ માટે લાવેલ આહાર-પાણી માટે નિમંત્રણ ન કરે.

८७२. से आगंतारेसु वा (४) जाव से किं पुण तत्थोग्गहंसि ? एवोग्गहियंसि; जे तत्थ साहम्मिया अण्णसंभोइया समणुन्ना उवागच्छेज्जा, जे तेणं सयमेसियए पीढे वा सेज्जासंथारए वा तेण ते साहम्मिए अण्णसंभोइए समणुन्ने उवणिमंतेज्जा; णो चेव णं परवडियाए उगिज्झिय उगिज्झिय उवणिमंतेज्जा ।

આજ્ઞા પ્રાપ્ત કરીને ધર્મશાળા આદિમાં રહેલા સાધુની પાસે ઉત્તમ આચારવાળા અસંભોગી સાધર્મી સાધુ આવે તો પોતાના લાવેલા બાજોઠ, પટ્ટિયુ, શય્યા-સંસ્તારકાદિ દ્વારા તેઓનુ સન્માન કરે અર્થાત્ આમંત્રણ આપે. પરંતુ બીજા મુનિ દ્વારા લાવેલા બાજોઠાદિ ને માટે આમંત્રણ ન કરે

८७३. से आगतारेसु वा (४) जाव से किं पुण ? तत्थोग्गहंसि एवोग्गहियंसि जे तत्थ गाहावईण गाहावइ-पुत्ताण वा सूती वा पिप्पलए वा कण्णसोहणए वा णहच्छेयणए वा, तं अप्पणो एगस्स अट्ठाए पाडिहारियं जाइत्ता, णो अण्णमण्णस्स देज्ज वा पदेज्ज वा; सयं करणिज्जं ति कट्टु से तमादाए तत्थ गच्छेज्जा, गच्छित्ता पुव्वामेव उत्ताणए हत्थे कट्टु भूमिए वा ठवेत्ता, 'इमं खलु' त्ति आलोएज्जा, णो चेव णं सयं पाणिणा परप्पाणिंसि पच्चप्पिणेज्जा ।

ધર્મશાલાદિમા મુનિ આજ્ઞા લઇને રહ્યા અને તે સ્થાનમાં કોઇ ગૃહસ્થ કે ગૃહસ્થના પુત્ર આદિ પાસેથી, સોય, કાટો કાઢવાનો ચીપિયો, કાન ખોતરણી, નરાણી આદિ ઉપકરણો પોતાના પ્રયોજન માટે યાચીને લાવેલ હોય તો તે ઉપકરણો (અરસપરસ) અન્ય સાધુઓને ન આપે પરંતુ પોતાનુ કાર્ય પૂર્ણ થયા બાદ જ્યાંથી લાવેલ હોય ત્યાં તે ગૃહસ્થને પાછા આપવા જાય. ત્યારે હાથ લાંબો કરી ધરતી પર મૂકે અને કહે કે આ ચીજ તમારી છે પરંતુ તે વસ્તુ પોતાના હાથથી ગૃહસ્થના હાથમાં ન સોપે

| | |
|---|---|
| ८७४. से भिक्खू वा (२) सेज्जं पुण उग्गहं जाणेज्जा अणंतरहियाए पुढवीए ससणिद्धाए पुढवीए जाव संताणाए, तहप्पगारं उग्गहं णो उग्गिण्हेज्ज वा पगिण्णेज्ज वा | સાધુ કે સાધ્વી, જે ઉપાશ્રય સચિત્ત પૃથ્વી–પાણી–જીવ–જંતુયુકત જણાય તેને ગ્રહણ ન કરે. |
| ८७५. से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उग्गहं जाणेज्जा थूणंसि वा [४] तहप्पगारे अंतलिक्खजाए दुब्बद्धे जाव णो उग्गहं उग्गिण्हेज्ज वा पगिण्हेज्ज वा। ८७६. से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुणउग्गहं जाणेज्जा कुलियंसि वा जाव णो उग्गिहेज्ज वा (२)। ८७७. से भिक्खू वा (२) खधंसि वा, अण्णयरे वा तहप्पगारे जाव णो उग्गिण्हेज्ज वा (२)। | જે ઉપાશ્રય સ્થંભ આદિ ઉપર તેમજ વિષમ સ્થાનવાળો હોય તો યાચે નહીં. જે ઉપાશ્રય કાચી દીવાલવાળો (પડી જવાની સંભાવનાવાળો) હોય તે પણ યાચે નહી. જે ઉપાશ્રય સ્થંભ કે ઉંચા સ્થાન ઉપર બંધાયેલ હોય અને બીજું સ્થાન પ્રાપ્ત થાય તેમ હોય તો તેવા સ્થાનને પણ ન યાચે. |
| ८७८. सेज्जं पुण उग्गहं जाणेज्जा ससागागारियं सागणियं सउदयं सइत्थिं सक्खुड्डं सपसुं सभत्तपाणं, णो पण्णस्स णिक्खमणपवेस–जाव–धम्मा–णुजोगचिंताए, सेवं णच्चा तहप्प–गारे उवस्सए जाव सक्खुड्ड–पसु–भत्तपाणे णो उग्गहं उग्गिण्हेज्ज वा। | જે ઉપાશ્રય ગૃહસ્થોથી યુકત, અગ્નિ કે જલથી યુકત, સ્રી, બાળક, પશુઓથી યુકત, તથા તેઓના યોગ્ય ભોજન–પાનથી ભર્યો હોય, બુદ્ધિમાન સાધુ માટે ત્યાં આવાગમન કરવું યોગ્ય ન હોય કે ધર્મધ્યાન–આત્મચિંતનને માટે અયોગ્ય હોય તો આવા ગૃહસ્થના નિવાસવાળા સ્થાનને ન યાચે |
| ८७९ से भिक्खू वा भिक्खुणी वा सेज्ज पुणं उग्गहं जाणेज्जा गाहाइकुलस्स मज्झंमज्झेण गंतु पंथे पडिबद्धं वा, णो पण्णस्स जाव से एवं णच्चा तहप्पगारे उवस्सए णो उग्गहं उगि–ण्हेज्ज वा [२]। | સાધુ કે સાધ્વી મકાનના વિષયમાં એમ જાણે કે આ સ્થાનમાં અવરજવર કરવાનો માર્ગ ગૃહસ્થના મકાનની વચ્ચોવચ્ચ થઇને નીકળે છે તે માર્ગે ચાલવું વિવેકી પુરૂષોને યોગ્ય નથી તો આવું સ્થાન યાચે નહીં, બીજાને પણ અપાવે નહી |

| | |
|---|---|
| ८८०. से भिक्खू वा भिक्खुणी वा सेज्ज पुण उग्गहं जाणेज्जा—इह खलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णं अक्कोसंति वा—तहेव तेल्लादि सिणाणादि--सीओदगवियडादि-णिगिणादि य—जहा सेज्जाए आलावगा। णवर उग्गहवत्तव्वता। | જે સ્થાનમાં ગૃહપતિથી માડી દાસ દાસીઓ પરસ્પર ઝગડતાં હોય, અથવા તેલાદિનુ માલિશ કરતા હોય, સ્નાનાદિ કરતા હોય શરીર, ધોતા હોય કે નગ્ન થઈ ક્રીડા કરતા હોય, એવા ઉપાશ્રયની સાધુ કે સાધ્વી યાચના ન કરે. ઇત્યાદિ કથન શય્યા—અધ્યયનની જેમ સમજવું. શય્યાના સ્થાને અહી અવગ્રહ શબ્દ કહેવો. |
| ८८१. से भिक्खू वा भिक्खुणी वा सेज्ज पुण उग्गहं जाणेज्जा आइण्णसलेक्खं णो पण्णस्स जाव चिंताए. तहप्पगारे उवस्सए णो उग्गहं उगिहेज्ज वा (२)। | જે ઉપાશ્રય વિકૃતિ ઉત્પન્ન કરનાર ચિત્રોથી ચિત્રિત હોય, ધર્મધ્યાન કરવા યોગ્ય ન હોય તેની પણ યાચના ન કરે |
| ८८२. एयं खलु तस्स भिक्खुस्स [२] सामग्गियं। | આ સાધુ—સાધ્વીનો અવગ્રહ સબંધી આચાર છે મુમુક્ષુ મુનિ સપૂર્ણ પાલન કરી સંયમમાં યતનાવાત્ બને. |



## બીજો ઉદ્દેશ

| | |
|---|---|
| ८८३. से आगंतारेसु वा (४) अणुवीइ उग्गहं जाएज्जा—जे तत्थ ईसरे समहिट्ठाए ते उग्गहं अणुण्ण वित्ता, 'कामं खलु आउसो, अहालदं अहापरिण्णायं वसामो, जाव आउसो, जाव आउसंतस्स उग्गहे, जाव साहम्मियाए, ताव उग्गह उग्गिण्हिस्सामो; तेण परं विहरिस्समो।' | સાધુ ધર્મશાળાદિ સ્થાનમા જઇ વિચારી અવગ્રહની યાચના કરે. તે સ્થાનોના સ્વામી કે અધિષ્ઠાતાને યાચના કરતા કહે કે— હે આયુષ્મન્ ગૃહસ્થ! અમે અહીં રહેવાની આજ્ઞા ઇચ્છિએ છીએ. આપ જેટલા સમય સુધી, જેટલા છત્રની આજ્ઞા આપશો તેટલો સમય તેટલા ક્ષેત્રમા રહીશુ અમારા જે સાધર્મિક સાધુઓ આવશે તેઓ પણ આ સ્થાનનો ઉપયોગ કરશે ત્યાર પછી અમે વિહાર કરી જઈશુ. |
| ८८४. से किं पुण तत्थ उग्गहंसि पवोग्गहियंसि ? जे तत्थ समणाण वा माहणाण वा, दंडए वा छत्तए वा जाव चम्मच्छेदणए वा, तं णो अतोहिंतो | અવગ્રહ લીધા પછી શું કરે? જે સ્થાનમાં રહેવાની આજ્ઞા પ્રાપ્ત થાય તે સ્થાનમાં રહેલા શ્રમણ, બ્રાહ્મણ, આદિના છત્ર, પાત્ર, વસ્ત્ર, આસન, મડળ, ચર્મ કાપવાના હથિયાર ઇત્યાદિ કોઇપણ ઉપકરણો પડયાં હોય તેને અંદરથી |

वाहिं णीणेज्जा; बहियाओ वा णो अतो पवेसेज्जा; सुत्तं वा णो पडिबोहेज्जा; णो तेसिं किंचिवि अप्पत्तियं पडिणीयं करेज्जा ।

બહાર કાઢે નહીં ને બહારથી અંદર લઇ જાય નહીં. સૂતેલા શ્રમણાદિ ને જગાડે નહીં. તેમજ તેઓ સાથે અપ્રીતિજનક અથવા પ્રતિકૂલ વર્તન કરે નહીં.

८८५. से भिक्खू वा [ २ ] अभिकखेज्जा अंबवणं उवागच्छित्तए, जे तत्थ ईसरे जे तत्थ समहिट्ठाए, ते उग्गहं अणुजाणावेज्जा "कामंखलु जाव विहरिस्सामो"

જે કોઇ સાધુ કે સાધ્વી આમ્રવનમા રહેવા જાય તો તેના સ્વામી કે વનપાળ પાસે યાચના કરતા કહે કે– હે આયુષ્મન્ ગૃહસ્થ !અમે અહીં રહેવા ઇચ્છીએ છીએ. જેટલા સમયની આજ્ઞા આપશો તેટલા સમય રહી વિહાર કરીશું. આ રીતે આજ્ઞા પ્રાપ્ત થાય ત્યારે નિવાસ કરે ત્યા નિવાસ કર્યા પછી શુ કરે ? આમ્રફલ ખાવાની ઇચ્છા થાય તો જે આમ્રફલ ઇંડા, બીજ, લીલી વનસ્પતિ, સચિત્ત માટી , પાણી, જાળા, નાનામોટા જીવ જન્તુથી યુકત જાણે તેને ગ્રહણ ન કરે. કદાચ તે ફળ ઇ ડાદિથી રહિત, હોય પરન્તુ તિરછા ટુકડા કરેલ ન હોય, તથા અનેક નાના ટુકડા કરેલ ન હોય, વિદારિત ન હોય તો પણ અપ્રાસુક જાણી ન લે

८८६. से किं पुण तत्थ उग्गहंसि वोग्गहियंसि अह भिक्खू इच्छेज्जा अंब भोत्तए वा, से ज पुण अंबं जाणेज्जा सअडं जाव ससंताणं तहप्पगार अंबं अफासुयं जाव णो पडिगाहेज्जा ।

८८७. से भिक्खू वा (२) से ज पुण अंबं जाणेज्जा–अप्पंडं जाव अप्पसंताणगं अतिरिच्छच्छिन्न अवोच्छिण्णं अफासुयं जाव णो पडिग्गाहेज्जा ।

८८८. से भिक्खू वा (२) से जं पुण अंबं जाणेज्जा–अप्पंडं जाव अप्पसंताणगं तिरिच्छछिण्णं वोच्छिण्णं फासुयं जाव पडिगाहेज्जा ।

જે ફલ ઇ ડાદિથી રહિત, જેના તિરછા ટુકડા કે અનેક નામા ટુકડા થઇ ચૂકયા હોય, તથા ગોઠલા અલગ કર્યા હોય તેવા આમ્રફળ અચિત્ત તથા પ્રાસુક જાણી ગ્રહણ કરી શકાય છે.

८८९. से भिक्खू वा ( २ ) अभिकखेज्जा अंबभित्तयं वा, अंबपेसियं वा, अंब चोयगं वा, अंबसालगं वा, अंबदालगं वा भोत्तए वा पायए वा से जं पुण जाणेज्जा अंबभित्तंगवा जाव अंब–दालगं वा सअडं जाव ससंताणग, अफासुयं जाव णो पडिग्गाहेज्जा ।

સાધુ કે સાધ્વીને કદાચિત્ આમ્રફળનો અડધો ભાગ, ચીર-છાલ રસ ટૂકડા વગેરેને ખાવાની ઇચ્છા થાય પણ તે સર્વ ઇ ડા, જલથી યુકત હોય તો ગ્રહણ ન કરી શકાય

| | |
|---|---|
| ८९०. से भिक्खू वा (२) से जं पुण जाणेज्जा अंवभित्तगं वा अप्पंडं जाव अप्पसंताणगं अतिरिच्छच्छिण्णं वा अवोच्छिण्णं वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा । | સાધુ કે સાધ્વીને કદાચિત્ કેરીની ચીરાદિ ખાવાની ઇચ્છા હોય અને તે ચીરાદિ ઇંડાથી રહિત યાવત્ જાલાદિથી રહિત હોય, પરંતુ છોલેલી કે સુધારેલી ન હોય તો તેને ગ્રહણ ન કરે. |
| ८९१. से भिक्खू वा (२) से जं पुण जाणेज्जा अवभित्तगं वा अप्पंड जाव अप्पसंताणग तिरिच्छच्छिण्णं वोच्छिण्णं फासुयं जाव पडिग्गाहेज्जा | સાધુ કે સાધ્વીને કદાચિત્ આમ્રફળ નો અડધો ભાગ, ચીર–છાલ–રસ–ટુકડા વગેરેને ખાવાની ઇચ્છા થાય પણ તે સર્વ ઇંડાદિ યુકત હોય તો ગ્રહણ ન કરી શકાય. |
| ८९२. से भिक्खू वा (२) अभिकंखेज्जा उच्छुवणं उवागच्छित्तए; जे तत्थ ईसरे जाव उग्गहंसि । | સાધુ–સાધ્વીને કદાચિત્ આમ્રફળનો અડધો ભાગ ચીર–છાલ–રસ–ટુકડો વગેરેને ખાવાની ઇચ્છા થાય અને તે ઇંડાદિથી રહિત હોય, પરન્તુ તેને બરાબર કાપી ન હોય તો તે અપ્રાસુક છે માટે ગ્રહણ ન કરાય. |
| ८९३. अह भिक्खू वा (२) इच्छेज्जा उच्छु भोत्तए वा पायए वा, से जं उच्छुं जाणेज्जा सअंडं जाव णो पडिग्गा–हेज्जा । अतिरिच्छच्छिण्णं तहेव, तिरिच्छच्छिण्णं तहेव । | સાધુ–સાધ્વી જો સમજે કે પૂર્વોકિત ટુકડાદિ થયેર છે, ઇંડાદિથી રહિત છે. તેથી ગ્રહણ કરવા યોગ્ય છે. એમ માની ગ્રહણ કરે. (અહીં આમ્રફળ પાકું જાણવું) |
| ८९४. से भिक्खू वा (२) से जं पुण अभिकखेज्जा अंतरुच्छु वा, उच्छुगंडियं वा, उच्छुचोयग वा, उच्छुसालगं वा, उच्छुदालगं वा, भुत्तए वा पायए वा, से ज पुणं अतरुच्छुयं वा जाव उच्छुडालगं वा सअडं जाव णो पडिग्गाहेज्जा । | સાધુ કે સાધ્વી ઇક્ષુલન શેરડીની વાડીમાં જવા ઇચ્છે તો માલિક કે વનપાળની રજા લે શેષ ઉપર પ્રમાણે . |
| ८९५. से भिक्खू वा (२) से जं पुण जाणेज्जा अंतरुच्छुयं वा जाव डालगं वा सअंड जाव णो पडिग्गाहेज्जा । | ત્યાં રહ્યા પછી શેરડી ખાવા-પીવા ઇચ્છે તો પહેલા ખ્યાલ કરે કે આ શેરડી ઇંડાદિ થી યુકત છે, તેમજ વાંકી છેદાયેલી નથી, વગેરે ઉપર્યુકત પ્રમાણે જાણી ગ્રહણ ન કરે |
| ८९६. से भिक्खू वा (२) से ज पुण जाणेज्जा अतरुच्छुयं वा जाव डालगं वा अप्पंड जाव णो पडिग्गा–हेज्जा अतिरिच्छच्छिण्णं । | તે સાધુ–સાધ્વીને વળી શેરડીનો અંદરનો ભાગ, તેની ગાંઠ, છાલ, રસ, ટુકડા ખાવા પીવાની ઇચ્છા થાય તો ઇંડાદિયુકત હોઇ અશુદ્ધ જાણી ગ્રહણ ન કરે. |

८९७. तिरिच्छच्छिण्णं तहेव पडिग्गाहेज्जा ।

સાધુ કે સાધ્વી, શેરડીના અંદરના ભાગથી માંડી ગંડેરી સુધી સર્વ વિભાગો ઇંડાદિથી રહિત હોય પણ બરાબર કપાયેલા ન હોય તો ગ્રહણ ન કરે.

८९८. से भिक्खू वा भिक्खुणी वा अभिकखेज्जा ल्हसुणवणं उवागच्छित्तए, तिण्णि आलावगा तहेव, णवर ल्हसुणं ।

સાધુ કે સાધ્વીને ઉપરની ચીજો બરાબર ઇંડાદિથી રહિત તેમજ તિરછે છેદાયેલી પ્રાપ્ત થાય અને પ્રાસુક અચિત્ત હોય તો ગ્રહણ કરે.

८९९. से भिक्खू वा (२) अभिकंखेज्जा ल्हसुणं वा ल्हसुणकंदं वा, ल्हसुणंचोयगं वा, ल्हसुणणालगं वा, भोत्तए वा पायए वा, से जं पुण जाणेज्जा ल्हसुणं वा जाव ल्हसुणवीयं वा सअंड जाव णो पडिगाहेज्जा । एवं अतिरिच्छच्छिण्णेवि, तिरिच्छच्छिण्णे जाव पडिगाहेज्जा ।

સાધુ કે સાધ્વી કદાચિત્ લસણની વાડીમાં રહેવા ઇચ્છે તો આજ્ઞા લઇને રહે અને લસણ ખાવા પીવાની ઇચ્છા થાય તો પહેલાની વિધિ મુજબ સમજી લેવુ. કેવળ શેરડીના સ્થાન પર 'લસણ' શબ્દ કહેવો. કોઇ સાધુ-સાધ્વીને લસણ, લસણની કળી, લસણના ફોતરા, લસણના ટુકડા, લસણના પાન, લસણનો રસ ખાવા-પીવાની ઇચ્છા થાય અને ખબર પડે કે લસણ આદિ ઇંડાદિ કે જીવજંતુયુક્ત છે તો ગ્રહણ ન કરે એ જ પ્રમાણે ટુકડા કર્યા વિનાનુ, કે છેદન ભેદનની ક્રિયા ન થઇ હોય, તેવુ પણ ગ્રહણ ન કરે. પરન્તુ ઇંડા આદિથી રહિત હોય, છેદન ભેદન થયેલ હોય, બિલકુલ અચિત્ત અને પ્રાસુક હોય તો ગ્રહણ કરે.

(લસણ અનંત કાય છે તેથી વિશેષ કારણ વિના અચિત્ત હોવા છતાં પણ ગ્રહણ કરવું યોગ્ય નથી. કારણ કે તેનો ઉપયોગ વ્યવહારથી વિરુદ્ધ છે)

९००. से भिक्खू वा (२) आगंतारेसु वा (४) जाव उग्गहियंसि, जे तत्थ गाहावईण वा गाहावइपुत्ताण वा इच्चेयाइं आयतणाइं उवाइक्कम्म ।

ધર્મ-શાલાદિમા અવગ્રહ ગ્રહણ કરીને રહેલા સાધુ તથા સાધ્વી, ગૃહસ્થ કે ગૃહસ્થ-પુત્રાદિના સબંધથી ઉત્પન્ન થતા તથા આગળ કહેવામાં આવેલા દોષોથી બચે.

९०१. अह भिक्खू जाणेज्जा इमाहि सत्तहिं पडिमाहिं उग्गहं उगिण्हित्तए ।

અવગ્રહ ગ્રહણ કરવાની સાત પ્રતિજ્ઞાઓ છે તે આ પ્રમાણે-પ્રથમ પ્રતિજ્ઞા ધર્મશાળા આદિમાં, વિચાર કરીને અવગ્રહ યાચે, જેટલા સમય માટે અધિકારીની આજ્ઞા હશે તેટલો સમય ત્યાં રહિશ. તે પહેલી પ્રતિજ્ઞા છે.

९०२. तत्थ खलु इमा पढमापडिमाः- से आगतारेसु वा (४) अणुवीइ उग्गहं जाएज्जा जाव विहरिस्सामो । पढमा पडिमा ।

९०३. अहावरा दोच्चा पडिमाः- जस्स णं भिक्खुस्स एवं भवति- " अहं च

દ્વિતીય પ્રતિજ્ઞા -હું બીજા ભિક્ષુઓ માટે ઉપાશ્રયની આજ્ઞા માંગીશ અને તેઓ દ્વારા યાચેલા ઉપા-

खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गहं गिण्हिस्सामि, अण्णेसिं भिक्खूणं उग्गहे उग्गहिए उवल्लिस्सामि" । दोच्चा पडिमा ।

શ્રયમાં રહીશ. (ગચ્છમા રહેનાર સાધુને લેવા યોગ્ય છે.)

૧૦૪. अहावरा तच्चा पडिमा:- जस्स णं भिक्खुस्स एवं भवति, "अहं च खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गहं गिण्हिस्सामि, अण्णेसिं च उग्गहे उग्गहिए णो उवल्लिस्सामि । तच्चा पडिमा ।

તૃતીય પ્રતિજ્ઞા – કોઇ સાધુ આ રીતે અભિગ્રહ કરે છે– હું બીજા ભિક્ષુઓ માટે તો અવગ્રહ યાચીશ પરંતુ તેઓએ યાચના કરેલ સ્નાનોમા રહીશ નહી. આત્રીજી પ્રતિમાનુ સ્વરૂપ છે. (આ પ્રતિજ્ઞા અહાલંદક મુનિને માટે છે જે આચાર્યને માટે આજ્ઞા લે છે.)

૧૦૫. अहावरा चउत्था पडिमा :- जस्स णं भिक्खुस्स एवं भवति, "अहं च खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गहं णो उग्गिण्हिस्सामि, अण्णेसिं च उग्गहे उग्गहिए उवल्लिस्सामि । चउत्था पडिमा ।

ચતુર્થ પ્રતિજ્ઞા – કોઈ સાધુ આ પ્રમાણે પણ અભિગ્રહ કરે છે–હુ બીજા ભિક્ષુઓ માટે અવગ્રહ યાચીશ નહી પરતુ તેઓએ યાચેલા સ્થાનોમાં વાસ કરીશ (આ જિનકલ્પી અથવા ઉદ્યતવિહારી માટે છે)

૧૦૬. अहावरा पंचमा पडिमा:- जस्स णं भिक्खुस्स एवं भवति "अहं च खलु अप्पणो अट्ठाए उग्गहं उग्गिण्हिस्सामि, णो दोण्हं, णो तिण्हं, णो चउण्हं, णो पंचण्ह । पंचमा पडिमा ।

પંચમ પ્રતિજ્ઞા:– કોઇ સાધુ આ અભિગ્રહ કરે છે કે હુ મારા માટે અવગ્રહની યાચના કરીશ, પરંતુ બીજા બે, ત્રણ, ચાર, પાચ માટે યાચના કરીશ નહીં (જિનકલ્પી માટે)

૧૦૭. अहावरा छट्ठा पडिमा:- से भिक्खू वा (२) जस्सेव उग्गहे उवल्लिएज्जा जे तत्थ अहासमण्णागते तंजहा इक्कडे जाव पलाले वा, तस्स लाभे संवसेज्जा, तस्स अलाभे उक्कुडुए वा, णेसज्जिए वा, विहरेज्जा छट्ठा पडिमा ।

ષષ્ઠ પ્રતિજ્ઞા:– કોઇ સાધુ એવી પ્રતિજ્ઞા કરે છે કે હું જેના અવગ્રહની યાચના કરીશ તેના જ અવગ્રહમાં જો તૃણવિશેષ–સસ્તારક મળી જશે તો ઉપયોગ કરીશ, નહી તો ઉત્કુટુક આસનાદિ દ્વારા રાત્રિ વ્યતીત કરીશ. (જિનકલ્પી માટે)

૧૦૮. अहावरा सत्तमा पडिमा:- से भिक्खू वा (२) अहासंथडमेव उग्गहं जाएज्जा; तंजहा, पुढविसिलं वा, कट्ठसिलं

સપ્તમ પ્રતિજ્ઞા:— જે સ્થાનની આજ્ઞા લીધી હોય તે સ્થાનમા પૃથ્વી શિલા, કાષ્ઠ શિલા, પરાળાદિ આમનો હશે તેના ઉપર આસન કરીશ.

वा, अहासंथडमेव, तस्स लाभे संवसेज्जा, तस्स अलाभे उक्कुडुओ वा नेसज्जिओ वा विहरेज्जा । सत्तमा पडिमा ।

નહિ તો ઉત્કુટુક આસન દ્વારા આ શય્યા વિનાજ રાત્રિ વ્યતીત કરીશ.

९०९. इच्चेतासिं सत्तण्हं पडिमाणं अण्णयरं जहा पिंडेसणाए ।

આ સાત પ્રતિજ્ઞાઓમાથી કોઇ પણ પ્રતિજ્ઞા સાધુ સ્વીકારે–પરંતુ અન્ય સાધુઓની નિન્દા ન કરે. અભિમાનનો ત્યાગ કરી બીજા સાધુઓને સમભાવથી જુએ, ઇત્યાદિ વર્ણન પિંડૈષણા અધ્યયનવત્ જાણી લેવું.

९१०. सुयं मे आउसं तेणं भगवया एवमक्खायं–इह खलु थेरेहिं भगवतेहि पंचविहे उग्गहे पण्णत्ते, तंजहाः–देविंदोग्गहें, रायोग्गहे, गाहावइउग्गहे, सागारियउग्गहे, साहम्मियउग्गहे ।

સુધર્મા સ્વામી જંબૂ સ્વામીને કહે છે, હે આયુષ્મન્ શિષ્ય ! ભગવાને આ પ્રમાણે કહ્યું છે. મેં સાભળ્યું છે.
સ્થવિર ભગવંતોએ પાંચ પ્રકારના અવગ્રહ કહ્યા છે, તે આ પ્રમાણેઃ– (૧) દેવેન્દ્રનો અવગ્રહ, (૨) રાજનો અવગ્રહ, (૩) ગૃહસ્થનો અવગ્રહ (૪) સાગરિકનો અવગ્રહ (૫) સાધર્મિકનો અવગ્રહ

९११. एयं खलु तस्स भिक्खुस्स (२) सामंग्गियं ?

આ સાધુ–સાધ્વીના અવગ્રહ સબંધી સમગ્ર આચાર છે તેનુ પાલન કરતા સયમમાં યતનાવાત બને.



## સત્તરમું અધ્યયન

# સ્થા ન વિ ષે

## ચૂલિકા બીજી

આપણે પહેલાં જોઇ ગયા છીએ, કે આચારાગ સૂત્રનો બીજો શ્રુતસ્કંધ ચાર–ચૂલિકાઓમાં વિભાજિત છે. પહેલી ચૂલિકા તથા બીજી ચૂલિકા સાત–સાત અધ્યયનોમાં વિભાજિત છે. ત્રીજી ચોથી એક–એક અધ્યયનમાં સમાઇ જાય છે. પ્રથમ ચૂલિકાના સાત અધ્યયન વિભિન્ન વિષયોથી ઉદ્દેશકોમાં વિભાજિત હતા. પરન્તુ બીજી ચૂલિકાના સાતેય અધ્યયનો વિભાજિત નથી. તેના વિષયો એક જ પ્રવાહમા ગતિમાન છે. પ્રથમ ચૂલિકાના અંતિમ અધ્યયનમાં કહ્યું છે, કે યાચના કરેલ અવગ્રહોમા સાધુઓએ સારી રીતે કાયોત્સર્ગાદિ ક્રિયાઓ કરવી જોઇએ. તેનું વર્ણન આ બીજી ચૂલિકામા કરવામાં આવશે.

બીજી ચૂલિકાના સાત અધ્યયનોનો સંબંધ અવગ્રહથી ગ્રહણ કરેલા સ્થાનોમાં સાધના કરવાની વિધિનું વર્ણન સાથે છે, તેથી તેનુ નામ 'સપ્ત સપ્તિકાખ્યા ચૂલિકા' રાખવામાં આવેલ છે. તેના પ્રથમ અધ્યયનમા સાધુએ ઉપાશ્રયમા કાયોત્સર્ગાદિ કેવી રીતે કરવો જોઇએ તેનુ વર્ણન કરતાં સૂત્રકાર ફરમાવે છેઃ—

९१२. से भिक्खू वा भिक्खुणी अभिकंखेज्जा ठाणं, ठाइत्तए से अणुपविसेज्जा गामं वा, णगरं वा, जाव सण्णिवेसं वा से अणुपविसित्ता गामं वा, जाव सण्णिवेसं वा, से जं पुण ठाणं जाणेज्जा सअंडं जाव समक्कडासंताणयं, तं तहप्पगारं ठाणं अफासुयं अणेसणिज्जं, लाभे संते णो पडिगाहेज्जा । एवं सेज्जागमेणं णेयव्वं जाव उदयपसूयाइं त्ति ।

કોઇ ગામ કે નગરમાં નિવાસ કરવાની ઇચ્છાવાળા સાધુ-સાધ્વી ગ્રામાદિમાં જઇ તે કાયોત્સર્ગાદિને માટે સ્થાનને જુએ જો સ્થાન કરોળીયાના જાળથી કે ઇંડાથી યુક્ત હોય તો તે સ્થાનને મળવા છતાં અપ્રાસુક અને અનેષણીય જાણી ગ્રહણ ન કરે. શેષવર્ણન શય્યા અધ્યયનના સમાન જાણવુ જોઇએ. યાવત્ જલોત્પન્ન કંદ આદિ હોય તો તે સ્થાન ગ્રાહ્ય નથી.

९१३. इच्चेयाइं आयतणाइं उवातिकम्म २, अह भिक्खू इच्छेज्जा चउहिं पडिमाहिं ठाणं ठाइत्तए ।

સાધુઓએ સ્થાનના દોષો ત્યાગી ગવેષણા કરવી જોઇએ અને તે સ્થાનમાં રહી ચાર પ્રતિજ્ઞાઓ જાણવી જોઇએ તે ચાર પ્રતિજ્ઞાઓ નીચે મુજબ છે:-

९१४. तत्थिमा पढमा पडिमा - "अचित्तं खलु उवसज्जेज्जा, अवलंबेज्ज काएण, विपरिकम्मादी सवियारं ठाणं ठाइस्सामि" । पढमा पडिमा

હું અચિત સ્થાનમાં રહીશ, અચિત દિવાલાદિનો સહારો લઇશ તથા હાથ-પગનું આકુંચન પ્રસારણ કરીશ તેમજ જરા માત્ર મર્યાદિત ભૂમિમા ભ્રમણ કરીશ.

९१५. अहावरा दोच्चा पडिमाः- अचित्तं खलु उवसज्जेज्जा अवलंबेज्जा, काएण विपरिकम्माइ णो सवियारं ठाणं ठाइस्सामि । दोच्चा पडिमा ।

હુ અચિત્ત સ્થાનમા રહીશ દિવાલાદિનો આશ્રય લઇશ હાથ-પગનું સંચાલન કરીશ, પરંતુ ભ્રમણ કરીશ નહી

९१६. अहावरा तच्चा पडिमाः- अचित्तं खलु उवसज्जेज्जा; अवलंबेज्जा णो काएण विपरिकम्माइ; णो सवियारं ठाणं ठाइस्सामि त्ति । तच्चा पडिमा ।

હું અચિત્ત સ્થાનમાં રહીશ, અચિત્ત દિવાલાદિનો સહારો પણ લઇશ, પરંતુ હાથ-પગનું સંચારણ-પ્રસારણ તેમજ ભ્રમણ કરીશ નહીં.

९१७. अहावरा चउत्था पडिमाः– अचित्तं खलु उवसजेज्जा, णो अवलंबेज्जा काएण णो विपरिकम्मादि, णो सविचारं ठाणं ठाइस्सामित्ति वोसट्ठकाए वोसट्ठकेसमंसुलोमणहे संणिरुद्धं वा ठाणं ठाइस्सामि त्ति; चउत्था पडिमा ।

હું અચિત્ત સ્થાનમાં રહીશ, કિન્તુ દિવાલઆદિનું અવલંબન, હાથપગનું સંચાલન, પ્રસારણ, તેમ જ ભ્રમણ કરીશ નહીં. એક સ્થાનમાં સ્થિર રહીને કાર્યોત્સર્ગ દ્વારા શરીરનો સારી રીતે નિરોધ કરીશ, અને પરિમિત કાળ માટે મારા શરીરનું મમત્વ ત્યાગીશ, તેમજ કેશ, દાઢી, નખ, મુછને પણ વોસરાવી દઈશ. યોગ–સંચારનો ત્યાગ કરી તે સ્થાનમાં રહીશ.

९१८. इच्चेयासि चउण्हं पडिमाणं जाव पग्गहियतरायं विहरेज्जा, णो तत्थ किंचि वि वदेज्जा ।

આ પૂર્વોકત ચાર પ્રતિમાઓમાંથી કોઈ એક પ્રતિમાં–ધારક સાધુ, બીજા કોઈ પણ પ્રતિમાધારક કરતા ન હોય તેવા સાધુઓની અહંકારમાં આવી અવહેલના ન કરે. પરંતુ બધા પ્રત્યે સમાન ભાવ રાખતા વિચરે.

९१९. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि ।

એ જ સંયમશીલ સાધુ સાધ્વીનો સમગ્ર આચાર છે. એનું પાલન કરી સંયમમાં યતના રાખે એમ હું કહું છું.



## અધ્યયન અઢારમું

# નિ ષી ધિ કા

## ચૂલિકા બીજી

સત્તરમા અધ્યયનમાં કાયોત્સર્ગ યોગ્ય સ્થાન અને તે સમ્બન્ધી પ્રતિજ્ઞાઓનું વર્ણન કર્યું. પ્રસ્તુત અધ્યયનમા સ્વાધ્યાય પર વિચાર અભિવ્યકત કરવામા આવે છે. માટે આ અધ્યયનનું નામ નિષીધિકા અથવા નિષીથિકા રાખવામાં આવ્યું છે. મૂળ પાઠમાં "નિસીહિય" શબ્દનો પ્રયોગ કરેલ છે. સંસ્કૃતમાં તેનો "નિષીધિકા" અને "નિષીથિકા" બન્ને રૂપો થાય છે. પરન્તુ નિષીધિકા પદ અધિક પ્રસિદ્ધિ હોવાથી–અધ્યયનનું નામ પણ "નિષીધિકા" પ્રસિદ્ધ છે.

આ અધ્યયનમા સ્વાધ્યાયભૂમિ કેવી હોવી જોઇએ ? તેમજ સ્વાધ્યાયમાં સાધકે સંલગ્ન કેવી રીતે રહેવું જોઇએ, તે વિધિ સ્પષ્ટ કરતાં સૂત્રકાર ફરમાવે છે :–

९२०. से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा णिसीहियं फासुयं गमणाए; से जं पुण णिसीहियं जाणेज्जा सअंडं सपाणं जाव मक्कडासंताणं, तहप्पगारं णिसीहियं अणेसणिज्जं, लाभे संते णो चेतिस्सामि ।

કોઈ સાધુ કે સાધ્વી નિર્દોષ સ્વાધ્યાય ભૂમિમાં જવા ઇચ્છે ત્યારે તે ભૂમિને દેખે અને જો તે ભૂમિ ઇંડાદિથી યુક્ત હોય તો સદોષ-અનેષણીય જાણી ગ્રહણ ન કરે.

९२१. से भिक्खू वा [ २ ] अभिकंखेइ णिसीहियं गमणाए; से ज पुण णिसीहियं जाणेज्जा अप्पंडं, अप्पपाणं जाव मक्कडासंताणयं, तहप्पगारं णिसीहियं फासुयं एसणिज्जं लाभे संते चेतिस्सामि, एवं सेज्जागमेणं णेयव्व जाव उदयपसूयाए त्ति ।

કોઇ સાધુ-સાધ્વી સ્વાધ્યાય ભૂમિમાં જવા ઇચ્છે ત્યારે તે ભૂમિ ઇંડા, જીવો, તેમજ જાળાઓથી રહિત હોય તો તે પ્રાસુક છે એમ જાણી ગ્રહણ કરે, પરન્તુ જળમાં ઉત્પન્ન થનાર કંદાદિથી યુક્ત હોય તો તેવી ભૂમિ ગ્રહણ ન કરે, શેષ વર્ણન શય્યા અધ્યયન અનુસાર જાણવું જોઇએ.

९२२. जे तत्थ दुवग्गा वा, तिवग्गा वा, चउवग्गा वा, पंचवग्गा वा, अभिसंधारेइ णिसीहियं गमणाए, ते णो अण्णमण्णस्स कायं आलिंगेज्ज वा, चुंबेज्ज वा, दंतेहिं वा णहेहिं वा अच्छिदेज्ज वा ।

સ્વાધ્યાય ભૂમિમાં બે ત્રણ ચાર કે પાંચ સાધુઓ જાય તો આપસ-આપસમાં એક-બીજાના શરીરનું આલિંગન ન કરે, ચુંબન ન કરે, તેમજ દાંતોથી અને નખોથી છેદન આદિ ન કરે.

९२३. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिए समिए सदा जएज्जा सेयमिणं मण्णेज्जासि त्ति बेमि ।

સાધુ અને સાધ્વીનો આ આચાર છે તેનું પૂર્ણ રૂપથી પાલન કરીને સંયમમાં યતનાવાન્ બનવું અને એને શ્રેયસ્કર માનવું જોઇએ.

## અધ્યયન ઓગણીશમું

# ઉ ચ્ચા ર—પ્ર શ્ર વ ણ

### બીજી ચૂલા

અઢારમા અધ્યયનમા નિષીધિકા—સ્વાધ્યાયનું વર્ણન કર્યું. હવે આ અધ્યયનમાં સ્વાધ્યાય-ભૂમિમાં રહેલા સાધકોને ઉચ્ચાર—પ્રશ્રવણનું કારણ ઉપસ્થિત થાય તો તેમણે મલ-મૂત્ર કેવી જગ્યાએ ત્યાગવું જોઇએ તેનું વર્ણન છે. તેથી આ અધ્યયનનું નામ ઉચ્ચાર પ્રશ્રવણ રાખવામાં આવ્યુ છે. તેની વિધિ આ અધ્યયનમા પ્રરૂપિત છે.

९२४. से भिक्खू वा भिक्खुणी वा उच्चार-पासवणकिरियाए उव्वाहिज्जमाणे सयस्स पायपुंछणस्स असतीए तओ पच्छा साहम्मियं जाएज्जा ।

સાધુ કે સાધ્વીને મલ-મૂત્રની તીવ્ર બાધા ઉત્પન્ન થઈ જાય અને પોતા પાસે પાત્ર મોજૂદ ન હોય તો બીજા સાધુ પાસે યાચના કરે (મળ મૂત્રના વેગનો નિરોધ ન કરે)

९२६. से भिक्खू वा भिक्खुणी वा से जं पुण थंडिलं जाणेज्जा सअंडं, सपाणं जाव मक्कडासंताणयं, तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

સાધુ કે સાધ્વીએ જીવજંતુવાળી, ઈંડાવાળી, જાળાવાળી, જગ્યામા મળમૂત્રનો ત્યાગ ન કરવો.

९२६. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा अप्पपाणं अप्पबीयं जाव मक्कडासंताणयं, तहप्पगारंसि थंडिलंसि उच्चारपासवणं वोसिरेज्जा ।

સાધુ કે સાધ્વી જીવરહિત, બીજ રહિત, ઈડા રહિત, જાળા રહિત જગ્યામા મળ-મૂત્રનો ત્યાગ કરે

९२७. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जाः- अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स, अस्सिंपडियाए बहवे साहम्मिया समुद्दिस्स, अस्सिंपडियाए एगं साहम्मिणिं समुद्दिस्स, अस्सिंपडियाए बहवे साहम्मिणीओ समुद्दिस्स, अस्सिंपडियाए बहवे समण-माहण वणीमगा पगणिय पगणिय समुद्दिस्स, पाणाइं (४) जाव उद्देस्सिय चेतेति, तहप्पगारं थंडिलं पुरिसंतरकडं जाव बहिया णीहडं वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चार-पासवणं वोसिरेज्जा ।

જે સ્થંડિલ ભૂમિ એક યા અનેક સાધુઓ માટે અથવા સાધ્વીઓ માટે અથવા શ્રમણો-બ્રાહ્મણો માટે અનેક પ્રાણી, ભૂત, જીવ સત્વની હિંસા કરીને બનાવવામાં આવી હોય અને તેના માલિકે તે ભૂમિનો ઉપયોગ કર્યો કે ન કર્યો હોય તેવી જગ્યામાં સાધુ-સાધ્વી મળમૂત્રનો ત્યાગ ન કરે.

९२८. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा वहवे समण–माहण–किवण–वणीमग–अतिही समुद्दिस्स पाणाइं [ ४ ] जाव उद्देसिय चेतेति, तहप्पगारं थडिलं अपुरिसांतरकडं जाव वहिया अणीहडं वा, अण्णय–रंसि वा तहप्पगारंसि थंडिलसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

સાધુ કે સાધ્વી જ્યારે સ્થંડિલ ભૂમિ એવી જાણે કે આ ભૂમિ અન્ય તીર્થિ-બ્રાહ્મણ કૃપણ-રાંક-અતિથિ વગેરે માટે પ્રાણી-ભૂત-જી-સત્ત્વોની હિંસા કરીને બનાવી છે. એ ભૂમિનો હજુ અન્ય લોકોએ ઉપયોગ કર્યો નથી. તેમજ તેની મમતા પણ ત્યાગી નથી. એવી તે ભૂમિમા મળમૂત્રનો ત્યાગ ન કરે.

९२९. अह पुण एवं जाणेज्जा पुरिसांतरकड जाव वहिया णीहडं अण्णयरंसि जाव तहप्पगारंसि थडिलंसि उच्चारपासवणं वोसिरेज्जा ।

જો એવી પ્રતીતિ થઈ જાય કે આ ભૂમિનો ઉપયોગ અન્ય લોકોએ કર્યો છે અને મમતા પણ ત્યાગી છે. તો ત્યા મળ–મૂત્રનો ત્યાગ કરે.

९३०. से भिक्खू वा ( २ ) से जं पुण थडिल जाणेज्जा अस्सिंपडियाए कयं वा, कारियं वा, पामिच्चियं वा, छण्ण वा, घट्ठ वा, मट्ठ वा, लित्तं वा, सम्मट्ठं वा, संधूपयं वा, अण्णयरंसि तहप्पगारंसि थंडिलसि णो उच्चा–रपासवणं वोसिरेज्जा ।

સાધુ કે સાધ્વી ભૂમિના વિષયમાં એમ જાણે કે આ સ્થડિલ ભૂમિ-સાધુ માટે કરેલ-કરાવેલ- ઉધાર લીધેલ-છત કરેલ-તોડી ફોડી સારી કરેલ, ઘસી–ઘસીને સાફ કરેલ-પોલીશ કરેલ-લીંપેલ વાળીને સાફ કરેલ, ધૂપથી સુગધિત કરેલ છે. તેવા પ્રકારના ઉત્તર–દોષવાળી ભૂમિમા મળમૂત્રનો ત્યાગ ન કરે.

९३१. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा–इह खलु गाहावई वा गाहा-वइपुत्ता वा, कंदाणि वा मूलाणि वा जाव हरियाणि वा अंतराओ वा वाहिं णीहरंति,वाहियाओ वा अंतो साहरंति, अण्णयरंसि वा तहप्पगार सि थडि–लंसि णो उच्चारपासवणं वोसि–रेज्जा ।

જો સાધુ-સાધ્વી જાણે કે ગૃહસ્થ અથવા તેના પુત્રો કન્દ–મૂળ-લીલી વનસ્પતિ વગેરે પદાર્થોને અદરથી બહાર અને બહારથી અદર લઈ જાય છે. તેવી ભૂમિમાં મળમૂત્રનો ત્યાગ ન કરે.

९३२. से भिक्खू वा (२) ते ज्जं पुण थडिलं जाणेज्जा–खंधंसि वा पीढंसि वा, मंचंसि वा, मालसि वा, अट्टंसि वा, पासायंसि वा,- अण्णयरंसि वा थडि–लंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

સ્થડિલ ભૂમિ સ્કંધ પર, બાજોઠ પર, માચા પર, માળા પર, અગાસી કે પ્રાસાદ પર હોય તેમા તેમજ તેમાં પ્રકારની કોઇ બીજી ભૂમિમા સાધુ–સાધ્વી મળમૂત્રનો ત્યાગ ન કરે

| | |
|---|---|
| ९३३. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा अणंतरहियाए पुढवीए, ससणिद्धाए पुढवीए, ससरक्खाए पुढवीए, मट्टियाए, मक्कडाए, चित्तमंताए सिलाए, चित्तमंताए लेलुयाए, कोलावासंसि वा दारुयंसि वा, जीवपइट्ठियंसि वा, जाव मक्कडासंताणयंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । | સાધુ અને સાધ્વીને જાણવું જોઈએ કે સચિત્ત પૃથ્વી પર, સ્નિગ્ધ પૃથ્વી પર, સચિત્ત રજયુકત પૃથ્વી પર, સચિત્ત માટીવાળી પૃથ્વી પર, સચિત્ત શિલા પર, સચિત્ત પથ્થર પર, ઉધઈવાળા કાષ્ઠ પર, અથવા એવી જાતના જીવજંતુયુકત પૃથ્વી પર, કરોળીયાના જાળાયુકત પૃથ્વી પર મળ-મૂત્રનો ત્યાગ ન કરે. |
| ९३४. से भिक्खू वा (२) सेजं पुण थंडिलं जाणेज्जा-इह खलु गाहावई वा गाहावइपुत्ता वा कंदाणि वा जाव बीयाणि वा परिसाडेंसु वा, परिसाडेंति वा, परिसाडिस्संति वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । | સાધુ-સાધ્વી સ્થંડિલ ભૂમિના વિષયમાં એમ જાણે કે ગૃહસ્થે યા ગૃહસ્થપુત્ર વગેરેએ કંદમૂળ બીજ જે જગ્યામાં વિખેર્યા છે, વિખેરે છે વિખેરશે, તેવી જગ્યાએ મળ-મૂત્ર ન ત્યાગે |
| ९३५. से भिक्खू वा [२] से जं पुण थंडिलं जाणेज्जा-इह खलु गाहावई वा गाहावइपुत्ता वा, सालीणि वा, वीहिणि. वा, मुग्गाणि वा. मासाणि वा, कुलत्थाणि वा, जवाणि वा. जवजवाणि वा, पतिरिंसु वा पतिरिंति वा पतिरिस्संति वा अण्णयरंसि वा, तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । | સાધુ-સાધ્વીએ સમજવું જોઈએ કે જે જગ્યામાં ગૃહસ્થો-કમોદ, ધાન્ય, મગ, અડદ, કળથી, જવ, જુવાર વાવ્યા છે, વાવે છે કે વાવશે તેવી ભૂમિમા મળ-મૂત્રનો ઉત્સર્ગ ન કરે. |
| ९३६. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा आमोयाणि वा, घसाणि वा, भिलुयाणि वा, विज्जलयाणि वा, खाणुयाणि वा, कडयाणि वा, पगडाणि वा, दरीणि वा, पडुग्गाणि वा, समाणि वा विसमाणि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा । | સાધુ-સાધ્વી જે સ્થંડિલ ભૂમિ વિષે જાણે કે અહીં ઉકરડો છે, બહુ ફાટેલી જમીન છે, થોડી ફાટેલી જમીન છે, કાદવ છે, ઠુંઠુ છે, શરડી કે જુવારના સાઠા પડયા છે, ખાડો, ગુફા કોટ-કિલ્લો છે, ઉંચી નીચી ભૂમિ છે, ત્યાં તેમજ તેવા પ્રકારની કોઇ પણ ભૂમિમા મળ-મૂત્ર ન ત્યાગે. |

९३७. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा–माणुसरधणाणि वा, महिसकरणाणि वा, वसभकरणाणि वा, अस्सकरणाणि वा, कुक्कुडकरणाणि वा, लावयकरणाणि वा, वट्टयकरणाणि वा, तित्तरकरणाणि वा, कवोयकरणाणि वा, कपिंजलकरणाणि वा, अण्णयरंसि वा, तहप्पगारंसि थडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

જ્યાં મનુષ્યોના ભોજન રાંધવાના સ્થાન હોય, જ્યાં ભેંસ, પાડા, બળદ, ઘોડા, મરઘાં, લાવક, બત્તક, તેતર, કબૂતર, કંપિજલ–વગેરે રાખવામાં આવતા હોય તે સ્થાને સાધુ--સાધ્વી મળ–મૂત્ર ન ત્યાગે.

९३८. से भिक्खू वा (२) से जं पुण थडिलं जाणेज्जा वेहाणसट्ठाणेसु वा, गिद्धपिट्ठट्ठाणेसु वा, तरुपतणट्ठाणेसु वा, मेरुपवडणट्ठाणेसु वा, विसभक्खणयट्ठाणेसु वा, अग्गिपडणट्ठाणेसु वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

જ્યાં ફાંશી ખાઇને મૃત્યુ પામતાં હોય, પોતાના શરીરને ગીધો પાસે ભક્ષણ કરાવતા હોય, તેમજ ઝાડ ઉપરથી પડી, પર્વત પરથી પડી, ઝંપાપાત કરી, વિષભક્ષણ કરી, અગ્નિમા પ્રવેશ કરી મૃત્યુ પામતા હોય તેવી જગ્યામાં અથવા તેવા પ્રકારની કોઇ પણ જગ્યામાં સાધુ–સાધ્વી મળ–મૂત્રનો ત્યાગ ન કરે.

९३९. से भिक्खू (२) से जं पुण थंडिल जाणेज्जा–आरामाणि वा, उज्जाणाणि वा, वणाणि वा, वणसंडाणि वा, देवकुलाणि वा, सभाणि वा, पवाणि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

જ્યા બાગ, બગીચા, ઉદ્યાન, વનખંડ, દેવકુળ, સભા, પરબ ઇત્યાદિ, તેવા પ્રકારના બીજા કોઇ પણ સ્થળો હોય ત્યાં સાધુ–સાધ્વી મળ–મૂત્રનો ત્યાગ ન કરે.

९४०. से भिक्खू वा [२] से ज पुण थंडिलं जाणेज्जा–अट्टालयाणि वा, चरियाणि वा, दाराणि वा, गोपुराणि वा, अण्णयरंसि तहप्पगारंसि थडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

જ્યાં અટારીઓ હોય, ફરવાની જગ્યા હોય, દરવાજો કે ફાટક હોય તથા તેવા પ્રકારની બીજી કોઇ પણ જગ્યા હોય ત્યા સાધુ–સાધ્વી મળ-મૂત્રનો ત્યાગ ન કરે.

९४१. से भिक्खू वा [२] से जं पुण थडिलं जाणेज्जा–तियाणि वा, चउक्काणि वा, चच्चराणि वा, चउम्मुहाणि वा, अण्णयरंसि तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ।

જ્યાં ત્રણ–ચાર–માર્ગ મળતા હોય-ચોરો, ચૌટા, ચતુર્મુખ વગેરે હોય તથા તેવા પ્રકારના બીજા કોઇપણ સ્થાન હોય ત્યાં સાધુ–સાધ્વી મળ–મૂત્રનો ત્યાગ ન કરે.

| | |
|---|---|
| ९४२. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा इंगालडाहेसु वा, खारडाहेसु वा, मडयडाहेसु वा, मडयथूभियासु वा, मडयचेइएसु वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा। | જ્યાં કોલસા, પાડવાની, સાજીખાર પકાવવાની, મૃતકને બાળવાની જગ્યા હોય, તથા મૃતકના સ્મારક રૂપ સ્તૂપિકાવો અથવા ચૈત્યો (છત્રિઓ વિગેરે) હોય ત્યાં તથા તેવા પ્રકારના અન્ય સ્થાનોમાં સાધુ-સાધ્વી મળ-મૂત્રનો ત્યાગ ન કરે. |
| ९४३. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा–णदियायतणेसु वा, पंकायतणेसु वा, उग्घायतणेसु वा, सेयणवहंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवण वोसिरेज्जा। | જ્યાં નદીના તટસ્થાન હોય, કાદવની જગ્યા હોય, વંશપરંપરાથી પૂજાતા સ્થાન હોય, અથવા પાણીના કયારીઓ હોય તથા તેવા પ્રકારના અન્ય સ્થાનો હોય ત્યાં સાધુ-સાધ્વી મળ-મૂત્રનો ત્યાગ ન કરે. |
| ९४४. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा–णवियासु वा मट्टियाखाणियासु वा, णवियासु वा गोप्पहेलियासु वा गवाणीसु वा खाणीसु वा, अण्णयरंसि वा, तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासणं वोसिरेज्जा। | સાધુ-સાધ્વી જ્યાં માટીની નવી ખાણો હોય, ગાયોને ચરવાનાં નવાં ગોચર સ્થળો હોય કે બીજી ખાણો હોય, તથા તેવા પ્રકારનાં કોઈ પણ બીજાં સ્થળો હોય ત્યાં મળ-મૂત્રનો ત્યાગ ન કરે. |
| ९४५. से भिक्खू वा (२) से जं पुण थंडिल जाणेज्जा–डागवच्चंसि वा, सागवच्चंसि वा, मूलगवच्चंसि वा हत्थंकरवच्चंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासपणं वोसिरेज्जा। | ડાળપ્રધાન શાકના ખેતરમાં, પાનપ્રધાન-ભાજી પાલાના ખેતરમાં, ગાજર-મૂળાના ખેતરમાં તથા તેવાં પ્રકારની બીજી કોઈ જગ્યામાં સાધુ-સાધ્વી મળ-મૂત્રનો ત્યાગ ન કરે |
| ९४६. से भिक्खू वा (२) से जं पुण थंडिलं जाणेज्जा–असणवणंसि वा, सणवणंसि वा, धायइवणंसि वा, केयइवणंसि वा, अंबवणंसि वा, असोगवणंसि वा, णागवणंसि वा, पुण्णागव– | સાધુ-સાધ્વી અશન (બિયાં) ના વનમાં, શણનાં વનમાં,ધાવડી-કેતકી-અશોક-આંબાનાં વનમાં, અથવા નાગ વૃક્ષો, પુન્નાગ વૃક્ષો (મમફળના વન), ચુલક વૃક્ષોના વનમાં તથા તેવા પ્રકારના બીજા પત્ર-પુષ્પ, |

णंसि वा, चुल्लागवणंसि वा, अण्णयरेसु वा तहप्पगारेसु पत्तोवेएसु वा, पुप्फोवेएसु वा, फलोवेएसु वा, बीओवेएसु वा, हरिओवेएसु वा, णो उच्चारपासवणं वोसिरेज्जा ।

ફળ–બીજ કે વનસ્પતિ યુક્ત સ્થળોમાં મળ-મૂત્રનો ત્યાગ ન કરે.

९४७. से भिक्खू वा (२) सयपाययं वा परपाययं वा गहाय, सेत्तमायाए एगंतमवक्कमेज्जा, अणावायंसि असंलोयंसि तप्पपाणंसि जाव मक्कडासंताणयंसि अहारामंसि वा उवस्सयंसि तओ संजयामेव उच्चारपासवणं वोसिरेज्जा । वोसिरित्ता सेत्तमादाय एगंतमवक्कमेज्जा अणावाहंसि जाव मक्कडासंताणयंसि अहारामंसि वा झामथंडिलंसि वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि अचित्तंसि ततो संजयामेव उच्चारपासवणं परिट्ठवेज्जा ।

સંયમશીલ સાધુ–સાધ્વી સ્વપાત્ર અથવા (સ્વપાત્ર ન હોય તો) પર પાત્ર લઇને બગીચાના કે ઉપાશ્રયના એકાંત સ્થાનમાં જાય અને જ્યાં કોઇનું આવાગમન ન હોય, કોઇ જોતું ન હોય, જીવ-જન્તુ કે કરોળીયાના જાળાદિ ન હોય તેવી અચિત્ત ભૂમિમાં મળ–મૂત્ર ત્યાગે, ત્યાર પછી પાત્ર લઇને એકાંત સ્થાનમાં જાય જ્યાં કોઇનું આવાગમન ન હોય, કોઇ જોતુ ન હોય, અથવા કોઇ જીવ–જન્તુ ઇત્યાદિની હિંસા ન થાય તેવી અચિત્ત ભૂમિમાં કે દગ્ધ–ભૂમિમા કે અન્ય કાઇ પણ પ્રકારની અચિત્ત ભૂમિમાં યતના પૂર્વક મળ–મૂત્રનો પરિષ્ઠાપન કરે.

९४८. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि ।

સાધુ–સાધ્વીનો આ આચાર છે. યતનાપૂર્વક મળ–મૂત્રનો ત્યાગ કરે.



## અધ્યયન વીસમું

## શબ્દ

આ અધ્યયનમાં કહેવામાં આવ્યું છે કે સાધુ-સાધ્વી નિર્દોષ સ્વાધ્યાય-ભૂમિમાં સ્વાધ્યાય કરતી વખતે અથવા નિર્દોષ સ્થાન પર મલ-મૂત્રનો ત્યાગ કરવા જતાં મધુર કે મનોજ્ઞ શબ્દોને સાંભળવાનો પ્રયત્ન ન કરે. તે હંમેશા સમભાવ પૂર્વક પોતાની સાધનામાં સંલગ્ન રહે.

| | |
|---|---|
| ९४९ से भिक्खू वा भिक्खुणी वा मुइंगसद्दाणि वा, नंदीसद्दाणि वा, झल्लरिसद्दाणि वा, अण्णयराणि वा तहप्पगाराणि विरूवरूवाणि वितताइं सद्दाइं कण्णसोयणपडिताए णो अभिसंधारेज्जा गमणाए । | સાધુ કે સાધ્વીએ કોઇ સ્થાને મૃદંગના શબ્દ, તબલાના શબ્દ, ઝાલરનાં શબ્દ અથવા આ પ્રકારના કોઈ પણ શબ્દો સાંભળવાની ઇચ્છાથી તે સ્થાન પર જવું જોઇએ નહીં. |
| ९५०. से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा–वीणासद्दाणि वा, विपंचीसद्दाणि वा, पिप्पीसगसद्दाणि वा, तूणयसद्दाणि वा, वीणियसद्दाणि वा, तुंववीणियसद्दाणि वा, ढंकुणसद्दाणि वा, अण्णयराइं तहप्पगाराइ विरूवरूवाणि सद्दाणि वितताइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए । | સાધુ કે સાધ્વીએ કોઇ સ્થાન પર વીણાના શબ્દ, સિતારના શબ્દ, શરણાઇનાં શબ્દ, તુનક, પણુવ–ઢોલ, તંબૂરા, ઢંકુણુ-વાદ્ય વિશેષ વિગેરેના શબ્દો તથા તેવા પ્રકારના વિવિધ શબ્દો, વિતત આદિ શબ્દોને સાંભળવાની ઇચ્છાથી તે સ્થાન પર જવું ન જોઇએ. |
| ९५१. से भिक्खू वा [ २ ] अहावेगयाइं सद्दाइं सुणेति, तंजहा–तालसद्दाणि वा, कसतालसद्दाणि वा, लत्तियसद्दाणि वा, गोहियसद्दाणि वा, किरिकिरियासद्दाणि वा, अण्णयराणि वा तहप्पगाराइं विरूवरूवाइ तालसद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए । | સાધુ–સાધ્વીને કોઈ સમયે કોઈ શબ્દ સાંભળવામાં આવે, જેમકે–તાલ, કંસતાલ, મંજિરા, ગોધિકા-ભાંડોના વાદ્ય, કિરકિરિયા-વાંસની ખપાટોથી બનેલ વાજિંત્રનાં શબ્દો, તથા તેવા પ્રકારના બીજા કોઈ પણ તાલના શબ્દો, તો સાંભળવાની ઇચ્છાથી ત્યાં ન જાય. |
| ९५२. से भिक्खू वा ( २ ) अहावेगइयाइ सद्दाइं सुणेइ, तंजहा–संखसद्दाणि वा, वेणुसद्दाणि वा, वंससद्दाणि वा, खरमुहीसद्दाणि वा, पिरिपिरियासद्दाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाइं सद्दाइं झुसिराइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए । | જ્યા શંખ, વેણુ, બાંસુરી, ખરમુખી, પિરપિરિકાના શબ્દો, તથા તેવા પ્રકારનાં બીજા શુષિર શબ્દો થતા હોય ત્યા સાભળવાની ઇચ્છાથી સાધુ–સાધ્વી ન જાય |

९५३. से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा–वप्पाणि वा, फलिहाणि वा, जाव सराणि वा, सागराणि वा, सरसरपंतियाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाइं सद्दाइ कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए।

સાધુ–સાધ્વી કોઇ શબ્દ સાભળે જેમ ક્યારી, ખાઇ, સરોવર, સાગર, સરોવરની પંક્તિ આદિ તથા એવીજ બીજી જગ્યા પર થતી કલ-કલ-આદિ શબ્દોની ધ્વનિ વગેરેને સાંભળવા ત્યાં જવાની ઇચ્છા ન કરે.

९५४. से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा कच्छाणि वा, णुमाणि वा, गहणाणि वा, वणाणि वा, वणदुग्गाणि वा, पव्वयाणि वा, पव्वयदुग्गाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाइं सद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ।

સાધુ કે સાધ્વી, જલાશય, ગુફા, ગહન ઝાડી, વન, વનદુર્ગ, પર્વત, પર્વતદુર્ગ ઈત્યાદિ સ્થળોમા થતાં શબ્દોને સાંભળવાની ઇચ્છાથી તે જગ્યા પર ન જાય.

९५५. से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति–गामाणि वा, णगराणि वा, निगमाणि वा, रायहाणीओ वा, आसमपट्टणसंणिवेसाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए ।

સાધુ અથવા સાધ્વી ગ્રામ, નગર, રાજધાની, આશ્રમ, પટ્ટણ, અથવા સંનિવેશ, આદિ સ્થાનોમાં તથા તે પ્રકારના બીજા વિવિધ સ્થળોમાં થતા શબ્દોને સાભળવા માટે ન જાય.

९५६. से भिक्खू वा (२) अहावेगइयाइ सद्दाइं सुणेति, तंजहा–आरामाणि वा, उज्जाणाणि वा, वणाणि वा, वणसंडाणि वा, देवकुलाणि वा, सभाणि वा, पवाणि वा, अण्णयराइं वा तहप्पगाराइ सद्दाइ णो अभिसंधारेज्जा गमणाए ।

સાધુ કે સાધ્વી આરામ, ઉદ્યાન, વન, વનખંડ, દેવકુલ, સભા તથા પરબ અથવા એવા જ કોઈ બીજા સ્થાન પર થતાં શબ્દોને સાભળવાની ઇચ્છાથી ન જાય

९५७. से भिक्खू वा (२) अहावेगइयाइ सद्दाइं सुणेति, तंजहा–अट्टाणि वा, अट्टालयाणि वा, चरियाणि वा, दाराणि वा, गोपुराणि वा, अण्णयराइं वा तहप्पगाराइ सद्दाइ णो अभिसंधारेज्जा गमणाए ।

સાધુ કે સાધ્વી જ્યારે કેટલાક શબ્દો સાંભળે, જેમ કે અગાસી અથવા અટ્ટાલકમાં, ફરવાનાં માર્ગોમાં, દ્વારોના મુખ્ય દરવાજામા કે એવા પ્રકારના વિવિધ સ્થાનોમા થતા શબ્દો સાંભળવાની અભિલાષાથી જાય નહીં.

| | |
|---|---|
| ९५८. से भिक्खू वा ( २ ) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा-तियाणि वा, चउक्काणि वा, चच्चराणि वा, चउम्मुहाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइ णो अभिसंधारेज्जा गमणाए । | સાધુ કે સાધ્વી ત્રિક, ચોક, ચૌટા તથા ચતુર્મુખસ્થાનોમાં તથા એવા પ્રકારના અન્ય સ્થાનોમા શબ્દ થતા હોય તો સાંભળવાની ઇચ્છાથી તે જગ્યા જાય નહીં. |
| ९५९. से भिक्खू वा [ २ ] अहावेगइयाइं सद्दाइ सुणेति, तंजहा-महिसकरणट्ठाणाणि वा, वसभकरणट्ठाणाणि वा, अस्सकरणट्ठाणाणि वा, हत्थिकरणट्ठाणाणि वा, जाव कविंजलकरणट्ठाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइ सद्दाइं णो अभिसंधारेज्ज गमणाए । | સાધુ કે સાધ્વી ભેંસ બાંધવાંના સ્થાને, બળદો બાંધવાના સ્થાને, અશ્વ બાંધવાના સ્થાને, હાથી બાંધવાના સ્થાને, ચાતક પક્ષીના સ્થાને અથવા એવા કોઇ અન્ય સ્થાન પર થતા શબ્દો સાંભ-વાની ઇચ્છાથી જાય નહીં. |
| ९६०. से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइ सुणेति, तंजहा-महिसजुद्धाणि वा, वसभजुद्धाणि वा, अस्सजद्धाणि वा, हत्थिजुद्धाणि वा, जाव कविंजलजुद्धाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं, णो अभिसंधारेज्जा गमणाए । | સાધુ કે સાધ્વી પાડાઓનું યુદ્ધ તથા બળદો, અશ્વો, હાથી, કપિંજલ-ચાતક વગેરે ના યુદ્ધથી થતા શબ્દો અથવા તેવા પ્રકારના બીજા શબ્દો સાભળવાની ઇચ્છાથી ત્યાં જાય નહીં. |
| ९६१. से भिक्खू वा भिक्खुणी वा अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा-जुहियठाणाणि वा, हयजूहियठाणाणि वा, गयजूहियठाणाणि वा अण्णयराइ वा तहप्पगाराइ णो अभिसंधारेज्ज गमणाए । | સાધુ કે સાધ્વી, લગ્નાદિના ગીત સાંભળવા માટે તથા અશ્વશાળા કે હસ્તી શાળામા થતા શબ્દોને સાંભળવાની ઇચ્છાથી તે સ્થાન પર ન જાય. અથવા જ્યાં વર, વધુ, હાથી, ઘોડો, આદિનુ વર્ણન થતુ હોય ત્યા તે સાભળવા માટે પણ ન જાય |
| ९६२. से भिक्खू वा भिक्खुणी वा जाव सुणेइ तंजहा-अक्खाइयट्ठाणाणि वा, माणुम्माणियट्ठाणाणि वा, महयाइयणट्ट—गीय—वाइय—तंति तल—ताल—तुडिय—पडुप्प—वाइयट्ठाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्ज गमणाए । | જ્યા કથા-કહાણી કહેવાતી હોય, માપ-તોલ થતો હોય, ઘોડાની દોડ થતી હોય, જ્યા મહાન્ નૃત્ય, ગીત, વાજીંત્ર, વીણા, તાલ, ઝાંઝ, પખાલ, તુરી, આદિ વાજિંત્રોના શબ્દ થઇ રહ્યા હોય અથવા એવાજ કોઇ બીજા સ્થાનો પર સાધુ કે સાધ્વીએ સાંભળવા માટે જવુ જોઇએ નહીં |

९६३. से भिक्खू वा भिक्खुणी वा जाव सुणेति, तंजहा—कलहाणि वा, डिंबाणि वा, डमराणि वा, दोरज्जाणि वा, विरुद्धरज्जाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्ज गमणाए ।

ઝગડાના સ્થાનમાં થતા શબ્દો કલહના શબ્દો, બળવાનાં શબ્દો, બે રાજ્યોના વિરોધથી થતાં શબ્દો, ઉપદ્રવના શબ્દો, બે રાજ્યોની યુદ્ધ-ભૂમિના શબ્દો કે રાજ્ય વિરોધના સ્થળ પર થતા શબ્દો તથા તેવા પ્રકારના અન્ય સ્થળો પર થતા શબ્દોને સાંભળવાની ઇચ્છાથી સાધુ કે સાધ્વી તે સ્થાન પર ન જાય

९६४. से भिक्खू वा भिक्खुणी वा जाव सद्दाइं सुणेति—खुड्डियं दारियं परिभुयं मंडियालंकि-निवुज्झमाणियं पेहाए, एगं वा पुरिसं वहाए णीणिज्जमाणं पेहाए, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्जा गमणाए ।

નાની બાલિકાને કે કુમારિકાને ( લગ્નાદિ પ્રસંગના પ્રયોજનથી ) વસ્ત્રો તથા અલંકારોથી વિભૂષિત કરી, ઘણા મનુષ્યોના પરિવાર સાથે ઘોડા કે હાથી આદિ પર આરૂઢ કરી લઇ જવાતિ દેખી અર્થાત કોઇ પણ પ્રકારનું સરઘસ ફૂલેકાદિ દેખી; અથવા કોઇ એક પુરુષને વધ માટે લઇ જવાતો દેખી, ત્યાં થતાં શબ્દો તેમજ તેવા પ્રદારના કોઇ પણ અન્ય સ્થળમાં થતા શબ્દોને સાંભળવા માટે સાધુ-સાધ્વીએ જવું જોઇએ નહી.

९६५. से भिक्खू वा भिक्खुणी वा अण्णयराइं विरूवरूवाइं महासवाइं एवं जाणेज्जा, तंजहा—बहुसगडाणि वा, बहुरहाणि वा, बहुमिलक्खूणि वा, बहुपच्चंताणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरुवाइं महासवाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्ज गमणाए ।

સાધુ કે સાધ્વી વિવિધ પ્રકારનાં બીજા મહાશ્રવનાં સ્થાનોને પણ જાણે, જેમ કે ઘણી ગાડીઓ, ઘણા રથો, ઘણા મ્લેચ્છો, અથવા સીમાવર્તી ચોરો-ડાકુઓનાં તથા તેવા પ્રકારનાં બીજા મહાન આશ્રવોના શબ્દો સાંભળવાની ઇચ્છાથી તે-તે સ્થાનો પર ન જાય.

९६६. से भिक्खू वा भिक्खुणी वा अन्नयराइं विरूवरूवाइं महुस्सवाइं एवं जाणेज्जा, तंजहा—इत्थीणि वा, पुरिसाणि वा थेराणि वा, डहराणि वा, मज्झिमाणि वा, आभरणविभूसियाणि वा, गायंताणि वा, वायंताणि वा, णच्चंताणि वा, हसंताणि वा, रमंताणि वा, मोहंताणि वा, विपुलं असणपाणखाइमसाइमं परिभुंजताणि वा,

સાધુ-સાધ્વી વિવિધ પ્રકારનાં ઉત્સવોને પણ જાણે, જેમકે-સ્ત્રી કે પુરુષ, વૃદ્ધ, બાળક અથવા તરુણ આભૂષણોથી વિભૂષિત થઇને, ગાતા, બજાવતા, નાચતા હસતા-રમતા ક્રીડા કરતા, વિપુલ સ્વાદુ ખાદ્ય-ખાન-પાન-અસન, પાણ, ખાદિમ, સ્વાદિમનો ઉપભોગ કરતા, વહેંચતા, આપ-લે કરતા, સાંભળતા, આવતા-જતા હોય

परिभाइंताणि वा, विच्छड्डियमाणाणि वा, विगोवयमाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरूवरूवाइं महुस्सवाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्ज गमणाए ।

તથા એવાં પ્રકારના કોઈ પણ મહોત્સવો હોય તો ત્યાં શબ્દો સાંભળવા માટે જાય નહી.

९६७. से भिक्खू वा भिक्खुणी वा णो इहलोइएहिं सद्देहिं, णो परलोइएहिं सद्देहिं, णो सुतेहिं सद्देहिं, णो असुतेहिं सद्देहिं, णो दिट्ठेहिं सद्देहिं, णो अदिट्ठेहिं सद्देहिं, णो कंतेहिं सद्देहिं, णो सज्जेज्जा, णो रज्जेज्जा णो गिज्झेज्जा, णो मुज्झेज्जा, णो अज्झोवज्जेज्जा ।

સાધુ કે સાધ્વી આ લોક સંબંધી શબ્દોમાં, પરલોક સંબંધી શબ્દોમાં અથવા સ્વજાતીય-મનુષ્યના શબ્દોમા, તથા વિજાતીય–પશુઓ દેવો આદિના શબ્દોમા, સાંભળેલા શબ્દોમાં, નહિ સાંભળેલા શબ્દોમાં, સાક્ષાત્ ઉપલબ્ધ અથવા અનુપલબ્ધ શબ્દોમાં આસક્ત ન થાય, રાગ ન કરે, ગૃદ્ધ ન થાય, મુગ્ધ ન થાય, અને લોલુપતા ધારણ ન કરે.

९६८. एवं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि ।

સાધુ અને સાધ્વીનો આ સમગ્ર આચાર છે. તેમા યતનાની સાથે પ્રવૃત થઇને સંયમમાં પરાક્રમ કરે.



## અધ્યયન એકવીસમું

# રૂ પ

વીસમા અધ્યયનમાં શ્રોત્રેન્દ્રિયના વિષયનું વર્ણન કર્યા પછી આ અધ્યયનમા ચક્ષુઇન્દ્રિયના વિષય–રૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. ચાર કારણોથી મનુષ્યના સૌંદર્યમાં અભિવૃદ્ધિ થાય છે.– ફૂલોના શૃંગાર સજવાથી વિવિધ પોશાક પહેરવાથી, વિવિધ પ્રકારનાં આભરણો ધારણ કરવાથી, વિવિધ રંગોના વસ્ત્ર ધારણ કરવાથી. તે જોઈ માનવનું મન મુગ્ધ બને છે. આ ઉપરાત કલાયુકત આકૃતિઓ ગોઠવાયેલી હોય તેવાં દર્શનીય સ્થળો જોવાથી પણ માનવ મન મોહિત બની ઊઠે છે. સાધકને દર્શનીય સ્થળો જોવાનો નિષેધ છે. કારણ કે સાધુનું જીવન સાધના માટે, આત્માને કર્મબંધનથી મુકત કરવા માટે છે. જો તે સુંદર દશ્યો જોવા માટે અહીં–તહીં જશે અથવા મન અને દષ્ટિ દોડાવશે તો ચક્ષુઇન્દ્રિયને પોષણ મળશે અને રાગ-દ્વેષ ઉત્પન્ન થશે. તેથી સ્વાધ્યાય–ધ્યાનમાં એકાગ્રતા આવશે નહીં. સાધકનો મૂળ ઉદ્દેશ્ય ચક્ષુ આદિ ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરવાનો હોય છે, તેથી તેઓએ આકર્ષક વિવિધ રૂપો જોવાનો પ્રયત્ન ન કરતા હમેશાં આત્મચિંતનમાં સંલગ્ન રહેવું જોઈએ.



# અધ્યયન એકવીસમું

## रूप

९६९. से भिक्खू वा (२) अहावेगइयाइं रुवाइं पासइ, तंजहा–गंथिमाणि वा, वेढिमाणि वा, पूरिमाणि वा, संघाइमाणि वा, कट्ठकम्माणि वा, पोत्थकम्माणि वा, चित्तकम्माणि वा, मणिकम्माणि वा, दंतकम्माणि वा, मालकम्माणि वा, पत्तच्छिज्जकम्माणि वा, विविहाणि वा वेढिमाइ अण्णयराइं तहप्पगाराइं विरूवरुवाइं चक्खुदंसणपडियाए णो अभिसंधारेज्जा गमणाए ।

સાધુ અથવા સાધ્વી કદાચિત્ રૂપ ને જુએ, જેમ કે– ગ્રથિતરૂપ અર્થાત્ ફૂલ આદિને ગૂંથી ને બનાવેલ સ્વસ્તિકાદિ, વેષ્ઠિમરૂપ–વસ્ત્રાદિ ને વણાટમાં વણીને બનાવેલ પુતળી આદિના રૂપ, પૂરિમ રૂપ–અંદર પૂરીને પુરુષાદિ ની બનાવેલ આકૃતિ વગેરે, સઘાતિમ રૂપ–અનેક વસ્તુઓને મેળવીને બનાવેલા રૂપો, કાષ્ઠ કર્મ–સુંદર રથ આદિ, પુસ્ત કર્મ–વસ્ત્ર અથવા તાડપત્રના પુસ્તક પર બનાવેલા ચિત્રો વગેરે, મણિ કર્મ–વિવિધ વર્ણોની મણિઓથી બનાવેલ સ્વસ્તિક આદિ, દંત કર્મ– હાથીદાંત આદિથી બનાવેલ સુંદર કલાકૃતિના રૂપ, સોના ચાંદીની માળાઓ, પત્રચ્છેદ્ય કર્મ–પત્રોનું છેદન કરી બનાવેલા રૂપ, તથા તેવા પ્રકારના અન્ય રૂપોને જોવા માટે સાધકોએ જવું જોઈએ નહીં. અભિપ્રાય છે કે અનેક પ્રકારની કલાઓ દ્વારા નિષ્પન્ન કરેલા નેત્રરંજક રૂપો જોવા માટે જવું નહીં તેમજ જોવાની ઇચ્છા પણ કરવી નહી.

९७०. एवं नायव्वं जहा सद्दपडियाए सव्वा वाइत्तवज्जा रूवपडिमा वि ।

બાકી સઘળું શબ્દ અધ્યયનમાં કહી ગયા છીએ તે પ્રમાણે અહીં પણ સમજી લેવું. અંતર એ જ છે કે ત્યા શબ્દના વિષયમા કહેલું છે, અહીયા રૂપના વિષયમા કહેવું જોઈએ.

## અધ્યયન બાવીશમું

# પ ર ક્રિ યા

આ અધ્યયનમાં સાધુ માટે બીજી વ્યક્તિ દ્વારા કરાવાતી ક્રિયાના સંબંધમાં ઉલ્લેખ કરવામાં આવેલ છે. તેથી અધ્યયનનુ નામ "પરક્રિયા" છે. 'પર' શબ્દનાં ૪ નિક્ષેપોમાંથી દ્રવ્યનિક્ષેપના છહ પ્રકારો છેઃ– (૧) તત્પર, (૨) અન્ય પર, (૩) આદેશપર, (૫) ક્રમપર, (૫) બહુપર, (૬) પ્રધાનપર

(૧) તત્પર–એક પરમાણુથી બીજા પરમાણુથી ભિન્ન હોવા છતાં પણ દ્રવ્યથી તેટલું જ હોવાથી તત્પર કહેવાય છે

(૨) અન્યપર–એક દ્રવ્ય બે પરમાણુથી યુકત, બીજું ત્રણ પરમાણુથી યુકત છે. એવી જ રીતે અન્ય દ્રવ્યો અન્ય અનેક પરિમાણુ વાળા દ્રવ્યોથી યુકત છે. તેથી તે અન્ય રૂપ હોવાથી અન્યપર છે.

(૩) આદેશપર– કોઈ વ્યકિતના આદેશાનુસાર કાર્ય કરનાર આદેશપર કહેવાય છે.

(૪) ક્રમ-પર–જેવી રીતે એક પ્રદેશી દ્રવ્યથી, દ્વિપ્રદેશી દ્રવ્ય ક્રમપર છે. એ જ પ્રમાણે એક પ્રદેશાવગાઢ દ્રવ્યથી દ્વિપ્રદેશાવગાઢ દ્રવ્ય ક્ષેત્રપર કહેવાય આદિ.

(૫) બહુપર-- એક પરમાણુથી ત્રણ ચાર પરમાણુ યુકત દ્રવ્ય બહુપર છે. કારણ કે તેની ભિન્નતા એકથી અધિક પરમાણુઓમાં છે.

(૬) પ્રધાનપર– પ્રધાનતા હોવાને કારણે જે ભિન્ન છે, જેમ કે–મનુષ્યોમાં તીર્થંકર ભગવાન પ્રધાન છે, પશુઓમા સિંહ, અપદોમાં અર્જુન સુવર્ણ આદિ.

આ વિવેચનથી સ્પષ્ટ થઈ ચૂકયું છે કે જે વ્યકિત પોતાનાથી ભિન્ન છે તેને પર કહેવાય. માટે સાધકો પોતાનાથી ભિન્ન તેવા ગૃહસ્થો દ્વારા જે ક્રિયા કરાવે તે પરક્રિયા કહેવાય છે.

# અધ્યયન બાવીશમું

## પરક્રિયા

९७१. परकिरियं अज्झत्थियं संसेसियं नो तं सायए, नो तं नियमे ।

સાધુ–સાધ્વી બીજા દ્વારા પોતા માટે કરાતી કર્મજનક ક્રિયાની ઇચ્છા ન કરે કે બીજા પાસે કહીને પણ ન કરાવે.

९७२. सिया से परो पाए आमज्जेज्ज वा, पमज्जिज्ज वा, णो तं सायए, णो तं नियमे । सिया से परो पायाइं संवाहेज्ज वा, पलिमद्देज्ज वा, णो तं सायए, णो तं नियमे । से सिया परो पादाइं फुसेज्ज वा, रएज्ज वा, णो तं सायए, णो तं नियमे । से सिया परो पादाइं तेल्लेण वा, घएण वा, वसाए वा, मक्खेज्ज वा, अब्भिंगिज्ज वा, णो तं सायए, णो तं नियमे । से सिया परो पादाइं लोद्धेण वा, कक्केण वा, चुन्नेण वा, वन्नेण वा, उल्लोढिज्ज वा, उव्वलिज्ज वा, णो तं सायए णो तं नियमे । से सिया परो पादाइं सीतोदगवियडेण वा, उसिणोदगवियडेण वा, उच्छोलेज्ज वा, पहोलिज्ज वा, णो तं सायए, णो तं नियमे । से सिया परो पादाइं अण्णयरेण विलेवणजातेण आलिंपेज्ज वा, विलिंपेज्ज वा, णो तं सायए, णो तं नियमे । से सिया परो पादाइं अण्णयरेय धूवणजाएण धूवेज्ज वा, पधूवेज्ज वा, णो तं सायए, णो तं नियमे । से सिया परो पादाओ खाणुयं वा कटय वा णीहरेज्ज वा, विसोहेज्ज वा, णो तं सायए, णो तं निय । से सिया परो पादाओ पूयं वा सोणियं वा णीहरेज्ज वा विसोहेज्ज वा, णो तं सायए, णो तं नियमे ।

કદાચ કોઈ ગૃહસ્થ પગને સાફ કરે કે વિશેષ રૂપથી સાફ કરે તો મુનિ સાફ કરાવવાની ઇચ્છા ન કરે તેમજ સાફ કરવાનું પણ ન કહે કોઈ ગૃહસ્થ પગ દબાવે કે તેલથી માલિશ કરે તો તે ક્રિયાનો આસ્વાદન ન કરે કે કહીને ન કરાવે કોઈ પગને ધૂએ કે રંગે, તેલ, ઘી, કે ચરબી આદિ ચોપડે કે મસળે તો પણ તેનો આસ્વાદન ન કરે અથવા કહીને ન કરાવે કોઈ ગૃહસ્થ લોધ્ર ચૂર્ણથી, કર્ક–સુગંધિત દ્રવ્યથી, ચૂર્ણથી અથવા વર્ણથી ઉબટન કરે અથવા લેપ કરે તો મુનિ તે ક્રિયાનો આસ્વાદન ન કરે કે કરવાનું ન કહે. કોઇ ગૃહસ્થ ઠંડું કે ગરમ પાણી પગ ઉપર છાંટે કે પગો ધૂએ તો મુનિ તે ક્રિયાને મનથી ન ઇચ્છે કે વચનથી ન કરાવે. કોઈ ગૃહસ્થ મુનિના પગો–કોઈ પણ પ્રકારનાં વિલેપનથી મસળે કે લેપ કરે, કે કોઇ પ્રકારનાં ધૂપથી ધૂપિત કરે અથવા સુવાસિત કરે તો મુનિ તેનો મનથી સ્વાદ ન માણે અથવા વચનથી કહી તેવું ન કરાવે. કોઇ ગૃહસ્થ મુનિના પગમાં વાગેલા કંટકને કાઢી સાફ કરે અથવા પરુ કે લોહી કાઢી સાફ કરે તો મુનિ ઇચ્છે નહિ તેમ તેવું કરવાનુ કહે પણ નહિ.

९७३. से सिया परो कायं आमज्जेज्ज वा पमज्जेज्ज वा, णो त सायए णो तं नियमे। से सिया परो कायं संवाहेज्ज वा, पलिमद्देज्ज वा, णो तं सायए, णो तं नियमे। से सिया परो कायं तेल्लेण वा, घएण वा, वसाए वा, मक्खेज्ज वा, अब्भंगेज्ज वा, णो तं सायए, णो तं नियमे। से सिया परो कायं लोद्धेण वा कक्केण वा चुण्णेण वा, वण्णेण वा, उल्लोढेज्ज वा, उव्वलेज्ज वा, णो तं सायए णो तं नियमे। से सिया परो कायं सीओदग-वियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पहोएज्ज वा, णो तं सायए, णो तं नियमे। से सिया परो कायं अण्णयरेणं विलेवणजातेणं आलिंपेज्ज वा विलिंपेज्ज वा, णो तं सायए णो तं नियमे। से सिया परो कायं अण्णयरेण धूवणजातेण धूवेज्ज वा, पधूवेज्ज वा, णो तं सायए णो तं नियमे।

કોઇ બીજો સાધુના શરીરને સાફ કરે, લૂંછે કે કોઈ શરીરની માલિશ કરે અથવા મર્દન કરે તેલ, ઘી, ચરબી ચોપડે, અથવા લોધ્ર, સુગંધિત દ્રવ્ય, સુગંધિત ચૂર્ણ કે વર્ણથી ઉબટન કરે યા લેપ કરે, અથવા ઠંડા કે ગરમ પાણીથી થોડું કે ઘણું શરીરને ધૂએ અથવા શરીરે કોઇપણ પ્રકારના લેપ કરે તેમજ ધૂપથી ધૂપિત કરે, કે સુવાસિત કરે તો તે સઘળી ક્રિયાઓને મુનિ ન ઇચ્છે, ન બીજાને કરવાનું કહે

९७४. से सिया परो कायंसि वणं आमज्जेज्ज वा पमज्जेज्ज वा, णो तं सायए णो तं नियमे। से सिया परो कायंसि वणं संवाहेज्ज वा पलिमद्देज्ज वा, णो तं सायए णो तं नियमे। से सिया परो कायंसि वणं तेल्लेण वा घएण वा वसाए वा मक्खेज्ज वा अब्भंगेज्ज वा, णो तं सायए णो तं नियमे। से सिया परो कायंसि वणं लोद्धेण वा कक्केण वा चुण्णेण वा वण्णेण वा उल्लोढिज्ज वा उव्वलेज्ज वा, णो तं सायए णो तं नियमे। से सिया परो कायंसि वणं सीतोदगवियडेण वा उसिणोदगविय-डेण वा उच्छोलेज्ज वा, पधोवेज्ज वा, णो तं सायए, णो तं नियमे।

કદાચ કોઇ ગૃહસ્થ મુનિના શરીરના ઘાવને સાફ કરે અથવા વિશેષ રૂપથી સાફ કરે, ઘાવને દબાવે કે મસળે, ઘાવ પર તેલ, ઘી કે ચરબી ઘસે કે ચોપડે અથવા ઘાવ પર લોધ્ર, કર્ક, ચૂર્ણ કે વર્ણથી લેપ કરે કે લગાવે અથવા ઘાવ પર ઠંડું કે ગરમ પાણી છાટે તથા ધૂએ, અથવા શસ્ત્રક્રિયા કરે કે વિશેષ રૂપથી કરે, અથવા શસ્ત્રથી છેદન કરી વિશેષ રૂપથી છેદન કરી પરુ, લોહી કાઢે તો મુનિ તેવી સઘળી ક્રિયા મનથી ન ઇચ્છે કે બીજાને વચનથી તેવું કરવાનુ ન કહે

से सिया परो कायंसि वणं वा गंडं वा अरइं वा पुलइयं वा भगंदलं वा अण्णयरेणं सत्थजातेणं अच्छिदेज्ज वा विच्छिदेज्ज वा णो तं सायए, णो तं नियमे । से सिया परो अण्णयरेणं सत्थजातेणं अच्छिदित्ता वा विच्छिदित्ता वा पूयं वा सोणियं वा, णीहरेज्ज वा विसोहेज्ज वा, णो, णो तं सायए णो तं नियमे ।

९७५. सेसिया परो कायंसि गंड वा, अरइयं वा, पुलइयं वा, भगंदल वा, आमज्जेज्ज वा पमज्जेज्ज वा, णो तं सामए, णो तं नियमे । से सिया परो कायंसि गंड वा, अरइयं वा पुलइयं वा, भगदलं वा संवाहेज्ज वा पलिमद्देज्ज वा, णो तं सायए णो तं नियमे । से सिया परो कायंसि गंडं वा जाव भगंदलं वा तेल्लेण वा, घएण वा, वसाए वा, मक्खेज्ज वा अब्भिगिज्ज वा, णो तं सायए णो तं नियमे । से सिया परो कायंसि गडं वा जाव भगंदलं वा लोद्धेण वा, कक्केण वा, चुण्णेण वा, वण्णेण वा, उल्लोढिज्ज वा, उव्वलेज्ज वा, णो तं सायए णो तं नियमे । से सिया परो कायंसि गंड वा जाव भगंदलं वा, सीतोदगवियडेण वा, उसिणोदगवियडेण वा, उच्छोलेज्ज वा, पधोवेज्ज वा, णो तं सायए णो तं नियमे । से सिया परो कायंसि गंडं वा जाव भगदलं वा अण्णयरेणं सत्थजाएणं अच्छिदेज्ज वा विच्छिढेज्ज वा, से सिया परो अण्णयरेणं सत्थजाएणं अच्छिदित्ता वा विच्छिदित्ता वा पूयं वा सोणियं वा णीहरेज्ज वा णो तं सायए,णो तं नियमे।

કોઈ ગૃહસ્થ સાધુના શરીરમા થયેલ ગુમડું, ઘાવ, વ્રણુ, અર્શ, ભંગદર વગેરેને સાફ કરે કે વિશેષ રૂપથી સાફ કરે, અથવા કોઈ દબાવે, તૈલાદિ ચોપડે, લોધ્રાદિ ચૂર્ણનો લેપ કરે, ઠંડા કે ગરમ પાણીથી ધૂએ, અથવા છાંટે, શસ્ત્રક્રિયા કરી છેદન ભેદન કરી લોહી, પરૂ કાઢે તેની સફાઇ કરે તો મુનિ તે ક્રિયા નો આસ્વાદન ન કરે. બીજાને એમ કરવામાટે પણ ન કહે.

९७६. से सिया परो कायंसि सेयं वा जल्लं वा नीहरेज्ज वा विसोहेज्ज वा, नो तं सायए नो तं नियमे ।

९७७. से सिया परो अच्छिमलं वा, कण्णमलं वा, दंतमलं वा, नहमलं वा, णीहरेज्ज वा विसोहिज्ज वा नो तं सायए, नो तं नियमे ।

९७८. से सिया परो दीहाइं वालाइं, दीहाइं वा रोमाइं, दीहाइं भमुहाइं दीहाइं कक्खरोमाइं, दीहाइ वत्थिरोमाइं, कप्पिज्ज वा, संठवेज्ज वा, णो तं सायए, नो तं नियमे ।

९७९. से सिया परो सीसाओ लिक्खं वा जूयं वा णीहरेज्ज वा विसोहेज्ज वा, णो तं सायए, नो तं नियमे ।

९८०. से सिया परो अंकंसि वा पलियंकंसि वा तुयट्टावेत्ता, पादाइं आमज्जेज्ज वा पमज्जेज्ज वा, एवं हेट्ठिमो गमो पायादि भाणियव्वो । से सिया परो अंकंसि वा पलियंकंसि वा तुयट्टावेत्ता हारं वा, अद्धहारं वा, उरत्थं वा, गेवेयं वा, मउडं वा, पालवं वा, सुवण्णसुत्तं वा, आविधेज्ज वा, पिणहिज्ज वा, णो तं सायए, नो तं नियमे ।

९८१. से सिया परो आरामंसि वा उज्जाणंसि वा णीहरित्ता वा पविसित्ता वा पायाइं आमज्जेज्ज वा, पमज्जिज्ज वा, णो तं सायए, नो तं नियमे ।

९८२. एवं णेतव्वा अण्णमण्णकिरियावि

કોઇ ગૃહસ્થ મુનિના શરીરનો મેલ ઉતારે, સાફ કરે, આંખનો મેલ, કાનનો મેલ, દાંતનો મેલ, નખોના મેલ, કાઢે કે સાફ કરે, અથવા ગૃહસ્થ સાધુના લાંબા વાળ રોમ, ભવાં કાખના વાળ કે ગુહ્ય અંગના લાંબા વાળ કાપે તથા સંવારે, અથવા કોઇ ગૃહસ્થ સાધુના માથામાંથી જૂ, લીખ કાઢે, કે શોધે, અથવા કોઇ ગૃહસ્થ મુનિને ખોળામાં કે પલંગમા સુવરાવીને તેના પગ સાફ કરે, લૂછે, પૂર્વોકત કોઇ પણ ક્રિયા કરે, અથવા કોઈ ગૃહસ્થ મુનિને ખોળામાં કે પલંગમાં સુવરાવીને હાર, અર્ધહાર, ઉરસ્થ વક્ષસ્થળનું આભરણ, ગ્રીવાનું આભરણ, મુકુટ, માળા, સુવર્ણ સૂત્રાદિ પહેરાવે અથવા કોઇ ગૃહસ્થ કોઇ મુનિને બગીચામાં લઇ જઇ કે પ્રવેશ કરીને પગ પોછે કે સાફ કરે વગેરે સઘળી ઉપરોકત ક્રિયાઓને મનથી મુનિ ન ઇચ્છે, વચનથી તેવુ કરવાનુ ન કહે અને કાયાથી તેવુ આચરણ ન કરે.

એ જ પ્રમાણે સાધુઓ સાધુઓ દ્વારા પરસ્પરમાં કરવામાં આવતી પૂર્વોકત સમસ્ત ક્રિયાઓના વિષયમા જાણી લેવું જોઇએ. અર્થાત્ કદાચિત્ એક સાધુ બીજા સાધુના પ્રતિ ઉકત ક્રિયાઓ કરે તો સાધુએ તે ક્રિયાનો આસ્વાદન કરવો ન જોઇએ અને કહીને કરાવવુ પણ ન જાઇએ.

९८३. से सिया परो सुद्धेणं वतिबलेणं वा तेइच्छं आउट्टे, से सिया परो असुद्धेणं वतिबलेणं तेइच्छं आउट्टे, से सिया परो गिलाणस्स सचित्ताइं वा कंदाणि वा मूलाणि वा तयाणि वा हरियाणि वा, खणेत्तु वा कड्ढित्तु वा कड्ढावेत्तु वा, तेइच्छं आउट्टाविज्जा, णो तं सायए, नो तं नियमे ।

९८४. कडुवेयणा, पाणभूतजीवसत्ता वेयणं वेदेंति ।

કદાચ કોઇ ગૃહસ્થ શુદ્ધ વચન બળથી અર્થાત્ વિદ્યા કે મંત્રની શકિતથી સાધુની ચિકિત્સા કરે, કોઇ અશુદ્ધ વચનબળથી સાધુની ચિકિત્સા કરે અથવા કોઇ સચિત્ત કંદ, સચિત્ત મૂળ, સચિત્ત છાલ અથવા હરિતકાયને ખોદી, કાઢી અથવા કઢાવીને બીમાર સાધુની ચિકિત્સા કરે તો સાધુ આ ક્રિયાઓનો આસ્વાદન ન કરે. બીજાને કહીને એવું ન કરાવે. કારણ કે પ્રાણી, ભૂત, જીવ અને સત્વને વેદના પહોંચાડવાથી પોતાને વેદના ભોગવવી પડે છે.

९८५. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं, जं सव्वट्ठेहिं सहिते समिते सदा जए, सेयमिणं मण्णेज्जासि त्ति बेमि ।

સાધુ-સાધ્વીના આચારની એજ પૂર્ણતા છે. એને સમિતિથી યુકત થઇને જ્ઞાનાદિની સાથે હમેશાં પાલન કરતા સંયમમા યતનાવાન્ અને અને એમાં જ પોતાનું શ્રેય માને એમ હુ કહું છું.



## અધ્યયન ત્રેવીસમું

# અ ન્યો ન્ય ક્રિ યા

બાવીશમા અધ્યયનમાં પરિ યાનો નિષેધ કરેલ છે, ત્યારે આ અધ્યયનમા સ્થવિરકલ્પી સાધુ અથવા સાધ્વીની પારસ્પરિક ક્રિયાનો નિષેધ કરેલ છે. જિનકલ્પી સંતો તથા અભિગ્રહધારી સંતો તો એકાકી વિચરતાં હોય છે. તેઓ દેહ પ્રત્યે મમત્વ ધરાવતા ન હોવાને કારણે ઔષધ વગેરેનો પ્રયોગ કરતા કરાવતા નથી તેથી આ અધ્યયન સ્થાવિરકલ્પી સંતો વિષે છે. આ સંતો કારણવશાત્ ઔષધ સાથે સંબંધ ધરાવે છે તેટલા માટે પારસ્પરિક ક્રિયાનો નિષેધ કરેલ છે. પરતું તેનો અર્થ એ નથી થતો કે સાધુ કોઇ સાધુની બીમારી આદિ અવસ્થામા ગુર્વાદિકની આજ્ઞાથી સેવા શુશ્રૂષા ન કરે આ નિષેધ કેવળ કારણ વિના આવી ક્રિયાઓ કરવા માટે કરેલ છે. જેનાથી જીવનમા આળસ પ્રમાદ ન વધે, અને જીવન એશઆરામવાળુ બની ન જાય તથા સ્વાધ્યાયનો સમય કેવળ શરીર સજાવવામાં પૂરો ન થઇ જાય. આ કથનથી સ્પષ્ટ થાય છે કે વિશેષ કારણ ઉપસ્થિત થતાં કરવામાં આવતી પારસ્પરિક યા વડે સેવા–શુશ્રૂષાનો નિષેધ નથી. આગમોમા વૈયાવૃત્ય કરવાથી મળતા ફળનો નિર્દેષ કરતાં બતાવ્યું છે, કે વૈયાવૃત્ય કરતા ઉત્કૃષ્ટ ભાવના આવી જાય તો આત્મા તીર્થંકર ગોત્ર કર્મનો બંધ કરે છે. મહાનિર્જરાનું કારણ છે. સામાન્યતઃ સૂત્રકારનો ઉદ્દેશ્ય સાધુઓને સ્વાવલંબી બનાવવાનો છે. સાધુ બીજા ઉપર આધારિત થઇને ન રહે તેમજ શ્રમ, અને સ્વાવલબન એ જ જીવનનો આધાર બની જાય એ દૃષ્ટિથી પારસ્પરિક ક્રિયા કરવાનો નિષેધ કર્યો છે

૯૮૬. से भिक्खू वा भिक्खुणी वा अण्ण-मण्णकिरियं अज्झत्थियं संसेइयं, नो तं सायए, नो तं नियमे ।

સાધુ અથવા સાધ્વી, પરસ્પર પોતાના વિષયમાં કર્મબંધનના કારણભૂત કરાતી ક્રિયાને મનથી ન ઇચ્છે, વચનથી ન કહે અને કાયાથી ન કરાવે.

૯૮૭. से अण्णमण्णं पाए आमज्जेज्ज वा पमज्जेज्ज वा, णो तं सायए, णो तं नियमे ।

૯૮૮. सेसं तं चेव.

જેમ કે એક સાધુ બીજા સાધુના ચરણોનું પ્રમાર્જનાદિ કરે તો તે સાધુ, જેના ચરણો પ્રમાર્જિત થઇ રહ્યા છે, તે ક્રિયાનું મનથી આસ્વાદન ન કરે. ન કરવાનું કહે. શેષ વર્ણન બાવીસમા પરક્રિયા અધ્યયનની સમાન જાણી લેવું જોઇએ.

૯૮૯. एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ।

આ સાધુ અને સાધ્વીના આચારની પૂર્ણતા છે. સમિતિ યુકત થઇને સાધુએ તેનું પાલન કરી સંયમમાં પરાક્રમ કરવું જોઇએ.



## અધ્યયન ચોવીસમું

# ભા વ ના

## ( ત્રીજી ચૂલિકા )

આચારાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના નવમા અધ્યયનમાં ભગવાન મહાવીરની ઉત્કટ સાધનાનું સજીવ રૂપ જોવા મળે છે. પણ ત્યાં ભગવાન્ મહાવીરનો જીવનપરિચય આપેલ નથી. તે પરિચયની પૂર્તિ આ અધ્યયનમાં કરવામાં આવી છે. ભગવાન મહાવીરના જન્મ, જીવનચર્યા, તેમનાં દ્વારા સ્વીકૃત પાચ મહાવ્રતો, મહાવ્રતોની પચ્ચીસ ભાવનાઓ વગેરેનું પ્રતિપાદન પ્રસ્તુત અધ્યયનમાં કરવામા આવેલ છે

પ્રભુ મહાવીરને, કુમાર ગામથી લઇને છેક જાંભિકા ગામ સુધી જે જે સંકટો–ઉપસર્ગો પ્રાપ્ત થયા તે સઘળું વૃત્તાંત ઉપધાન-અધ્યયનમાં આ ગયેલ હોવાથી ફરી દોહરાવ્યું નથી. તેથી સ્પષ્ટ થાય છે કે પ્રસ્તુત અધ્યયન ત્રીજી ચૂલિકા સન્નિહિત હોવાના કારણે ઉપધાન અધ્યયનની સંપૂર્તિ રૂપ છે.

પ્રસ્તુત અધ્યયનનુ 'મહત્ત્વ ભગવાનનાં દિવ્ય ભવ્ય તેમજ કલ્યાણકારી જીવનની અલૌકિકતા બતાવવામાં અને તે આદર્શ–જીવનની સાધનામાથી પ્રરણા પામી સાધક જીવનમા સાધનાનો ઉજ્જવળ પ્રકાશ ફેલાવવામાં રહેલું છે. ભગવાન મહાવીરના જીવનનો ઉલ્લેખ કરતાં સૂત્રકાર ફરમાવે છે

९९०. तेणं कालेणं तेणं समएणं,समणे भगवं महावीरे पंचहत्थुत्तरे यावि होत्था । तंजहा–हत्थुत्तराहिं चुए, चइत्ता गब्भं वक्कंते, हत्थुत्तराहिं–गब्भाओ गब्भं साहरिए, हत्थुत्तराहिं जाए, हत्थुत्तराहिं सव्वओ सव्वत्ताए मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्व–इए, हत्थुत्तराहिं कसिणे पडिपुण्णे अव्वाघाए निरावरणे अणंते अणुत्तरे केवलवरणाणदंसणे समुप्पण्णे, साइणा भगवं परिनिव्वुए ।

તે કાળ અને તે સમયમાં અર્થાત્ ચોથા આરામાં અને વિવક્ષિત સમયમાં શ્રમણ ભગવાન્ મહા–વીરનાં સંબંધમાં પાંચ વાર ઉત્તરા ફાલ્ગુણી નક્ષત્રનો સંયોગ થયો. તે આ પ્રમાણે– (૧) ભગવાન્ ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં દસમાં (દેવલોકથી) ચ્યવીને દેવાનન્દા બ્રાહ્મણીના ગર્ભમા ઉત્પન્ન થયા (૨) ઉત્તરા ફાલ્ગુની નક્ષગમાં દેવાનન્દાના ગર્ભમાંથી ત્રિશલા માતાના ગર્ભમાં સંહરણ થયું. (૩) ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં જન્મ થયો. (૪) ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમા ગૃહવાસ ત્યાગી દીક્ષા અંગીકાર કરી. (૫) ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમા સંપૂર્ણ, પ્રતિપૂર્ણ વ્યાઘાત રહિત, આવરણ વિહીન, અનંત, સર્વોત્કૃષ્ટ કેવળજ્ઞાન તથા કેવળ દર્શન પામ્યા અને સ્વાતિનક્ષત્રમા નિર્વાણ પધાર્યા

९९१. समणे भगवं महावीरे इमाए ओसप्पिणीए सुसमसुसमाए समाए वीतिक्कंताए, सुसमाए समाए वीति–क्कंताए, सुसमदुससमाए समाए वीति–क्कंताए, दुसमसुसमाए समाए बहु–वीतिक्कंताए, पण्णहत्तरीए वासेहिं, मासेहिं य अद्धणवमेहिं सेसेहिं, जे से गिम्हाणं चउत्थे मासे अट्ठमे पक्खे आसाढसुद्धे, तस्स णं आसाढसुद्धस्स छट्ठीपक्खेणं हत्थुत्तराहिं णक्खत्तेणं जोगमुवागएणं महाविजय––सिद्धत्थ–पुप्फुत्तर––पवरपुंडरीय–––दिसासोव–त्थियवद्धमाणाओ महाविमाणाओ, वीसं सागरोवमाइं आउयं पालइत्ता आउक्खएणं, भवक्खएण, ठितिक्खएणं चुए, चइत्ता इह खलु जंबुद्दीवे णं दीवे भारहेवासे, दाहिणभरहे, दाहिण–माहणकुंडपुरसंणिवेसंसि, उसभ–दत्तस्स माहणस्स कोडालसगोत्तस्स, देवाणंदाए माहणीए जालंधर–सगोत्ताए सीहूब्भयभूएणं अप्पाणेणं कुच्छिंसि गब्भं वक्कंते ।

શ્રમણ ભગવાન્ મહાવીર આ અવસર્પિણી કાળના સુષમ–સુષમા નામનો પ્રથમ આરો પૂર્ણરૂપે વ્યતીત થતા, સુષમા નામનો બીજો આરો પણ પૂર્ણરૂપે વીતી જતાં, સુષમ–દુષમ નામનો ત્રીજો આરો પૂર્ણરૂપે વ્યતીત થતાં, સુષમ-દુષમ નામના ચોથા આરાનો અધિકાંશ વીતી જતાં, કેવળ પંચોતેર વર્ષ અને સાડા આઠ માસ બાકી રહ્યા ત્યારે ગ્રીષ્મ ઋતુનો ચોથો માસ અને આઠમા પક્ષમાં અષાઢ શુકલા આવે છે, તે અષાઢ માસના શુકલ પક્ષની ષષ્ઠી તિથિએ ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રનો યોગ થતાં, મહાવિજય સિદ્ધાર્થ–પુષ્પોત્તર વર પુંડરીક દિશા સ્વસ્તિક વર્ધમાન નામના મહાવિમાનમાંથી, વીસ સાગરોપમની આયુ પૂર્ણ કરીને, આયુ, ભવ, તથા સ્થિતિનો ક્ષય થવા પર ચવીને આ જંબુદ્વીપમા, ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમા, બ્રાહ્મણ કુંડપુર સ્થાને કોડાલ ગોત્રીય ઋષદત્ત બ્રાહ્મણીની પત્ની જાલંધર ગોત્રીય દેવાનન્દા બ્રાહ્મણીની કુક્ષિમાં સિંહના બચ્ચાની માફક ગર્ભરૂપ ઉત્પન્ન થયા-

९९२. समणे भगवं महावीरे तिण्णाणोवगए यावि होत्था । चइस्सामि त्ति जाणइ; चुएमि त्ति जाणइ, चयमाणे ण जाणइ; सुहुमे णं से काले पण्णत्ते ।

શ્રમણ ભગવાન મહાવીર અવતરિત થયા ત્યારે મતિ, શ્રુત અવધિ, આ ત્રણ જ્ઞાનયુક્ત હતા તેથી તે 'હું ચવીશ' એમ જાણતા હતા, 'હું ચવ્યો' પણ જાણતા હતા પરંતુ હું ચવી રહ્યો છું તે જાણતા ન હતા. કારણ કે તે સમય અત્યંત સૂક્ષ્મ હોય છે. (છદમસ્થના ઉપયોગમાં અન્ત-ર્મુહૂર્ત લાગે છે અને ઉત્પન્ન થવામાં તેટલો કાળ લાગતો નથી.)

९९३. तओ णं समणे भगवं महावीरे हियाणुकंपतेणं देवेणं "जीयमेयं" ति कट्टु, जे से वासाणं तच्चे मासे पंचमे पक्खे आसोयबहुले, तस्स णं आसोयबहुलस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं णक्खत्तेणं जोगोवगतेणं, बासीहिं रातिंदिएहिं वीतिक्कंतेहि, तेसीतिमस्स रातिंदियस परियाए वट्टमाणे दाहिण—माहणकुंड-पुरसंणिवेसाओ उत्तर—खत्तियकुंड-पुरसंणिवेसंसि, णायाणं खत्तियाणं सिद्धत्थस्स खत्तियस्स कासवगोत्तस्स तिसलाए खत्तियाणीए वासिट्ठस-गोत्ताए असुभाणं पोग्गलाणं अवहार करेत्ता सुभाणं पोग्गलाणं पक्खेवं करेत्ता कुच्छिसि गब्भं साहरिए । जे वि य तिसलाए खत्तियाणीए कुच्छिंसि गब्भे, तं पि य दाहिग–माहणकुंडपुर-संणिवेसंसि उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स देवाणंदाए माहणीए जालंधरायणसगोत्ताए कुच्छिंसि गब्भं साहरिए ।

દેવાનન્દા બ્રાહ્મણીના ગર્ભમાં આવ્યા બાદ શ્રમણ ભગવાન મહાવીરનાં હિતાનુમ્પક-ભકત દેવે, 'આ જીત આચાર છે.' એમ વિચારીને વર્ષા કાળના ત્રીજા માસમાં, પાંચમાં પક્ષમાં આસો વદિ ત્રયોદશીના દિવસે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રનો યોગ થતાં, ગર્ભમાં બ્યાસી દિન વીત્યા બાદ અને ત્ર્યાસી (૮૩) મી રાત્રિની પર્યાય વર્તતાં દક્ષિણ બ્રાહ્મણકુંડ નગર નામના સન્નિવેશથી ઉત્તરમાં ક્ષત્રિયકુંડ નગર નામના સન્નિવેશમાં, જ્ઞાતકુળમાં કાશ્યપ ગોત્રીય, સિદ્ધાર્થ ક્ષત્રિયની પત્ની વાશિષ્ઠ ગોત્રીય, ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમાંથી અશુભ પુદ્‌ગલોને ખેંચી તથા શુભ પુદ્‌ગલોનો પ્રક્ષેપ કરીને ગર્ભનું સંહરણ કર્યું ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમા જે ગર્ભ હતો, તેને દક્ષિણ બ્રાહ્મણ કુંડપુર સન્નિવેશમા કોડાલ ગોત્રીય ઋષભદત્ત બ્રાહ્મણની પત્ની દેવાનન્દા નામની બ્રાહ્મણીની કુક્ષિમાં સ્થાપિત કર્યો. અર્થાત્ દેવાનન્દાની કુક્ષિનો ગર્ભ ત્રિશલાની કુક્ષિમાં બદલી લીધો. શ્રમણ ભગવાન મહાવીર સ્વામી ગર્ભાવાસમા ત્રણ ચાન–મતિ શ્રુત, અવધિથી યુકત હતા. મારું આ સ્થાનથી સંહરણ થશે એમ જાણતા હતા, સંહરણ થઈ ગયું એમ જાણતા હતા, સંહરણ થઇ રહયું છે, એ પણ જાણતા હતા.

९९४. समणे भगवं महावीरे तिण्णाणोवगए यावि होत्था । साहरिज्जिस्साम्मि त्ति जाणइ, साहरिएमित्ति जाणइ; साहरिज्जमाणे वि जाणइ ।

९९५. समणाउसो ! तेणं कालेणं तेणं समएणं तिसलाए खत्तियाणीए, अह अन्नया कयाई णवण्हं मासाणं बहुपडिपुण्णाणं अद्धट्ठमाणं राइंदियाणं वीतिक्कंताणं जे से गिम्हाणं पढमे मासे दोच्चे पक्खे चित्तसुद्धे, तस्स णं चित्तसुद्धस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं नक्खत्तेणं जोगमुवागतेणं, समणं भगवं महावीरं अरोयारोयं पसूया ।

હે આયુષ્મન્ શ્રમણો ! ત્યાર પછી તે કાલે તે સમયમાં ત્રિશલા ક્ષત્રિયાણીના નવ માસ પૂરા વ્યતીત થયા અને સાડા સાત રાત્રિ-દિવસ વ્યતીત થઇ ગયા ત્યારે ગ્રીષ્મ ઋતુનો પ્રથમ માસ અને બીજો પક્ષ, જે ચૈત્ર શુકલ પક્ષ આવે છે. તે ચૈત્ર માસના શુકલ પક્ષની ત્રયોદશીના દિવશે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રના યોગમાં શ્રમણ ભગવાન્ મહાવીરનો કોઇ વિઘ્ન–પીડારહિત સકુશળ–આરોગ્યપૂર્ણ જન્મ થયો.

९९६. जण्ण राइं तिसला खत्तियाणि समणं भगवं महावीरं आरोयारोय पसूया, तण्णं राइ भवणवइ—वाणमंतर—जोइसिय- विमाणवासि–देवेहि य देवीहि य उवयंतेहिं उप्पयंतेहिं य एगे महं दिव्वे देवुज्जोए देवसण्णिवाते देवकहक्कहए उप्पिंजलभूते यावि होत्था ।

જે રાત્રે ત્રિશલા ક્ષત્રિયાણીએ શ્રમણ ભગવાન્ મહાવીરનો સકુશળ કોઇ પણ બાધાપીડા–રહિત જન્મ આપ્યો, તે જ રાત્રે ભવનપતિ–વ્યંતર–જ્યોતિષ્ક અને વિમાનવાસી દેવો તથા દેવીઓના નીચે ઉતરવાથી, ઉપર જવાથી તથા એક સાથે મળવાથી એક મહાન્ દિવ્ય ઉદ્યોત, દેવસંગમ તથા દેવ–કોલાહલ થયો. સર્વ દેવો ભગવાનના દર્શન માટે આતુર બની રહ્યા હતા.

९९७. जण्णं रयणिं तिसला खत्तियाणी समणं भगवं महावीरं आरोयारोयं पसूया, तण्ण रयणिं बहवे देवा य देवीओ य एगं महं अमयवासं च, गंधवासं च, चुण्णवासं च, पुप्फवासं च, हिरण्णवासं च, रयणवासं च, वासिंसु ।

જે રાત્રે ત્રિશલા ક્ષત્રિયાણીએ શ્રમણ ભગવાન્ મહાવીરને નીરોગતાપૂર્વક જન્મ આપ્યો, તે રાત્રે ઘણા દેવો–દેવીઓએ એક મહાન (૧) અમૃત વર્ષા, (૨) સુગંધ વર્ષા (૩) ચૂર્ણવર્ષા (૪) પુષ્પવર્ષા (૫) સ્વર્ણવર્ષા અને (૬) રત્નવર્ષા કરી

९९८. जण्णं रयणिं तिसला खत्तियाणी समणं भगवं महावीरं अरोयारोय पसूया, तण्णं रयणिं भवणवइ–वाण–मंतर—जोतिसिय—विमाणवासिणो देवा य देवीओ य समणस्स भगवओ महावीरस्स कोतुगभूतिकम्माइं तित्थयराभिसेयं च करिंसु ।

જે રાત્રે ત્રિશલા ક્ષત્રિયાણીએ શ્રમણ ભગવાન મહાવીરનો સકુશલ પ્રસવ કર્યો તે રાત્રિમા ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વિમાન-વાસી દેવો તથા દેવીઓએ શ્રમણ ભગવાન્ મહાવીરનુ પ્રસૂતિકર્મ કર્યું અને તીર્થંકરાભિષેક કર્યો

१९९. जतो णं पभिति भगवं महावीरे तिसलाए खत्तियाणीए कुच्छिसि गब्भ आगए, ततो णं पभिति तं कुलं विपुलेणं हिरण्णेणं सुवण्णेणं धणेणं धण्णेणं माणिक्केणं मोत्तिएणं संखसिलप्पवालेणं अतीव अतीव परिवड्ढइ । ततो णं समणस्स भगवओ महावीरस्स अम्मापियरो एयमट्ठं जाणित्ता णिव्वत्तदसाहंसि वुक्कंतंसि सुइभूतंसि विपुलं असणपाणखाइमसाइमं उवक्खडावेंति, विपुलं असणपाणखाइमसाइमं उवक्खडावेत्ता मित्तणातिसयणसंबंधिवग्गं उवणिमंतेति, उवणिमतेत्ता बहवे समणमाहणकिवणवणीमगाहिं भिच्छुडगपंडरगाईण विच्छड्डेंति विग्गोवेंति, विस्साणेंति, दातारेसु दाणं पज्जभाऐंति, विच्छड्डित्ता विग्गोवित्ता विस्साणित्ता दायारेसु णं दाणं पज्जाभाइत्ता मित्तणाइसयणसंबंधिवग्गेण इममेयारूवं णामधेज्जं कारवेंति; जओ णं पभिइ इमे कुमारे तिसलाए खत्तियाणीए कुच्छिसि गब्भे आहूए, ततो णं पभिइ इमं कुलं विपुलेणं हिरण्णेणं, सुवण्णेणं, धण्णेणं, धणेण, माणिक्केणं, मोतिएणं, संखसिलप्पवालेणं, अतीव, अतीव परिवड्ढइ, ता होउ णं कुमारे "वद्धमाणे" ।

જે સમયથી ભગવાન્ મહાવીર, ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમાં ગર્ભરૂપમાં પધાર્યા, ત્યારથી જ તે કુળ વિપુલ ચાંદી, સોનું, ધન, ધાન્ય, માણેક, મોતી, ઉત્તમ શંખ, પોખરાજ, પ્રવાલ, આદિથી ખૂબખૂબ વૃદ્ધિ પામ્યું. એટલા માટે ભગવાનના માતાપિતાએ, આ વાત જાણીને દસ દિવસ વીતી ગયા પછી, શુચિ થઇ ગયા ત્યારે ઘણું અશન, પાન, આદિમ, સ્વાદિમ બનાવરાવ્યાં અને મિત્રો, જ્ઞાતિજનો, સ્વજનો અને સંબંધીઓને આમંત્રણ આપ્યું. મિત્રો આદિને આમંત્રિત કરીને ઘણા શ્રમણો, બ્રાહ્મનો ભિક્ષુઓ, દરિદ્રો અને ભિખારીઓ તથા દુખિયાજનોને દાન આપ્યું, વહેચ્યુ અને વિતીર્ણ કર્યું. યાચકોને ખૂબ દાન આપ્યુ. આપીને, વ્હેચીને, તેમજ વિતરણ કરીને તથા અર્થીજનોને દાન આપીને મિત્રો, જ્ઞાતીજનો, સ્વજનો અને સંબંધીજનોને ભોજન કરાવ્યુ. મિત્રો આદિને ભોજન કરાવીને તેમને આ પ્રમાણે કહ્યુઃ જ્યારથી આ કુમાર ક્ષત્રિયાણી ત્રિશલાના ઉદરમાં ગર્ભરૂપે આવ્યા હતા ત્યારથી આ કુળમાં વિરાટ ચાંદી સોનું-ધન-ધાન્ય-માણેક-મોતી શંખ-પોખરાજ-પ્રવાલ વગેરેની ઘણી વૃદ્ધિ થઇ છે તેથી કુમારનું નામ 'વર્ધમાન' રાખવામાં આવે છે

१०००. तओ णं समणे भगवं महावीरे पंचधातिपरिवुडे, तंजहा—खीरधाईए, मज्जणधाईए, मंडावणधाईए, खेल्लावणधाईए, अंकधाईए, अंकाओ अंकं साहरिज्जमाणे रम्मे मणिकोट्टिमतले, गिरिकंदरसमल्लीणे व चंपयपायवे, अहाणुपुव्वीए संवड्ढइ ।

ત્યાર પછી શ્રમણ ભગવાન્ મહાવીર માટે પાંચ ધાત્રીઓ રાખવામાં આવી, (૧) દૂધ પીવડાવનારી (૨) સ્નાન કરાવનારી, (૩) શૃંગાર કરાવનારી (૪) રમાડનારી (૫) અંકમાં રાખનારી ધાત્રી. એ પ્રમાણે એક ખોળામાંથી બીજાના ખોળામાં લેવાતા વર્ધમાનકુમાર રમણીય મણિઓની ફરસવાળા રાજમહેલમાં વૃદ્ધિ પામવા લાગ્યા. જેમ પર્વતની ગુફામાં ચંપક–વૃક્ષની વૃદ્ધિ થાય છે.

१००१, तओ णं समणे भगवं महावीरे विण्णायपरिणयमित्ते विणियत्तवालभावे अणुस्सुयाइं, उरालाइं माणुस्सगाइं पंचलक्खणाइं कामभोगाइं सद्द-फरिसरसरूवगंधाइं परियारेमाणे एगं च णं विहरति ।

ત્યાર બાદ શ્રમણ ભગવાન મહાવીરનું જ્ઞાન વિશેષરૂપથી વિકાસ પામ્યું, તે બાલ્યાવસ્થાથી મુક્ત થઇ યુવાવસ્થાને પ્રાપ્ત થયા. અનુત્સુક-અનાસક્ત ભાવથી મનુષ્ય સંબંધી પાંચ પ્રકારના ઉદાર કામભોગોનો અર્થાત્ શબ્દ–સ્પર્શ–રસ–રૂપ અને ગંધનો અનુભવ કરતાં વિચરવા લાગ્યા.

१००२. समणे भगवं महावीरे कासवगोत्ते, तस्स णं इमे तिण्णि णामधेज्जा एवमाहिज्जंति, तंजहा-अमापिउसंति "वद्धमाणे;" सहसंमइए "समणे;" भीमं भयभेरवं उरालं अचेलयं परीसहसह त्ति कट्टु देवेहिं से णामं कयं "समणे भगवं महावीरे" ।

શ્રમણ ભગવાન્ મહાવીર કાશ્યપ ગોત્રીય હતા. તેના ત્રણ નામ આ પ્રમાણે હતાં (૧) માતા પિતાએ નિયત કરેલ નામ 'વર્ધમાન' હતું (૨) સહજ ગુણોને કારણે તે 'શ્રમણ' કહેવાતા અને (૩) ભયંકર–ભય–ભૈરવને તથા અચેલાદિ પરીષહો સહવાના કારણે દેવોએ તેમનું નામ શ્રમણ ભગવાન્ મહાવીર આપ્યુ હતું

१००३ समणस्स णं भगवओ महावीरस्स पिता कासवगोत्तेणं; तस्स णं तिण्णि-णामधेज्जा एवमाहिज्जति, तंजहा–सिद्धत्थे ति वा, सेज्जंसेति । वा, जसंसे ति वा ।

શ્રમણ ભગવાન મહાવીરના પિતા કાશ્યપ ગોત્રના હતા. તેના પણ ત્રણ નામ હતાં (૧) સિદ્ધાર્થ (૨) શ્રેયાંસ અને (૩) યશસ્વી.

१००४. समणस्स णं भगवओ महावीरस्स अम्मा वासिट्ठसगोत्ता; तीसे णं तिण्णि णामधेज्जा, तंजहा–तिसला ति वा, विदेहदिण्णा ति वा, पियकारिणी ति वा ।

શ્રમણ ભગવાન મહાવીરની માતા વાશિષ્ઠ ગોત્રીય હતા તેના પણ ત્રણ નામ હતા–ત્રિશલા, વિદેહ-દિન્ના અને પ્રિયકારિણી

१००५. समणस्स ण भगवओ महावीरस्स पित्तियए सुपासे कासवगोत्तेणं । समणस्स णं भगवओ महावीरस्स जेट्ठे भाया णंदिवद्धणे कासव-गोत्तेण । समणस्स ण भगवओ महावीरस्स जेट्ठा भइणी सुदंसणा कासवगोत्तेणं । समणस्स णं भगवओ महावीरस्स भज्जा जसोया गोत्तेणं कोडिण्णा । समणस्स णं भगवओ महावीरस्स धूया कासव-गोत्तेणं; तीसे णं दो णामधेज्जा एवमाहिज्जंति, तंजहा—अणोज्जा ति वा, पियदंसणा ति वा । समणस्स णं भगवओ महावीरस्स णत्तुइ कोसियागोत्तेणं; तीसे णं दो णामधेज्जा एवमाहिज्जति, तंजहा—सेसवई ति वा, जसवती ति वा ।

શ્રમણ ભગવાન મહાવીરના કાકા કાશ્યપ ગોત્રીય હતા. તેનું નામ સુપાર્શ્વ હતું, ભગવાનના જ્યેષ્ઠ ભ્રાતા નન્દિવર્ધન કાશ્યપ ગોત્રીય હતાં. ભગવાનની મોટી બહેન કાશ્યપ ગોત્રીયા સુદર્શના હતી. ભગવાનની પત્ની કૌડિન્ન ગોત્રીયા હતી, તેનું નામ યશોદા હતું. ભગવાનની પુત્રીના બે નામ હતા—અનવદ્યા અને પ્રિયદર્શના. તે પણ કાશ્યપ ગોત્રીયા હતી. શ્રમણ ભગવાન મહાવીરની દૌહિત્રી પ્રિયદર્શનાની પુત્રી કૌશિક ગોત્રની હતી. તેના પણ બે નામ હતાં શેષવતી અને યશોમતી. ૧

१००६. समणस्स णं भगवओ महावीरस्स अम्मापियरो पासावच्चिज्जा समणोवासगा यावि होत्था । ते णं बहूइं वासाइं समणोवासगपरियागं पालयित्ता छण्हं जीवनिकायाणं सारक्खणनिमित्तं आलोइत्ता, निंदित्ता गरहित्ता, पडिक्कमित्ता अहारिहं उत्तरगुणपायच्छित्ताइं पडिवज्जित्ता कुससंथारगं दुरुहित्ता भत्तं पच्चक्खाइंति; भत्त पच्चक्खाइत्ता अपच्छिमाए मारणंतियाए संलेहणाए झुसियसरीरा कालमासे कालं किच्चा तं सरीरं विप्पजहित्ता अच्चुए कप्पे देवत्ताए उववण्णा । तओ णं आउक्खएणं भवक्खएणं ठिइक्खएणं चुए, चवित्ता महाविदेहे वासे चरिमेणं ऊसासेणं सिज्झिस्संति, मुच्चिस्संति, परिनिव्वाइस्संति, सव्वदुक्खाणं अंतं करिस्संति ।

શ્રમણ ભગવાન્ મહાવીરનાં માતા-પિતા પાર્શ્વાપત્યીય અર્થાત પાર્શ્વનાથની પરંપરાના અનુયાયી શ્રમણોપાસક હતા. તેમણે ઘણા વર્ષો સુધી શ્રમણોપાસક પર્યાયનુ પાલન કરીને ષટ્જીવનિકાયની રક્ષા માટે પાપની આલોચના—નિન્દા—ગર્હા તથા પ્રતિક્રમણ કરીને, યથાયોગ્ય પ્રાયશ્ચિત લઇને, દર્ભનું બિછાનું બિછાવી, ભકતપ્રત્યાખ્યાન કરી, અંતિમ, મરણ પર્યંતની સંલેખના કરી શરીર કૃશ કરીને, મૃત્યુના અવસરે કાલ કરી અચ્યુત સ્વર્ગમા દેવરૂપે ઉત્પન્ન થયા. ત્યાંથી આયુ, ભવ, સ્થિતિનો ક્ષય કરી ચ્યુત થઇ મહાવિદેહ ક્ષેત્રમા જન્મ પામી—સંયમ સ્વીકારી અંતિમ ઉચ્છ્વાસે સિદ્ધ—બુદ્ધ—મુકત થઇ નિર્વાણ પામશે અને સમસ્ત દુઃખોનો અંત કરશે.

१००७. तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे णाये णायपुत्ते णायकुलणिव्वत्ते विदेहे विदेहदिण्णे विदेहजच्चे विदेहसुमाले तीसं वासाइं विदेहत्ति कट्टु अगारमज्झे वसित्ता अम्मापिउहिं कालगएहिं देवलोगमणुपत्तेहिं समत्तपइण्णे, चिच्चा हिरण्णं, चिच्चा सुवण्णं, चिच्चा वलं, चिच्चा वाहणं, चिच्चा धणधण्णकणयरयणसंतसारसावदेज्जं, विच्छड्डेत्ता, विगोवित्ता, विस्साणित्ता, दायारेसु णं दाइत्ता पज्जाभाइत्ता, संवच्छरं दाणं दलइत्ता, जे से हेमंताणं पढमे मासे पढमे पक्खे मग्गसिरबहुले, तस्स णं मग्गसिरबहुलस्स दसमीपक्खेणं हत्थुत्तराहिं णक्खत्तेणं जोगमुवगतेण अभिणिक्खमणाभिप्पाए यावि होत्था ।

તે કાળે અને તે સમયે જગત્‌વિખ્યાત, જ્ઞાતપુત્ર, જ્ઞાત નામક વંશમાં ઉત્પન્ન, વિશિષ્ટ દેહના ધારક, વિદેહદત્તા–ત્રિશલા માતાના સુપુત્ર, કંદર્પ–વિજેતા, ગૃહવાસથી સદા ઉદાસ શ્રમણ ભગવાન્ મહાવીરે ત્રીસ વર્ષ સુધી ઉદાસીન ભાવે ગૃહસ્થાશ્રમમાં રહી, માતા–પિતાના સ્વર્ગવાસી થયા પછી અને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ જાણી હિરણ્ય–સુવર્ણ, બલ, વાહનને ત્યાગી, ધન–ધાન્ય, કનક–રત્નાદિ, બહુમૂલ્ય દ્રવ્યોનું દાન આપી, તેની વહેંચણી કરી, પ્રકટ રૂપથી દાન, કરી, યાચકોને દાનનો વિભાગ કરી, વર્ષીદાન દઈ શીત ઋતુના પ્રથમ માસના પ્રથમ પક્ષે માગશર વદિ દસમીના દિવસે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રના યોગે દીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા કરી.

१००८. संवच्छरेण होहिति,
अभिणिक्खमणं तु जिणवरिंदाणं;
तो अत्थसंपदाणं,
पव्वत्ती पुव्वसूराओ ॥ १ ॥

જિનેન્દ્ર ભગવાન્ વર્ધમાન એક વર્ષ પછી દીક્ષા લેશે, તેથી સૂર્યોદય પહેલા દ્રવ્ય દાન થતું હતું

१००९. एगा हिरण्णकोडी,
अट्ठेव अणूणया सयसहस्सा;
सूरोदयमादीयं,
दिज्जइ जा पायरासोत्ति ॥ २ ॥

પ્રતિદિન સૂર્યોદયથી આરંભ કરી એક પ્રહર સુધી એક કરોડ આઠ લાખ સુવર્ણ–મહોરોનુ દાન દેવાતુ હતું

१०१०. तिण्णेव य कोडिसया,
अट्ठासीतिं च होंति कोडीओ,
असियं च सयसहस्सा,
एयं संवच्छरे दिण्णं ॥ ३ ॥

એક વર્ષમા સર્વ મળીને ત્રણસો અઠયાશી કરોડ અને એંસી લાખ સુવર્ણ–મહોરો દાનમા આપી

१०११. वेसमणकुंडलधरा,
देवा लोगंतिया महिड्ढीया,
वोहिंति य तित्थयरं,
पण्णरससुं कम्मभूमीसुं ॥ ४ ॥

મહાન્ ઋદ્ધિધારક કુબેર તથા કુંડળધારક દેવ અને લૌકાન્તિક દેવ પંદર કર્મભૂમિઓમાં તીર્થંકર ભગવાનને પ્રતિબોધ કરે છે

१०१२. बंभंमि य कप्पंमि य,
बोद्धव्वा कण्हराइणो मज्झे;
लोगंतिया विमाणा,
अट्ठसु वत्था असंखेज्जा ॥५॥

બ્રહ્મ નામના પાંચમા દેવલોકમાં આઠ કૃષ્ણ-રાજિઓના મધ્ય-મધ્યમાં લૌકાંતિક દેવોનાં વિમાનો છે. તે અસંખ્યાત યોજનના વિસ્તારવાળા છે.

१०१३. एते देवणिकाया,
भगवं बोहिंति जिणवरं वीरं;
सव्वजगज्जीवहियं,
अरहं ! तित्थ पव्वत्तेहि ॥६॥

આ લૌકાન્તિક દેવ ભગવાન્‌ને પ્રતિબોધ કરે છે. (કારણ કે પ્રતિબોધ કરવો તે તેમનો જીત-વ્યવહાર છે) આ વ્યવહારાનુસાર જગતના સમસ્ત જીવોના હિત માટે નિવેદન કર્યું કે હે અર્હન્ ! તીર્થની પ્રવૃત્તિ કરો.

१०१४. तओ णं समणस्स भगवओ महावीरस्स अभिणिक्खमणाभिप्पायं जाणेत्ता भवणवइ-वाणमंतर-जोइसिय-विमाणवासिणो देवा य देवीओ य सएहिं सएहिं रुवेहिं, सएहिं सएहिं णेवत्थेहिं, सएहिं सएहिं चिंधेहिं, सव्विड्ढीए, सव्वजुत्तीए, सव्वबलसमुदएणं, सयाइं सयाइं जाणविमाणाइं दुरुहंति; सयाइं सयाइं जाणविमाणाइं दुरुहित्ता अहाबादराइं पोग्गलाइं परिसाडेंति, अहाबादराइं पोग्गलाइं परिसाडित्ता अहासुहुमाइं पोग्गलाइं परियाइंति, अहासुहुमाइं पोग्गलाइं परियाइत्ता उड्ढं उप्पयंति, उडढं उप्पइत्ता ताए उक्किट्ठाए सिग्घाए चवलाए तुरियाए दिव्वाए देवगइए अहेणं ओवयमाणा तिरिएणं असंखेज्जाइं दीवसमुद्दाइं वीतिक्कममाणा वीतिक्कममाणा, जेणेव जंबूदीवे दीवे तेणेव उवागच्छति, उवागच्छित्ता जेणेव उत्तर-खत्तियकुंडपुरसंणिवेसे तेणेव उवागच्छंति, उवाच्छित्ता जेणेव उत्तर-खत्तियकुंडपुरसंणिवेसस्स उत्तरपुरत्थिमे दिसिभाए तेणेव झत्ति वेगेण ओवइया ।

ત્યાર પછી શ્રમણ ભગવાન્ મહાવીરનો સંયમ ગ્રહણ કરવાનો અભિપ્રાય જાણીને ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વિમાનવાસી દેવોએ તથા દેવીઓએ, પોત-પોતાનાં વેશમા અને પોત-પોતાનાં ચિહ્ન લઈને સર્વ ઋદ્ધિ, સર્વ દ્યુતિ તથા સમસ્ત સેના-સમૂહની સાથે પોત-પોતાના વિમાનો પર આરૂઢ થઈને બાદર-સ્થૂલ પુદ્‌ગલોનો પરિત્યાગ કરી અને સૂક્ષ્મ પુદ્‌ગલોને ગ્રહણ કરી ઊંચે ઊડયા, ઊંચે ઊડીને ઉત્કૃષ્ટ, શીઘ્રતાપૂર્ણ, ચપલ તથા ત્વરાયુકત દિવ્યગતિથી નીચે ઊતરીને તિરછી દિશામા અસંખ્ય દ્વીપ સમુદ્રોને ઓળંગતાં જંબૂદ્વીપમા આવ્યા. જંબૂદ્વીપમા આવીને ઉત્તર ક્ષત્રિય કુંડ નગર નામના સન્નિવેશમા આવ્યા અને ઉત્તર ક્ષત્રિય કુંડનગરના ઉત્તર-પૂર્વનાં ઈશાન ખૂણાની દિશામા વેગપૂર્વક ઉતર્યા.

१०१५. तओ णं सक्के देविंदे देवराया सणियं सणियं जाणविमाणं ठवेति, सणियं सणियं विमाणं ठवेत्ता सणियं सणियं जाणविमाणाओ पच्चोतरति। सणियं सणियं जाणविमाणाओ पच्चोतरित्ता एगंतमवक्कमेति, एगतमवक्कमेत्ता महया वेउव्विएणं समुग्धाएण समोहणति, महया वेउव्विएणं समुग्धाएणं समोहणित्ता, एगं महं णाणामणिकणगरयणभत्तिचित्तं सुभं चारुकंतरूवं देवच्छंदयं विउव्वति; तस्स णं देवच्छंदयस्स बहुमज्झदेसभाए एगं मह सपायपीढं सीहासणं णाणामणिकणयरयणभत्तिचित्तं सुभं चारुकंतरूवं विउव्वइ, विउव्वित्ता जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छति। तेणेव उवागच्छित्ता समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ; समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेत्ता समणं भगवं महावीरं वंदति णमंसति; वंदित्ता णमंसित्ता समणं भगवं महावीरं गहाय जेणेव देवच्छदए तेणेव उवागच्छति; उवागच्छित्ता सणियं सणियं पुरत्थाभिमुहं सीहासणे णिसीयावेइ; सणियं सणियं पुरत्थाभिमुहं णिसीयावेत्ता सयपागसहस्सपागेहि तेल्लेहि अब्भंगेति; अब्भंगेत्ता गंधकासाएहि उल्लोलेति; उल्लोलित्ता सुद्धोदएणं मज्जावेइ;

તે સમયે દેવેન્દ્ર દેવરાજ શક્રેન્દ્રે ધીરે ધીરે વિમાનને સ્થિર કર્યું વળી તે ધીમે-ધીમે વિમાનથી નીચે ઊતર્યા અને એકાંતમાં ગયા. એકાન્તમા જઇને મહાન્ વૈક્રિય સમુદ્‌ઘાતથી આત્મપ્રદેશોને બહાર કાઢયા. બહાર કાઢીને એક મહાન્ તથા વિવિધ મણિ, કનક, અને રત્નોથી જડિત, સુંદર વર્ણ વાળી, શુભ સુંદર કમનીય રૂપ વાળી દેવચ્છંદકની વિક્રિયા કરી. તે દેવચ્છંદકની મધ્ય ભાગમા એક મહાન પીઠિકાયુકત, વિવિધ પ્રકારના મણિ-સુવર્ણ-રત્નોથી જડેલ શુભ સુંદર કમનીય સિંહાસનની વિક્રિયા કરી વિક્રિયા કરીને ઇન્દ્ર શ્રમણ ભગવાન્ મહાવીરની પાસે આવ્યા. પાસે આવીને શ્રમણ ભગવાન મહાવીરને ત્રણવાર દક્ષિણ બાજુથી આરંભીને પ્રદક્ષિણા કરી, વંદના કરી, નમસ્કાર કર્યા. વંદના નમસ્કાર કરીને શ્રમણ ભગવાન મહાવીરને લઇને દેવચ્છંદની સમીપે આવ્યા ધીરેધીરે પૂર્વ તરફ મુખ કરીને સિંહાસન પર બિરાજિત કર્યા. ફરી શતપાક અને સહસ્ર પાક તેલથી માલિશ કર્યું. સુગંધયુકત કાષાયિક વસ્ત્રથી શરીર લૂછ્યું ત્યારપછી શુદ્ધ જલથી સ્નાન કરાવ્યુ. સ્નાન પછી સુગંધિત કાષાયિક વસ્ત્રથી શરીરને સાફ કર્યું. ત્યાર પછી લાખ મહોરની કિંમતવાળા બહુમૂલ્ય શીતલ ગોશીર્ષ રક્ત ચંદનનો લેપ કર્યો વળી ધીમા શ્વાસના વાયરે ઊડી જાય તેવા શ્રેષ્ઠ નગરપાટણમા નિર્મિત, કુશળજનો દ્વારા પ્રશંસિત, ઘોડાના મુખના ફીણ સમાન સ્વચ્છ, મનોરમ, ચતુર કારીગરો દ્વારા સુવર્ણતારોથી ખચિત, હંસલક્ષણ યુકત બે વસ્ત્રો પહેરાવ્યા, વળી હાર, અર્ધહાર, વક્ષસ્થળનુ આભૂષણ, એકાવલી, માળા, સુવર્ણસૂત્ર, કંદોરો, મુકુટ તથા રત્નમાલા આદિ આભૂષણો પહેરાવ્યા આભૂષણ પહેરાવ્યા પછી ગૂંથેલી, વેષ્ઠિત કરેલી, ભરીને બનાવેલી, એક બીજાને જોડી બનાવેલી,

मज्जावत्ता जस्स य मुल्लं सयसहस्सेहि तिपडोल्तितित्तिएणं पसाहिएणं सीत-एणं गोसीसरत्तचंदणेणं अणुलिंपइ, अणुलिंपिता ईसिं णिस्सासवातवोज्झ वरणगरपट्टणुग्गतं कुसलणरपसंसितं अस्सलालापेलवं छेयायरियकणगखचियंतकम्मं हंसलक्खणं पट्टजुयल णियंसावेइ; णियंसावेत्ता हारं अद्धहारं उरत्थ एगावलि पालंब–सुतपट्ट–मउड–रयणमालाइ आविंधावेति; आविंधावेत्ता गंठिम-वेढिम–पूरिम–संघातिमेणं मल्लेणं कप्परुक्खमिव समलंकरेति; समलकरेत्ता दोच्चंपि महया वेउव्वियसमुग्घाएणं समोहणइ; समोहणित्ता एगं महं चंदप्पभं सिवियं सहस्सवाहिणिं विउव्वइ, तंजहा–ईहामिय–उसभ–तुरग–णर–मकर–विहग–वाणर-कुंजर–रुरु–सरभ–चमर–सद्दूल–सीह-वणलयभत्तिचित्त—विज्जाहरमिहुण—जुगल–जंतजोग–जुत्तं अच्चीसहस्समालिणीयं सुणिरुवितं मिसिमिसिंतरूवगसहस्सकलियं इसिमिसमाणं भिब्भिसमाणं चक्खुल्लोयणलेस्सं मुत्ताहलमुत्ताजालंतरोपियं तवणीय–पवरलंबूसगपलंबंतमुत्तदामं हारद्ध-हारभूसणसमोयणं अहियपेच्छणिज्जं पउमलयभत्तिचित्तं असोगवणभत्ति-चित्तं कुंदलयभत्तिचित्तं णाणालयभत्तिचित्तं विरइयं सुभं चारुकंतरूवं णाणामणिपंचवण्णघंटापडायपरिमं — डियग्गसिहरं पासादीयं दरिसणीयं सुरूवं ।

માલાઓથી ભગવાનનો કલ્પવૃક્ષ સમાન શૃંગાર કર્યો. શૃંગાર કરીને શક્રેન્દ્રે બીજીવાર વૈક્રિય સમુદ્‌ઘાત કર્યો, વિક્રિયા કરીને ચન્દ્રપ્રભા નામની હજાર પુરુષોદ્વારા વહન કરવા યોગ્ય એક મહાન શિબિકાની રચના કરી તેની રચના કેવા પ્રકારની હતી ? તે કહે છે–વૃક–ભેડિયા, બળદ, અશ્વ, નર, મગર, પક્ષી, વાનર, હાથી, રુરુ, સરભ, ચમરી ગાય, વાઘ, સિંહ, વનલતા, ઇત્યાદિ વિવિધ પ્રકારના ચિત્રોથી ચિત્રિત હતી. વિદ્યાધરયુગ્મ એવં યંત્ર યોગે કરી યુક્ત હતી, તેમાથી હજારો તેજરાશિઓના ઝળહળતા કિરણો રોશની ફેલાવી રહ્યા હતા રમણીય સુંદર રૂપથી અદ્‌ભુત બની હતી. ઝગમગતી, હજારો રૂપોથી સંપન્ન, દેદીપ્યમાન, અત્યંત દેદીપ્યમાન અને અનિમેષ દૃષ્ટિથી દેખવા લાયક હતી તેમા મોતીના ઝુમરો ઝુલી રહ્યા હતા, તપાવેલ સુવર્ણના તોરણો લટકી રહ્યા હતા, મોતીઓની માળા, હાર, અર્ધહાર આદિ આભૂષણોથી નમેલી હતી, અત્યંત દર્શનીય હતી તેના પર પદ્મલતા, અશોકલતા, કુન્દલતાના ચિત્રો હતા, તથા અન્યાન્ય વિવિધ પ્રકારની લતાઓના ચિત્રોથી શોભિત હતી, શુભ સુંદર અને કાંત હતી તેનો અગ્રભાગ અનેક પ્રકારના પંચવર્ણી મણિયુક્ત ઘંટાએ અને પતાકાઓથી શોભિત હતો, તે દર્શકોને પ્રસન્નતા પ્રદાન કરવાવાળી, દર્શનીય અને સુરૂપ હતી

१०१६. १. सीया उवणीया जिण-
वरस्स जरमरणविप्पमुक्कस्स ।
उवसत्तमल्लदामा,
जलथलयदिव्वकुसुमेहि ।

જરા-મરણથી મુકત તીર્થંકર ભગવાન્ માટે જલ અને સ્થળમાં ઉત્પન્ન થનારા દિવ્ય ફૂલોની માળા-ઓથી શણગારેલી શિબિકા લાવવામાં આવી (૧)

२. सिवियाइ मज्झयारे,
दिव्वं वररयणरूवचिंचइयं ।
सीहासणं महरिहं,
सपादपीढं जिणवरस्स ।

તે શિબિકાના મધ્ય ભાગમા તીર્થંકર ભગવાન માટે પાદપીઠ સહિત એક સિંહાસન બનાવેલ હતું. તે સિહાસન દિવ્ય-ઉત્તમ રત્નોથી ચમકી રહ્યુ હતું. (૨)

३. आलइयमालमउडे
भासुरबोंदी वराभरणधारी ।
खोमयवत्थणियत्थो,
जस्स य मोल्लं सयसहस्सं ।

४. छट्ठेण उ भत्तेणं,
अज्झवसाणेण सोहणेण जिणो ।
लेसाहि विसुज्झंतो,
आरुहई उत्तमं सीयं ।

માળાઓ અને મુકુટથી મંડિત, તેજોમય શરીર-વાળા તેમ જ ઉત્તમ આભૂષણો ધારણ કરવાવાળા, જેનું મૂલ્ય લાખ સુવર્ણ મહોર હતું એવા વસ્ત્ર-પરિધાન કરવાવાળા તથા ષષ્ઠ ભકતની તપસ્યા કરી, સુંદર અધ્યવસાયથી યુકત, વિશુદ્ધ લેશ્યા વાળા જિનેન્દ્ર ભગવાન્ તે ઉત્તમ શિબિકા પર આરૂઢ થયા (૩-૪)

५. सीहासणे णिविट्ठो,
सक्कीसाणा य दोहि पासेहि ।
वीयंति चामराहि
मणिरयणविचित्तदडाहिं ।

ભગવાન્ સિંહાસન પર બિરાજીત થયા પછી શકેન્દ્ર અને ઇશાનેન્દ્ર બન્ને બાજુ ઉભા રહી મણિઓ અને રત્નોથી યુકત વિચિત્ર દંડવાળા ચામર ઢોળવા લાગ્યા [૫]

६. पुव्विं उक्खित्ता माणुस्सेहि
साहट्टरोमपुलएहि ।
पच्छा वहंति देवा,
सुरअसुरा गरुलणागिंदा ।

સર્વથી પહેલા હર્ષથી રોમાંચયુકત થતા માનવોએ પાલખી ઉપાડી ત્યાર પછી સુરો, અસુરો, ગરુડો, તથા નાગેન્દ્રો આદિએ ઉપાડી (૬)

७. पुरओ सुरा वहंति,
असुरा पुण दाहिणंमि पासंमि ।
अवरे वहंति गरुला,
णागा पुण उत्तरे पासे ।

શિબિકાને પૂર્વ તરફ દેવો, દક્ષિણ તરફ અસુરદેવો, પશ્ચિમ તરફ ગરૂડદેવો, ઉત્તર તરફ નાગેન્દ્રદેવો ગોઠવાઇને, વહન કરવા લાગ્યા. (૭)

८. वणसंडं व कुसुमियं,
पउमसरो वा जहा सरयकाले ।
सोहइ कुसुमभरेणं,
इय गगणतलं सुरगणेहिं ।

જેમ ( ફૂલ્યુ ફાલ્યુ ) વનખંડ શોભે, શરદ ઋતુમા કમલોથી યુકત સરોવર શોભે, તેવી જ રીતે દેવગણોથી ગગનતલ સુશોભિત બની ઉઠ્યુ. (૮)

९. सिद्धत्थवणं व जहा,
कणियारवणं व चपयवणं वा ।
सोहइ कुसुमभरेण,
इय गगणतलं सुरगणेहि ।

જેમ સરસવોના વન, કણેરના વન, અથવા ચંપક વન, ફૂલોના સમૂહથી ખીલી ઊઠે છે તેમ દેવગણોથી આકાશ શોભવા લાગ્યુ (૯)

| | |
|---|---|
| १०. वरपडह-भेरि-झल्लरि-<br>संख-सयसहस्सिएहिं तूरेहिं ।<br>गगणतले धरणितले,<br>तुरियणिणाओ परमरम्मो । | ઉત્તમ ઢોલ, ભેરી, ઝાલર, શંખાદિ લાખો વાદ્યોથી પૃથ્વી–આકાશમાં અત્યંત રમણીય ધ્વનિ થવા લાગી (૧૦) |
| ११. ततविततं घणझुसिरं<br>आउज्जं चउविहं बहुविहीयं<br>वायंति तत्थ देवा<br>बहूहिं आणट्टगसएहिं । | દેવ તત, વિતત, ઘન, અને શુષિર,–આ ચાર પ્રકારનાં તરેહ–તરેહના વાજિંત્રો વગાડવા લાગ્યા અને સેંકડો પ્રકારનાં નૃત્ય કરવા લાગ્યા (૧૧) |
| १०१७. तेणं कालेणं, तेणं समएणं, जे से हेमंताणं पढमे मासे पढमे पक्खे मग्गसिरबहुले, तस्स णं मग्गसिरबहुलस्स दसमीपक्खेणं सुव्वएणं दिवसेणं विजएणं मुहुत्तेणं, हत्थुत्तर णक्खत्तेणं जोगोवगतेणं पाईणगामिणीए छायाए विइयाए पोरिसीए छट्ठेण भत्तेणं अपाणएणं एगसाडगमायाए चंदप्पहाए सिवियाए सहस्सवाहिणीए सदेवमणुयासुराए परिसाए समणिज्जमाणे उत्तरखत्तियकुंडपुरसंणिवेसस्स मज्झंमज्झेणं णिग्गच्छित्ता जेणेव णायसंडे उज्जाणे तेणेव उवागच्छइ; उवागच्छित्ता ईसिं रयणिप्पमाणं अच्छोप्पेणं भूमिभागेणं सणियं सणियं चंदप्पभं सिवियं सहस्सवाहिणिं ठवेइ; ठवेत्ता सणियं सणियं चंदप्पभाओ सिवियाओ सहस्सवाहिणीओ पच्चोयरइ; पच्चोयरित्ता सणियं सणियं पुरत्थाभिमुहे सीहासणे णिसीयइ; आभरणालंकारं उमुयइ; तओ णं वेसमणे देवे जंनुवायपडिए समणस्स भगवओ महावीरस्स हंसलक्खणेणं पडेणं आभरणालंकारं पडिच्छइ; तओ णं समण भगवं महावीरे दाहि- | તે કાળ તે સમયમાં શીત ઋતુનો પ્રથમ માસ અને પ્રથમ પક્ષ, જે માગશર માસનો કૃષ્ણ પક્ષ હતો એટલે કે માગશર વદી દસમી, સુવ્રત નામના દિવસે, વિજય મુહૂર્તે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રના યોગમં, છાયા જ્યારે પૂર્વ દિશામાં ઢળી રહી હતી ત્યારે, અંતિમ પ્રહારમાં ચોવિહાર ષષ્ઠ ભક્ત–છઠની તપસ્યા સહિત, એક વસ્ત્ર ધારણ કરી, પુરૂષ સહસ્રવાહિની ચન્દ્રપ્રભા નામની શિબિકામાં, દેવો, મનુષ્યો અને અસુર કુમારોના સમૂહસહિત ઉત્તર ક્ષત્રિય કુંડપુર સન્નિવેશના મધ્યમાં થઇને જ્યા જ્ઞાત–ખંડ ઉદ્યાન હતુ ત્યા આવ્યા આવીને ભૂમિથી રત્નિપ્રમાણ અર્થાત કંઇક ઓછુ એક હાથની ઉંચાઇ પર ધીમે ધીમે સહસ્રવાહિની ચન્દ્રપ્રભા શિબિકાને સ્થિર કરી ભગવાન્ તે શિબિકામાંથી ધીરે ધીરે નીચે ઉતર્યા ઉતરીને પૂર્વદિશામા મુખ કરીને સિંહાસન પર વિરાજમાન થયા. ત્યાર પછી આભૂષણો અલકાર ઉતારે છે. વૈશ્રમણ દેવ ગોદોહાસને બેસીને ભગવાન્ મહાવીરના આભૂષણો અને અલંકારોને હંસ લક્ષણવાળા વસ્ત્રમાં ગ્રહણ કરે છે.<br><br>તે સમયે શ્રમણ ભગવાન મહાવીર જમણા હાથથી જમણી તરફના અને ડાબા હાથથી ડાબા તરફના કેશોનું પંચ મુષ્ઠિક લુંચન કરે છે તે સમયે શક્ર દેવન્દ્ર દેવરાજ |

णेणं दाहिणं, वामेणं वामं पंचमुट्ठियं लोयं करेइ; तओ णं सक्के देविंदे समणस्स भगवओ महावीरस्स जंनुवायपडिए वयरामयेणं थालेणं केसाइं पडिच्छइ; पडिच्छित्ता "अणुजाणेसि भंते" त्ति कट्टु खीरोसायरं साहरइ, तओ णं समणे भगवं महावीरे दाहिणेणं दाहिणं वामेणं वामं पंचमुट्ठियं लोयं करेत्ता सिद्धाणं णमोक्कारं करेइ; करेत्ता "सव्वं मे अकरणिज्जं पावकम्मं" ति कट्टु सामाइयं चरित्तं पडिवज्जइ, पडिवज्जेत्ता देवपरिसं च मणुयपरिसं च आलेक्खचित्तभूयमिव ठवइ ।

શ્રમણ ભગવાન મહાવીરના સામે ગોદોહાસને બેસીને હીરકમય થાળમાં કેશોને ગ્રહણ કરીને 'ભગવાન ! આપની 'આજ્ઞા હજો' એમ કહી તે કેશોને ક્ષીર સમુદ્રમાં લઇ જાય છે, ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીરે લોચ કરીને સિદ્ધોને નમસ્કાર કર્યા. મારા માટે સમસ્ત પાપકર્મ અકર્તવ્ય છે. અર્થાત્ આજથી હું સમસ્ત પાપોનો પરિત્યાગ કરુ છું. આ પ્રમાણે પ્રતિજ્ઞા અંગીકાર કરી સામાયિક ચારિત્ર અંગીકાર કર્યું. ચારિત્ર અંગીકાર કરતા જોઇ દેવો અને મનુષ્યોની પરિષદ ચિત્રવત્ બની ગઇ-સ્તબ્ધ થઇ ગઇ.

१०१८ १. दिव्वो मणुस्सघोसो,
तुरियणिणाओ य सक्कवयणेण ।
खिप्पामेव णिलुक्को
जाहे पडिवज्जइ चरित्तं ।

જે સમયે ભગવાન મહાવીરે ચારિત્ર ગ્રહણ કર્યું, તે સમયે શક્રેન્દ્રની આજ્ઞાથી દેવો, મનુષ્યો અને વાદ્યોનાં અવાજ બંધ થઈ ગયા. પૂર્ણ શાંતિ છવાઇ ગઇ.

२. पडिवज्जित्तु चरित्तं,
अहोणिसिं सव्वपाणभूतहितं ।
साहट्टु लोमपुलया
पयया देवा निसामंति ।

સર્વ જીવોને હિતકર ચારિત્ર અંગીકાર કરીને શ્રમણ ભગવાન મહાવીર સર્વદા પ્રાણિઓ અને ભૂતોના હિતમાં પ્રવૃત્ત થયા. સર્વ દેવો રોમાંચ યુક્ત થઈને તેની વાણી સાંભળતા હતા.

१०१९. तओ णं समणस्स भग[redacted]ो महावीरस्स सामाइयं खाओवसमियं चरित्तं पडिवन्नस्स मणपज्जवणाणे णामं णाणे समुप्पन्ने; अड्ढाइज्जेहिं दीवेहिं, दोहिं य समुद्देहिं सण्णीणं पंचेन्दियाणं पज्जत्ताणं वियत्तमणसाणं मणोगयाइं भावाइं जाणेइ ।

ત્યાર પછી ક્ષાયોપશમિક સામાયિક ચારિત્ર સ્વીકાર કરતા જ શ્રમણ ભગવાન મહાવીરને મનઃપર્યાય જ્ઞાન ઉત્પન્ન થયુ તે જ્ઞાનથી ભગવાન અઢી દ્વીપ તથા બે સમુદ્રના પર્યાપ્ત વ્યક્ત મનવાળા સંજ્ઞી પંચેદ્રિય જીવોના મનના પર્યાયો જાણવા લાગ્યા.

१०२०. तओ णं समणे भगवं महावीरे पव्व-इते समाणे मित्तणाइसयणसंबंधिवग्गं पडिविसज्जेति, पडिविसज्जित्ता तओ णं इमं एयारुवं अभिग्गहं अभिगिण्हइ "बारसवासाइं वोसट्ठ-काए चत्तदेहे जे केइ उवसग्गा समुप्पज्जंति, तंजहा-दिव्वा वा, माणुस्सा वा, तेरिच्छिया वा,-ते सव्वे उवसग्गे समुप्पन्ने समाणे सम्मं सहिस्सामि खमिस्सामि अहियास-इस्सामि ।"

ત્યાર પછી દીક્ષિત થયેલા શ્રમણ ભગવાન મહાવીરે મિત્રો, જ્ઞાતિજનો, સ્વજનો, સંબંધી-જનો વગેરેને વિસર્જિત કર્યા. વિસર્જિત કરીને આ પ્રકારની પ્રતિજ્ઞા અંગીકાર કરી-બાર વર્ષ સુધી શરીરની મમતા ત્યાગી તથા સાર-સંભાળનો ત્યાગ કરી વિચરતાં મારાં ઉપર દેવો, મનુષ્યો કે તિર્યંચોના જે જે ઉપસર્ગો આવશે, તે સર્વે ઉપસર્ગો હું સમ્યક્ પ્રકારથી સહન કરીશ. સહન કરવામાં સમર્થ રહીશ. લેશમાત્ર પણ ચલાયમાન થયા વિના સહન કરીશ.

१०२१. तओ णं समणे भगवं महावीरे ईमेयारुवं अभिग्गहं अभिगिण्हित्ता वोसट्ठकाए चत्तदेहे दिवसे मुहुत्तसेसे कुम्मारगामं समणुपत्ते ।

આ પ્રતિજ્ઞા અંગીકાર કરીને શ્રમણ ભગવાન મહાવીર દેહનું મમત્વ ત્યાગી, એક મુહૂર્ત દિવસ શેષ રહેતા કુમાર ગ્રામમા પહોચ્યા.

१०२२. तओ णं समणे भगवं महावीरे वोसट्ठ-चत्तदेहे अणुत्तरेणं विहारेणं, एवं संजमेणं, पग्गहेणं संवरेणं, तवेणं बंभचेरवासेणं खंतीए, मुत्तीए तुट्ठीए, समितीए, गुत्तीए, ठाणेणं, कम्मेणं, सुचरियफलणेव्वाणमुत्ति-मग्गेणं अप्पाणं भावेमाणे विहरइ ।

ત્યાર પછી શરીરની મમતા ત્યાગી શ્રમણ ભગવાન મહાવીર ઉત્કૃષ્ટ-અર્થાત્ પૂર્ણ રૂપથી નિર્દોષ સ્થાન, ઉત્કૃષ્ટ વિહાર, ગ્રહણ કરેલા ઉત્કૃષ્ટ સંયમ, સંવર, તપ, બ્રહ્મચર્ય, ક્ષમા, નિર્લોભતા, સમિતિ, ગુપ્તિ, સંતોષ, સ્થિતિ, ક્રિયાદિ દ્વારા સમ્યક્ ચારિત્રના ફલ નિર્વાણ તેમજ મુક્તિથી આત્માને ભાવિત કરતાં વિચરવા લાગ્યા.

१०२३. एवं वा विहरमाणस्स जे केई उवसग्गा समुप्पज्जंति-दिव्वा वा, माणुसा वा, तेरिच्छिया वा, ते सव्वे उवसग्गे समुप्पण्णे समाणे,अणाइले, अव्वहिते, अदीणमाणसे तिविहमणवयणकाय-गुत्ते सम्मं सहइ खमइ तितिक्खइ अहियासेइ ।

એ પ્રમાણે વિચરતા ભગવાનને જે કોઇ દેવ, મનુષ્ય અથવા તિર્યંચ સંબંધી ઉપસર્ગ ઉત્પન્ન થયા, તે સર્વ ઉત્પન્ન થયેલા ઉપસર્ગોને અનાકુળ, અવ્યથિત તથા અદીન મનથી મન, વચન, કાયાની ત્રિવિધ ગુપ્તિ સહિત સહન કર્યા. સર્વને સહન કરવામાં સમર્થ થયા. લેશમાત્ર પણ વિચલિત થયા વિના સહન કર્યા

१०२४. तओ णं समणस्स भगवओ महावीरस्स एतेणं विहारेणं विहरमाणस्स वारस वासा वितिक्कंता; तेरसमस्स वासस्स परियाए वट्टमाणस्स, जे से गिम्हाणं दोच्चे मासे चउत्थे पक्खे वइसाहसुद्धे, तस्स णं वइसाहसुद्धस्स दसमीपक्खेणं, सुव्वएणं दिवसेणं, विजएणं मुहुत्तेणं, हत्थुत्तराहिं णक्खत्तेणं जोगोवगतेणं, पाईणगामिणीए छायाए, वियत्ताए पोरिसीए, जंभियगामस्स णगरस्स वहिया, णदीए उज्जुवालियाए उत्तरे कूले, सामागस्स गाहावइस्स कट्ठकरणंसि, वेयावत्तस्स चेइयस्स उत्तरपुरत्थिमे दिसी भाए, सालरुक्खस्स अदूरसामंते, उक्कुडुयस्स गोदोहियाए आयावणाए आयावेमाणस्स छट्ठेणं भत्तेणं अपाणएणं उड्ढ जाणुं-अहोसिरस्स ज्झाणकोट्ठोवगयस्स सुक्कज्झाणंतरियाए वट्टमाणस्स निव्वाणे कसिणे पडिपुण्णे अव्वाहए णिरावरणे अणंते अणुत्तरे केवलवरणाणदंसणे समुप्पण्णे ।

આ પ્રમાણે વિહારથી વિચરતા શ્રમણ ભગવાન્ મહાવીરને બાર વર્ષ વીતી ગયા. તેરમું વર્ષ ચાલી રહ્યું હતું. તે સમયે ગ્રીષ્મ ઋતુના બીજા મહિનામાં ચોથા પખવાડિયામાં વૈશાખ શુકલ પક્ષ આવે છે. તે વૈશાખ શુકલા દસમી તિથિમા, સુવ્રત નામના દિવસમા, વિજય મુહૂર્તમા, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રનાં યોગમાં, પૂર્વ દિશામાં છાયા જતા સમયે અંતિમ પ્રહરમાં જંભિક ગામ નામના નગરની બહાર, ઋજુવાલિકા નદીના ઉત્તર કિનારે, શ્યામાક ગાથાપતિના ક્ષેત્રમાં, ઉપર જાનુ અને નીચે મસ્તક રાખીને ધ્યાન રૂપી કોઠામાં રહેતાં ભગવાનને, વ્યાવૃત નામના ચૈત્યના ઈશાન ખૂણામાં, શાલ વૃક્ષની સમીપે ઉત્કટ ગોદોહાસનથી આતાપના લેતા, નિર્જળ ષષ્ઠ ભકત–છઠની તપસ્યા કરતાં શુકલ ધ્યાનમાં લીન થતાં પાંચમુ સંપૂર્ણ પ્રતિપૂર્ણ અવ્યાઘાત નિરાવરણ અનન્ત અનુત્તર ( ઉત્કૃષ્ટ ) કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થયુ

१०२५. से भयवं अरहा जिणे जाए केवली सव्वण्णू सव्वभावदरिसी सदेवमणुयासुरस्स लोयस्स पज्जाए जाणइ, तंजहा;– आगतिं, गतिं, ठितिं, चवणं, उववायं, भुत्तं, पीयं, कड, पडिसेवियं, आवीकम्मं, रहोकम्मं, लवियं, कहियं, मणोमाणसियं. सव्वलोए सव्वजीवाणं, सव्वभावाइं जाणमाणे पासमाणे एवं च ण विहरइ ।

હવે ભગવાન, અરિહન્ત, જિન, કેવળી, સર્વજ્ઞ સર્વભાવદર્શી થઈને દેવો, મનુષ્યો તથા અસુરો આદિ સર્વ લોકની પર્યાયોને જાણવા–દેખવા લાગ્યા. અર્થાત આ સર્વની આગતિ, ગતિ, સ્થિતિ, ચ્યવન, ઉપપાત, ખાન–પાન, ક્રિયા, સેવન, પ્રકટ કર્મ, ગુપ્ત કર્મ, બોલવું, રહેવું મનનો અપ્રકટભાવ, આ પ્રમાણે સંપૂર્ણ લોકમાં સમસ્ત જીવોનાં સમસ્ત ભાવોને જાણતાં અને દેખતા વિચરવા લાગ્યા.

१०२६. जण्णं दिवसं समणस्स भगवओ महावीरस्स णिव्वाणे- कसिणे जाव समुप्पण्णे, तण्णं दिवसं भवणवइ-वाणमंतर-जोइसिय-विमाणवासि-देवेहि य देवीहि य उव्वयंतेहि य जाव उप्पिंजलगभूए यावि होत्था ।

જે દિવસે શ્રમણ ભગવાન મહાવીરને અંતિમ પરિપૂર્ણ કેવળ જ્ઞાન-કેવળ દર્શન ઉત્પન્ન થયું તે દિવસે ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોમાં તથા દેવીઓમાં નીચે આવવા જવાની હીલ-ચાલ મચી ગઈ. ત્યારપછી સર્વજ્ઞ, સર્વદર્શી શ્રમણ ભગવાન્ મહાવીરે આત્માનું અને લોકનુ સ્વરૂપ જાણીને પહેલાં દેવોને અને પછી મનુષ્યોને ધર્મોપદેશ આપ્યો. ત્યારપછી સર્વજ્ઞ, સર્વદર્શી શ્રમણ ભગવાન મહાવીરે ગૌતમાદિ શ્રમણોને ભાવનાઓ સહિત પાંચ મહાવ્રતોની તથા ષટ્ જીવનિકાયોની પ્રરૂપણા કરી-નિરૂપણા કરી, જેમ કે પૃથ્વીકાયથી યાવત્ ત્રસકાય સુધી.

१०२७. तओ णं समणे भगव महावीरे उप्पण्णणाणदंसणधरे अप्पाणं च लोगं च अभिसमेक्ख पुव्वं देवाणं धम्ममाइक्खति; तओ पच्छा मणुस्साणं ।

१०२८. तओ णं समणे भगवं महावीरे उप्पण्णणाणदंसधधरे गोयमाईणं समणाणं णिग्गंथाणं पंच महव्वयाइं सभावणाइ छज्जीवनिकायाइं आइक्खइ, भासइ, परुवेइ; तंजहाः- पुढविकाए जाव तसकाए ।

१०२९. पढमं भंते महव्वयं, पच्चक्खामि सव्वं पाणाइवायं; से सुहुमं वा, बायरं वा, तसं वा, थावरं वा, णेव सयं पाणाइवायं करेज्जा जावज्जीवाए तिविहं तिविहेणं मणसा वयसा कायसा । तस्स भंते पडिक्कमामी, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि ।

પાચ મહાવ્રતોમાથી પહેલું મહાવ્રત આ પ્રમાણે છે.- હે ભગવન ! હું સર્વ પ્રાણાતિપાતનો ત્યાગ કરુ છું. સૂક્ષ્મ-બાદર, ત્રસ-સ્થાવર-કોઇ પણ પ્રાણીની જીવન પર્યંત મન, વચન, કાયાથી સ્વયં હિંસા કરીશ નહીં, બીજા પાસે કરાવીશ નહી અને હિંસા કરવાવાળાની અનુમોદના કરીશ નહીં. હે ભગવન ! હુ હિંસાથી નિવૃત્ત થાઉં છું, હિંસક સ્વભાવની આત્મસાક્ષીએ નિન્દા કરું છું, ગર્હા કરુ છુ, હિંસાયુક્ત મારા સ્વભાવનો ત્યાગ કરૂં છું ( અર્થાત્ પરભાવમા રમણ કરવાનુ છોડુ છું )

१०३०. तस्सिमाओ पंच भावणाओ भवंतिः-

પ્રથમ મહાવ્રતની પાચ ભાવના છે. એમાથી પહેલી ભાવના આ પ્રમાણે છે

१०३१. तत्थिमा पढमा भावणाः- इरियासमिए से णिग्गंथे, णो अणइरियासमिए त्ति; केवली बूया-अणइरियासमिते णिग्गंथे पाणाइं (४) अभि-

(૧) પહેલી ભાવના-મુનિએ ઇર્યા સમિતિથી યુક્ત રહેવું જોઇએ, ઇર્યા સમિતિ રહિત ન રહેવું જોઇએ. કેવળી ભગવાનનું કથન છે કે ઇર્યા સમિતિથી રહિત મુનિ, પ્રાણીઓ, ભુતો, જીવો,

हणेज्ज वा, वत्तिज्ज वा, परियावेज्ज वा, लेसेज्ज वा, उद्दवेज्ज वा। इरियाअसमिए से णिग्गंथे, णो इरियाअसमिए त्ति पढमा भावणा।

સત્ત્વોને ઠોકરાવે છે. અહીંતહી અથડાવે છે, પીડા આપે છે, કુચલે છે, નિષ્પ્રાણ કરે છે. એટલા માટે મુનિ ઇર્યા સમિતિથી સંપન્ન હોવો જોઇએ, ઇર્યા સમિતિરહિત થવું ન જોઇએ. આ પહેલી ભાવના છે.

१०३२. अहावरा दोच्चा भावणाः- मणं परिजाणाइ से णिग्गंथे; जे य मणे पावए सावज्जे सकिरिए अण्हयकरे छेयकरे भेयकरे अधिकरणिए पाउ-सिए पारिताविते पाणातिवादिते भूतोवघातिए, तहप्पगारं मणं णो पधारेज्जा। मणं परिजाणाति से णिग्गंथे; जे य मणे अपावते त्ति दोच्चा भावणा।

(૨) બીજી ભાવના–જે મનને જાણે છે, તે જ નિર્ગ્રંથ મુનિ છે. જે મન પાપકારી, સાવદ્ય, ખરાબક્રિયા સહિત, કર્મબંધકારી, છેદકારી, કલહકારી, દ્વેષકારી, પરિતાપકારી, પ્રાણીઓ તેમજ ભૂતોની હિંસા કરનાર છે. તેવું મન કરવું ન જોઇએ, એમ જાણીને મનને નિષ્પાપ રાખવું જોઇએ. માટે જે મનને જાણે છે તથા પાપરહિત રાખે છે તે નિર્ગ્રંથ છે. આ બીજી ભાવના છે.

१०३३. अहावरा तच्चा भावणाः–वतिं परि-जाणाति से णिग्गंथे; जा य वती पाविया सावज्जा सकिरिया जाव भूतोवघाइया तहप्पगारं वइं णो उच्चरिज्जा। वइं परिजाणाई से णिग्गंथे; जा य वई अपाविय त्ति तच्चा भावणा।

મુનિને વચન જાણવું જોઇએ. જે વચન પાપકારી, સદોષ, ક્રિયાવાળુ યાવત્ જીવ ઘાતક હોય તેવુ બોલવુ ન જોઇએ. જે આવા વચન જાણે છે તે મુનિ છે. માટે જે વચન પાપજનક ન હોય, તેવુ વચન મુનિએ બોલવું જોઇએ. આ ત્રીજી ભાવના છે.

१०३४. अहावरा चउत्था भावणाः–आयाण-भंडणिक्खेवणासमिए से णिग्गंथे, णो अणायाणभंडणिक्खेवणासमिए णिग्गंथे; केवली बूया–आयाणभंड-णिक्खेवणाअसमिए णिग्गंथे पाणाइं भूयाइं जीवाइं सत्ताइं अभिहणेज्ज वा जाव उद्दवेज्ज वा। आयाण-भंडणिक्खेवणासमिए से णिग्गंथे, णो आयाणभंडणिक्खेवणाअसमिए त्ति चउत्था भावणा।

ચોથી ભાવના એ છે કે નિર્ગ્રંથે ભંડોપકરણ ઉપાડતા, લેતાં–મૂકતા કે રાખતાં સમિતિ સહિત વર્તવું જોઇએ. કેવળી કહે છે કે જે આદાન ભંડનિક્ષેપણા સમિતિ-રહિત હોય છે તે પ્રાણાદિકનો ઘાત કરનાર હોય છે, માટે નિર્ગ્રંથે સમિતિયુક્ત રહેવુ જોઇએ એ ચોથી ભાવના.

| | |
|---|---|
| १०३५. अहावरा पंचमा भावणाः-आलोइय-पाणभोई से णिग्गंथे, णो अणालोइयपाणभोई; केवली बूया-अणालोइयपाणभोयणभोई से णिग्गंथे पाणाइ अभिहणेज्ज वा जाव उद्दवेज्ज वा । तम्हा आलोइयपाणभोयणभोई से णिग्गंथे, णो अणालोइयपाणभोई त्ति पंचमा भावणा । | પાંચમી ભાવના એ છે કે નિર્ગ્રંથે આહાર પાણી જોઇને વાપરવા. જોયા વિના ન વપરાય. કેવળી કહે છે-જોયા વિના આહાર પાણી વાપરનાર સાધુ પ્રાણાદિકનો ઘાત કરનાર છે. માટે નિર્ગ્રંથે આહાર પાણી જોઈ વાપરવા. જોયા વિના વાપરવા જોઇએ નહિ. એ પાંચમી ભાવના. |
| १०३६. एत्तावता व महव्वए सम्मं काएण फासिए पालिए तीरिए किट्टिते अवट्ठिते आणाए आराहिए यावि भवति । | એ ભાવનાઓથી પ્રથમ મહાવ્રત રૂડી રીતે કાયાએ સ્પર્શિત, પાલિત, પાર પમાડેલું, કીર્તિત, અવસ્થિત અને આજ્ઞા પ્રમાણે આરાધિત થાય છે. એ પહેલું પ્રાણાતિપાત વિરમણ મહાવ્રત છે. |
| १०३७. पढमे भंते महव्वए पाणाइवायाओ वेरमणं । | |
| १०३८. अहावरं दोच्चं महव्वयं पच्चक्खामि-सव्वं मुसावायं वतिदोसं से कोहा वा, लोहा वा, भया वा, हासा वा, णेव सयं मुसं भासेज्जा, नेवन्नेणं मुसं भासावेज्जा, अण्णं पि मुसं भासंतं ण समणुजाणेज्जा, तिविहं तिविहेणं, मणसा वयसा कायसा, तस्स भंते पडिक्कामामि जाव वोसिरामि । | બીજું મહાવ્રત . 'સર્વ મૃષાવાદ રૂપ વચન-દોષોનો ત્યાગ કરૂં છું એટલે કે ક્રોધથી-લોભથી, ભયથી કે હાસ્યથી સ્વય જૂઠું ન બોલે, બીજાને જૂઠું ન બોલાવે, અને જૂઠું બોલતા હોય તેને અનુમોદન ન આપે, ત્રણ કરણ ત્રણ યોગથી મન, વચન, કાયાથી હે ભગવાન ! હુ મૃષાવાદી ભાવથી નિવૃત્ત થાઉં છું, હુ જિંદગી પર્યંત તેનો ત્યાગ કરું છું, નિંદુ છું અને તેવા સ્વભાવને વોસરાવું છુ." |
| १०३९. तस्सिमाओ पंच भावणाओ भवंतिः- | તેની આ પાચ ભાવનાઓ છે- |
| १०४०. तत्थिमा पढमा भावणाः- अणुवीइ भासी से णिग्गंथे, णो अणणुवीइ-भासी; केवली बूया-अणणुवीइभासी से णिग्गथे समावज्जेज्जा मोसं वयणाए । अणुवीइभासी से णिग्गथे, णो अणणुवीइभासी त्ति पढमा भावणा । | (૧)પહેલી ભાવના-મુનિ વિચાર કરી બોલે, વિચાર્યા વિના ન બોલે કેવળી ભગવાન્ કહે છે-વગર વિચાર્યું બોલનાર સાધુ, વચનથી અસત્યને પ્રાપ્ત કરે છે અર્થાત્ મૃષાવાદી થાય છે. તેથી નિર્ગ્રંથ વિચારીને બોલે, વિચાર્યા વિના ન બોલે. એ પહેલી ભાવના |

१०४१. अहावरा दोच्चा भावणाः– कोहं परिजाणाइ से णिग्गथे, णो कोहणे सिया; केवली बूया–कोहप्पत्ते कोही समावदेज्जा मोसं वयणाए । कोह परिजाणाइ से णिग्गंथे, ण य कोहणे सियत्ति दोचा भावणा ।

(૨) બીજી ભાવના– જે ક્રોધને જાણે છે તે મુનિ છે. મુનિ ક્રોધશીલ ન હોય. કેવળી ભગવાન કહે છે ક્રોધવશાત્ ક્રોધી મિથ્યા ભાષણ કરે છે. માટે ક્રોધના સ્વરૂપને સમજે અને ક્રોધી ન થાય. એ બીજી ભાવના.

१०४२. अहावरा तच्चा भावणाः– लोभं परिजाणाइ से णिग्गंथे, णो य लोभणे सिया; केवली बूया-लोभपत्ते लोभी समावदेज्जा मोसं वयणाए । लोभं परिजाणाइ से णिग्गंथे, णो य लोभणए सियत्ति तच्चा भावणा ।

(૩) મુનિ લોભના સ્વરૂપને જાણે અને લોભી ન બને. કેવળી ભગવાનનું કથન છે કે લોભ–વશીભૂત થયેલો લોભી મિથ્યા ભાષણ કરે છે. તેથી મુનિએ લોભનું સ્વરૂપ સમજવું અને લોભી ન બનવું. એ ત્રીજી ભાવના.

१०४३. अहावरा चउत्था भावणाः- भयं परिजाणइ से णिग्गंथे, णो भयभीरुए सिया; केवली बूया–भयपत्ते भीरु समावदेज्जा मोसं वयणाए । भयं परिजाणइ से णिग्गंथे, णो भयभीरु सिया । चउत्था भावणा

(૪) ચોથી ભાવના–સાધુ ભયને સમજે અને ભયના વશીભૂત ન બને કેવળી ભગવાનનું કથન છે કે ભયપ્રાપ્ત–ડરપોક મૃષાવાદી થઇ જાય છે. તેથી મુનિ ભયનુ સ્વરૂપ સમજે અને ભયભીત ન થાય એ ચોથી ભાવના.

१०४४. अहावरा पंचमा भावणाः- हासं परिजाणइ से णिग्गंथे, णो य हास–णए सिया; केवली बूया–हासपत्ते हासी समावदेज्जा मोसं वयणाए । हासं परिजाणइ से णिग्गंथे, णो य हासणिए सियत्ति पंचमा भावणा ।

(૫) પાચમી ભાવના–મુનિ હાસ્યના સ્વરૂપને સમજે અને મશ્કરીખોર ન બને કેવળી ભગવાન્ કહે છે-હાસ્યને વશીભૂત થયેલ મશ્કરીખોર મૃષાવાદને પ્રાપ્ત થાય છે એ કારણથી મુનિએ હાસી કરનાર થવુ ન જોઇએ અને હાસ્યના સ્વરૂપને સમજવુ જોઇએ એ પાચમી ભાવના

१०४५. एत्तावताव महव्वए सम्मं काएण फासिए जाव आणाए आराहिते यावि भवति । दोच्चं भंते महव्वयं, मुसावायाओ वेरमणं ।

આ પાચ ભાવનાઓથી બીજુ મૃષાવાદ વિરમણ મહાવ્રત સમ્યક્ પ્રકારથી કાયાવડે સ્પૃષ્ટ થાય છે યાવત્ તીર્થંકર ભગવાન્‌ની આજ્ઞાનુસાર આરાધિત થાય છે બીજા મહાવ્રતમાં અસત્યનો ત્યાગ કરાય છે

१०४६. अहावरं तच्चं महव्वयं:-पच्चक्खामि सव्व अदिण्णादाणं; से गामे वा णगरे वा अरण्णे वा अप्पं वा वहु वा अणु वा थूल वा चित्तमंतं वा अचित्तमंतं वा णेव सयं अदिण्णं गिण्हेज्जा, णेवण्णेहिं अदिण्णं गेण्हावेज्जा, अण्णंपि अदिण्णं गिण्हंतं ण समणुजाणेज्जा, जावज्जीवाए, जाव वोसिरामि ।

તેના પછી, હે ભગવાન્ ! હું ત્રીજું મહાવ્રત ધારણ કરું છું સમસ્ત અદત્તાદાનનો ત્યાગ કરુ છું. ગામમાં, નગરમાં, અરણ્યમાં, અલ્પ કે બહુ, સૂક્ષ્મ કે સ્થૂલ, સચિત્ત કે અચિત્ત કોઇ પણ અદત્ત વસ્તુ-સ્વયં ગ્રહણ કરીશ નહી. ગ્રહણ કરાવીશ નહિ, ગ્રહણ કરનારને અનુમોદન આપીશ નહિ. જીવનપર્યંત ત્રણ કરણ, ત્રણ યોગથી યાવત્ અદત્તાદાનનો ત્યાગ કરું છું. ત્રીજા મહાવ્રતની પાચ ભાવનાઓ આ છે.

१०४७. तस्सिमाओ पंच भावणाओ भवंति:-

१०४८ तत्थिमा पढमा भावणा-अणुवीइ मिउग्गहजाई से णिग्गंथे, णो अणणुवीइमिउग्गहजाई से णिग्गंथे, केवली बूया--अणणुवीइमितोग्गहजाति से णिग्गंथे अदिण्णं गिण्हेज्जा । अणुवीइ मिउग्गहजाती से णिग्गंथे णो अणणुवीइमितोग्गहजाइ त्ति पढमा भावणा ।

(૧) પહેલી ભાવના-સાધુ વિચારી-વિચારીને પરિમિત અવગ્રહની યાચના કરે, વિચાર્યા વિના પરિમિત અવગ્રહની યાચના ન કરે, કેવળી ભગવાન્ કહે છે કે વિચાર્યા વિના પરિમિત અવગ્રહની યાચના કરનાર મુનિ અદત્તનો ગ્રાહક થાય છે માટે મુનિએ વિચારીને અવગ્રહ-યાચક થવું જોઇએ એ પહેલી ભાવના

१०४९. अहावरा दोच्चा भावणा -अणुण्णविय पाणभोयणभोती से णिग्गंथे, णो अणणुण्णविय पाणभोयणभोई; केवली बूया-अणणूण्णविय पाणभोयणभोई से णिग्गंथे अदिण्णं भुंजेज्जा । तम्हा अणुण्णविय पाणभोयणभोई से णिग्गंथे, णो अणणुण्णविय पाणभोयणभोती त्ति दोच्चा भावणा ।

(૨) બીજી ભાવના- સાધુએ, આચાર્ય આદિની અનુમતિથી આહાર-પાણીનો ઉપભોગ કરવો જોઇએ તેઓની અનુમતિ મેળવ્યા વિના આહાર પાણીનો ઉપભોગ કરવો ન જોઇએ. કેવળી કહે છે-અનુમતિ વિના આહાર પાણી આદિ કરે તો અદત્તાદાનનો ભોગવનાર છે માટે આજ્ઞાપૂર્વક આહાર પાણી કરનાર હોય તે નિર્ગ્રંથ છે

१०५०. अहावरा तच्चा भावणा - णिग्गंथे ण उग्गहंसि उग्गहितंसि एत्तावताव उग्गहणसीलए सिया; केवली बूया-णिग्गंथे णं उग्गहंसि अणुग्गहितंसि एत्तावताव अणोग्गहणसीले अदिण्णं गिण्हेज्जा । णिग्गंथे णं उग्गहं उग्गहंसि एत्तावताव उग्गहणसीलए सिय त्ति तच्चा भावणा ।

(૩) ત્રીજી ભાવના-નિર્ગ્રંથ સાધુ ક્ષેત્ર અને કાળના પ્રમાણપૂર્વક અવગ્રહ ગ્રહણ કરનાર હોય છે. કેવળી ભગવાન કહે છે કે જે સાધુ મર્યાદાપૂર્વક અવગ્રહની યાચના કરતો નથી તે અદત્તાદાનનો સેવન કરનાર છે. માટે પ્રમાણપૂર્વક અવગ્રહનુ ગ્રહણ કરવું એ ત્રીજી ભાવના

| | |
|---|---|
| १०५१. अहावरा चउत्था भावणाः- णिग्गंथे णं उग्गहंसि उग्गहियंसि अभिक्खणं (२) उग्गहणसीलए सिया; केवली वूया–णिग्गंथेणं उग्गहंसि उग्गहियंसि अभिक्खणं (२) अणोग्गहणसीले आदिण्णं गिण्हेज्जा। णिग्गंथे उग्गहंसि उग्गहियसि अभिक्खणं (२) उग्गहणसीलए सिय त्ति चउत्था भावणा। | (૧) ચોથી ભાવના–સાધુ વારંવાર પરિમાણનું ધ્યાન રાખી અવગ્રહ ગ્રહણ કરનારા હોય છે. કેવળી ભગવાન કહે છે, કે નિર્ગ્રંથ વારંવાર પરિમાણનું ધ્યાન ન રાખી અવગ્રહને ગ્રહણ કરે તો તેને અદત્તાદાનનો દોષ લાગશે. માટે જે વારંવાર મર્યાદા બાંધનાર થાય છે તે આ વ્રતની આરાધના કરી શકે છે. |
| १०५२. अहावरा पंचमा भावणाः– अणुवीइ मितोग्गहजाती से णिग्गंथे साहम्मिएसु, णो अणणुवीइ मिउग्गहजाती; केवली वूया–अणणुवीइ मिउग्गहजाती से णिग्गथे साहम्मिएसु अदिण्णं उगिण्हेज्जा। अणुवीइ मितोग्गहजाती से णिग्गंणंथेसाहम्मिएसु, णो अणणुवीइ मितोग्गहजाती। पंचमा भावणा। | (૫) પાંચમી ભાવના– સાધક સાધર્મિક પાસેથી પણ વિચારપૂર્વક પરિમિત અવગ્રહની યાચના કરે. તે નિર્ગ્રંથ છે. કેમ કે કેવળી કહે છે કે તેમ ન કરનાર નિર્ગ્રંથ અદત્ત ગ્રહનાર થઇ જાય. માટે સાધર્મિક પાસેથી પણ વિચારીને પરિમિત અવગ્રહ યાચવો જોઇએ નહિ કે વગર વિચાર્યે અપરિમિત યાચવું. એ પાંચમી ભાવના |
| १०५३. एत्तावताव तच्चे महव्वए सम्मं जाव आणाए आराहिते आवि भवति, तच्चं भंते महव्वयं अदिण्णादाणाओ वेरमणं। | આ પ્રમાણે પાચ ભાવનાઓથી સમ્યગ રૂપથી ત્રીજા મહાવ્રતનું આરાધન થાય છે. ત્રીજા મહાવ્રતમા અદત્તાદાનની સર્વથા ત્યાગ કરાય છે. |
| १०५४. अहावरं चउत्थं महव्वय पच्चक्खामि सव्वं मेहुणं;–से दिव्वं वा माणुसं वा तिरिक्खजोणियं वा, णेव सयं मेहुणं गच्छे, तं चेव अदिण्णादाणवत्तव्वया भाणियव्वा जाव वोसिरामि। | હવે ચોથા મહાવ્રતના વિષયમાં કહે છે–હે ભગવાન! હું દેવ, મનુષ્ય અને તિર્યંચ સબધી સર્વ પ્રકારના મૈથુનનો ત્રણ કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરું છું. શેષ વર્ણન અદત્તાદાનની સમાન જાણવું જોઇએ યાવત્ મૈથુન સ્વભાવથી નિવૃત્ત થાઉ છું. |
| १०५५. तस्सिमाओ पच भावणाओ भवंति- | આ બ્રહ્મચર્ય મહાવ્રતની પાચ ભાવનાઓ છે– |
| १०५६. तत्थिमा पढमा भावणाः– णो निग्गंथे अभिक्खणं (२) इत्थीणं कहं कहइत्तए सिया; केवली वूया–णिग्गंथे | પહેલી ભાવના– મુનિએ વારંવાર સ્ત્રીઓસંબંધી કથા કરવી ન જોઇએ કેવળી ભગવાન્ કહે છે–વારંવાર સ્ત્રીકથા કરવાથી સાધુની શાન્તિમા |

णं अभिक्खणं ( २ ) इत्थीणं कहं कहमाणे संतिभेदा, संतिविभंगा, संतिकेवलिपण्णत्ताओ धम्माओ भंसेज्जा । णो णिग्गंथे अभिक्खणं (२) इत्थीणं कहं कहइत्तए सिय त्ति पढमा भावणा ।

વ્યાઘાત થાય છે, શાંતિભંગ થાય છે અને ફળ એ આવે છે કે તે સાધુ શાંતિથી તથા કેવળી પ્રરૂપિત ધર્મથી ભ્રષ્ટ થઇ જાય છે. એટલે જ સાધુએ પુનઃ પુનઃ સ્ત્રીઓ સંબંધી વાર્તાલાપ કરવો ન જોઇએ. આ પહેલી ભાવના

१०५७. अहावरा दोच्चा भावणाः– णो णिग्गंथे इत्थीणं मणोहराइं इंदियाइं आलोएत्तए णिज्झाइत्तए सिया;केवलो बूया–णिग्गंथे णं इत्थीणं मणोहराइं इंदियाइं आलोएमाणे णिज्झाएमाणे संतिभेया संतिविभंगा जाव धम्माओ भसेज्जा । णो णिग्गथे इत्थीणं मणोहराइं इंदियाइं आलोएत्तए णिज्झाइत्तए सिय त्ति दोच्चा भावणा ।

(૨) બીજી ભાવના–સાધુએ સ્ત્રીઓની મનોહર ઇન્દ્રિયો જોવી ન જોઇએ. ટીકીટીકીને પણ જોવું ન જોઇએ. કેવળી ભગવાનનુ કથન છે કે સ્ત્રીઓની મનોહર ઇન્દ્રિયોને જોનાર તથા તેનો વિચાર કરનાર સાધુ પોતાની શાંતિમાં બાધા કરે છે, શાંતિનો ભગ કરે છે અને શાંતિથી તથા કેવળી–નિરૂપિત ધર્મથી ભ્રષ્ટ થાય છે આ કારણે સાધુ સ્ત્રીઓની મનોહર ઇન્દ્રિયોને ન દેખે અને તેનો વિચાર ન કરે.

१०५८. अहावरा तच्चा भावणाः–णो णिग्गंथे इत्थीणं पुव्वरयाइं पुव्वकीलियाइं सुमरित्तए सिया;केवली बूया-णिग्गंथे ण इत्थीणं पुव्वरयाइं पुव्वकोलियाइं सरमाणे संतिभेया जाव भंसेज्जा । णो णिग्गंथे पुव्वरयाइं पुव्वकीलियाइ सरित्तए सिय त्ति तच्चा भवणा ।

(૩) ત્રીજી ભાવના-- મુનિએ સ્ત્રીઓ સાથે પહેલા કરેલી રતિ-ક્રીડાનું સ્મરણ કરવુ ન જોઇએ કેવળી ભગવાનનું કથન છે કે સ્ત્રીઓ સાથે પહેલા સેવેલ રતિ ક્રીડાનુ સ્મરણ કરનાર સાધુની શાંતિમાં વિક્ષેપ થાય છે યાવત તે ધર્મથી ભ્રષ્ટ થાય છે એટલા માટે નિર્ગ્રંથ મુનિ પૂર્વકૃત રતિ-ક્રીડાનુ સ્મરણ ન કરે આ ત્રીજી ભાવના છે

०५९. अहावरा चउत्था · भावणाः- णातिभत्तपाणभोयणभोई से णिग्गंथे, णो पणीयरसभोयणभोई; केवली बूया–अतिभत्तपाणभोयणभोई से णिग्गंथे पणीयरसभीयणभोई य त्ति संतिभेदा जाव भसेज्जा । णाति भत्तपाण–भोयणभोई से णिग्गंथे, णो पणीय–रसभोयणभोइ त्ति चउत्था भावणा ।

ચોથી ભાવના– સાધુએ અતિમાત્રામા ભોજન પાણીનો ઉપભોગ કરવો ન જોઇએ સર્વજ્ઞ ભગવાનનું કથન છે કે અધિક આહાર–પાણીનુ સેવન કરનાર તથા પૌષ્ટિક તેમજ સરસ ભોજન કરનાર મુનિ પોતાની શાન્તિમાં બાધા પહોચાડે છે. યાવત્ ધર્મથી ભ્રષ્ટ થાય છે તેથી સાધુને અતિમાત્રામાં આહાર–પાણીનુ સેવન કરવુ ન જોઇએ અને પુષ્ટિકર આહારનું સેવન કરવું ન જોઇએ એ ચોથી ભાવના છે

१०६०. अहावरा पंचमा भावणाः—णो णिग्गंथे इत्थीपसुपंडगसंसत्ताइ सयणासणाइं सेवित्तए सिया; केवली बूया—णिग्गंथेणं इत्थीपसुपंडगसंसत्ताइं सयणासणाइं सेवमाणे संतिभेया जाव भंसेज्जा। णो णिग्गंथे इत्थीपसुपंडगसंसत्ताइं सयणासणाइं सेवित्तए सिय त्ति पंचमा भावणा।

પાંચમી ભાવના—મુનિને સ્ત્રી, પશુ, અને પંડક (નપુંસક) ના સંસર્ગવાળા શય્યાસનનું સેવન કરવું ન જોઈએ. સર્વજ્ઞ ભગવાનનું કથન છે કે સ્ત્રી, પશુ, પંડકથી યુકત શય્યાસનનુ સેવન કરનારા મુનિ પોતાની શાંતિનો ભંગ કરે છે. યાવત્ ધર્મથી ભ્રષ્ટ થાય છે. એટલા માટે મુનિએ સ્ત્રી, પશુ, પંડકવાળા શયન-આસનનું સેવન કરવું ન જોઈએ એ પંચમી ભાવના છે.

१०६१. एत्तावयाव चउत्थे महव्वए सम्म काएण जाव आराहिते यावि भवति चउत्थं भंते महव्वयं मेहुणाओ वेरमणं।

આ ભાવનાઓથી ચોથું બ્રહ્મચર્ય મહાવ્રત સમ્યક્રૂપથી કાયા દ્વારા સ્પૃષ્ટ યાવત્ આરાધિત થાય છે. આ મૈથુનવિરમણ રૂપ ચોથું મહાવ્રત છે.

१०६२. अहावर पंचमं भंते महव्वयं सव्वं परिग्गहं पच्चक्खामि; से अप्पं वा वहु वा अणुं वा थूलं वा चित्तमंतं वा अचित्तमंतं वा णेव सयं परिग्गह गिण्हेज्जा, णेवण्णेण परिग्गहं गिण्हाविज्जा, अण्णंपि परिग्गहं गिण्हंतं ण समणुजाणेज्जा जाव वोसिरामि।

१०६३. तस्सिमाओ पंच भावणाओ भवंतिः—

પાંચમું મહાવ્રત—ભગવન! હું સમસ્ત પરિગ્રહનો ત્યાગ કરું છું. પરિગ્રહ જો કે અલ્પ હોય કે ઘણો હોય, સૂક્ષ્મ હોય કે સ્થૂલ હોય, અચિત્ત હોય, કે સચિત્ત હોય,સ્વંય ગ્રહણ કરે નહિ, બીજાને ગ્રહણ કરાવે નહિ અને પરિગ્રહ ગ્રહણ કરનાર અનુમોદન કરે નહિ. હું પરિગ્રહનો ત્રણ કરણ ત્રણયોગથી ત્યાગ કરું છું. પાંચમા મહાવ્રતની પાંચ ભાવનાઓ છે.

१०६४. तत्थिमा पढमा भावणाः—सोयओ णं जीवे मणुण्णामणुण्णाइं सद्दाइं सुणेइ, मणुण्णामणुण्णेहिं सद्देहिं णो सज्जेज्जा, णो रज्जेज्जा, णो गिज्झेज्जा, णो मुज्झेज्जा, णो अज्झोववज्जेज्जा, णो विणिग्घायमावदेज्जा; केवली बूया—णिग्गंथे णं मणुण्णामणुण्णेहिं सद्देहिं सज्जमाणे जाव विणिग्घायमावज्जमाणे संतिभेया संतिविभंगा संति केवलिपण्णत्ताओ धम्माओ भंसेज्जा।

પહેલી ભાવના—જીવ કાનથી મનોજ્ઞ અને અમનોજ્ઞ શબ્દ સાભળે છે પરંતુ તે મનોજ્ઞ અને અમનોજ્ઞ શબ્દોમાં આસકત થવું ન જોઈએ. રાગ કરવો ન જોઈએ, ગૃદ્ધ થવું ન જોઈએ, મોહિત થવુ ન જોઈએ, તલ્લીન રહેવુ ન જોઇએ અને વિવેકનો ત્યાગ કરવો ન જોઈએ. સર્વજ્ઞ ભગવાન કહે છે કે મનોજ્ઞ—અમનોજ્ઞ શબ્દમા આસકિત કરનાર, રાગ કરનાર યાવત વિવેક ભૂલનાર મુનિ પોતાની શાતિને નષ્ટ કરે છે, ભંગ કરે છે અને શાંતિથી તથા કેવળીકથિત ધર્મથી ભ્રષ્ટ થાય છે.

१०६५. ण सक्का ण सोउं सद्दा,
सोयविसयमागता;
रागदोसाउ जे तत्थ,
तं भिक्खू परिवज्जए ॥

કર્ણપટમાં પડતાં શબ્દો સંભળાય નહી તે સંભવ નથી–તે તો સભળાયા વિના રહે નહીં. પરંતુ મુનિ તે શબ્દોમાં રાગદ્વેષનો ત્યાગ કરે.

१०६६. सोयओ जीवो मणुण्णामणुण्णाइं
सद्दाइं सुणेति ० पढमा भावणा ॥

(૧) જીવ કાન દ્વારા મનોજ્ઞ, અમનોજ્ઞ શબ્દ સાભળે છે, તેમાં રાગદ્વેષ ન કરે. તે પહેલી ભાવના.

१०६७. अहावरा दोच्चा भावणाः– चक्खूओ जीवो मणुण्णामणुण्णाइं रूवाइ पासइ, मणुण्णामणुण्णेहिं रूवेहिं णो सज्जेज्जा णो रज्जेज्जा जाव णो विणिग्घायमावज्जेज्जा; केवली बूया– मणुण्णामणुण्णेहिं रूवेहिं सज्जमाणे रज्जमाणे जाव विणिग्घायमावज्जमाणे संतिभेया संतिविभंगा जाव भंसेज्जा ।

(૨) બીજી ભાવના– નેત્રો દ્વારા જીવ મનોજ્ઞ-અમનોજ્ઞ રૂપને દેખે છે, પરંતુ સાધકોએ તે રૂપોમાં આસકત થવું ન જોઇએ, રાગી કે ગૃદ્ધ કે મોહિત કે તલ્લીન થવું ન જોઇએ અને વિવેકનો પરિત્યાગ કરવો ન જોઇએ. સર્વજ્ઞ દેવનું કથન છે કે મનોજ્ઞ-અમનોજ્ઞ રૂપોમાં આસકત થનાર યાવત્ વિવેક ત્યાગનાર સાધુ શાન્તિનો ભંગ કરે છે યાવત્ કેવળી પ્રરૂપિત ધર્મથી ભ્રષ્ટ થાય છે

१०६८. ण सक्का रूवमद्‌ठुं,
चक्खुविसयमागयं;
रागदोसा उ जे तत्थ,
तं भिक्खू परिवज्जए ॥

ચક્ષુ સમક્ષ આવેલ રૂપ ન જોવું તે શકય નથી– તે તો દેખાય જ છે, પરંતુ દેખાતા રૂપમા સાધુએ રાગ–દ્વેષ ધારણ કરવો ન જોઇએ. આ બીજી ભાવના.

१०६९. चक्खूओ जीवो मणुण्णामणुण्णाइं
रुवाइं पासति ० दोच्चा भावणा ।

१०७०. अहावरा तच्चा भावणाः– घाणतो जीवो मणुण्णामणुण्णाइं गंधाइं अग्घायइ; मणुण्णामणुण्णेहिं गंधेहिं णो सज्जेज्जा, णो रज्जेज्जा, जाव णो विणिग्घायमावज्जेज्जा; केवली बूया–मणुण्णामणुण्णेहिं गंधेहिं सज्जमाणे रज्जमाणे जाव विणिग्धायमावज्जमाणे संतिभेदा संतिविभंगा जाव भंसेज्जा ।

(૩) ત્રીજી ભાવના--જીવ નાસિકા દ્વારા મનોજ્ઞ–અમનોજ્ઞ ગંધ ગ્રહણ કરે છે પરન્તુ તે મનોજ્ઞ–અમનોજ્ઞ ગંધમાં આસકત ન થાય, યાવત્ વિવેકનો ત્યાગ ન કરે સર્વજ્ઞ ભગવાનનું કથન છે કે મનોજ્ઞ–અમનોજ્ઞ ગંધમા આસકત થનાર તથા વિવેક ભૂલનાર સાધુ પોતાની શાન્તિનો ભંગ કરે છે યાવત કેવળી પ્રરૂપિત ધર્મથી ભ્રષ્ટ થાય છે

०७१. णो सक्का गंधमग्घाउं,
णासा–विसयमागयं;
रागदोसो उ जे तत्थ,
तं भिक्खू परिवज्जए ॥

ઘ્રાણેન્દ્રિયનો વિષય થયેલ ગંધ ન સૂંઘાય તેવો સભવ નથી, પરંતુ તે ગંધમા રાગદ્વેષથી સાધુએ બચવું જોઇએ–સમભાવ રાખવો જોઇએ.

१०७२. घाणओ जीवो मणुण्णामणुण्णाइं गधाइं अग्घायति० तच्चा भावणा।

ઘ્રાણેન્દ્રિયથી જીવ ગંધ-ગ્રહણ કરે છે તેમાં રાગ દ્વેષ ન કરે આ ત્રીજી ભાવના.

१०७३. अहावरा चउत्था भावणा'-जिब्भाओ जीवो मणुण्णामणुण्णाइं रसाइं अस्सादेति, मणुण्णामणुण्णेहिं रसेहिं णो सज्जेजा, जाव णो विणिग्घाय-मावज्जेजा; केवली बूया-णिग्गथे णं मणुण्णामणुण्णेहिं रसेहिं सज्जमाणे जाव विणिग्घायमावज्जमाणे संति-भेदा जाव भंसेज्जा।

(૪) ચોથી ભાવના-જિહ્વા દ્વારા જીવ મનોજ્ઞ-અમનોજ્ઞ રસનું આસ્વાદન કરે છે. પરંતુ તે મનોજ્ઞ-અમનોજ્ઞ રસમાં આસકિત કરવી ન જોઇએ યાવત્ વિવેકનો ત્યાગ કરવો ન જોઇએ. સર્વજ્ઞ ભગવાનનું કથન છે કે મનોજ્ઞ-અમનોજ્ઞ રસોમાં આસકત એવં વિવેકહીન થનાર સાધુ પોતાની શાંતિનો ભંગ કરે છે. યાવત્ કેવળીભાષિત ધર્મથી ભ્રષ્ટ થાય છે.

१०७४. णो सक्कं रसमणासातु,
जीहाविसयमागयं;
रागदोसा उ जे तत्थ,
ते भिक्खू परिवज्जए ॥

જિહ્વા પર આવેલ રસનું આસ્વાદન ન થાય તે શકય નથી, પરંતુ મુનિએ રસોમાં રાગ દ્વેષ કરવો ન જોઇએ

१०७५. जीहाओ जीवो मणुण्णामणुण्णाइं रसाइं अस्सादेति० चउत्था भावणा।

જીભથી રસનો આસ્વાદન કરે છે છતા તે રસોમા આસકત ન થાય તથા વિવેક ન ત્યાગે આ ચોથી ભાવના.

१०७६. अहावरा पंचमा भावणाः-फासओ-जीवो मणुण्णामणुण्णाइं फासाइं पडिसावेदेति, मणुण्णामणुण्णेहिं फासेहिं णो सज्जेज्जा, णो रज्जेज्जा, णो गिज्झेज्जा, णो मुज्झेज्जा, णो अज्झोववज्जेज्जा, णो विणिग्घा-यमावज्जेज्जा; केवली- बुया-णिग्गंथे णं मणुण्णामणुण्णेहिं फासेहिं सज्जमाणे जाव विणिग्घायमावज्ज-माणे संतिभेदा सातिविभंगा, संतिकेवलिपण्णत्ताओ धम्माओ भंसेज्जा।

પાંચમી ભાવના-કાય-સ્પર્શનેન્દ્રિય દ્વારા જીવ મનોજ્ઞ એવ અમનોજ્ઞ સ્પર્શનો અનુભવ કરે છે, પરન્તુ તે મનોજ્ઞ-અમનોજ્ઞ સ્પર્શમા આસકિત ધરે નહી યાવત્ વિવેકહીન બને નહીં. કેવળી કહે છે, કે મનોજ્ઞ-અમનોજ્ઞ સ્પર્શમાં આસકત એવ વિવેકહીન થનાર સાધુ પોતાની શાતિનો ભગ કરે છે અને ફલસ્વરૂપે શાન્તિથી તથા કેવળીપ્રજ્ઞપ્ત ધર્મથી ચ્યુત થાય છે

१०७७. णो सक्का फासं ण वेदेतु,
फासविसयमागयं,
रागदोसा उ जे तत्थ,
ते भिक्खू परिवज्जए ॥

સ્પર્શનેન્દ્રિયનો વિષય થયેલ સ્પર્શનો અનુભવ ન થાય તે શકય નથી, પરંતુ મુનિએ તે સ્પર્શમા રાગ-દ્વેષ કરવો ન જોઇએ.

१०७८ फासओ जीवो मणुण्णामणुण्णाइं फासाइं पडिसंवेदेति ० पंचमा भावणा ।

સ્પર્શેન્દ્રિયથી જીવ મનોજ્ઞ-અમનોજ્ઞ સ્પર્શનો અનુભવ કરે છે, પરન્તુ તેમાં આસકત ન હોય, યાવત્ વિવેકહીન ન બને. આ પાંચમી ભાવના.

१०७९. एत्तावयाव महव्वते सम्म काएण फासिए पालिए तीरिए किट्टिए अहिट्ठिते आणाए आराहिए यावि भवति । पंचमं भते ! महव्वयं ।

આ ભાવનાઓથી પાચમું મહાવ્રત પૂર્ણ રૂપથી કાયાથી સ્પૃષ્ટ, પાલિત એવં ભગવાનની આજ્ઞાનુસાર આરાધિત હોય છે. ભગવન્ ! આ પાચમું પરિગ્રહ વિરમણ મહાવ્રત છે.

१०८०. इच्चेतेसिं महव्वतेसिं पणवीसाहिं य भावणाहिं संपण्णे अणगारे अहासुयं अहाकप्पं अहामग्गं सम्मं काएण फासित्ता पालित्ता तीरित्ता किट्टित्ता आणाए आराहित्ता यावि भवति ।

આ રીતે પાંચ મહાવ્રત અને પચ્ચીસ ભાવનાઓથી સંપન્ન મુનિ આગમાનુસાર, કલ્પ, માર્ગને યથાર્થ પણે સારી રીતે કાયાથી, સ્પર્શી, પાળી, પાર પહોચાડી, કીર્તિત કરી આજ્ઞાના આરાધક થાય છે.



## અધ્યયન પચ્ચીસમું

# વિ મુ ક્તિ

## ચૂલિકા ચોથી

ચોવીશમાં અધ્યયનમાં પાંચ મહાવ્રત, તેની પચીશ ભાવનાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો. આ અધ્યયનમાં વિમુક્તિ–મોક્ષના સાધન રૂપ સાધનાનો ઉલ્લેખ જોવા મળે છે. મહાવ્રતની સાધના કર્મોથી મુક્ત થવા માટે જ છે. તેથી આ અધ્યયનમાં નિર્જરાના સાધનોનું વિશેષરૂપથી વર્ણન કર્યું છે. આ વર્ણન પાંચ અધિકારોમાં વિભક્ત કરવામાં આવ્યું છે : (૧) અનિત્યત્વ [આવાસ] અધિકાર,[૨] પર્વત–અધિકાર [૩] રૂપ્ય–અધિકાર (૪) ભુજંગત્વગ્–અધિકાર અને [૫] સમુદ્ર–અધિકાર, આ અધિકારોનું સ્પષ્ટીકરણ સૂત્રકારે પોતે જ કરેલ છે. સમસ્ત સાધનાનો ઉદ્દેશ્ય મુક્તિ છે. મુક્તિના બે પ્રકાર છે : (૧) સર્વમુક્તિ અને (૨) દેશમુક્તિ. સામાન્ય સાધુથી લઇને ભવસ્થ કેવળીની દેશ મુક્તિ છે. અને આઠ કર્મનો સર્વથા ક્ષય કરીને નિર્વાણ પદ પ્રાપ્ત કરવું તે સર્વમુક્તિ કહેવાય છે આ બન્ને પ્રકારની મુક્તિ કર્મનિર્જરા દ્વારા જ થાય છે. તેથી નિર્જરાના સાધનોનો ઉલ્લેખ કરતાં સૂત્રકાર ફરમાવે છે.

# અધ્યયન પચ્ચીસમું

## આવાસાધિકાર

१०८१. १—अणिच्चमावासमुवेंति जंतुणो,
पलोयए सुच्च मिदं अणुत्तरं ।
विऊसिरे विन्नु अगारबंधणं,
अभीरु आरंभपरिग्गहं चए ॥

સંસારના પ્રાણીઓને અનિત્ય આવાસ (શરીર પર્યાય-આદિ)ની જ પ્રાપ્તિ થાય છે. આવા પ્રકારનું તીર્થંકર ભગવાનનું ઉત્કૃષ્ટ પ્રવચન સાંભળી વિચારવું જોઈએ. વિચારીને જ્ઞાનવાન પુરુષે નિર્ભય થઈને ગૃહ સંબંધી બંધનો તથા આરંભ-પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ. ॥૧॥

## પર્વતાધિકાર

१०८२. २—तहागयं भिक्खुमणंतसंजयं,
अणेलिस विन्नु चरंतमेसणं ।
तुदंति वायाहिं अभिद्दवं णरा,
सरेहि संगामगयं व कुंजरं ॥

ગૃહ ધન તેમજ આરંભ પરિગ્રહનો ત્યાગી, સયમવાન, અનુપમ જ્ઞાનવાન તથા નિર્દોષ આહાર આદિની એષણા કરનાર મુનિને કોઈ કોઇ મિથ્યાદષ્ટિ પાપીજન અયોગ્ય વચન કહીને પીડા પહોંચાડે છે, જેમ રણભૂમિમાં અગ્રેસર થનાર હાથીને શત્રુસેના પીડા આપે છે. ॥૨॥

१०८३. ३—तहप्पगारेहिं जणेहिं हीलिए,
ससद्दफासा फरुसा उदीरिया ।
तितिक्खए णाणि अदुट्ठचेतसा,
गिरिव्व वातेण ण संपवेवए ॥

અસંસ્કૃત તેમજ અસભ્ય પુરુષો દ્વારા કઠોર શબ્દોથી તથા અનુકૂલ-પ્રતિકૂલ સ્પર્શોથી પીડિત થયેલા જ્ઞાનયુક્ત સંતો પરીષહ-ઉપસર્ગોને શાતિ પૂર્વક-નિર્વિકાર ચિત્તથી સહન કરે છે. જેમ વાયુના પ્રબળ વેગથી પર્વત કંપાયમાન થતો નથી, તેમ સયમશીલ મુનિરાજો-પાપી-જનોનાં દુર્વ્યવહારથી વિચલિત થતા નથી. પરંતુ સંયમમાં દૃઢ રહે છે. ॥૩॥

## રૂપ્યાધિકાર

१०८४. ४—उवेहमाणे कुसलेहिं संवसे,
अक्कंतदुक्खा तस थावरा दुही ।
अलूसए सव्वसहे महामुणी,
तहाहि से सुस्समणे समाहिए ॥

અજ્ઞાનીજનો દ્વારા દેવાતા કષ્ટોને સમભાવપૂર્વક સહન કરતા મુનિ ગીતાર્થ સાધુઓની સાથે નિવાસ કરે. અને ત્રસ-સ્થાવર બધા પ્રાણીઓને દુઃખ અપ્રિય છે, એમ જાણીને કોઇ જીવોને સંતાપ ન પહોચાડે. બધું જ સહન કરે. આવું કરનાર મુનિને જ સુશ્રમણ કહેલ છે ॥૪॥

०८५. ५—विदू णते धम्मपयं अणुत्तरं.
विणीयतण्हस्स मुणिस्स ज्झायओ ।
समाहियस्सऽग्गिसिहा व तेयसा,
तवो य पण्णा य जसो य वड्ढति ॥

અવસરના જાણકાર, ઉત્તમ ક્ષમાદિ દશ ધર્મો પ્રતિ વિનમ્ર, તૃષ્ણાના ત્યાગી, ધર્મધ્યાની, હમેશા સાવધાન રહેનાર, તપસ્તેજથી અગ્નિ શિખા સમાન તેજસ્વી મુનિના તપ, બુદ્ધિ અને યશની વૃદ્ધિ થાય છે ॥૫॥

१०८६. ६–दिसोदिसिं णंतजिणेण ताइणा,
महव्वदा खेमपदा पवेदिता, ।
महागुरू णिस्सयरा उदीरिता,
तमं व तेऊ तिदिसं पगासया ॥

પ્રાણી માત્રના રક્ષક અનન્ત જિનેશ્વર ભગવતોએ સર્વ દિશાઓમા સ્થિત જીવોની રક્ષાના સ્થાનરૂપ મહાવ્રતોની પ્રરૂપણા કરી છે. તે મહાવ્રતો ઘણા કઠિન છે. [ કાયર જનો તેનું પાલન કરી શકતા નથી) છતાં કર્મોનો નાશ કરનારા છે. જેમ પ્રકાશ અંધકારને નાશ કરે છે તેમ આ મહાવ્રત ઊર્ધ્વદિશા, અધોદિશા તથા તિચ્છીં દિશાને પ્રકાશિત કરે છે. ॥૬॥

१०८७. ७–सितेहिं भिक्खू असितो परिव्वए,
असज्जमित्थीसु चएज्ज पूअणं ।
अणिस्सिओ लोगमिणं तहा परं,
ण मिज्जती कामगुणेहिं पंडिए ॥

સાધુને કર્મપાશથી બંધાયેલા તથા રાગ–દ્વેષના બંધનમાં બંધાયેલા લોકો સાથે સંસર્ગ રાખવો ન જોઈએ. સ્ત્રીઓમા આસકત થવું ન જોઈએ અને પૂજા–પ્રતિષ્ઠાની કામના કરવી ન જોઈએ. પંડિત આ લોક પરલોકની કામના તથા શબ્દાદિ વિષયમાં ફસાયા વિના કટુવિપાકના જાણકાર થઈને વિચરે છે ॥૭॥

१०८८. ८–तिहा विमुक्कस्स परिण्णचारिणो,
धितीमतो दुक्खखमस्स भिक्खुणो ।
विसुज्झए जंसि मलं पुरेकडं,
समीरियं रुप्पमलं व जोइणो ॥

સમસ્ત બંધનોથી મુકત, વિવેકપૂર્વક પ્રવૃત્તિ કરનાર, ધૈર્યવાન તથા દુઃખ સહન કરવામાં સમર્થ મુનિરાજોના પૂર્વ કાલમા સંચિત કર્મરૂપ મલ દૂર થાય છે, જેમ આગમાં તપાવેલ ચાંદીનો મેલ દૂર થાય છે. ॥૮॥

## ભુજંગત્વાધિકાર

१०८९. ९–से हु प्परिण्णासमयंमि वट्टइ,
णिरासंसे उवरयमेहुणे चरे ।
भुजंगमे जुण्णतयं जहा जहे,
विमुच्चती से दुहसेज्ज माहणे ॥

મૂળ અને ઉત્તર ગુણોના ધારક મુનિ સદ્બુદ્ધિથી યુકત થઈને ક્રિયા કરે છે, આ લોક પરલોક સંબંધી કામના તથા મૈથુનથી ઉપરત થાય છે જેમ સર્પ જૂની કાચળીનો ત્યાગ કરે છે, તેમ મુનિ દુઃખશય્યા (નરકાદિ ગતિઓ) થી મુકત થાય છે ॥૯॥

## સમુદ્રાધિકાર

१०९०. १०–जमाहु ओहं सलिलं अपारगं,
महासमुद्दं व भुयाहि दुत्तरं ।
अहे य णं परिजाणाहि पंडिए,
से हु मुणी अंतकडे त्ति वुच्चइ ॥

ભુજાઓથી પાર ન કરી શકાય તેવા મહાસમુદ્રની સમાન સંસાર કહેલ છે જ્ઞાની તે સંસારને જ્ઞપરિજ્ઞાથી જાણી પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગી દે તેવા જ્ઞાની મુનિ જ કર્મોનો અંત કરનાર કહેવાય છે ॥ ૧૦ ॥